# ગ્રંથાવલોકન

*

મોટા માણસોનાં મન: લેખક : મુકુલભાઈ કલાર્થી; પ્રકાશક : ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪; મૂલ્ય : નવ આના

વિભૂતિઓ અને વ્યક્તિ વિશેષના, તેમની અનન્ય ઉદારતાનું મંગળ દર્શન કરાવતા પચાસ પ્રેરક પ્રસંગોની આ પુસ્તિકા તેની સરળ લખાવટ ને તેમાં રહેલ બોધક ધ્વનિને કારણે ઓછું ભણેલા પ્રૌઢો ને બાળકોને વિશેષ રુચિકર થઈ પડશે

શ્રી ગુરુદયાલ મલ્લિકજીએ પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ આ ચોપડી 'એક ચારિત્ર્ય ઘડતર માટેની ચોપડી છે.'

દરબાર ગોપાળદાસ સ્મારક ગ્રંથ: સંપાદક અને લેખક : રામભાઈ કાશીભાઈ પટેલ, પ્રકાશક : દરબાર સ્મારક સમિતિ, વસો, મૂલ્ય ત્રણ રૂપિયા

એક આદર્શ ત્યાગી રાજવી તરીકે સ્વ૦ દરબાર ગોપાળદાસને ગૂજરાત-સૌરાષ્ટ્ર વર્ષોથી પિછાને છે

ત્યાગી સાથે તે કેટલા સ્વમાની, નીડર, નિસ્પૃહી અને નિરભિમાની ને મરણ હતા તે આ ગ્રંથમાં આલેખેલા ચારિત્ર્ય પરથી જાણવા મળે છે અને તે સૌ કોઈને ઉચ્ચ ને ત્યાગી જીવનની પ્રેરણા આપે તેવું છે—આમ છતાં શ્રી કાકાસાહેબ કાલેલકરે યોગ્ય જ કહ્યું છે 'એમનું પ્રેરણાદાયી જીવન કેક નવેસરથી લખે, અને આશાદાયી પૂર્વાર્ધ સાથે ઉજ્જવળ ઉત્તરાર્ધ જોડી દઈ એને પરિપૂર્ણ કરે કેમ કે એ ગૂજરાતનો એક અભિમાનાસ્પદ વારસો છે અનેક પેઢીઓ એમાંથી પ્રેરણા મેળવશે'

સાથે જાણીતા નેતાઓએ દરબાર વિશે લખેલા લેખો પણ આપ્યા છે

ક્રાઉન આઠ પેજી સાઈઝના લગભગ દોઢસો પાનાનો આ સચિત્ર ગ્રંથ સૌને પરવડે એટલો સસ્તો છે

(નિર્વૈરતાનું શિક્ષણ પૃ૦ ૪૮નું ચાલુ)

છે, બુદ્ધનો અનુભવ પાકો છે બુદ્ધે કોઈ નવી વાત નથી કરી પરંતુ એ વાત એમણે જેટલા નિશ્ચયથી દુનિયા સામે મૂકી, કદાચ જ એટલા નિશ્ચયથી કોઈએ તે અગાઉ કહી હશે વેરથી વેર મરતુ નથી એ હકીકત બુદ્ધના અનુભવથી સ્થિર થઈ ગઈ છે

એમની એ વાતને એક વિચાર તરીકે માની લેવામાં આવી પણ એનો આખા સમાજમાં પ્રયોગ કેવી રીતે કરી શકાય, આપણી રાજદ્વારી, સામાજિક, કૌટુમ્બિક સમસ્યાઓ એને કેવી રીતે અહિંસાથી દૂર કરી શકાય એ હવે વિચારવાનું છે અવેરને કેમ અમલમાં મૂકવુ એ હવે જોવાનુ છે વચ્ચે વચ્ચે અગ્નિને પાણીથી ક્રોધને શાંતિથી વેરને અવેરથી દૂર કરવાના પ્રયોગ થયા છે પણ એ બધા વ્યક્તિગત અનુભવ હતા એનો અમલ સમાજમાં કેવી રીતે કરી શકાય—એની ખબર ન હતી વિજ્ઞાનના પ્રયોગો પ્રથમ નાની પ્રયોગશાળામાં કરવામાં આવે છે, અને ત્યાં એક ચોક્કસ સિદ્ધાંત નક્કી થાય છે પછી તેને વ્યાપકપણે કેમ અમલમાં મૂકી શકાય તે જોવાય છે એ જ રીતે અવેર, અહિંસાનો પ્રયોગ બુદ્ધ વગેરેના જીવનની નાની પ્રયોગશાળામાં સિદ્ધ થઈ ચૂક્યો હતો એ જ હમણાં નજીકના સમયમાં થયો ગાંધીજીએ અહિંસક રીતે સ્વરાજ પ્રાપ્ત કરવાનો પ્રયોગ કર્યો અને એમાં સફળ પણ થયા હવે સ્વરાજ પછી આપણે જે નવી સમાજ રચના કરવાની છે, તે કઈ રીતે કરવી તે પર વિચારવું જોઈએ

# બાપુનો પત્ર



સાબરમતી જેલ ૧૬-૩-'૨૨

ચિ. જમનાલાલજી,

જેમ હું સત્યની શોધ કરતો જાઉં છું, તેમ મને ભાસે છે કે તેમાં બધું આવી જાય છે. અહિંસામાં તે નથી પણ તેમાં અહિંસા છે, એમ ઘણી વેળા ભાસે છે. નિર્મળ અંતઃકરણને જે સમે જે લાગે તે સત્ય. તેને વળગતાં શુદ્ધ સત્ય મળી આવે છે. તેમાં ક્યાયે ધર્મસંકટ પણ નથી જોતો પણ અહિંસા કોને કહેવી એનો નિર્ણય કરતાં ઘણી વેળા મુસીબત આવે છે. જંતુનાશક પાણીનો ઉપયોગ એ પણ હિંસા છે. હિંસામય જગતમાં અહિંસામય થઈને રહેવાનું રહ્યું તે તો સત્યને વળગવાથી જ થાય. તેથી હુ તો સત્યમાંથી અહિંસા ઘટાવી શકું છું. સત્યમાંથી પ્રેમ મળે છે. સત્યમાંથી મૃદુતા મળે છે સત્યવાદી, સત્યાગ્રહી તદ્દન નમ્ર હોવો જોઈએ. તેનું સત્ય જેમ વધે તેમ તે નમતો જાય. આ હુ ક્ષણે ક્ષણે અનુભવી રહ્યો છું મને અત્યારે સત્યનો જેટલો ખ્યાલ છે તેટલો-વર્ષો પહેલા ન હતો અને અત્યારે તો મારી અલ્પતા મને લાગે છે, તેટલી એક વર્ષ પહેલા નહોતી લાગતી.

બ્રહ્મ સત્યં, જગન્મિથ્યા એ વાક્યનો ચમત્કાર દિવસે દિવસે વધતો જતો લાગે છે.

તેથી આપણે હમેશાં ધીરજ રાખવી. ધીરજ રાખતાં આપણામાંથી કઠોરતા જશે. તે જતાં આપણામાં સહિષ્ણુતા વધશે આપણી ભૂલો આપણને પહાડ જેવડી લાગશે ને જગતની રાઈ જેવડી લાગશે શરીરની સ્થિતિ અહંકારને લઈને સંભવે છે શરીરનો આત્યંતિક નાશ જેનામાં થયો છે એ તો સત્યની મૂર્તિ થઈ રહે છે. એને બ્રહ્મ કહેવામાયે બાધ ન હોય. તેથી જ ઈશ્વરનું રૂડું નામ તો દાસાનુદાસ છે. -

સ્ત્રી-પુત્ર, મિત્ર, પરિગ્રહ બધું એ સત્યને આધીન હોવું જોઈએ. સત્યને શોધતા તે બધાનો સર્વથા ત્યાગ કરવા તત્પર રહીએ તો જ સત્યાગ્રહી થવાય

આ ધર્મનું પાલન પ્રમાણમાં સહજ થાય એવા હેતુથી હું આ પ્રવૃત્તિમા પડ્યો છુ. ને તમારા જેવાને હોમતા અચકાતો નથી તેનું બાહ્ય સ્વરૂપ હિન્દ સ્વરાજ છે તેનું ખરું સ્વરૂપ તે વ્યક્તિનું સ્વરાજ છે. હજુ પણ એક એવો શુદ્ધ સત્યાગ્રહી નથી પાક્યો તેથી ઢીલ થાય છે. પણ તેથી ગભરાવાનું કારણ નથી. તે તો વધારે પ્રયત્નનું કારણ છે. તમે પાંચમાં પુત્ર તો થયા જ છો. પણ હું લાયક બનવા પ્રયત્ન કરી રહ્યો છું. દત્તક લેનારની ઉપર જવાબદારી કંઈ જેવી તેવી નથી ઈશ્વર મને સહાય થાઓ ને હું તેવો લાયક આ જન્મે જ બનુ

—બાપુના આશીર્વાદ

# ગાંધીજીનો વિનોદ

લલ્લુભાઈ મકનજી

### અરે મને શીંગડાં ઊગ્યાં!

ખોરાક સંબંધી અનેક પ્રકારના પ્રયોગો કરવામાં ગાંધીજીને બહુ રસ હતો. અને કોઈ એવા પ્રયોગો કરતું હોય તો તેનું પરિણામ જાણવાને પણ તેઓ આતુર રહેતા.

એક વાર ગાંધીજીને ખબર પડી કે મદ્રાસ પ્રાંતમાં કોઈ ભાઈ કાચા અન્નનો વર્ષોથી પ્રયોગ કરે છે. તેથી તેમના પ્રયોગ અને અનુભવ વિષે જાણવાને માટે તેમને આશ્રમમાં બોલાવ્યા.

ગાંધીજી તેમની વાતો મૂગા મૂગા સાંભળી રહ્યા હતા. તે ભાઈએ કાચા અન્નની ખોરાક તરીકે બહુ પ્રશંસા કરી અને દૂધને ત્યાજ્ય ગણ્યું. તે એટલે સુધી કહેવા તૈયાર થયા કે દૂધ ખાવાથી મનુષ્યની બુદ્ધિ પણ પશુઓના જેવી જ થઈ જાય છે.

દલીલની ગાડી પાટા પરથી સરી જતી જોઈ ગાંધીજી પોતાના હાથની આંગળી માથા પર મૂકી શીંગડાં જેવો દેખાવ કરી બોલ્યા: 'અરે! જુઓ, જુઓ, મને પણ શીંગડાં ઊગવા લાગ્યાં.'

બકરીનું દૂધ એ ગાંધીજીનો ખાસ ખોરાક એટલે સાંભળનારા હસી પડ્યા અને પેલા ભાઈ પણ પોતાનો વિચારદોષ જોઈ વધુ દલીલ કરતા અટકી ગયા.

*

### મારા કાન લાંબા હશે?

ફ્રાન્સના એક સુપ્રસિદ્ધ કાર્ટૂનિસ્ટ હિન્દમાં આવ્યા હતા. હિન્દમાં ગાંધીજીને મળ્યા પછી તેમનું એક મરમ ઠઠ્ઠાચિત્ર તેમણે દોર્યું.

પશ્ચિમ વિશ્વવિદ્યાલયના એક પ્રોફેસરે તે ચિત્ર ગાંધીજીને જોવા આપ્યું હતું. કાર્ટૂનીસ્ટની કળા જોઈ ગાંધીજીને આનંદ થયો. ધારી ધારી તે ચિત્ર જોયા પછી આશ્ચર્ય વ્યક્ત કરતા ગાંધીજી બોલ્યા: 'ચિત્ર તો સારું છે પણ મારા કાન કેમ આટલા લાંબા દોર્યા છે?'

પ્રોફેસર—કારણ કે આપના કાન એવા જ છે.

ગાંધીજી—(હસીને) હું તો અરીસામાં જોતો જ નથી તેથી મારા કાન આટલા લાંબા છે તેની મને ખબર નથી.

*

### કન્યા અંતે ભાગી ગઈ!

ગાંધીજી એક વાર શાંતિનિકેતનની મુલાકાતે ગયા હતા ત્યારે ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરે તેમના સ્વાગતની ભવ્ય તૈયારી કરી હતી. શાંતિનિકેતન એટલે કળાનું પરમ ધામ. સ્વાગતની બધી જ રચનામાં શાંતિનિકેતનની કળા ઊપસી આવતી હતી. ગાંધીજીને જે ઓરડામાં ઉતારો આપવાનો હતો તે ઓરડો વિવિધ પ્રકારનાં પુષ્પો અને કલામય વસ્તુઓથી સુંદર રીતે શણગારવામાં આવ્યો હતો. ગાંધીજીને તો એવા શણગારની કલ્પના પણ ન હતી. તેમને તો આશ્રમની ઢબનો એક સાદો ઓરડો પૂરતો હતો. જ્યારે ગુરુદેવ ટાગોર તેમને ઉતારવાના ઓરડામાં લઈ ગયા ત્યારે ઓરડામાં પેસતાં જ આ બધો કલામય શણગાર જોઈ ગાંધીજી હસી પડ્યા.

તે બોલી ઊઠ્યા: અરે! આ બધું શું છે? આ કન્યાના મંડપમાં મને ક્યાં લાવો છો?

ગુરુદેવ ટાગોર પણ વિનોદમાં ભળ્યા. તે બોલ્યા: 'તમે કવિના ધામમાં પધાર્યા છો એટલું યાદ રાખવું જોઈએ.'

ગાંધીજી વિનોદમાં પાછા પડે એવા ન હતા. તેમણે પૂછ્યું: 'ઠીક ત્યારે કન્યા ક્યાં છે?'

સ્વાગતમાં હાજર રહેલી બહેનો મંદ મંદ હસી રહી હતી. પણ ટાગોરે જવાબ આપ્યો: 'અમારા હૃદયની સદૈવ તારુણ્યવતી રાણી શાંતિનિકેતન તમને આવકારે છે.'

આ જવાબથી ગાંધીજી વધુ ખીલ્યા: 'મારા જેવા ગરીબ બુઢ્ઢા અને બોખા આદમીને એક વાર જોયા પછી તે ભાગ્યે જ બીજી વાર જોશે.'

'ના, ના.' ટાગોર બોલી ઊઠ્યા. 'અમારી રાણી તો સત્યની પૂજારણ છે અને આટલાં વર્ષોથી તે એકધારી રીતે સત્યને જ પૂજતી આવી છે.'

ગાંધીજી—'એમ! ત્યારે મારા જેવા બોખા અને બુઢ્ઢા આદમીને પણ સ્થાન છે ખરુ!'

આવા વિનોદી વાર્તાલાપ પછી ટાગોરે ગાંધીજીની વિદાય લીધી. ગાંધીજીએ શણગારની કેટલીક વસ્તુઓ અસેડીને ખૂણામાં મુકાવી દીધી. ત્યા રેંટિયો અને બીજી સામગ્રી આવી ગઈ. પથારી પણ તે ઓરડામાથી બહુ ૨ કઢ વી અને હમેશ મુજબ ખુલ્લા આકાશ નીચે સૂતા.

બીજે દિવસે કવિવર ગાંધીજીને મળવા આવ્યા. ઓરડાની દશા જોઇ તેમણે વિનોદની ધારા ચાલુ કરી; 'અરે! રામ, રામ કન્યાનો મંડપ તો દેખાતો પણ નથી. વર તો બેઠેલા છે પણ કન્યા બિચારી ભાગી ગઈ કે શું?'

ગાંધીજી—(ગુરુદેવને આવકાર આપવા ઊભા થઇને) 'મે પહેલેથી જ ચેતવણી નહોતી આપી કે કન્યા આ બોખા બુઢ્ઢાની દરકારે નહિ રાખે?'

બ ને વૃદ્ધ મહાપુરુષોના અટ્ટહાસ્યથી શાંત નિકેતન ગુંજી રહ્યું હતુ.

*

દયા

ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમમાં દારૂબધીને મહત્ત્વનું સ્થાન આપ્યુ હતુ દારૂતાડીનાં પીઠાઓ બંધ કરવા માટે પિકેટીંગનો કાર્યક્રમ પણ અમલમા મૂક્યો હતો 'મને જો લીબુ ઉછાળ સમય માટે રાજ મળે તો પહેલો કાયદો દારૂબધીનો જ કરુ ' એવું તેઓ કહેતા. તે તેમની દારૂના વિનાશમાંથી પ્રજાને બચાવી લેવાની તાલાવેલી બતાવે છે

પણ પરદેશમાં દારૂ પીવાની સભ્યતા મનાય છે ત્યાં ગાંધીજીનું દારૂ બધ કરવાનું કડક વલણ અને દારૂબધીની હિલચાલનું ખરુ સ્વરૂપ ન સમજાયું હોય એમ સંભવે. ગોળમેજી પરિષદ વેળા તેઓ ઓક્સફર્ડની મુલાકાતે ગયા હતા ત્યારે એક વિદ્યાર્થીએ પૂછ્યું: દારૂ પીનારાઓ પ્રત્યે તમે આટલા બધા નિર્દય કેમ થાઓ છો?'

ગાંધીજી—એ બદીની ખરાબ અસરના ભોગ થઈ પડેલાઓ પ્રત્યે મને દયા છે તેથી.

આવો ટૂંકો અને ટચ છતાં વિનોદી જવાબ સાંભળી વિદ્યાર્થીઓ પ્રસન્ન થયા.

*

તમે મિજાજ ગુમાવો છો?'

ઇગ્લેંડમાં ગાંધીજી એટલા બધા કામમાં રહેતા કે માંડ બે કલાક રાત્રે તેમને ઉંઘવાના મળતા કામમાં તેઓ દટાઈ રહેતા છતાં તેમના મુખ પરની પ્રસન્નતા જરાયે ઓછી ન થતી તેથી ઘણા લોકોને આશ્ચર્ય થતું. એકવાર એક દંપતિ તેમની મુલાકાતે આવ્યું. કુતૂહલભરી નિખાલસતાથી સ્ત્રીએ પૂછ્યું: 'મિ૦ ગાંધી! તમ રો મિજાજ કોઈ વાર જાય છે ખરો?'

ગાંધીજી—મારી પત્નીને પૂછો તે તમને કહેશે કે દુનિયા જોડે હું બહુ સારી રીતે વર્તુ છું પણ એકલી એની સાથે જ નહિ!

સ્ત્રી—મારા પતિ તો મારી સાથે બહુ જ સારી રીતે વર્તે છે.

ગાધીજી—ત્યારે તો મારી ખાત્રી છે કે તમે એમને ભારે લાંચ આપી હશે.

*

શાણપણ પાછળથી આવ્યું!

દક્ષિણમાં હરિજનયાત્રા વેળા ગાંધીજીને એક બહેન ઘરેણાંનો ભેટ આપવા પોતાને ત્યાં બોલાવી ગયાં હતાં. ત્યાંથી પાછા વળતાં પાડોશની બીજી બહેને પણ પોતાની સોનાની બંગડીઓ ગાધીજીના હાથમાં મૂકી ત્યારે બહેનના પતિને ઉદ્દેશીને ગાંધીજી બોલ્યા, 'તમને ખબર છે ને કે તમારી પત્નીએ એની બધી બંગડીઓ મને આપી છે. તેણે તમારી સંમતિ લીધી છે?'

પતિ—હા, મારી સંમતિ લીધી છે. પણ એની મરજીની વાત છે. ઘરેણાં એનાં છે, એને ના પાડવાની મને સત્તા નથી

ગાંધીજી—બધા પતિ આટલા શાણા નથી હોતા તમને કેટલાં વરસ થયાં?

પતિ—ત્રીસ.

ગાધીજી—તમારી ઉમરે મારામાં એટલું શાણપણ ન હતું. મને શાણપણ પાછળથી આવ્યું. આ સાંભળતાં જ આખી મંડળી ખડખડાટ હસી પડી.

ચીની ફિલ્સૂફ કનફ્યુશિયસને તેના એક શિષ્યે પૂછ્યુ 'શ્રેષ્ઠ શાસન કોને કહેવુ ?'

'પ્રભાવશાળી સરકાર'

'એ કેવી રીતે બને ?'

'પૂરતુ અનાજ, અસ્ત્ર શસ્ત્ર અને જનતાનો વિશ્વાસ પ્રાપ્ત કરી શકે તે સરકાર પ્રભાવશાળી બને'

'ધારો કે ત્રણે ચીજમાથી એકાદને છોડવી પડે તો કોને છોડવી?'

'અસ્ત્ર શસ્ત્ર'

'એવુ પણ બને કે બાકી રહેલી બેમાથી એકાદને છોડવી પડે તો કોને છોડવી?'

'અનાજ'

કેમ? અનાજ શા માટે?'

'મૃત્યુ અનતકાળથી માણસનો આહાર કરતુ આવ્યુ છે જો અનાજ નહી હોય તો થોડા લોકો મૃત્યુના મોઢામા હશે'

'પણ ત્રીજી ચીજ પણ નહી હોય તો?'

'તો તો સર્વનાશ જ થાય જનતાનો વિશ્વાસ ન મેળવી શકે તે સરકાર ટકી જ ન શકે'

સુશાસનથી શુ થાય?

'શાસન સારુ હશે તો જનતા સુખી થશે અને જે દૂર છે તે નિકટ આવશે'

'અને—'

'અને બીજા લોકો પોતાના બાળકો પીઠ પર લઈને તે રાજ્યમા આવશે એમના આગમનથી રાજ્યથી શક્તિ વધશે'

શાસનના ઉદ્દેશ શો હોય?'

'જનતાનુ કલ્યાણ કરવુ જનતાને સમૃદ્ધ કરવી જનતા સાધ્ય છે, સાધન નથી. રાજ્ય જનતા માટે છે જનતા રાજ્ય માટે નથી શિક્ષણ, સદ્ગુણ અને આશ્રમમા રાજા તથા પ્રજાના ભેદભાવ મટી જાય છે'

માણસ ક્યારે સારો શાસક બની શકે?'

'કોઈ પણ માણસ જ્યા સુધી વડીલ તરીકે પોતાના કુટુબ પર અધિકાર સ્થાપી સરસ કારભાર કરી શકવાની યોગ્યતા નથી મેળવતો ત્યા સુધી તે સારો શિક્ષક અથવા સારો શાસક થઈ શકતો નથી'

'કાયદામા દડની વ્યવસ્થા કેવી રીતે કરવી?'

'જનતા કેવળ કાયદા પર નભતી નથી'

'કારણ?

'કાયદા દ્વારા દડનીતિથી જો તમે રાજ્યમા—જનતામા—શાતિ સ્થાપવા માગશો તો આદર્શ ને નીતિને નેવે મૂકી એ દડમાથી કઈ રીત છટકી જવાય તેના માર્ગો લોકો શોધશે અને પ્રયોજશે તથા દડ દ્વારા શાસક શાન્તિ સ્થાપવા માગે છે તેને નિષ્ફળ બનાવશે

'તો પછી શુ કરવુ જોઈએ?

'સદ્ગુણોથી જનતાનુ નેતૃત્વ લેવુ જોઈએ જનતા તમારો આભાર માનશે અને એ સ્વય પોતે સુધરશે, તમારે તેને દડ દેવાની જરૂર જ નહી રહે

'અશિક્ષિત ગુનેગારને ફાસીની સજા દેવી એ અત્યાચાર છે કેમ કે તે અજ્ઞાની છે અજ્ઞાનીને ભાન નથી હોતુ કે તે જે કઈ કરે છે તે સરુ છે કે ખોટુ છે એ જે કઈ ગુના કરે છે તેને માટે જવાબદાર તો જેણે તેને અજ્ઞાની, મૂર્ખ રાખ્યો તે જ છે અલબત્ત જે જ્ઞાની છે અને છતા તે જાણીબૂઝીને ગુનો કરે છે તેને યોગ્ય સજા કરવી જોઈએ કપટ એ માણસનો મોટામા મોટો અપરાધ છે'

'સદ્ગુણ એટલે શુ?

'માનવ પ્રેમ.'

'જ્ઞાન એટલે?'

માણસને ઓળખવો તે'

'જનતા માટે પ્રથમ કાર્ય કયુ કરવુ?'

'તેને શ્રીમત બનાવો'

'સજ્જન કોણ છે?'

'જરૂર પડયે જે ઉપયોગમા આવે છે

-સહાયરૂપ થાય છે, પરંતુ શ્રીમંતને વિશેષ શ્રીમંત નથી બનાવતો તે.'

'શાસન કોને માટે કરવું જોઈએ?'

'જનતા માટે, સુરાજ્ય માટે દારિદ્રય અને દુર્બોધતા શરમજનક છે'

'જનતા પર રાજ્ય કરવુ મુશ્કેલ શાથી છે?'

'જનતા ઘણુખરું જાણે છે એટલે'

'રાજ્યનું મુખ્ય અંગ કયું?'

'જનતા.'

'કેમ?'

'જનતાનું કલ્યાણ એ જ રાજ્યનો મહાન ઉદ્દેશ છે.'

—રતિલાલ-અનિલ

*

અરબસ્તાનનાં મુસ્લિમોએ દુશ્મનના શહેર પર ઘેરો નાખ્યો હતો એવામાં અચાનક એક દિવસ કિલ્લાનાં બારણા ઊઘડી ગયાં ઘેરો નાખીને પડેલા સિપાહીઓ વિચારમાં પડી ગયા કે એકાએક કિલ્લાના બારણાં કેમ ઉઘડી ગયા? શહેરમા પણ શાંતિ જણાતી હતી અને લોકો પણ કામધંધે લાગ્યા હતા.

સિપાહીઓએ પૂછપરછ કરી તો જાણવા મળ્યું કે અમુક શરતે સુલેહ થઈ છે સિપાહીઓ તો આશ્ચર્યમા પડી ગયા સુલેહ કોણે કરી? આખરે ખબર પડી કે એ લોકોના એક ગુલામે એ લોકોને કહ્યા વિના સુલેહ કરી હતી. મુસ્લિમોએ સામા પક્ષને કહી દીધું કે એક ગુલામના કહ્યાથી આમ કઈ સુલેહ ન થાય. ગુલામના વચનની કોઈ કિંમત નથી.

'અમે એ કઈ ન જાણીએ કરાર કરનાર મુસ્લિમ હોય કે તેનો ગુલામ હોય તેથી કંઈ ફરક પડતો નથી. આખરે કરાર એ કરાર છે' શહેરવાળાઓએ જવાબ આપ્યો

આખરે એ ઝઘડો હજરત ઉમર પાસે ન્યાય માટે ગયો. તો આખી બીના જાણી લીધા પછી હજરત ઉમરે ફેસલો સંભળાવતા કહ્યુ: 'મુસલમાનોનો ગુલામ પણ મુસલમાન જ છે. જ્યારે ગુલામે વચન આપ્યુ તો તે મુસલમાને જ વચન આપેલું ગણાય. માટે ગુલામે જે શરતે સુલેહ કરી હોય તે મુસલમાનોએ માન્ય રાખવી જોઈએ'

આવી હતી હજરત ઉમરની ન્યાયપ્રિયતા

*

હજયાત્રા વખતે હજરત ઉમરે હાકેમોને ભેગા કર્યા. ત્યા પ્રજાજનો પણ હાજર હતા હજરત ઉમરે પ્રજાજનોને ઉદ્દેશીને પૂછ્યું: 'અહી હાજર છે એ હાકેમો વિશે કોઈને કઇ ફરિયાદ છે?'

પ્રજાજનોમાથી એક માણસ ઊઠીને એક હાકેમનું નામ દઈને કહેવા લાગ્યો કે એણે મને વિના અપરાધે સો ફટકા માર્યા હતા.

'તુ એનો બદલો લે બધાની સામે એને સો ફટકા માર.'

બધા ઉમરના આ આદેશથી વ્યાકુળ થઈ ગયા. મિસરના હાકેમે ઉમરને સમજાવતા કહ્યું: તમે કહો છો તેમ થશે તો હાકેમો પર એની બહુ ખરાબ અસર થશે.'

'વિના અપરાધે સો ફટકા ખાનાર અન્યાયનો બદલો ન લે એ કેમ બને?' હજરત ઉમરે જવાબ આપ્યો અને પછી પેલા ફરિયાદ કરનારને કહ્યુ 'તું તારે સો ફટકા લગાવ.'

અજબ પરિસ્થિતિ હતી

આખરે મિસરના હાકેમે પેલા ફરિયાદીને બહુ સમજાવ્યો ત્યારે તેણે ફટકા મારવાનું પડતું મૂક્યું. હાકેમે તેને બસો દીનાર આપ્યા

—રતિલાલ-અનિલ

# રવીન્દ્રનાથનો સાહિત્યિક આદર્શ

ગુરુદયાલ મલ્લિક

થોડા સમય પહેલા એક દિવસ હું રવીન્દ્રનાથનું એક પુસ્તક વાંચતો હતો ત્યારે સહસા મારા કાને એક ગીતના સૂર પડ્યા. મેં મારા કાન સતેજ કરી દીધા અને અત્યંત સાવધાન થઈને સાંભળવા લાગ્યો. મારો એક પડોશી અત્યંત આનંદથી ગાતો હતો, ગીતનો ભાવ કંઈક આવો હતો 'ખરેખર દુનિયાનો માનવ મૂર્ખ છે, એની આસપાસ આનંદનો મહાસાગર ઘૂઘવી રહ્યો છે અને એ બરાડા પાડી પાડીને લોકોને કહે છે કે, હું તરસ્યો છું હું તરસ્યો છું! જો એ, મહાસાગરમાં થોડી ડૂબકી મારી શકે તો જરૂર જીવનનો આનંદ પામી શકે પણ એ તો દુનિયાની સામે જુએ છે અને એની વાંકી ચૂકી ભુલભુલવણીમાં અટવાઈ જાય છે જો એ માત્ર પોતાના મનચક્ષુથી દરેક ચીજને જુએ તો એને સર્વત્ર આનંદનું સત્ય અને સત્યનો આનંદ જ નજરે પડે'

થોડીવાર પછી ગાન સમાપ્ત થયું પણ તે મારી વિચારસરણીને સ્પંદિત કરી ગયું એની માનસયાત્રા ચાલુ રહી અને પછી થળી ગઈ અને મેં અનુભવ્યું કે એ ગીતે રવીન્દ્રનાથના સાહિત્યિક આદર્શ પ્રતિ મારા હૃદયની આંખો ખોલી નાખી છે

હું વિચારવા લાગ્યો આખર, ખરેખરા સત્ સાહિત્યનો સિદ્ધાંત શો? એ છે સૌ પ્રથમ લેખક દ્વારા પોતાના અને પછી સૌના આત્માને ઓળખવો. પણ એનાથી વિરૂદ્ધ મોટા ભાગના લેખકો બીજો માર્ગ લે છે એ આપણી ચારે તરફના રહસ્યમય વિશ્વને ઓળખવાને માટે બુદ્ધિનો આશરો લે છે ખેદની વાત છે કે એ બુદ્ધિ એક ઝાંખા અરીસા જેટલી જ એને સહાયરૂપ થાય છે, જેમાં માત્ર ઝાંખપ જ દેખાય છે કદાચ એટલા જ માટે પ્રાચીનોએ મસ્તકની 'વાસ્તવનો નાશ કરનાર' એવી વ્યાખ્યા કરી છે

સાચું તો એ છે કે જેવો માણસ સજાગ થઈને પોતાના આત્માનો સાક્ષાત્કાર કરશે કે તરત એ પોતાની બધી અભિવ્યક્તિને એ જ રંગમાં રંગાયેલી જોશે કેમ કે આત્મા કણે કણમાં લયલાના દર્શન કરનાર મજનૂ જેવો છે આત્મસાક્ષાત્કાર પામેલો માણસ અલ્લાઉદ્દીનનો એ જાદુઈ દીવો લઈને વસ્તુ જગતની અંધારામાં અંધારી ગુફામાં બેસી શકે છે ત્યાંથી એ કીમતી મોતી જ શોધી લાવશે પોતાનામાં થયેલો એ આત્મપ્રકાશ એક પછી એક જીવનના દરેક પાસામાં રહેલા આત્માને પ્રગટ કરશે કેમ કે આત્મપ્રકાશનો આનંદ પ્રત્યેક વસ્તુને આત્માભિવ્યક્તિના ઉલ્લાસથી ભરી દે છે આત્મસર્વધનની વેળાએ સમસ્ત બ્રહ્માંડ એક થઈ જાય છે—એના બાહ્યરૂપાંતર ભલેને અનેક કેમ ન હોય!



એથી અંતરિક્ત વ્યક્તિમાં સ્વચ્છન્દતાની ભાવના આવી જાય છે—જે એના મસ્તકના નિશ્ચિત રૂપો તથા ભ્રાન્તિઓના પરાવલંબનની શૃંખલાની કડીએ કડી ખોલી નાખે છે એ રીતે વ્યક્તિને જે આનંદ થાય છે તે — ગુફામાં રહેતો આદિવાસી ગુફાની દીવાલો પર પડતી છાયાની સંતાકુકડીની રમતો જોયા બાદ એક દિવસ ગુફાની બહાર આવ્યા પછી વાસ્તવિક દુનિયાના સાક્ષાત્કાર થતા જે આનંદ અનુભવે છે તેના જેવો હોય છે અને એ

કહેવાતું ન હોય કે સ્વચ્છન્દતાની એ ભાવના જ, 'આપણા સિવાયની અન્ય કોઈ શક્તિ અથવા વ્યક્તિ' પ્રત્યેના આત્માર્પણની જનની છે! 'જીવન-દેવતા'ની ભાવના એનું જ પરિણામ છે. જેના પ્રત્યે રવીન્દ્રનાથની મમતાભરી ભક્તિ હતી; એમર્સને એક ઠેકાણે કહ્યું છેઃ 'લેખક સર્વશક્તિશાળી આત્મા પ્રત્યે નત થઈને જ મહાન બને છે.'

આત્મપ્રકાશના આનંદથી વિશ્વની મૂળભૂત એકતા અને આત્માની સ્વચ્છન્દતાની સાથેસાથ નવીનતાની ભાવનાનો ઉદય પણ થાય છે, દરેક સુર્યોદય માત્ર જ્યારે નક્ષત્રોએ ગાયું હતું એ પૃથ્વીના પ્રથમ પ્રભાતની જ યાદ નથી આપતો, બલકે તે પોતાની સાથે વિશુદ્ધ મૌલિક્તાની ફોરમ પણ લાવે છે. એટલા માટે દરેક લેખકે એના વણસ્પર્શ્યા સૌન્દર્ય અને પ્રેમ જેવી ભાવનાથી સ્વાગત કરે છે એટલા માટે જ રવીન્દ્રનાથના ગીતોનો પ્રધાન સ્વરઃ 'તું મારી પાસે ચીર નવીનના રૂપે આવે છે!' રહ્યો છે.

કિન્તુ ભાવોનુ આત્માના રૂપમા પ્રગટીકરણ અથવા આત્માનો ભાવોમાં પ્રવેશ એ લેખકના હૃદયની તે પ્રેરણા પર અવલબિત છે. જેનો મૂળ મંત્ર છેઃ 'શાન્તિથી કોઈને ઓળખી શકાય છે.' એટલા માટે એમર્સનની 'એકાન્તનુ નવવધૂની પેઠે આલિંગન કરો' એ ઉક્તિને ચરિતાર્થ કરવી પડશે. અને રવીન્દ્રનાથે કઈંક વર્ષો સુધી પદ્મા નદીના કિનારે તથા શાન્તિ નિકેતનના ગ્રામ્ય વાતાવરણમા એ નવવધૂની આરાધના કરી છે. એમ કહેવામાં અતિશ્યોક્તિ નથી કે શાન્તિનિકેતને રવીન્દ્રનાથના આત્માની એ જ રીતે રક્ષા કરી કે જે રીતે એમણે શાન્તિનિકેતનની રક્ષા કરી હતી એક ધર્મ-વાક્ય છે કેઃ 'શાન્ત થઈને જુઓ અને જાણો કે હુ ઇશ્વર છુ.' દુનિયા પણ એ જ કહે છેઃ 'શાન્ત થઈને જુઓ અને જાણો કે હું પણ ઇશ્વરીય છું.'

પરંતુ આજે તો લેખક ગતિ અને વાસ્તવિક્તામા જ વિશ્વાસ રાખે છે. રવીન્દ્રનાથે કહ્યું છે તેમ એ ભૂલી જાય છે કે, વાસ્તવિકતા પશુતા છે. હવા વગરના સ્થળમાં કોઈ પણ ચીજ સળગીને પ્રકાશ આપી નથી શકતી તેમ ભૂખથી પીડાતો અશાન્ત માણસ આમતેમ દોડીને આત્માના પ્રકાશને અસંભવ કરી મૂકે છે. એની ગતિ ભલે સિનેમા ફિલ્મ જેવી હોય, પણ એ પોતાને હિમાલય જેવી નક્કર મહત્તાથી અને વાસતીના સુરભિમય પ્રવાહથી વચિત કરી દે છે.

ટૂંકમાં, રવીન્દ્રનાથનો સાહિત્યિક આદર્શ આત્માના સત્યમાંથી અને સત્યના આત્મામાથી જન્મેલો હતો જ્યાં એમની પ્રતિભાએ આપણુને જ્વલંત સત્ય (અને સાચું માનજો, સત્ય જ્વલંત જ છે) આપ્યું છે ત્યા મોટા ભાગના લેખકો સ્વયસિદ્ધ પોતાની ચિનગારીઓ જ વિખેરતા દેખાય છે, એનું એ જ કારણ છે.

* તમારું હૈયું જ્વાલામુખી હોય તો તમારા હાથમાં ફૂલો ખીલે એવી અપેક્ષા તમે કેમ રાખી શકો?

* જે પ્રેમ નિરંતર ખીલતો નથી તે મરી જાય છે.

* સત્યવાદી કરતાં સત્યનું શ્રવણ કરનાર ઉતરતો નથી.

* સત્ય જ્યારે મિજાજ ગુમાવે છે ત્યારે અતિશયોક્તિનુ સ્વરૂપ તે ધારણ કરે છે.

* જ્યારે તમે ગીત ગાઓ છો ત્યારે ભૂખ્યા માનવીઓ તેમને પેટથી સાભળે છે

* તમારા મોમાં લાડુ હોય તો તમે ગાઈ શકો ખરા? તમારા હાથમા જો સુવર્ણનો ભાર હશે તો તે બીજાને આશીર્વાદ આપવા માટે કેવી રીતે ઊંચો થઈ શકે?

* સ્ત્રી પોતાના હાસ્ય દ્વારા પોતાના મુખને ઢાંકી શકે છે

* સ્મૃતિ એ મિલનનું સ્વરૂપ છે.

—ખલિલ જીબ્રાન

ગિરનાર!

તુ મને સ્વર્ગથી પણ વધારે પ્રેયસ્ અને શ્રેયસ છે કારણ?

સ્વર્ગમા તો સાધકો સિદ્ધિઓના આનદમા વિઘ્ન થઈને જરા જડ જેવા થઈ જાય છે

પણ, ગિરનાર, તુ તો માણસની નિરતર સાધનાનુ એક અદ્વિતીય પ્રતિક છે

તારા માતૃવત્ ખોળામા શતાબ્દીઓથી સાધકો સાધનાનુ વિકટ સાહસ કેળવતા આવ્યા છે અને સાહસ તેમ જ 'સિદ્ધિ હજી દૂર છે ની પ્રેરક ભાવનાનો આનદ અનુભવતા આવ્યા છે

તેથી જે તારો ચરણ સ્પર્શ કરે છે, હે ગિરનાર દેવતા, તે ધન્ય થાય છે

કારણ?

તેને સાધનાના સાહસની એક ચિનગારી મળે છે, જે ચિનગારીથી તેને તેના અતર દેવતાના દર્શન થાય છે અને પછી?

અતર દેવતા તેની દૃષ્ટિ સામેથી લુપ્ત થઈ જાય છે અને તેને વિરહ—વિયોગ—વેદના તેની સાધના વધારે ઉગ્ર અને ઉત્સાહથી, ઉમગથી ભરેલી બનાવવામા અપૂર્વ બળ આપે છે

તેથી જ તો, હે ગિરનાર ગુરુ, તારી પાસેથી હુ માગુ છુ કેવળ એક જ ચિનગારી, સળગતી સગડી નહી

પણ, હે ગિરનાર દેવતા, આધુનિક શિક્ષિત યુવક અને યુવતી ઘણી વાર તારુ જાણે અજાણે અપમાન કરે છે!

તારી છાતી પર કાચા કોલસાથી પોતાનુ નામ લખીને એક પળમા અમર થઈ જવા ઇચ્છે છે કારણ કે સાધના કરવાની તેમને ઇચ્છા નથી અને નથી તેમનામા ઉમગ નથી સાહસ નથી શક્તિ!

એનથી વધારે તેઓ તારો અનાદર પણ કરે છે તુ તેમને આશીર્વાદ આપે છે હે ગિરનાર ગુરુ પણ તેઓ તને કચરો આપે છે, તેઓ ચારે પાસ મેલ ખખેરે છે—અન્નની અને જગતની વાસનાઓ, વૃત્તિઓનો મેલ!

તેઓ તારા કરતારનુ, હે ગિરનાર ગુરુ નામ નથી લેતા, પોતાનુ માથુ નમ્રતાથી નથી નમાવતા, તને પ્રેમ પ્રણામ નથી કરતા, પણ આખો વખત અહમનો ફૂદો રચવામા જ તેઓ રોકાયેલા રહે છે

ગિરનાર દેવતા તેઓ તારી પાસેથી ચિનગારીનો પ્રસાદ માગતા નથી, ઊલટુ તેઓ તેમની ખોડીથી સતત નીકળતી ચિનગારીની માળા તને પહેરાવે છે! તેને તુ, હે દયાળુ ગુરુ, ક્ષમા આપજે આખરે તેઓ પણ તારા કરતારની જ કાયા છે

*

એક શિષ્યે કનફ્યૂશિયસને પૂછ્યુ 'રાજા સારો ન હોય તો શુ કરવુ?'

'જે સરકાર જનતાનુ કલ્યાણ નથી કરતી તો પછી તેને રાજ્ય કરવાનો અધિકાર નથી'

'તો પછી એની સાથે કેવો વ્યવહાર રાખવો?'

'રાજા જો લોક કલ્યાણમા નિષ્ફળ જાય તો પ્રજાએ બળવો કરી તેને સિંહાસન પરથી ઉતારી મૂકવો જોઈએ'

'રાજાનુ શરીર—'

'રાજાનુ વ્યક્તિત્વ તે પોતાનુ પદ સાચવવાને યોગ્ય અધિકારી છે ત્યા સુધી જ પવિત્ર છે'

# જીબ્રાનના વિચાર મૌક્તિકો

લલ્લુભાઈ મકનજી

(વિશ્વકવિ ખલિલ જીબ્રાન વીસમી સદીના એક મહાન વિચારક, લેખક, કવિ અને ચિત્રકાર હતા. તેમની કૃતિઓ વિશ્વસાહિત્યનો એક અમૂલ્ય ભંડાર ગણાય છે. એમની શૈલી એટલી મૌલિક, ચમત્કારિક અને હૃદયસ્પર્શી છે કે વાચક તેના તેજના અંબારમા અંજાયા વિના રહેતો નથી. જીવનની અનુભૂતિ અને જીવનના સનાતન સત્યોનાં દર્શન કરાવવાની તેમની કાંતદૃષ્ટિનો રસાસ્વાદ વાચકને તેમની કૃતિમાંથી નિરંતર મળ્યા જ કરે છે.

સુંદર વિચારોને સૂત્રાત્મક શૈલીમાં રજુ કરવાની કળામાં સંસ્કૃત ભાષાના આપણા પ્રાચીન કવિઓ ખૂબ જાણીતા છે. બે કે ચાર લીટીનાં મૂક્તકો દ્વારા રજુ થતા સુભાષિતોનું સાહિત્ય પણ આપણે ત્યાં બહુ ખીલેલુ છે. પણ વિશ્વમાં વિચારરત્નોને એવી જ ચમત્કૃતિ દ્વારા રજુ કરવાની કલા કેટલાક સાહિત્યકારોએ પ્રાપ્ત કરેલી છે. તેમાં ખલિલ જીબ્રાનનું સ્થાન પ્રથમ પંક્તિમાં છે. એ વિચાર મૌક્તિકોનો રસાસ્વાદ તેમની કૃતિ "સેન્ડસ એન્ડ ફ્રોમ' માંથી કરાવવા માટે થોડાંક મૂક્તકો અહિ રજુ કરું છુ. —અનુ૦)

* રેતી અને ફીણ વચ્ચે આ સમુદ્રકિનારે હું હંમેશાં ચાલ્યા કરુ છું. પેલી મોટી ભરતીના પાણી રેતી પર પડેલાં મારા પગલાની છાપને ભૂંસી નાખે છે. અને પેલો પવન આ ફીણને દૂર દૂર ઉડાડી લઈ જાય છે પણ સમુદ્ર અને કિનારો ચિરસ્થાયી છે

* પ્રેમ અને વહેમ એક બીજા સાથે હંમેશાં અબોલા પાડે છે.

* જે પુરુષ સ્ત્રીઓના અલ્પ દોષોને ગળી જતો નથી તે સ્ત્રીઓના મહાન ગુણોનો આસ્વાદ લઈ શકતો નથી

* યુક્તિપ્રયુક્તિ કેટલીક વાર વિજયી બને છે પણ તેને હંમેશાં આત્મઘાત કરવો પડે છે.

* ઘણી યે સ્ત્રીઓ પુરુષનું હૈયું ઉછીનુ લે છે પણ તેમાંથી થોડી જ તેના પર કબજો ધરાવે છે.

* મૈત્રી એ તક નથી પણ નિરંતર એક મધુર જવાબદારી છે.

* જેની સાથે તમે હસ્યા છો તેને તમે ભૂલી જઈ શકો છો, પણ જેની સાથે તમે રડ્યા છો તેને જીવનમાં ભૂલી શકાય નહિ.

* ખીડામાં તો કોઈ અદ્‌ભૂત પવિત્રતા છે, તે આપણાં અશ્રુમાં છે અને સમુદ્રમાં પણ છે.

* આપણા કેટલાંક બાળકો જીવનની સાર્થકતા હોય છે. જ્યારે કેટલાંક જીવનનો પશ્ચાત્તાપ હોય છે.

* કદાચ આત્મરક્ષા ખાતર માનવીને આત્મહત્યા કરવી યે પડે!

* પ્રતિભાશાળી લોકો પહેલાં રાજસેવા કરવામા અભિમાન લેતા હતા. હવે તેઓ દરિદ્રનારાયણની સેવા કરવામા પ્રતિષ્ઠા સમજે છે

* આ જગતમા કેવળ બે જ તત્વો છે. સૌન્દર્ય અને સત્ય. સૌન્દર્ય છે પ્રેમીના હૃદયમાં અને સત્ય છે ખેડૂતના બાહુમાં.

* જેની ઉત્કંઠા સૌથી અધિક તે જ સૌથી દીર્ઘાયુ ભોગવે છે.

* પોતાની ગુંજાશ કરતાં વધારે આપવું તે ઉદારતા અને પોતાની જરૂરિયાત કરતાં ઓછું લેવુ તે સ્વમાન.

* દરિદ્રનારાયણના હૃદયમાં જેનું સિંહાસન છે તે જ ખરો રાજા.

* આવશ્યક્તા અને વિલાસિતા વચ્ચે મર્યાદા રેખા કોણ દોરી શકે? માત્ર દેવદૂતો જ તે કરી શકે. અને દેવદૂતો ડાહ્યા અને સાવધ હોય છે. પણ દેવદૂત એટલે આકાશમા વિહરનાર આપણા ઉત્તમ સદ્‌વિચારો નહિ તો બીજું શું?–

* "મને તારી દયા આવે છે. તારું કામ ઘણું ગંદું અને સખત છે." એક ભંગીને

તત્ત્વજ્ઞાનીએ કહ્યુ "તમારો આભાર માનુ છુ સાહેબ, પણ તમારુ કામ શુ છે તે પણ મને કહો" ભંગી બોલ્યો.

"હુ મનુષ્યના મન, કૃત્યો અને ઝંખનાનો અભ્યાસ કરુ છુ" તત્ત્વજ્ઞાનીએ જવાબ આપ્યો

"ત્યારે મને પણ તારી દયા આવે છે" કહીને ભંગીએ પોતાનુ વાળવાનુ કાર્ય ચાલુ રાખ્યુ

* કવિ અને વિદ્વાનની વચ્ચે એક હરિયાળુ ખેતર આવેલુ છે જો વિદ્વાન તે ઓળંગી પેલે પાર જાય તો તે જ્ઞાની બને છે કવિ તે ખેતર ઓળંગી સામે જાય તો તે પેગંબર બને છે

* જ્યારે તમે જીવનના બધા કોયડા ઉકેલી રહો છો ત્યારે તમે મૃત્યુની ઝંખના કરો છો કારણ કે મૃત્યુ એ જીવનનો બીજો કોયડો છે

* મે જીવનને કહ્યુ કે મારે મૃત્યુની વાણી સાંભળવી છે સહેજ મોટો અવાજ કરી જીવન બોલ્યુ અરે હમણા જ સાંભળોને!

* નિર્લજ્જ વિજયી કરતા લજ્જાળુ પરાજયી શ્રેષ્ઠ છે

* મારા અંતઃકરણમા બે જ વ્યક્તિઓ બિરાજે છે એક રાજ્ય વિનાનો રાજા અને બીજો છે ભિક્ષા માટે હાથ ન લંબાવનાર ગરીબજન.

* બાળક પાસેથી હુ મૌન શીખ્યો છુ

અસહિષ્ણુ પાસેથી સહિષ્ણુતા શીખ્યો છુ અને નિર્દય પાસેથી દયા શીખ્યો છુ પણ એ કેવુ વિચિત્ર કે મારા ગુરુઓ પ્રત્યે જ હુ કૃતઘ્ન છુ

* જે કોઈનો સ્વામી નથી અને બીજાને પોતાનો સ્વામી બનાવતો નથી તે ખરો મહાન છે

* સમુદ્રને છીપની વ્યાખ્યા પૂછો તો તે કહેશે 'મોતી' અને કાળને કોલસાની વ્યાખ્યા પૂછો તો તે કહેશે હીરો'

* ખરો સ્વતંત્ર તે જ છે જે ગુલામોનો ભાર મૂકપણે વહન કરે છે

* એક વ્યક્તિ વિષે તમારો જેવો પરિચય હોય તે પ્રમાણે જ તેની પારખ તમે કરી શકો. અને તમારુ જ્ઞાન કેટલુ પરિમિત છે?

* સૌથી દયાપાત્ર કોણ?

જે પોતાનુ જીવનધ્યેય વેચીને દ્રવ્યોપાર્જન કરે છે તે

* દ્વેષ એટલે મડદુ મુડદુ તમારામાથી કોણ તેની કબર થવા ઇચ્છે છે?

* લોકોને તમે તમારી પાંખે ઉડવાનુ કહો છો પણ તમે તો તેમને એક પીછુ સુદ્ધા આપી શકતા નથી એ કેવુ વિચિત્ર!

* બીજાના દોષો માટે જાગ્રત રહેવુ તેના કરતા બીજો મોટો દોષ હોઈ શકે કે?

* આપણે આપણા સત્કૃત્યોનો બચાવ કરીએ છીએ તેના કરતા વધુ તીવ્રતાથી આપણા અપકૃત્યનો બચાવ કરીએ છીએ એ કેવુ આશ્ચર્ય!

* હે પ્રભુ! મારે કોઈ શત્રુ નથી પણ જો તુ મને શત્રુ આપે તો એવો આપજે કે તેનુ બળ મારા જેટલુ જ હોય જેથી અમારા દ્વંદ્વ યુદ્ધમા સત્ય વિજયી નીવડે

* જમીનને ગમે ત્યા ખોદો તમને ખજાનો મળી જ રહેશે શરત માત્ર એટલી જ કે તમારે ખેડૂતની શ્રદ્ધાથી ખોદવુ જોઈએ

* તમે શા કરતા મને જેની વધુ જરૂર છે તે આપવામા ઔદાર્ય નથી પણ મારા કરતા તમને જેની વધુ જરૂર છે તે આપવામા જ ખરુ ઔદાર્ય છે

* દેડકા હમેશા બળદો કરતા વધુ બરાડા પાડે છે પણ તેઓ ખેતરમા હળ ખેંચી શકતા નથી અને તેમની ચામડીમાથી તમે જોડા પણ બનાવી શકતા નથી

* પરાજયીને ઉપદેશ દેતા વિજયી પુરુષને હુ સાંભળીશ નહિ

* આપણે બધા જ કેદીઓ છીએ પણ આપણામાથી કેટલાક બારીઓ વાળી જેલની ઓરડીમા રહે છે અને કેટલાક જેલની અંધારી ખોલીમા રહે છે

* પોતાના મુખારવિંદ પર ફરકતા સ્મિતથી જે પોતાની આંખમા રહેતા દ્વેષને ઢાંકી દે છે તે કેવો મૂરખ છે!

* મહા પુરુષોને બે હૃદયો હોય છે એક દ્રવે છે અને બીજુ ક્ષમા અર્પે છે

# શિક્ષણનો ઉદ્દેશ

અંજુમ વાલોડી

ઉચ્ચ શિક્ષણ આપવાના હેતુથી બગદાદના અમીરે બગદાદમાં મદ્રસએ નિઝામિયાની સ્થાપના કરી હતી. ઈમામ ગિઝાલી અને શેખ સા'દી જેવા મહાનુભાવોએ એ જ મદ્રસામાં શિક્ષણ લીધું હતું. એ મદ્રસાની પ્રગતિ માટે અમીર બહુ કાળજી રાખતા હતા એ મદ્રસો કેવી પ્રગતિ સાધી રહ્યો છે એ નજરોનજર નિહાળવા અમીર અવારનવાર એની મુલાકાત લેતા હતા.

એક દિવસે અમીરને થયું કે એ મદ્રસામા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની કસોટી કરવી જોઈએ. એટલે એમણે પોતાને કોઈ ઓળખી ન જાય એની પૂરી તકેદારી રાખી વેશપલટો કર્યો અને સીધા મદ્રસામાં ઊપડી ગયા. એક નવાગંતુકની જેમ એમણે બધે ફરીને એ મદ્રસાનું નિરીક્ષણ કર્યું. પછી તેઓ અભ્યાસખંડમાં આવ્યા અને એક વિદ્યાર્થીને નજીક બોલાવી પૂછ્યું: "ભાઈ, આ ભણવા પાછળ તમારો ઉદ્દેશ શો છે?"

વિદ્યાર્થીએ કહ્યું: "મારા પિતા કાઝી (ન્યાયાધીશ) છે. અહીંથી મૌલ્વીનું પ્રમાણપત્ર મળતાં મને પણ એ હોદ્દો મળી શકશે."

પછી અમીરે પોતાનો એકનો એક પ્રશ્ન ઘણા વિદ્યાર્થીઓનેપૂછયો પણ દરેક વિદ્યાર્થીએ ઉત્તરમાં દુન્યવી ઉદ્દેશ જ આગળ ધર્યો. વિદ્યાર્થીઓના એવા ઉત્તરોથી અમીરને બહુ જ લાગી આવ્યું. ધર્મનું શિક્ષણ પણ દુન્યવી મોટાઈ પ્રાપ્ત કરવા માટે જ લેવામાં આવે છે એ જાણી તેમને બહુ અફસોસ થયો. તેમને લાગ્યું કે: આજ સુધી આ મદ્રસા પાછળ જેટલાં નાણાં ખરચાયાં છે તે બધાં પાણીમાં જ ગયાં! પછી તો એ મદ્રસો જ બંધ કરી દેવાનું અમીર વિચારતા હતા એટલામાં અભ્યાસખંડના એક ખૂણામાં બેસી એક પુસ્તકનાં પાનાં પલટાવતા એક વિદ્યાર્થી ઉપર તેમની નજર પડી. એ ધૂની વિદ્યાર્થીનો જવાબ સાંભળવાની અમીરને ઈચ્છા થઈ, એટલે પૂછ્યું: "ભાઈ. આ ધાર્મિક શિક્ષણ લેવા પાછળ તમારો શો ઉદ્દેશ છે?"

અને એ ધૂની વિદ્યાર્થીએ—પાછળથી જેણે પોતાની જ્ઞાન-ગંગાનાં જળથી અનેકાનેક તૃષાતુર આત્માઓને તૃપ્ત કીધા છે એવા એ હઝરત ઈમામ ગિઝાલીએ જવાબ વાળ્યો:

"મારી બુદ્ધિથી અને ખુદાના આખરી પેગમ્બરની વાતો પરથી મેં જાણ્યું અને માન્યું છે કે આપણો એક માલિક છે, જે ભોમ અને વ્યોમનો પણ માલિક છે, અને એની તાબેદારી કરવી જરૂરી છે. જે કાર્યથી એ ખુશ થાય એવાં કાર્યો આપણે કરવાં જોઈએ અને એ નારાજ થાય એવા કાર્યોથી આપણે બચવું જોઈએ. એ માટે જ હું ધાર્મિક શિક્ષણ લઈ રહ્યો છું કે હું પણ એ જાણી લઉં કે કયાં કાર્યોથી એ ખુશ થાય છે અને કયાં કાર્યોથી નારાજ થાય છે, અને પછી તે પ્રમાણે અમલ કરતો રહું."

હઝરત ઈમામ ગિઝાલીનો આ જવાબ સાંભળી અમીર બહુ ખુશ થઈ ગયા. તેમણે પોતાની જાતને જાહેર કરતાં કહ્યું: "હું જ બગદાદનો અમીર છું. બધા વિદ્યાર્થીઓના જવાબોથી નિરાશ થઈ મેં આ મદ્રસો બંધ કરી દેવાનો ઇરાદો કરી લીધો હતો, પણ હે જવાન! તમારા જવાબે એને બંધ થવામાંથી બચાવી લીધો છે. તમારા જેવા વિદ્યાર્થીઓ રહેશે ત્યા સુધી મદ્રસો ચાલુ જ રહેશે."

*

ફૂલનું સૌન્દર્ય ભૂખ્યો શી રીતે માણી શકે?
વિશ્વમાં દારિદ્ર્ય સહ ફૂલો ન'તાં સરજાવવાં! — અનિલ

# માનો દીકરો

જબલપુર મેલ કટની સ્ટેશને પહોચ્યો બા અને બાપુ એમા પ્રવાસ કરતા હતા ગાડી સ્ટેશને અટકતા જ 'મા કસ્તૂરબાની જય!' ના ઘોષ સભળાયા બીજા સ્ટેશનો પર પણ ગાડી જ્યારે અટકતી ત્યારે જયનાદો સભળાતા પણ આ જયનાદ જુદો હતો બાને એ સાભળીને આશ્ચર્ય થયુ ડબ્બાની બારીમાથી જોયુ તો સામે હરિલાલ ગાધી ઊભા હતા

એક વેળા હરિલાલ ગાધી ખાસા ઊચા યુવાન હતા પણ હવે તો એ દુબળા પડી ગયા હતા દાત પણ પડી ગયા હતા કપડા પણ ફાટેલા હતા બા તો એમને જોઈ જ રહ્યા

એવામા હરિલાલ ગાધીએ પોતાના ગજવા માથી એક મોસબી કાઢી અને બાને આપતા કહ્યુ 'બા, આ હુ તારે માટે લાવ્યો છુ '

એ અરસામા બાપુ પણ બારી પાસે આવી પહોચ્યા હતા તેમણે પૂછ્યુ 'શુ મારે માટે કાઈ નથી લાવ્યો?'

'ના આ તો માત્ર બાને માટે જ લાવ્યો છુ તમને તો માત્ર એટલુ જ કહેવાનુ કે તમે બાના પ્રતાપે જ આટલા મહાન બન્યા છો '

'એમા કાઈ શક નથી પણ એ તો કહે કે તુ અમારી સાથે આવે છે કે નહી?' બાપુએ કહ્યુ

'હુ તો માત્ર બાને મોસબી આપવા માટે આવ્યો છુ ' હરિલાલે જવાબ આપ્યો

બાપુ કઈ બોલ્યા નહી બેઠક પર જઈને બેસી ગયા મા દીકરા વચ્ચે વાતચીત ચાલતી રહી

'બા લે આ મોસબી!'

'તુ લાવ્યો ક્યાથી?'

'ગમે ત્યાથી ભીખ માગીને પણ લાવ્યો છુ પ્રેમથી'

બાએ મોસબી હાથમા લીધી તો પણ હરિલાલભાઈને પૂરો સતોષ ન થયો. 'બા હુ તમારા માટે જ આ મોસબી લાવ્યો છુ ન ખાવી હોય તો મને પાછી આપી દેજે '

'રહે, રહે હવે હુ જ ખાઈશ વળી પણ તુ જરા તારા હાલ તો જો! વિચાર તો કર કે તુ કોનો દીકરો છે! ચાલ અમારી સાથે' બાએ પ્રેમથી કહ્યુ

'બા એની વાત ન કરો. હાલત સુધર વાની નથી'

બાની આખમા આસુ આવી ગયા એવામા ગાર્ડે સીટી મારી ગાડી ચાલવા લાગી 'બા એ મોસબી તમે જ ખાજો!' હરિલાલે છેલ્લી વાર કહ્યુ

ગાડી આગળ વધી બાને વિચાર આવ્યો અરે મે હરિલાલને ખાવા માટે કઈ કહ્યુ પૂછ્યુ નહી! ફળ તો એને શુ મળતા હોય! જોઉ હજી સમય હોય તો આપુ! બારીમાથી નજર કરી તો ગાડી પ્લેટફૅાર્મની બહાર નીકળી ગઈ હતી. એવામા જયનાદ સભળાયો 'મા કસ્તૂરબાની જય!' — એ અવાજ હરિલાલ ગાધીનો હતો

*

૧૯૨૧મા ગાધીજી પ્રવાસ કરતા સગમનેર ગયા હતા ત્યા વિરાટ સભા થઈ ગાધીજીનુ સન્માન કરવા તેમને હાર પહેરાવવામા આવ્યો એ હારમા વચ્ચે વચ્ચે જાપાનીસ રીબનના ટુકડા શોભા માટે ટાક્યા હતા, તે જોઈ ગાધીજીને ઘણુ દુ ખ થયુ તે તેમણે પ્રવચન દરમ્યાન વ્યક્ત કરતા કહ્યુ 'યુરોપિયન સુધારાની નકલ આપણે તેની અતિશયતામા જ કરી તેના કરતા તેની સુન્દરતાની નકલ કરત તો સારુ આ રિબનનો ઉપયોગ તો કેવળ બહેનોને માટે જ થાય છે તમને કયા શુ વાપરવુ તેનો પણ ખ્યાલ નથી, ત્યારે શા સારુ તે વાપરો છો? પુષ્પની સાથે રિબનની શોભા વધતી હશે એમ તમે માન્યુ, એ બતાવે છે હિન્દુસ્તાનમા આપણો વર્ણશકર કારભાર ચાલી રહ્યો છે તમે કરો છો તેમા નથી વિવેક નથી વિચાર'

# ભોજ અને ભીમદેવ

રતિલાલ–અનિલ

ગુર્જર નરેશ ભીમદેવ સોલંકીએ ભોજના દરબારમાં પોતાના સંધીવિગ્રાહક તરીકે દામોદર મહેતાને મોકલ્યો હતો. દામોદર મહા ચતુર હતો. જ્યારે જ્યારે મોકો મળતો ત્યારે ત્યારે ને ભીમદેવનાં પરાક્રમોની વાત કરતો. ધીરે ધીરે રાજા ભોજને એ ભીમદેવને એકવાર નજરે જોવાની તીવ્ર ઉત્કંઠા જાગી.

તે જ પ્રમાણે દામોદર મહેતો જ્યારે ગુજરાત પાછો ફરતો ત્યારે માલવ નરેશનાં જ્ઞાન અને દાન-શીલતાનાં ખૂબ વખાણ કરતો. એટલે ભીમદેવના મનમા પણ એ ભોજને એકવાર નજરે જોવાની તીવ્ર ઉત્કઠા જાગી

એકવાર જ્યારે દામોદર મહેતો ભોજના દરબારમાં પાછો ફરતો હતો ત્યારે ભીમદેવે રાજા ભોજને કોઈ પણ રીતે બતાવવાનો આગ્રહ કર્યો એમાં જોખમ તો દેખીતુ હતું, છતાં ભીમદેવનો આગ્રહ કેમ ટાળી શકાય? 'કઈ નહીં, પ્રસંગ સાચવી લઈશ' એમ વિચારી દામોદર મહેતો ભીમદેવને છુપા વેશે પોતાની સાથે માલવા લઈ ગયો

ભોજના દરબારમા જતી વખતે ભીમદેવને આબેહુબ બ્રાહ્મણના વેશમા તૈયાર કરી પોતાની સાથે લઈ ગયો.

ઔપચારિક વિધિ થયા પછી ભોજે દામોદરને ગુજરાતના ખબર અતર પૂછી કહ્યુ: 'હા, પણ ગુર્જર નરેશનાં દર્શન હવે ક્યારે કરાવો છો?'

'મહારાજ, તમે જ કહો, રાજા કદી કોઈનુ કહ્યુ માને છે? ઈશ્વર કરશે તો વળી એ પ્રસગ પણ પ્રાપ્ત થશે'

'એમ તો તમે આ પહેલા પણ ઘણી વાર કહ્યુ છે. એ તો કહો કે ભીમદેવ દેખાવે કેવાક છે?'

પાસે બ્રાહ્મણના વેશમા ઊભેલા ગુર્જર નરેશ તરફ ધ્યાન ખેંચી દામોદર બોલ્યો: 'બરાબર આ બ્રાહ્મણ જેવું જ ગુર્જર નરેશનું શરીર છે, આવો જ વાન છે, આવું જ રૂપ છે, ફરક માત્ર એટલો જ કે આ રક છે અને તે રાજા છે!'

રાજા ભોજને એ સાંભળી આશ્ચર્ય થયું. તે બ્રાહ્મણને ધારીને જોવા લાગ્યો બ્રાહ્મણનાં શરીર પર રાજચિહ્નો જોઈ તરત એના મનમાં શંકા ઊપજી કે આ જ ગુર્જર નરેશ નહીં હોય? ચતુર દામોદર મહેતો એ તરત સમજી ગયો. ઘડીનાયે વિલંબ કર્યા વિના તરત તેણે બ્રહ્મણને કહ્યુ: 'માલવ નરેશને ભેટ આપવા માટે ગુજરાતથી જે ચીજો લાવ્યો છું તે લઈ આવ!' અને બ્રાહ્મણ પલનાય વિલબ વિના તરત દરબારની બહાર ભેટો લેવાને બહાને ચાલ્યો ગયો. તે સાથે ચતુર દામોદર મહેતાએ પોતે આ વખતે માલવ નરેશ માટે ગુજરાતથી શી શી સુદર ભેટ લાવ્યો છે તે વર્ણવવા લાગ્યો ભોજનુ ધ્યાન તેમા ગયું. પણ ઘણી વાર થઈ છતાં પેલો બ્રાહ્મણ ભેટની વસ્તુઓ લઈને પાછો ન ફર્યો એટલે ભોજે પૂછ્યુ કે, 'પેલો બ્રાહ્મણ હજી કેમ પાછો ન ફર્યો?'

'બ્રાહ્મણ હોય તો પાછો ફરે ને?' દામોદરે સૂચકતાથી જવાબ આપ્યો

'એટલે? દામોદર તુ શું કહે છે?'

'એટલે કે એ તો ગુર્જર નરેશ ભીમદેવ પોતે હતા!'

દામોદરનો જવાબ સાભળતા જ ભોજે સેનાપતિ તરફ સૂચક રીતે જોયુ—એમા ભીમદેવને પકડી પાડવાનો સ્પષ્ટ આદેશ હતો.

દામોદર એ પામી ગયો. અને સ્વસ્થતાથી ભોજને કહેવા લાગ્યો 'હવે તકલીફ ન લેશો. સેનાપતિજી ધારે તોય ભીમદેવને નહીં પકડી શકે. કેમ કે, મે પ્રથમથી જ આવુ બનશે એની ગણત્રી રાખી યોગ્ય પ્રબધ કર્યો હતો અત્યારે તો ગુર્જર નરેશ ધારાનગરી છોડી ચૂકયા હશે તમારે ભીમદેવના દર્શન કરવાં હતા તે મેં કરાવ્યા કાં મહારાજ, મે વચન તો બરાબર પાળ્યું ને?'

રાજા ભોજ, એ ચાલાક, મુત્સદ્દી, કુશળ સધીવિગ્રાહક દામોદર મહેતાને સહજ ગુસ્સાથી અને તે સાથે આદરથી જોઈ જ રહ્યો

ક્રાન્તિનુ નામ સાભળતા જ કેટલાકના હૃદય થરથર કપવા માડે છે સૃષ્ટિમા દર વર્ષે ક્રાન્તિ થતી જ રહે છે શરદી પછી એકાએક ગરમી આવે છે પહેલા પ્રથમ વસતની બહાર સૃષ્ટિનો વૈભવ પ્રગટ કરે છે, પરતુ જોતજોતામા નિધણુ ગ્રીષ્મ એ સૌને બાળી નાખે છે નદી, કૂવા, તળાવ-બધુ સુકાઈ જાય છે બળતી જમીન 'પાણીપાણી'નો પોકાર કરતી આકાશ સામે મીટ માડે છે, પણ આકાશ તો પાણીને બદલે અગ્નિ જ વરસાવે છે ક્યાય જો પાણી જોવામા આવતુ હોય તો તે મૃગજળ! જે રીતે વિશ્વામિત્રે હરિશ્ચદ્રની અગ્નિપરીક્ષા કરી એમ જ આકાશ ધરતી અને તેના બાળકોને બેહાલ કરી મૂકે છે સૌર્વત્ર ત્રાહિત્રાહિ વર્તાય છે

એટલામા ફરીથી બીજી ક્રાન્તિ શરૂ થાય છે જોતજોતામા આકાશ મેઘથી છવાઈ જાય છે વીજળી ચમકવા માડે છે પ્રથમ વર્ષાનુ પાણી ક્યારેક તો જમીન પર પહોચે તે પહેલા જ વરાળ બનીને પાછુ આકાશમા ઊડી જાય છે અને તપેલી જમીન પર માત્ર બાફ ભરી હવા જ વહેતી હોય છે પછી વરસાદ થયો તો દરેક સ્થળે બસ પાણીપાણી જ થઈ જાય છે, અને વરસાદના ટીપા માટે તરસતી ધરતી 'હવે બસ થયુ!' એવી વરસાદને પ્રાર્થના કરે છે

ખેતરમા મોલ પાકે છે, સર્વત્ર લીલો રગ પીગો બની જાય છે ગાય બળદ અને ઘેટા બકરાના બચ્ચા આદિ કિલ્લોલ કરવા લાગે છે, ત્યા તો ફરી ઠડી ઋતુ શરૂ થઈ જાય છે! ગરીબોના નીરવ આસુઓ પેઠે છોડ વૃક્ષો મૂગા મૂગા પોતાના પાદડા ખેરવવા માડે છે અને બધુ ઠડુગાર અને શુષ્ક શાત થઈ જાય છે આ પ્રકારની વિવિધ ક્રાતિ જેણે વરસોવરસ જોઈ છે અને જેનુ કલ્યાણકારી રહસ્ય એણે જાણી લીધુ છે, તે માનવી ક્રાન્તિથી કેમ કપે? યદિ નિસર્ગમા ક્રાન્તિને સ્થાન છે તો માનવજીવનમા કેમ ન હોય? જેણે જમીન ખેડવાની ક્રિયા શોધી કાઢી તે શુ ઓછો ક્રાન્તિકારી હતો? એણે કઠોરતાથી જમીન ખેડી ઉપરની માટી નીચે અને નીચેની માટી ઉપર કરી ગરમીની મોસમ પહેલા જ જમીનની એ રીતે ઊથલપાથલ કરી એને આતરણ દઈ ભુજી નાખી એટલા માટે એને નિર્દય માનવશત્રુ કહી શકીએ કે? એને ખબર હતી કે એમ કરવાથી જ સત્યશાન્તિની ધરિત્રી ફસલની સમૃદ્ધિ આપશે

નિસર્ગના નિરીક્ષણ પ્રમાણે જ જેણે માનવ ઈતિહાસનુ નિરીક્ષણ, અધ્યયન મનન કર્યું છે એને માનવી વિકલ્પોમા વાર્ષિક જલ વિપ્લવના જ દર્શન થાય તો એમા શુ આશ્ચર્ય! પ્રત્યેક વર્ષે વર્ષાવતારનુ ગીત ગાનાર કવિને ભાવિષ્યકાળનો જાતિવિપ્લવ જણાયો હશે એ જ એણે વર્ષાઋતુની પરિભાષામા ગાઈ સભળાવ્યો છે

આજ બરષાર રૂપ હેરિ માનવેર માઝે,
ચલેછે ગરજિ, ચલેછે નિબિડ સાજે
હૃદયે તાહાર નાચિયા ઊઠિછે ભીમા
ધાઈતે ધાઈતે લોપ કરે ચલે સીમા,
કોન્ તાડનાય મેઘેર સહિત મેઘે
બક્ષે બક્ષે મિલિયા વ્રજ બાજે
પુંજે પુંજે દૂર સુદૂરેર પાને
દલેદલે ચલે કેન ચલે નાહિ જાને
જાને ના કિછુઇ કોન્ મહાદ્રિતલે
ગભીર શ્રવણે ગલિયા પડિબે જલે
નાહિ જાને તાર ઘનઘોર સમારોહે
કોન્ સે ભીષણ જીવન મરણ રાજે
ઈશાન કોણેતે ઓઈ-જે ઝડેર બાણી
ગુરુ ગુરુ રવે કી કરિછે કાનાકાનિ
દિગન્તરાલે કોન્ ભવિતવ્યતા
સ્તબ્ધ તિમિરે બહે ભાષાહીન વ્યથા,
કાલો કલ્પના નિબિડ છાયાર તલે
ઘનાયે ઉઠિછે કોન આગમન સાજે

આજે મને વર્ષાવતારના દર્શન માનવ-સમાજમાં થવા લાગ્યાં છે. જુઓ, આ વિપ્લવ કેવો ગરજતો આવે છે! ઘનઘોર સાજ સજીને એ દોડવા લાગ્યો છે. એના હૃદયમાં ભિષણતા નાચવા લાગી છે અને દોડતાં દોડતાં એ બધી સીમાઓનો લોપ કરવા માગે છે. મેઘ પર મેઘને પટકવા માટે અહીં તાડન થઈ રહ્યું છે. અને વૃક્ષસ્થળ પર વજ્રાઘાત થવા લાગ્યા છે. આ માનવવિપ્લવમાં મને તો વર્ષાવતાર જ નજરે પડે છે. દૂર સુદૂર માનવસમૂહ મોટા મોટા ટોળાઓમાં આવી રહ્યો છે. પરંતુ કેમ આવી રહ્યો છે, શા માટે ચાલી રહ્યો છે? એ કોઈ જાણતું નથી આ ગંભીર શ્રાવણ કયા હિમાદ્રિતલ પર ઢોળાવાનો છે એ પણ કોઈ જાણતું નથી. એના ઘનઘોર સમારભમા કયા પ્રકારના જીવનમરણ વિરાજે છે એ પણ કોઈને ખબર નથી. બસ અષાઢના મેઘાની પેઠે વરસી પડવાનો હોય એમ દેખાય છે.

એ ઝડીની વાણી ઈશાન દિશાથી ગર્જના કરતી કરતી કયો સદેશ કાનમાં કહે છે, દિગ્ દિગંતોમાં કઈ ભાવિતવ્યતા, કોનું ભાગ્ય ઘેરાવા લાગ્યું છે આ સ્તબ્ધતિમિરથી, નીરવ અંધકારથી કઈ ભાષાહીન વ્યથા વ્યક્ત થઈ રહી છે? અને સર્વત્ર ફેલાયેલા નિબિડ અંધકારમાં કઈ ભાંગ-તોડ કરનારું ચિહ્ન છે—કોણ જાણે! આજે અંધકાર વધારે ને વધારે કાળો થતો જાય છે એમાં કયા ઉદ્દેશથી, કયા હેતુથી ભવિતવ્યતા, જાગ્રત થઈ છે, કઈ ભાષાહીન વ્યથા વ્યક્ત થાય છે, કઈ શ્યામ કલ્પના ફૂત્કાર કરે છે એ કોણ કહી શકે એમ છે? મને તો મનુષ્યજાતના જીવનમાં વરસાદ જ છવાયેલો દેખાય છે?

## આત્મશ્રદ્ધા

મહારાજ શ્રી કરૂણાસાગરના મધુર કંઠમાંથી વાણી ઝરતી હતી શ્રોતાઓ મુગ્ધ બન્યા હતા. મીઠા સૂરે હારમોનિયમ બજતું હતું અને ઢોલક પર ધીમી થાપ પડતી હતી—ત્યાં તો એક બનાવ બન્યો

મહારાજશ્રી સ્થિર થઈ ગયા. તેમના નેત્રો બિડાયા લાબા શ્વાસોશ્વાસ ચાલ્યા પરસેવાનાં બુંદ શરીરે જામ્યાં અને તોફાનના સમયે સાગરમા પડેલો ખેચેયો શરીરના સમગ્ર બળથી, ઊંધી થતી નૈયાને સ્થિર રાખતો આમતેમ ડોલે તેમ તેમનો દેહ આસન પર ડોલવા લાગ્યો.

સૌ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા શું ચાલી રહ્યું છે, તે સમજવા કોશિશ કરવા લાગ્યા ત્યાં તો શરીરનુ ડોલન અટક્યુ. નેત્રો ઉઘડ્યાં. હરિનામ પોકારાયું અને કથા આગળ ચાલી

કથા પૂરી થતાં કોઈએ તેમ થવાનુ કારણ પૂછ્યું. ત્યારે મહારાજશ્રીએ કહ્યું. "ખંભાતના દરિયામાં અત્યારે તોફાન ચાલે છે. તે તોફાનમાં એક હોડી અટવાઈ હતી અંદર પાણી ભરાયું હતુ અને તેથી અંદરના મુસાફરોના જીવ મૂંઝાતા હતા હવે, મારા પર તેમને શ્રદ્ધા એટલે મને યાદ કર્યો પછી તો મારાથી થોડું જ બેસી રહેવાય? એટલે ત્યાં જઈને હોડીને ટેકો દઈ આવ્યો.'

સાંભળનારા અવાક થઈ ગયા. 'આ સાચું કે ખોટું' એમ વિચારતા વિખરાયા.

બીજા દિવસે કથા સમયે એક વેપારી ત્યાં આવ્યો. શ્રદ્ધાથી મહારાજશ્રીના પગે પડતો બોલ્યો, "બાપજી! કાલે દરિયાના તોફાનમાં અમારા સૌના વરસ પૂરાં થઈ ગયાં હોત પણ આપને સંભારતાં વાર જ કોઈ ટેકો દેતું હોય તેમ હોડી સહીસલામત કિનારે પહોંચી ગઈ" શંકાશીલ શ્રોતાઓની શંકા દૂર થઈ. કેવી ભવ્ય આત્મશ્રદ્ધા —કનુ દેનરૂપ

શંભુભાઈ બિચારા સાવ ભગવાનના માણસ હતા, પણ એને સારે નસીબે કહો કે કમ નસીબે હરકોર જેવી ખંધી, સ્વાર્થી અને લોભી પત્ની મળી હતી. ગામમા શંભુભાઈની છાપ પ્રમાણિક માણસ તરીકે અંકિત થયેલી હતી આથી એમની નાનકડી હાટડીએ ઠીક ઠીક ઘરાકી રહેતી નાના બાળકને પણ ભાવ કે તોલમા તેમણે કદી છેતર્યું ન હતુ તેઓ કહેતા, "ભગવાન! ભગવાન! એમ બે–ચાર દોકડા વધારે લેવાથી કાંઈ હવેલી ઊંચી નથી થઈ જવાની પરન્તુ એમા રાજી નથી"

પણ એમની આ સલાહ, આ વિચારસરણી હરકોરના મગજમા કદી ઊતરતી નહિ શંભુભાઈની પ્રમાણિકતા એને મન નરી મૂર્ખાઈ જ લાગતી. જેમ જેમ શંભુભાઈ નિસ્પૃહિ બનતા જતા હતા તેમ તેમ હરકોરની લાલસાઓ વધતી જતી હતી કદી શંભુભાઈ હરકોરને સદુપદેશ આપવાનો પ્રયત્ન કરતા ત્યારે તરત હરકોર વિચિત્ર અભિનય કરતી ગર્જતી

"તમારી સલાહ, ભલા થઈને તમારી પાસે રેવા દો હુ ન હોત તો ખબર પડત, આ તમારા ઘરબાર સધા લૂંટાઈ જાત ને તમારે ઘરે ઘરે ભીખ માગવાની વેળા "

'અરે, પણ ભગવાન –ભગવાન !'

"ભગવાન ને ભગવાન' મારે લીધે તમારુ વેપારમા હાની રિયુ છે, સમજ્યા?' હરકોર તાડૂકી ઊઠતી. શંભુભાઈ ભગવાનનુ નામ જપતા ત્યાથી ઊઠી જતા

હરકોર શંભુભાઈની બીજી વારની પત્ની હતી પહેલી પત્નીથી તેમને સતાનમા માત્ર એક પુત્રી રેવા હતી દિવસે દિવસે તે મોટી થતી જતી હતી. શંભુભાઈ તેને જોઈ વિચારતા. "આ છોકરી તો ઉકરડાની જેમ વધે છે એને પૈણાવવી ક્યા?'

તેણે પોતાની મૂઝવણ હરકોરને કહી ત્યારે હરકોરે જવાબ દીધો "હવે તમારી આખો ઊઘડી? તમતમારે દુકાને બેસીને ભજન ગાયા કરો ને! પણ, હુ તમારા જેવી ભોટ નથી કે આગ લાગે તઇ કૂવો ખોદવા જાઉ મારા ભાઈ ગોપાળને મે ક્યારનુ ય તે માટે કહી દીધુ છે તે તપાસ પણ કરે છે"

હરકોરનો આ જવાબ સાભળી શંભુભાઈને આમ તો શાતિ થઈ પણ અચાનક એક બીજો વિચાર તેમને આવ્યો અને તેઓ કપી ગયા તેમણે કહ્યુ, "જો, હુ તને એક વાત કહી દઉ'

'એક શુ, હજાર કહોને'

"એમ ઉતાવળી ન થા ભલી માણસ' સાભળ આપણે છોકરીના પૈસા લઈ હાથ કાળા નથી કરવા, સમજી? આપણી ન્યાતના બીજા લોકો ગમે તે કરે આપણે એ પાપના પડછાયે ય નથી ચડવુ છોકરીને તો બને તેટલુ આપવુ અને ન બને તો હાથ જોડવા પણ એના ઘરનો ચોખાનો દાણો ય આપણા ઘરમા પડવો ન જોઈએ આપણા બપદાદાની આબરૂ પર ડાઘ લાગે!'

શંભુભાઈનુ આ પ્રવચન સાભળી હરકોર અત્યત ઉગ્ર બની ગઈ

"તમે મને કેવી ધારો છો? તમારે મન હુ તો ચોર છું, નહિ? છોકરીના પૈસા લેવાની વાત મારા તો મનમા ય ન હતી, તમને કોણ જાણે ક્યાથી એ વાત યાદ આવી ગઈ? કમળો હોય તેને બધુ પીળુ જ દેખાય!"

હરકોરની આ સ્પષ્ટતાથી શંભુભાઈનો જીવ હેઠો બેઠો છતા તેમણે એક વાર પોતાની એક માત્ર પુનિત ઇચ્છાનુ પુનરુચ્ચારણ કર્યું, હરકોરે તે માટે તેમને ખાતરી આપી

અલબત્ત તે પોતાના મનમા કહેતી હતી. 'એમના જેવા મૂર્ખાઈ કરીએ તો દુનિયામા રે'વાય જ શી રીતે? જે પાણીએ મગ ચડતા હોય ઈ જ પાણીએ ચઢાવવા એનુ

ચૂકે?
વૃક્ષ વડનુ વધે છે ઊંચે તેમ
એની વડવાઈઓ નીચે ઝૂકે,
તેમ માણસ મહાન થાય તો
નમ્ર મનરાનુ કેમ એ ચૂકે?

રતિલાલ–અનિલ

નામ અક્કલ હોશિયારી!"

અને સાચે એવું જ બન્યું. શંભુભાઈને અંધારામાં રાખી હરકોરે એના ભાઈ ગોપાળે —જે દલાલીનો જ ધંધો કરતો હતો—કન્યા-વિક્રયના પૂરા એક હજાર રૂપિયા વરપક્ષ પાસેથી ઓકાવ્યા. વરવાળા ગરજાઉ હતા એટલે તેમ કર્યા સિવાય તેમને છૂટકો જ ન હતો. હરકોર ને ગોપાળની ચતુરાઈથી શંભુભાઈ આ વાત જાણવા સુદ્ધાં ન પામ્યા તે તો આખો દિવસ દુકાન સાચવતા, એટલે ઘરમાં શું બને છે તેની તેમને ક્યાંથી ખબરે ય પડે?

જ્યારે એક હજાર રૂપિયાનો ઢગલો હરકોરે નજર સમક્ષ જોયો ત્યારે તેની આંખોમા આનંદના ઓઘ ઊમટયા તેના જીવને ટાઢક થઈ તેને લાગ્યું કે તે હવે જગત જીતી ગઈ છે. પતિની સલાહે તે ચાલી હોત તો? મહામોટી ભૂલ જ થાત કે બીજું કાંઈ? આ પૈસા કાળે-દુકાળે તો વહાલા હેમ જેવા લાગશે.. પછી એક એકાન્ત ઘડીએ એ પૈસાને તેણે ઘરના વાડામાં ભંડારી દીધા માટી નીચે લક્ષ્મી ધરબાઈ ગઈ—કે હરકોરની માનવતા? અલબત્ત, એ એક હજારમાંથી ત્રણસો રૂપિયા ગોપાળને આપવા જ પડ્યા હતા, કારણ કે બધું ચોકઠું ગોઠવનાર એ જ હતો

જ્યારે બીજી બાજુ શંભુભાઈ મનોમન રાજી થતા હતા કે તેમનું કુળ ઊંચુ ને ઊંચું જ! કન્યા તો કંકુની જ દઈએ! બીજા ન્યાતવાળાઓની જેમ હાથ કાળા નથી કરતા. પણ બિચારા શંભુભાઈ! એમને ક્યાં ખબર હતી કે આ બધું ગૌરવ ગંદકી ભેગું મળી ગયું હતું—કહો, ગૌરવના ગુલાબને ક્યારના ય કાંટાઓએ વીંખી નાખ્યું હતું. સ્વમાનનો સૂરજ ક્યારનો ય આથમી ચૂક્યો હતો સ્વાર્થના અંધારાં ઊમટી પડ્યાં હતાં

રેવાનાં લગ્ન રંગેચંગે થઈ ગયાં. કન્યા-વિક્રયના ૧૦૦૦ રૂપિયા ઉપરાંત રેવાને બાર તોલા સોનું પલ્લામાં (સ્ત્રીધનમાં) આપવામાં આવ્યું હતું. શંભુભાઈને તેમાં કશું વાંધાજનક ન લાગે એ સ્વાભાવિક હતું. સ્ત્રીધન તો દરેક કન્યાને અપાય જ છે. તેથી જ જ્યારે બાર તોલાના સુવર્ણાલંકારો તેમને બતાવવામાં આવ્યા ત્યારે તેમણે કહ્યું, "ભગવાન, ભગવાન! મારે એ જોઈને શું કામ છે? પે'રનારી સુખી રે' ને એનું સૌભાગ્ય અખંડ રે' એટલે બસ, બધું સારું જ છે."

પણ એ સોનાનો ચળકાટ હરકોરની આંખોને અજબ રીતે આંજી ગયો. આટલું બધું સોનું? પોતે તો કદી પહેર્યું ય ન હતું ને ભવિષ્યમાં ય પહેરી શકાવાનું ન હતું. તેના હૃદયમાં લોભના કીડાએ બીજો ડંખ માર્યો. અને એટલે જ રેવાને જ્યારે પહેલું આણું વળાવવાની વેળા આવી ત્યારે હરકોરે રેવાને કહી દીધું, "જો રેવલી! થોડા દિવસ વીતે પછી આ બધાં ઘરેણાં લઈને આંહી હાલી આવજે. જો નહિ આવે તો હું તને જીવતી નહિ મૂકું. યાદ રાખજે મારી હારે કામ કરવાનું છે"

બિચારી રેવા! એ હતી તો એના બાપ જેવી જ સરળ, પણ તે તેની સાવકી માથી ખૂબ ડરતી. હરકોરની આ આજ્ઞાથી તો તે ધ્રૂજી ગઈ. હરકોરની કરડી આંખો તેને કંપાવી ગઈ. તેને તેના બાપનું સ્મરણ થયું, પણ..... શંભુભાઈ તો તે વખતે દૂર ઊભા'ઊભા કોઈને કહેતા હતા કે તેમનાથી છોકરીને આણું વળાવતી વેળાએ પૂરતો કરિયાવર આપી શકાયો નથી તેનું તેમને ભારે દુઃખ હતું.

રેવા સાસરે ગઈ. તેનો પતિ માધુ અઠ્ઠાવીસ વર્ષનો જુવાન હતો. રેવા અને માધુને ઠીક ઠીક ફાવી ગયું પણ રેવાના હૃદયમાં હરકોરની પેલી ધમકી રહી રહીને પડઘા પાડતી હતી. શું કરવુ તે તેની અપરિપક્વ બુદ્ધિને સમજાતુ ન હતું. કદીક તેને ચાલ્યા જવાની ઈચ્છા થતી પણ માધુનો સ્નેહ તેને તેમ કરતાં રોકતો. તેનો ગભરુ સ્વભાવ તેને કશો દૃઢ નિશ્ચય કરવા દેતો ન હતો પણ...એક દિવસ નજીવા કારણસર માધુએ રેવાને માર માર્યો. તાત્કાલિક અમરથી રેવા ગુસ્સે થઇ ગઈ. માધુએ શા માટે મારી?

એવો તે કયો ગભીર ગુનો થઇ ગયો હતો? શ્રાવણ મહિનાના મેળાના તે દિવસો હતા. વધુ વિચાર કર્યા વગર "હુ મેળામા જાઉં છું" કહી તેણે ગાડીમા બેસી પિતૃગૃહનો પંથ પકડ્યો. હા, બધાં ઘરેણા સાવદીમાના હુકમ પ્રમાણે તેણે માગી લીધાં હતાં—મેળામા ઘરેણા પહેરવા છે, એવું બહાનું બતાવીને જ તો!

એને આવેલી જોઈ હરકોરને બહુ હરખ થયો તરત એના બધાં ય ઘરેણા લઇ લીધા સાંજે શંભુભાઈ દુકાન બંધ કરી ઘેર આવ્યા ત્યારે રેવાને જોઇને તેમને ભારે નવાઈ લાગી,

"અરે, રેવા! તુ ક્યાથી? નહિ કાગળ, નહિ પત્તર; આમ ઓચિતી ક્યાથી આવી ચડી?"

'તમે તો કેવી ધડમાથા વિનાની વાત કરો છો! છોકરીને પિયેર આવવા સારું તે કાઈ મુરત જોવાનું હશે? તો આજ આવી કે કાલ આવી એમ કોં છો! પિયેર તે કાઈ પારકુ ઘર છે કે કાગળ લખવો પડે?"

"ના, ના હુ ક્યા એમ કહુ છુ? પણ—'

"તમે તમારુ કામ કરોને કે પિયુ" હરકોરે વાતને આગળ વધતી બધ કરી દીધી તેનો વિચાર એવો હતો કે રેવાનાં બધા ઘરેણા લઈ લેવા અને પછી એને છૂટાછેડા લેવડાવી બીજે ઠેકાણે પરણાવવી અલબત્ત, ત્યાથી પણ સારી રકમ લીધા પછી જ! હરકોર આ કલ્પનાએ આનદથી ડોલી ગઈ. રેવાને હાલના સાસરિયાં ખૂબ દુખ દે છે એવી વાત કરવાથી શભુભાઈ પણ સમત થશે એવી એને આશા હતી અર્થલોભ સગી પુત્રીનુ હિતાહિત જોવા રોકાતો નથી તો, હરકોરને તો રેવા ક્યા સગી પુત્રી હતી..?

મેળામાં ગયેલી રેવા મોડે સુધી પાછી ન ફરી એટલે તેના પતિ માધુએ માની લીધું કે તે રિસાઈને તેને પિયેર જ ગઈ હોવી જોઇએ બીજે દિવસે તે રેવાને ગામ—ઘેર—આવ્યો પણ હરકોરે તેનુ ખૂબ અપમાન કરી તેને કાઢી મૂકયો અને સાથે તેને જણાવી દીધુ કે એવાં જુલમી સાસરિયાંને ત્યા પોતાની લાડકડી પુત્રીને કદી ય મોકલવાની નથી. માધુ આ સાભળી સ્તબ્ધ બની ગયો. તેને આ અપમાન હાડોહાડ લાગ્યું. તે તરત જ ચાલ્યો ગયો ...અને એ વખતે શંભુભાઈ દુકાનમા બેઠા બેઠા કોઈને કહી રહ્યા હતા, "ભલા ભાઈ! દીકરી ઘરબા'રે ને હાથી દરબારે જ શોભે!"

રેવાને પિયેર આવ્યે બે મહિના વીતી ગયા ત્યારે શભુભાઈને નવાઈ લાગી કે હજી કેમ તેના સાસરિયા તેને તેડી જતા નથી! એકવાર હરકોર બહાર ગઈ હતી ત્યારે તેણે રેવાને પૂછયુ "બેટા રેવા! તારે સાસરેથી તને કોઈ તેડવા કેમ આવતુ નથી?'

રેવા આ પ્રશ્ન સાભળી ધ્રુસકે ને ધ્રુસકે રડી પડી. યૌવનની ઉદ્ધત નાદાનીમા તે માધુને છોડી આવી તો ખરી, પણ અહી આવ્યા પછી તેને ઘડીએ ઘડીએ તે યાદ આવતો હતો હરકોર તેને દુશ્મન સરખી લાગતી હતી અજ્ઞાનમાથી મર્જાયેલા બાપના મૌનથી તે મૂઝાતી આજે જ્યારે તેના બાપે તે સબધમા પ્રશ્ન કર્યો ત્યારે એની આખોના સરોવર આડે બધાએલી પાળ તૂટી ગઈ ને નીર વહી નીકળ્યા

તેને રડતી જોઈ શભુભાઈ નવાઈ પામ્યા

"તુ કેમ રડે છે?"

"બાપા! હવે મારે સદા ય રડવાનુ જ છે"

"કેમ?"

"મારાથી કોઈ દિવસ હવે ત્યા નહિ જઈ શકાય બાપુ!"

'શુ વાત કરે છે? કાઈ ઝઘડો કરીને તો નથી આવીને? મને બધુ કહે બેટા!"

અને રેવાએ બાપ આગળ હૈયાનાં બધન તોડી નાખ્યાં હરકોરની ધમકી, ઘરેણા માટેનો તેનો મોહ અને કન્યાવિક્રયના એક હજાર રૂપિયા—આ બધુય તેણે બાપને કહી દીધું શભુભાઈને માથે તો આ સાભળી વીજળી જ પડી ક્ષણભર તેમનુ સ્થિર મન પણ ઉશ્કેરાઈ ગયુ. પણ પછી તેમણે સ્વસ્થતા મેળવી લીધી ઉગ્ર થવાથી કાઈ સારું ફળ નહિ આવી શકે એ હકીકત તેમને સ્પષ્ટ સમજાઈ ગઈ. તેમણે

રેવાને પૂછ્યુ, 'રેવા! તું સાસરે જવા રાજી છે?"

રેવાએ તરત જ સંમતિ આપી. શંભુભાઈએ બીજો પ્રશ્ન પૂછયો, "રેવા! પેલા હજાર રૂપિયા તારી માએ ક્યાં મૂક્યા છે તે તું જાણે છે?"

"હા, બાપા! તેણે વાડામા ખાડો ખોદીને દાટયા ત્યારે હું બહારથી એકાએક જઈ ચઢેલી ને મે તે છુપાઈને જોયું હતુ."

"મને તે જગ્યા બતાવ, દીકરી!"

રેવા બાપાનો હાથ પકડી વાડામાં લઈ ગઈ અને જે જગ્યાએ હરકોરે ધન ભંડાર્યું હતું એ જગ્યા બતાવી. શંભુભાઈએ ઝડપથી જમીન ખોદી ડબ્બો બહાર કાઢયો અને હરકોર આવે તે પહેલાં બધું ઠેકાણે કરી નાખ્યુ. પણ હજી શંભુભાઈને સંતોષ થયો ન હતો. રેવાનાં ઘરેણાં શી રીતે મેળવવાં? એ હવે એમની ચિંતાનો મુખ્ય વિષય થઈ જતાં રાત આખી તેમને ઊંઘ ન આવી. અચાનક તેમને એક યુક્તિ સૂઝી. સવારે દુકાને જતી વખતે રેવાને તેણે ખાનગીમાં કહ્યું. "રેવા! તારા ઘરેણાં સીધી રીતે માગવાથી તારી મા મને કે તને કદી ય આપવાની નથી પણ આજે તો દશેરાનો દિવસ છે ને? તો તું એને કહેજે કે મારે તો બધા ઘરેણાં પે'રી મંદિરે જાવું છે. ન માને તો જીદ કરજે. તોય નહિ માને તો કે'જે કે તારી બધી પોલ ઉઘાડી પાડી દઈશ ને પછી બધાં ઘરેણાં પે'રીને તું દુકાને આવજે."

આમ કહી તેમણે પેલા રૂપિયા લઈ દુકાન તરફ પ્રયાણ કર્યું. દુકાને જઈ તેમણે રૂપિયા ગણતાં તે ૭૦૦ થયા. આથી તેમણે માન્યું કે હરકોરે બાકીના ત્રણસો બીજે ક્યાંક સંતાડ્યા હશે. કાંઈ વાંધો નહિ જેટલા આવ્યા તેટલા તો ખરા! બળતા ઘરના દાંડા જેવી વાત છે! પછી જોઈ લેવાશે. અને નહિ મળે તો ય પોતાનાં બાવડાંમાં ક્યાં બળ નથી? વધારે પરસેવો પાડી શકાશે પણ કન્યાને તો કંકુભેર વળાવવી જ પડને? એનું કશું ય લઈ શકાય?

તેમણે રેવાની રાહ જોવા માંડી—ચિન્તિત હૃદયે. અંતે જ્યારે દૂરથી તેમણે રેવાને આવતી જોઈ ત્યારે તેમની આખમા આસુ છલકાઈ ગયા. તેમના મનમાં વિચાર જાગ્યો: "આ બિચારી છોકરી! પૈસાના લોભમાં એને ધણીથી વિખૂટી રાખવી? પૈસાનો લોભ ભારે ભૂંડો. સીતાજીના મનમાં સુવર્ણમૃગનો લોભ જાગ્યો ને એમને રામચન્દ્રથી છૂટા થવું પડયું. રામ ...રામ ..."

તરત તેમણે દુકાન બંધ કરી પેલા સાતસો રૂપિયા લીધા અને રેવાની સાથે સીધા સ્ટેશને ગયા. ગાડી આવતાં તેમણે રેવાના સાસરાના ગામની વાટ લીધી ગાડીમાં બેઠાં પછી તેમણે રેવાને કહ્યું, "રેવા! બધાં ઘરેણાં આવી ગયાં છે ને? વાલની ય વસ્તુ રહી નથી ને? તારી મા તો બચાડી ભલી માણહ છે; એને આવી વાતોમા સમજણ નો પડે." ગતિમાં દોડતી ગાડીએ તેમને રેવાને સાસરે પહોચાડી દીધાં.

અને પછી રેવાની સાસુના પગ આગળ પેલા ૭૦૦ રૂપિયા ઠાલવતાં તેમણે કહ્યું,

"વેવાણ! આ તમારા રૂપિયા, આ તમારા ઘરેણાં ને આ તમારી દીકરી જેવી રેવા! બધું ય સંભાળી લેજો હો આ મારી રેવાની મા બચાડી સાવ ભલી માણહ છે. ઈને આવા વે'વારમાં જરાય ગતાગમ નહિ પડે તી મને થિયું કે લાવ, હું જ ઈ વે'વાર પતાવી દઉં. અને હા, આ સાતસો જ રૂપિયા છે—ત્રણસો બાકી છે ઈ ય હું આવતી દિવાળી લગણમાં આપી જાઈશ." કહી શંભુભાઈએ ઉમેર્યું, "લ્યો, બેસો, હું જાઉં છું ... મારે સાંજ પે'લાં તો ઘરે પોંચવું જ રિયું નઈ તો રેવાની મા ..."

રેવાની સાસુ પહેલાં તો કશું સમજી જ ન શકી અને જ્યારે તેને સમજાયું ત્યારે તેના આશ્ચર્યની સીમા ન રહી તેણે શંભુભાઈને જમીને જવા આગ્રહ કર્યો ત્યારે શંભુભાઈ બોલી ઊઠયા, "અરે, ભગવાન! તમે આ શુ બોલ્યાં? દીકરીના ઘરનું મારાથી પાણી ય કદી પીવાય? કન્યા તો કંકુના પગલે આવે ને જાય. એ કંકુને રાખ ન કરાય! એ કંકુ ઉપર તો એક એક સોનામો'ર મૂકું તો ય ઓછી છે."

અને શંભુભાઈ ચાલી નીકળ્યા........!!

# નિર્વૈરતાનુ શિક્ષણ

વિનોબા

બુદ્ધ ભગવાને દુનિયાને અવેરનુ શિક્ષણ આપ્યુ એમણે કહ્યુ કે વેરથી વેરનુ શમન નથી થતુ એમણે જે શિક્ષણ આપ્યુ, એ તત્ત્વ શીખવ્યુ એ એમના યુગમા નવુ હતુ આજે તો એ નથી પરતુ એમણે જ્યારે એનુ ઉચ્ચારણ કર્યુ ત્યારે પણ નવુ ન હતુ એમના પહેલા ભારતમા સેકડો વર્ષોનો અનુભવ હતો, તત્ત્વજ્ઞાન આત્મા અનાત્માનો વિવેક હતો વેદ ઉપનિષદ, સાખ્ય ગીતા—આ બધુ એમના પહેલા સર્જાઈ ચૂક્યુ હતુ વેદોએ આપણને નિર્વૈરતાનુ શિક્ષણ આપ્યુ

'મિત્રસ્ય મા ચક્ષુષા સર્વાણિ
ભૂતાનિ સમીક્ષન્તામ્
મિત્રસ્યાહુ ચક્ષુષા સર્વાણિ
ભૂતાનિ સમીક્ષે'

જો હુ ચાહતો હોઉ કે આખી દુનિયા મારી તરફ મિત્રની નજરે જુએ તો હુ પણ દુનિયાની તરફ મિત્રની નજરે જોઈશ' દુનિયાને મિત્ર કે શત્રુ બનાવવી એ મારા હાથની વાત છે હુ ચાહુ તો એને મિત્ર કે શત્રુ બનાવી શકુ એ બધો ક્રમ મારા હાથમા છે—બીજાના હાથમા નહી હુ ચાહીશ તેવી દુનિયા બનશે એ વાનર છે અને હુ મદારી છુ આપણે જેવુ રૂપ ચાહતા હોઈશુ એવુ જ રૂપ દુનિયાને આપીશુ હુ મિત્રની નજરે જોઉ તો આરસીમા એવી તાકાત નથી કે એ બીજી નજરે મને જુએ! મારી આખ નિર્મળ છે તો આરસી મેલી થઈ શકતી નથી મારી ઇચ્છાવિરુદ્ધ દર્શન એ કરાવી શકતી નથી જેમ આરસી મારા પ્રતિબિમ્બરૂપ છે તેવી જ હાલત જડ દુનિયાની છે કોઈ પણ બાજુ જુઓ સૃષ્ટિ અપાર અનત અને અસીમ છે પરતુ ચેતનની સામે વિશાળ દુનિયા કાઈ જ નથી જેમ અગ્નિની સામે લાકડાનો મોટો ઢગલો કઈ જ નથી હોતો—કેમ કે તે જડ છે હુ દુનિયાને જેવી જોઈશ તેવી ત બનશે આખી દુનિયા મારા હુકમથી ચાલે છે આ હિમાલય મારી આજ્ઞાથી જ ઉત્તર દિશામા છે હુ ચાહુ તો એને દક્ષિણ તરફ ફેરવી શકુ છુ જ્યારે મે આમ કહ્યુ તો એક છોકરાએ મને પૂછ્યુ છે કે એ કેવી રીતે શક્ય છે? મે કહ્યુ કે હુ હિમાલયની ઉત્તરે જાઉ તો એ દક્ષિણમા ફેકઈ જશે દક્ષિણમા આવવાની એની હિમ્મત નહી થાય એ મહાન છે પરતુ જડ છે હુ ચેતન છુ એ કપાસના ફૂલના ઢગલા જેવો છે—હુ અગ્નિની ચિનગારી જેવો છુ એને ખાક કરી શકુ એ મને બાળી શકે નહી એટલા માટે કહુ છુ કે હુ દુનિયાને મિત્ર કે શત્રુ બનાવી શકુ છુ એ મારા હાથની વાત છે એ વેદોએ સમજાવ્યુ છે વેદોથી લઈને બુદ્ધ સુધી હજાર વર્ષ લગી આ વાત દોહરાવવામા આવી છે એની કસોટી કરવામા આવી



# હિરાનો એક પાસો

પ્રે૦ ના૦ ઠક્કર

મેઘલી મધરાત સુમ સુમ વહ્યે જતી હતી. વરસાદ હમણાં જ વરસીને રહી ગયો હતો. વરસી રહેલાં ફિક્કાં વાદળાં ક્ષિતિજ પ્રતિ ગમન કરતાં હતાં ને ચન્દ્રનું તેજ તેમ તેમ વધ્યે જતું હતું. આસપાસના ઘરનાં નેવાં હજી પૂરાં દદડી રહ્યાં ન હતાં, ત્યાં તો એ ગામડાગામના એક માર્ગ પર ભય પામતા એક વૃદ્ધ વટેમાર્ગુએ અચાનક કારમી ચીસ નાખી, 'રે હૈ કોઈ ખુદાકા બંદા, મુઝે રાસ્તા દિખાઓ કોઈ સ્ટેશનકા—ઇસ બુઝુર્ગકો કુછ ભી દિખ નહીં પડ઼તા ...'—ને પુનઃ એ જ નીરવતા! ફરી એ જ પુકારમાં કરુણતાની માત્રા વધી: 'યા અલ્લાકે પ્યારે બંદે, તુઝે પાક પરવર્દિગાર આબાદ રખ્ખેં, મુઝે સીર્ફ યહ રાસ્તા દિખા દે.' ફરી એક વાર એ જ નીરવતાનું ભયાનક અટ્ટહાસ્ય. અરે, કોઈ જાગ્યું નહિ આ આસપાસના ઘરોમાંથી? અરે આ આસપાસ સુનારાંઓ આરામ લે છે કે નિદ્રાનો નશો પીએ છે?

'અરે, મુઝે ખટકકી કયા પરવા? મીલ જાયે તો ઠીક, નહીં તો ખુદાકી મરજી ...' મનને મારતો વૃદ્ધ ફકીર ચાલતો હતો ત્યાં જ બોલી પડ્યો, 'અરે કોઈ આયગા? ... પરવર દિગારકે પ્યારે ...અલ્લા ઉસે સચ્ચી હજ કા ફલ દે....' ફકીરના લોહીમાં જ જાણે ખુદાનું નામ ઊતરી ગયું હતું.

થોડી વારમાં ફકીરને દૂર બારણા ઉઘડવાનો અવાજ આવ્યો. સે તરફ તેણે નજર માંડી તો તેને આછું તેજ દેખાયું. શું એ માણસ આવતો હશે કે કોઈ ભૂતપલિતના ઓળા હશે? આ એક અદના ફકીરની તે કોને પરવા હોય?

ધીમે ધીમે તેજ પાસે ને પાસે જ આવતું હતું. ફકીર રતાંધળો હતો છતાં આછું તો જોઈ શકતો હતો. તેજ હવે એકદમ પાસે આવી ગયું હતું, અરે અટકી ગયું હતું. એક વ્યક્તિ હાથમાં ફાનસ ને છત્રી સાથે ફકીર પાસે આવી.

'બાબા....', વ્યક્તિ આગળ કંઈક કહેવા જતી હતી. ત્યાં બાબા (ફકીર)એ કહ્યું, 'કૌન હો?' 'બાબા, ક્યાં જવું છે? હું તમને મૂકી આવીશ....' 'અલ્લા તેરા ભલા કરે, તું એક એસા આદમી હૈ જિસકો સચ્ચા ઇન્સાન માના જાય....મુજે સ્ટેશનકો જાના હૈ....' હૃદયના ઉદ્દગાર કરુણતાના રસાયણ સાથે તેજહીન, સુક્કા ફીક્કા મુખમાંથી સરી પડ્યા!

'ચાલો બાબા, હું તમને સ્ટેશન પર મૂકી આવું' આવનાર વ્યક્તિ વૃદ્ધ હતી છતાં જુવાનને ટપી જાય એવી એના તનમનની શક્તિઓ હતી. લાકડીના ટેકે સારીએ વૃદ્ધતાનો ખ્યાલ કરાવે એવી રીતે ફકીર ઊઠ્યો વ્યક્તિએ તરત જ હાથનો ટેકો આપ્યો. તેઓ ચાલ્યા.

ગામડું ગામ હતું તેમાંય વળી વરસાદ એટલે ઠેકઠેકાણે ખાડા-ખાબોચિયાં થઈ ગયાં હતાં નીકો ઊંડી થઈ હતી ને તેની આસપાસ જમીનના પથ્થરોએ પોતા પર રહેલું મૃદાવરણ દૂર કરી બહાર ડોકિયું કર્યું હતું. એ તો ઠીક પણ તમરાંનો અવાજ નીરવતાને વધુ ભયાનક બનાવતો હતો. વચ્ચે વચ્ચે ઘૂવડના અવાજો ને તેથી ભય પામતાં કબૂતરોનો ફડફડાટ દૃષ્ટિમાં ભય પ્રેરતાં હતાં ચાદ પાછો ફરી ઢકાઈ ગયો હતો. વાદળાં પણ ગરજતાં હતાં. આવા એ વાતાવરણે દૂર આવેલા સ્ટેશને આ એક અદના ફકીરને મૂકવા એ વ્યક્તિ ચાલી

ફકીર બિચારો એટલો અહેસાનમંદ થઈ ગયો હતો કે રસ્તે ચાલતાં વ્યક્તિ સાથે શી વાત કરવી તે તેને સૂઝતું ન હતું. તે તો તેના મનમાં વ્યક્તિને લાખ લાખ દુઆ દેતો મૂગો મૂગો ચાલતો હતો. ક્વચિત્ વ્યક્તિ ચાલવામાં ધ્યાન રાખવાનું, લાંબી ફાળ ભરવાનું કહેતી તેને અનુસરતો હતો થોડી વારે સ્ટેશન આવ્યું ને યોગ્ય સ્થળે તે વ્યક્તિએ ફકીરને પહોંચાડ્યો. જ્યારે તે રજા લેતો હતો ત્યારે ફકીર બોલ્યો, 'અય ભલે માનુષ, તુને બહુત અચ્છા કિયા ઔર ક્યા કહું? સુઝતા નહીં. મગર તેરા નામ

ક્યા હૈ? બસ, ઇતના બતાજા ગૈ, તુજે ઉમ્રભર ન ભૂલને પાઉં ' હાર્ટ ચઢવાથી ફકીર આગળ ન બોલી શક્યો

'અરે ફકીર સાહેબ, તમે ફકીર છો તમારે મારા નામને શુ કરવુ છે? તમે સુખેથી અલ્લાની બંદગી કરો, અલ્લા સહુ સારુ કરી દેશે' નિખાલસ સ્મિત ને ઉપકારનુ હૃદયપૂર્વક ગૌરવ લેતી એ વ્યક્તિએ પૂઠ વાળી

ફકીરે દેખાય ત્યા સુધી એના ફાનસનુ તેજ જોયા જ કર્યુ ને ખુશનમીની વરસાવતો જ રહ્યો આખરે તે દેખાતુ બંધ થયુ ત્યારે તે જે ઓટલે બેઠો હતો ત્યા જ પોઢી ગયો

એ વ્યક્તિ જાતે પોતાનુ નામ ન કહે પણ સૂરજ કાંઈ છાબડે ઢાંક્યો રહે? એ તો ચરોતરનુ મોતી—મોતીભાઈ અમીન

ઉપરનો પ્રસંગ તે વસો ગામનો

*

## કલિયુગનો વાસ —મુકુન્દભાઈ

મહાભારતમા આ વાત આવે છે

એક રાજા એક બળદ અને એક ગાયને મારતો હતો પરીક્ષિત રાજાએ આ જોયુ એટલે તેણે પેલા રાજાને ભયભીત કર્યો પેલો રાજા ભય પામીને પરીક્ષિત રાજાને શરણે આવ્યો અને બોલ્યો "હે પરીક્ષિત, હુ કલિયુગ છુ"

પરીક્ષિત રાજાએ બળદને પૂછ્યુ "તમે કોણ છો અને શા માટે તમને આ કલિયુગ પીડે છે?"

બળદ કહે "હે કૃપાળુ, હુ ધર્મ છુ પરંતુ કાળબળને લીધે હુ આટલો ક્ષીણ અને નિર્બળ બની ગયો છુ!"

પછી પરીક્ષિતે ગાયને પૂછ્યુ "હે મૈયા, તમે કોણ છો?'

ગાય કહે "હે નરેશ હુ પૃથ્વી છુ હુ વૃદ્ધ થઈ ગઈ છુ અને ખૂબ દૂબળી પણ પડી ગઈ છુ એટલે આ કલિયુગ મને પીડી રહ્યો છે!"

પરીક્ષિત રાજા તો આ બધુ સાંભળીને વિમાસણમા પડી ગયો કલિયુગ જેવા મહા બળવાનને શી શિક્ષા કરી શકાય? છેવટે પરીક્ષિતે કલિયુગને કહ્યુ 'હે કલિયુગ, હુ તમને જીવતદાન આપુ છુ હવે પછી તમારે મારા રાજ્યમા વાસ કરવો નહી'

કલિયુગ જરા નરમ પડી જઈને વિનતી કરતો બોલ્યો 'હે પરીક્ષિત, તમારા રાજ્યમા અસંખ્ય જીવો રહે છે અને પોતાનુ ગુજરાન ચલાવે છે માટે કૃપા કરી મને પણ થોડી જગ્યા આપશો તો હુ પણ મારુ નિભાવી લઈશ"

પરીક્ષિત રાજાએ કહ્યુ "ઠીક ત્યારે બોલો તમારે ક્યા રહેવુ છે?'

કલિયુગ—"તમારી જ્યા ઇચ્છા હોય ત્યા મને વાસ કરવાની રજા આપો"

પરીક્ષિત—"જ્યા જુગાર રમાતો હોય ત્યા તમારે વાસ કરવો"

કલિયુગ—"અરે, રાજાજી, બસ એટલુ જ? મને એટલુ શી રીતે પૂરતુ થાય?'

પરીક્ષિત—"તો પછી જ્યા દારૂ વગેરે કેફી વસ્તુનુ પાન થતુ હોય ત્યા પણ તમારે વાસ કરવો"

કલિયુગ—' હે કૃપાળુ, તમે જાણો તો છો જ કે મારો પરિવાર બહુ મોટો છે! બીજે ક્યાક રહેવાની રજા આપો તો મોટો ઉપકાર થશે"

પરીક્ષિત—"અરે, તમે તો વધારે ને વધારે માગવા લાગ્યા હવે આટલુ છેવટે વધારે આપુ છુ જ્યા અનીતિથી ધન ભેગુ કરાતુ હોય ત્યા તમારો વાસ થશે'

## 'પહોંચાડી દઈશ'

રેહાના તૈયબજી

સન '૩૫ની વાત છે. મસૂરીમાં, શ્રી સ્વામીજી ભોલાનાથજીને ત્યાં સત્સંગ અને અધ્યાત્મચર્ચા ચાલતાં હતાં. સ્વામીજીએ એક કથા કહી એની મારા મન ને જીવન પર ઘેરી અસર પડી. પ્રભુસમર્પણની ઉન્નત ચર્ચા ચલાવતાં એમણે કહ્યું: '....માં એક ભંગી રહેતો હતો રસ્તામા આવતાં-જતા જે કોઈ મળે તેને તે 'સલામ લાલાજી!' 'પ્રણામ લાલાજી!' કહેતો. કોઈ એના સલામ પ્રણામ ઝીલતું, કોઈ ઉપેક્ષા કરીને ચાલ્યું જતુ. કારણ કે એ ભંગી હતો ને!

એક દિવસ એ ભંગીને લૉટરીમા એક લાખ રૂપિયાનું ઈનામ લાગ્યું અને એ પણ લાલાજી બની ગયો! ઉમદા પોશાક, સરસ મકાન, ફક્કડ ઠાઠમાઠ—પછી પૂછવું જ શુ? આવતાં-જતાં એને જે કોઈ મળતું તે સૌ એને 'સલામ લાલાજી!' 'પ્રણામ લાલાજી!' કહેવા લાગ્યું! પેલો ભગી તે સૌને 'પહોંચાડી દઈશ!' એવો જવાબ આપતો. વારંવાર એકનો એક જવાબ સાંભળી એના એક મિત્રના દિલમાં ચટપટી થઈ, કે શું પહોંચાડશે, કોને પહોંચાડશે? એક દિવસ એ પેલો હરિજન ઘરે પાછો ફરતો હતો ત્યારે તે તેની પાછળ લપાતો છુપાતો ખબર ન પડે તેમ ગયો. તેના ઘરમાં ગયો અને જે ઓરડામાં હરિજન ગયો તેના બારણા આગળ તે ઊભો રહ્યો, તો એને એક અનોખું દૃશ્ય જોવા મળ્યું.

પહેલાના ભંગી અને આજના લાલાજી પોતાની તિજોરી પાસે ગયા અને તેને ખોલી બે હાથ જોડી માથું નમાવી પૂજ્યભાવથી કહેવા લાગ્યા: 'લક્ષ્મી માતા! હું તો પહેલાં જે હતો તે જ અત્યારે પણ છુ. પણ તમે જ્યારથી મારી તિજોરીમાં આવીને બેઠાં છો ત્યારથી હું 'લાલા' બની ગયો છું અને બધા જ મને સલામ-પ્રણામ કરતા થઈ ગયા છે. પણ એ સલામ-પ્રણામ મને નથી મા, એ બધા તને જ સલામ પ્રણામ કરે છે તો લો, એ બધું તમને પહોચાડી દઉં છું. રસ્તામાં મને ફલાણા ફલાણા મળ્યા હતા અને તેઓએ તમને સલામ-પ્રણામ, જયરામ કર્યા હતા'

બારણે ઊભેલો મિત્ર આ જોઈ-સાભળીને ભારે શરમાયો એક મૂલ્યવાન બોધપાઠ શીખીને તે દબાતે પગલે ત્યાથી ભાગી છૂટ્યો.

અમારા 'અલહમ્દુલિલ્લાહ' વાક્યનો પણ લગભગ એવો જ ભાવ છે: 'બધી તારીફ અલ્લાહની છે.'

એકનાથને ઈશ્વરે મનજોગી સ્ત્રી આપી તેને થયું, "ઈશ્વરની કેટલી બધી આપણા પર કૃપા છે! આપણે એની મદદથી ઝટ ઈશ્વરને પહોંચીશું." તુકારામને અનુકૂળ સ્ત્રી નહોતી મળી. તે કહે, "મારા પર ઈશ્વરની કેટલી બધી રહેમ છે કે તેણે મને અનુકૂળ સ્ત્રી આપી નથી નહીં તો હું ખચીત જ સંસારમાં લપટાઈ ગયો હોત." સ્ત્રી મનને ગમે એવી મળી તોયે કૃપા, મનથી ઊંધી ચાલનારી મળી તોયે કૃપા. બિલકુલ ન મળી તોયે કૃપા. અને મળ્યા પછી મરી ગઈ તોયે કૃપા જ છે — બાઈલ મેલી મુક્તિ ઝાલી, દેવે માયા સોડવિલી. વિઠો તુઝેં માઝેં રાજ્ય — બાઈ મરી ગઈ, મુક્તિ થઈ, ઈશ્વરે માયા છોડાવી વિઠોબા હવે તારું ને મારું રાજ થયુ ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ. "હે ઈશ્વર તારી ને મારી વચ્ચે પડદો હતો તે હવે ગયો. આપણા બેનુ એકછત્રી રાજ્ય થયું." આમ ભક્તને બધી વાતોમાં ઈશ્વરની કૃપા જ કૃપા દેખાય છે. અનન્ય ભક્તની ભૂમિકાની આ જ મોટાઈ છે.

—વિનોબા

## ઉષા અને સંધ્યા

કાકા કાલેલકર

ઉષા અને સંધ્યા વચ્ચે કેટલું ભારે અંતર છે! એકમાં ઉત્સાહનો તાજગી છે તો બીજામાં અનુભવની સમૃદ્ધિ છે એક પ્રવૃત્તિનું પરાક્રમ છે તો બીજામાં નિવૃત્તિની કલ્યાણકારી શાંતિ એક બીજ વાવવાનો મોસમ છે તો બીજી છે ફસલ કાપવાની કૃતાર્થતા. પ્રભાત સામાજિક છે તો સંધ્યા કૌટુમ્બિક છે પ્રભાત વખતે પુરુષાર્થી લોકો પોતાના પ્રિયજનોને ઉદાસ કરી દેશ વિદેશ ચાલ્યા જાય છે સાંજે એ જ વિજયી વીર બનીને દેશ દેશાંતરની સમૃદ્ધિ અને અનુભૂતિ ઘેર લાવે છે અને ઇષ્ટજનોની સાથે એનો ઉપભોગ કરે છે આ બધું કેવી રીતે બને છે? સૂર્યનારાયણના આગમનથી લાલ ગુલાબી પ્રભાત ખીલે છે એ જ ભગવાનના જવાથી નારંગી સંધ્યા ખીલે છે

સવિતાનારાયણ સનાતન યાત્રી છે એમની સામે પ્રભાત આગળ આગળ દોડે છે, અને પાછળ પાછળ સંધ્યા ઊતરે છે કોઈ પિતા પોતાના બંને હાથોથી બે બાળકોની આંગળીઓ પકડીને પોતાની આસપાસ ઉંદર બિલ્લીની રમત રમાડે છે, તેમ સંધ્યા અને પ્રભાતના ચક્કર ચાલુ રહે છે

જીવનમાં જે રીતે બુઢાપાની ગોદમાં શૈશવ આવીને બેસે છે વૃદ્ધ શિયાળાની આંગળી પકડવા માટે જે રીતે બાળ વસંત અગ્રેસર થાય છે એ રીતે સંધ્યાની ગોદમાં બેસવા માટે અને એની ચુંબનરૂપી ધન્યતાનો અનુભવ કરવા માટે કુમાર અરુણ એની નજીક કેમ નથી આવતો?

વાત સાચી છે પરંતુ દીર્ઘ દિવસ અને સુદીર્ઘ રાત્રિ એ બંનેની વચ્ચે જે ઊભા છે—પડ્યા છે—એનું શું કરવું? એ બેમાંથી કોઈ એકને પણ સંકોચ થઈ શકે તો પૂર્વી રાગ સ્વરમાંથી વિભાસના સ્વરો ફૂટવા લાગશે કવિ સૂર્યદેવને પ્રાર્થના કરે છે "હે વિશ્વંભર! એવું દૃશ્ય કેમ નથી બતાવતો?" સૂર્ય દેવ કહે છે 'અવશ્ય અવશ્ય બતાવીશ. જરા ઉત્તર ધ્રુવ બાજુ આવી જજે! ત્યાં તારી કલ્પના સિદ્ધ થશે વાસના સહેજમાં જ તૃપ્ત થશે'

મહારાષ્ટ્રકવિ કેશવસુતની કવિતા યાદ આવે છે

> દિવસ બોલતો 'જુઓ જુઓ,'
> રાત્રિ 'વિસાવા ખ્યા' મ્હણતે

શેક્સપિયરે પણ એવું જ કંઈ ગાયું છે અસ્પષ્ટ સ્મરણ છે કે ગુજરાતી કવિ બોટાદકરે પણ એવું જ કંઈ કહ્યું છે આપણા જગત્કવિ રવીન્દ્ર દિવસ અને રાતને એક એક બાજુ હટાવીને ઉષા સંધ્યાને પાસે પાસે આવવાનું આમંત્રણ આપે છે

•

ઇતર સર્વ જ્ઞાનો અને આત્મજ્ઞાન વચ્ચે પણ મહત્ત્વનો તફાવત છે મેં ભૂગોળનો અભ્યાસ કર્યો. પરીક્ષા થઈ ગઈ હવે તે જ્ઞાનની જરૂર રહી નહીં તે વિસરાઈ ગયું કાશીમાં હતે ત્યાં સંયુક્ત પ્રાન્તોમાંની આગગાડીઓનું ટાઈમટેબલ મારા ધ્યાનમાં હતું હવે પ્રયોજન રહ્યું નથી ભૂલી ગયો. આ જ્ઞાન બહારના વિષયોનું હોવાથી બુદ્ધિને તેનો બોજો રહે છે તેનો ઉપયોગ હોય ત્યાં સુધી બુદ્ધિ તે ભાર ખેંચે છે જરૂર મટી ગઈ કે તેને ઉતારી નાખે છે આવા અનેક ઇતર જ્ઞાનોનું ભારે મોટું વજન બુદ્ધિ પર લાદવું એ ભારે વિદ્વત્તાનું લક્ષણ મનાય છે ભારે વિદ્વત્તા એટલે બુદ્ધિ પર ખૂબ મોટો ભાર લાદી તેને કમકૌવત કરવાપણું છે આવી ભારે વિદ્વત્તાથી બુદ્ધિમાં જડતા જ આવે ને તે બાડી બને ઈશ્વર કરેને એવી ભારે વિદ્વત્તા કોઈને પણ આવી ન મળો! આત્મજ્ઞાનનું એવું નથી આત્મજ્ઞાન એ બોજો નથી

—વિનોબા

# સૂફીઓના સહવાસમાં

ગુરુદયાલ મલ્લિક

મારા એક મિત્રને ત્યાં એક વાર એક સૂફી મહેમાન ઊતર્યા હતા. એમના વિશે મેં સાંભળ્યું હતું કે એમણે ચાળીસ વરસ સુધી એક જંગલમાં, એક ઝાડની નીચે રહી મૌનની સાધના કરી હતી એક દિવસ એમના પર પ્રભુની કૃપા થઈ અને એમનાં આંતરચક્ષુ, હૃદયની ગાંઠ: છૂટી ગયાં. એટલા માટે એમને જ્યારે કોઈ પૂછતું કે, 'આપની સાધનાનો મંત્ર શો છે?' તો એ જવાબમાં કહેતાં, 'આંતર બાહ્ય મૌન પાળવાની કોશિશ કરો. જ્યારે તમને મૌન પાળતાં આવડી જશે ત્યારે જે સઘળે મોજૂદ છે—સર્વવ્યાપી છે—જે તમારાં અંતરમાં અને બહાર પણ છે તે બોલવા માંડશે. હમણાં તો તમે એને બોલવાની તક જ નથી આપતા.'

એક સાંજે હું એ જ સૂફીસાહેબને મળવા ગયો. ત્યારે એ હુક્કો પીતા હતા. એમની આસપાસ હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી ચાહકો બેઠા હતા. સૂફી સાહેબની આખ બંધ હતી. પણ આસપાસ બેઠેલાઓની આખ ખુલ્લી હતી અને સૂફી સાહેબના ઉજ્જવળ ચહેરા પર મંડાઈ હતી.

એવામાં ઓચિંતો વરસાદ પડવો શરૂ થયો. થોડી વારે અટકી ગયો, ત્યારે આખ ખોલતાં સૂફી સાહેબે કહ્યું, 'હમણા વરસાદ પડ્યો, હકીકતમાં તો એ ઈશ્વરની દયા જ વરસી કોઈ સાગરના કિનારા પર એક છીપ વર્ષોથી વરસાદના એક ટીપા માટે તરસતી હતી તેની તૃષા આજે છિપાઈ—એના મુખમા પડેલું ટીપું હવે મોતી બનશે, પણ આપણા સૌ પર માલિકની દયા ક્યારે વરસશે? પણ વરસે યે શી રીતે? આપણે આખો દિવસ દોડધામમાં પડ્યા હોઈએ છીએ. મૂગા–શાંત બેસી રાહ જોતાં આવડતું નથી, અરે એવી સ્પૃહા પણ દિલમાં નથી હોતી. ખુદાની બંદગી કરવી એટલે ખુદાની રાહ જોવી. પણ લોકોને બદગી પણ નથી કરવી. બસ કામકાજના કેદખાનામાં રહે છે કે પછી પૈસા-ટકામાં ફસાયેલા રહે છે'

એટલું કહીને સફી સાહેબે આંખ મીચી દીધી. આખ મીંચાઈ? ના, ના. દિલબરનાં દર્શન કરવા ખૂલી ગઈ. કેમ કે, તે તો બધ આંખે જ દેખી શકાય છે ને! આવો છે આધ્યાત્મિક–આત્મિક જીવનનો ચમત્કાર!

*

'ભાઈ, ઈશ્વર સાથે આવી લગની ક્યારથી લાગી?' મારી સાથે રેલ્વેમાં સફર કરતા સહપ્રવાસીને મે પૂછ્યું.

'લગભગ ત્રીસ વરસથી.'

'કેવી રીતે?'

'તો સાભળો ઈશ્વર સાથેની મારી પ્રેમ–સગાઈની કહાની—આજથી ચાળીસ વરસ પહેલા હું પ્રોફેસર હતો. મને મારા જ્ઞાન પર અત્યંત ગર્વ હતો. શાસ્ત્રાર્થ કરવો એ મારો પ્રિય શોખ હતો. બીજાઓને દલીલબાજીમા ક્યારે હરાવી દઉં એ જ ફિકર મને રાત–દિવસ રહેતી એક વાર મારા શહેરમાં એક વિદ્વાન આવ્યા. એમની સાથે મેં જાહેરમાં 'ઈશ્વર છે કે નહી?' એ વિષયમા વાદવિવાદ કર્યો. અંતે દલીલબાજીમાં મારી જીત થઈ લોકોમાં મારી વાહવાહ થવા લાગી પછી તો મારો ગર્વ આસમાને ચઢે એમાં શી નવાઈ? બસ પછી મેં મારા ઘરના દરવાજા પર બોર્ડ માર્યું, જેમા લખ્યું હતુ 'God is nowhere 'ઈશ્વર ક્યાંય પણ નથી.'

'એ પછી તો નાસ્તિકતાના નશામાં હું રાતદિવસ ચકચૂર રહેવા લાગ્યો.

'એવામા મારે ઘેર એક છોકરાનો જન્મ થયો. તોયે ઈશ્વરનો ખ્યાલ મારા દિલમાં રતી ભાર પણ ન આવ્યો. જ્યારે એ પાંચ વરસનો થયો ત્યારે મેં એને એક અંગ્રેજી સ્કૂલમાં ભણવા મૂક્યો. ધીરધીરે એ અંગ્રેજીના વાક્યો ગોખવા લાગ્યો

'એક દિવસ જ્યારે એની સાથે હુ સાજે ફરીને ઘરે આવતો હતો ત્યા અચાનક એની નજર દરવાજે લગાડેલા પેલા બોર્ડ પર લખેલા અગ્રેજી વાક્ય પર પડી ઊભો રહી મનમા એ વાક્ય વાચવા લાગ્યો. પછી મારી તરફ ફરીને કહેવા લાગ્યો, પિતાજી, બોર્ડમા લખ્યુ છે તે કહુ?' કહે, જોઈએ '–

'પછી એ એક એક અક્ષર ફરીને વાચવા લાગ્યો. બોર્ડ પરનુ વાક્ય એણે આમ વાચ્યુ God is now here યાને ઈશ્વર હમણા અહી જ છે

'કોણ જાણે કેમ પણ મારા છોકરાએ પેલુ વાક્ય વાચ્યુ તેથી મારા શરીરમા વીજળી દોડી ગઈ અને હુ કહી ઊઠ્યો વાત સાચી છ એ જ વખતે મને એક પ્રકારની બેચેનીનો બુખાર ચઢી ગયો અને આખી રાત એમા તરફડ્યો સવાર થઈ ઘરમા સૌ હજી ઊંઘતા હતા, હુ ઊઠ્યો અને દરવાજે જઈને મારા દીકરાએ જે રીતે વાક્ય વાચેલુ એ રીતે બોર્ડમા વાક્ય સુધારી આવ્યો અને પછી ઘરની બહાર નીકળી પડ્યો. વરસો સુધી એકાતમા દુનિયાથી દૂર રહ્યો. અને જ્યારે 'ઈશ્વર છે' એવી દિલને ખરેખર પ્રતીતિ થઈ ત્યારે એકાત છોડી બહાર આવ્યો અને હવે જ્યારે પણ કોઈ મોકો મળે છે ત્યારે દુનિયાના લોકોને ઇશ્વર છે' એની વાત કરતો રહુ છુ અને ઈશ્વરના ગીત ગાતો રહુ છુ'

એમની વાત પૂરી થઈ અને એવામા સ્ટેશન આવી પહોચ્યુ એ પ્લેટફોર્મ પર ઊતર્યા મે એમને પ્રણામ કર્યા એમણે મને આશીર્વાદ આપ્યા 'બેટા તને પણ ઈશ્વરને ઓળખવાની બેચેનીનો બુખાર જલદી અને જોર જોરથી ચઢો!

એમના એ આશીર્વાદ ક્યારે ફળશે એ તો હુ નથી કહી શકતો પણ એટલુ જરૂર કહીશ કે એમના એ આશીર્વાદને હુ મહાન અને કીમતી બક્ષિસ સમજુ છુ

*

મધરાતનો સમય હતો આખી દુનિયા નિદર લેતી હતી ફક્ત આકાશના તારા ને પ્રભુના પ્યારા જાગતા હતા એક એવો જ પ્રભુનો પ્યારો પોતાનુ મોઢુ ઘુટણ વચ્ચે દબાવીને બેઠો હતો એ જ દશામા બે કલાક વહી ગયા પછી તેણે માથુ ઊચુ કરી પાસે પડેલો એકતારો હાથમા લીધો અને ઊભો થઈ ભજન ગાતો ગાતો નાચવા લાગ્યો. એના ગાનમા મીઠાશ હતી, એક પ્રકારનુ ખેચાણ હતુ

હુ ક્યાય સુધી એનુ ગાન સાભળતો રહ્યો ધીરે ધીરે ગવાતા ભજનનો અર્થ મને સમજાયો તે આ પ્રમાણે હતો

## બાપુની દોરવણી

સત્યાગ્રહ સગ્રામ દરમિયાન એક પીઢ આગેવાન સેવક જેલ માથી છૂટીને બાપુને મળવા ગયા અને પોતાના ભવિષ્યના કાર્યક્રમ અગે બાપુ પાસે દોરવણી માગી

'ગામડામા ખાદીકામ શરૂ કરો.' બાપુએ સલાહ આપી.

'પણ અત્યારના નિરાશાના વાતાવરણમા ખાદીની વાત લોકો સાભળશે નહી પીઢ સેવકે પોતાની મૂઝવણ વ્યક્ત કરી

'તો પછી સિનેમાનો વિચાર કરીએ' બાપુએ ગભીરતાથી કહ્યુ

પીઢ સેવક બાપુનો આ જવાબ સાભળી સજ્જડ થઈ ગયા થોડી વારે બોલ્યા 'આ વાત સમજાણી નહી, બાપુ!'

ચોખ્ખી દીવા જેવી વાત છે લોકો જે સાભળવા ઇચ્છે એવુ જ એમને સભળાવવુ હોય તો સિનેમા બતાવવા જેવો ધધો વિચારવો જોઈએ ટોળાબધ લોકો સાભળવા આવશે પણ લોકોને ગમે કે ન ગમે લોકો સાભળવા તૈયાર થાય કે ન થાય પણ એમના હિતની વાત એમને કહેવી–સભળાવવી હોય તો ખાદીકાર્યનો વિચાર કરવો શરૂઆતમા લોકો કદાચ નહી સાભળે, પણ અત એ જ વાત લોકો રસપૂર્વક સાભળશે.' બાપુએ હસતા હસતા કહ્યુ

પીઢ સેવકે ગામડામા ખાદી કાર્ય શરૂ કરવાનો નિર્ણય કરી, બાપુને પ્રણામ કરી વિદાય લીધી

રતુભાઈ અદાણી

'પ્રભુ, આજે હું તને એક સવાલ પૂછું છું. એનો જવાબ તારે આપવો જ પડશે. તું જવાબ નહીં આપે તો મને ડર છે કે આપણી દોસ્તીમાં વાંધો આવશે.

'મારો સવાલ એ છે કે મેં મારા જીવનમા સેંકડો વાર નિરાશ થઈને આસુ વહાવ્યાં છે તે બધાં વહીને ક્યાં ગયાં? શું તે માટીમાં જ મળી ગયાં?'

પ્રભુ સવાલનો જવાબ આપે છે.

'હું તારા સવાલનો જવાબ આપું તે પહેલાં તારે મારી પાસે આવવું પડશે અહીં આવીને જો આ હું ઊભો છું ત્યાં તને શુ દેખાય છે? તારાં આસુ ક્યાય દેખાય છે?'

'આંસુ તો નથી દેખાતા પણ કમળ ઊગેલા દેખાય છે!'

'બસ ત્યારે તને તારા સવાલનો જવાબ મળી ગયાનો સતોષ થવો જોઈએ કે તારાં આંસુ ક્યાં ગયાં અને તેનુ શું થયુ!'

'હા. પ્રભુ, મને સંતોષ થયો—જવાબ મળી ગયો. તમને કોઈ એવો કીમિયો આવડે છે જેથી તમે નિરાશાને આશામાં પલટી શકો છો.'

અને એ પ્રભુના પ્યારાએ ભજન પૂરુ કર્યું. તારાઓએ પોતાની ચોકી પૂરી કરી પોતાના ઘરે ચાલ્યા ગયા. મેં પણ મારી ઝૂંપડી તરફ જવા પગ ઉપાડ્યા. રસ્તામાં મને એક અંગ્રેજી કહેવત યાદ આવી: 'મેન્સ ડિસએપ્વાઈમેન્ટ ઈઝ ગૉડ્સ એપ્વાઈન્ટમેન્ટ' એટલે કે,

થાય છે ઈન્સાન જ્યારે કે નિરાશ.
હોય છે ભગવાન ત્યારે એની પાસ.

*

# પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬. પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવુ. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોધાય છે દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬. પત્રવ્યવહારમા ગ્રાહક નંબર અવશ્ય લખવો

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

અનુક્રમણિકા ... ... ... ... ... ... ૧૨ માર્ચ ૧૯૫૬



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી. રૂપાયતન મુદ્રણાલય. જૂનાગઢ

# અમારાં પ્રકાશનો

બાપુ ચિત્રાવલી: બાપુની અર્ધો ડઝન લાક્ષણિક તસ્વીરોનો સપૂટ (પ્રથમ આવૃત્તિ અપ્રાપ્ય હોઈ બીજી આવૃત્તિ છપાય છે) મૂ૦ બે રૂપિયા.

બાપુસ્મરણ: બાપુના સુવચનો એમના જ હસ્તાક્ષરમા, ત્રિરંગી શુશોભનો યુક્ત સુંદર પુસ્તિકા મૂ૦ સવા રૂપિયો

ગાધી ગુરૂ' લેખક શ્રી ગુરુદયાલ મલ્લિક

મૂલ્ય સવા રૂપિયો.

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'ભક્તની અજલિ'મા આ લેખ માળાનુ મહત્ત્વ સમજાવતા લખ્યુ છે —

"મહાત્મા ગાધી અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુર આપણા જમાનાના બે મહાન પુરુષો, ભારતીય સસ્કૃતિના મોટા દિગ્ગજો એમને વિષે કોઈ પણ કાઈ લખે તો તે આકર્ષક થવાનુ જ પણ જ્યારે એમને વિષે ભક્તહૃદય ગુરુદયાલ મલ્લિક લખે, ત્યારે તો પૂછવુ જ શું? ગુરુ૦યાલ—ચાચાજી—ગાધીજીના ખૂબ પ્રસગમા આવ્યા હતા એમના જ પરિવારના તેઓ ગણાય. અને કવિવર રવીન્દ્રનાથના તો તેઓ અસીમ ભક્ત

"વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચન્દ્ર અને લીલાવિહારી કૃષ્ણચન્દ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાલજી પણ ગુરુદેવ અને ગાધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદ દૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામા અનેક રીતે વિશદ કરી છે"

On Life's Journey with Gandhiji (ગાધીજી સાથે જીવનયાત્રા)

Gurdial Mallik

આ અગ્રેજી પુસ્તિકામા શ્રી ગુરુદયાલ મલ્લિકજીએ માનવજીવનનુ રહસ્ય ગાંધીજીના આદર્શો અનુસાર સમજાવવા એક નમ્ર પ્રયત્ન કર્યો છે

આ પુસ્તિકાનો ગુજરાતી અનુવાદ પણ આ જ સમયમા પ્રસિદ્ધ થશે.

મસ્તીની પળોમા લેખક શ્રી રતિનાથ 'અનિલ'

મૂલ્ય બાર આના હાથકાગળની આવૃત્તિનો એક રૂપિયો

ભાઈશ્રી રતિલાલ 'અનિલ' આપણા સાહિત્યજગતના એક આશાસ્પદ કવિ છે તેમનો એક કાવ્યસગ્રહ 'ડમરો અને તુલસી' પ્રસિદ્ધ થયો છે હવે તેમનો આ ૧૨૫ મુક્તકોનો સુંદર સગ્રહ પ્રસિદ્ધ થાય છે આ સૂના મક મુક્તકોમા માનવજીવનના વિવિધ પાસાઓ અગેનુ એમનુ તલસ્પર્શી ચિંતન કાવ્યમય ભાવ રૂપે મૂર્ત થયું છે

આ મુક્તક-સગ્રહની પ્રસ્તાવના લખતા શ્રી ગુરુદયાલ મલ્લિકજી લખે છે —

'આ પુસ્તિકા લખનાર શ્રી રતિલાલ 'અનિલ' એક મસ્ત અનુભવી અને કવિ છે જીવન સાગરના તટ પર ઊભા રહીને જે તરગોની ક્રીડા રાતદિવસ ચાલી રહી છે તેને જુએ છે અને તેમાથી એક અસાધારણ આનદ અને ભિખ્યામદ તારવે છે "

' આશા છે શ્રી 'અનિલ'ની 'મસ્તીની પળોમા'—જે તેમનો રુબાઈ લખવામા એક અનોખો પ્રયાસ અને પ્રશસાપાત્ર પ્રયોગ છે—એ પુસ્તિકા વાચનારાઓ કોઈ વાર મસ્તીમ આવી જશે અને પોતાને ભૂલીને જીવનલીલાનો જે મર્મ છે તે થોડોક સમજી શકશે"

બીના અને પ્રકાશનો પ્રગટ થઈ ચૂક્યા છે

રૂપાયતન પ્રકાશન જૂનાગઢ



## અનહદ છંદ

હે ત્રણ રે ગોળી ને ત્રણ વિધ
તારે કાળજે રે કિધ
હેજી૦

પ્હેલી તે ગોળીએ તે તો ખોલિયા,
સત મનનાં કમાડ, હેજી મનના કમાડ
પ્રેમના ફુવારા ઊછળી છૂટિયા
તોડી મનખાની આડ, હેજી મનખાની આડ
છલક્યાં પારાવાર નદ
હેજી૦

બીજી ગોળીએ નેર્ન નીતરે
તારી કરુણાને સંગ, હેજી કરુણાને સંગ
અભય અહિંસાના ઊભરે,
સંત ક્ષમાની રે ગંગ, હેજી ક્ષમાની રે ગંગ
તૂટિયા પાપના સૌ બંધ
હેજી૦

ત્રીજીએ સત વાણીએ બોધિયા
મધુરાં રામના રે નામ, મધુરા રામનાં રે નામ
સતના એ અવિચલ તેં શોધિયાં
ગરવા અમરત ધામ, ગરવાં અમરત ધામ
ગુંજે અનહદ છંદ, ગાજે અનહદ છંદ
હેજી ત્રણ રે૦

પિનાકિન ઠાકોર

## રામમાં લીધો છે વિરામ

ગાંધી! ત્હારું રે ગુંજે નામ અલખમાં,
આપે તું નિર્વાણ રૂપ
રામશબદ રોમે રણકાવી
કર્યો ફોરતો સતનો ધૂપ;
રે, બાપુ અનંતથી યે અનુપ.

ક્યાંક વજ્જર ને ક્યાંક મૃદુલ વળી,
ક્યાંક બાલક થઈ બાલ
સંહારનો યે બાપુ સંહાર કરતા,
એ નિરખે નકલંક કાળ
રે, ત્હારો ત્રિલોકમાં યે તાલ

નિધનને બાપુ નાથી ગયા,
આપ્યો ક્રૂરને રાતાનો કરાર
માનવતાના નેણાં નમણાં દીધલાં,
ને મારને માર્યો એવો માર
રે, ત્હારી કરુણાનો યે નહી પાર

ગયો નથી, ને જીવે શિવે સજીવ બાપુ,
ઓહમ, સોહમે ત્હારું નામ
અવિનાશી યે અનુ-અહિંસા છેડે
રામમાં લીધો તેં વિરામ,
રે, બાપુ નિરાકારે નિષ્કામ

સુધાંશુ

# ગ્રંથાવલોકન

**ગાંધી-ગુરુ**: લે૦ ગુરુદયાલ મલ્લિક; પ્ર૦ રૂપાયતન, જૂનાગઢ; કિ૦ સવા રૂપિયો, પૃષ્ઠ ૭૬.

ગાંધીજી અને ગુરુદેવ આપણા યુગના બે મહાત્માઓ છે. બંનેનાં જીવનમાંથી આપણને વિકાસશીલ જીવનદર્શન પ્રાપ્ત થાય છે. જીવનનું સાચું રહસ્ય પામવા માટે આ બે મહાનુભાવોનાં જીવનનું સર્વાંગી અનુશીલન કરવું જરૂરી છે. આ પુસ્તિકામાં એવું માર્ગસૂચક જીવનદર્શન પૂ. ગુરુદયાલ મલ્લિકજીએ કરાવ્યું છે.

પૂ. ગુરુદયાલ મલ્લિકજી શાંતિનિકેતનમાં લાંબા સમય સુધી ગુરુદેવના સહવાસમાં રહ્યા હતા. તેઓશ્રી ગાંધીજીના સાન્નિધ્યમાં અવારનવાર આવ્યા કરતા. તેઓ એ બંને મહાત્માઓના પરમ ભક્ત છે. એમનું જીવન એ બંને મહાપુરુષોનાં જીવનથી પ્લાવિત છે. તેથી ભક્તહૃદયી અનુભવી પાસેથી ગાંધીજી અને ગુરુદેવના જીવનદર્શનનું સુભગ મિલન ખરેખર આપણા માટે આશીર્વાદ સમું થઈ પડે છે.

વળી શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તિકાની પ્રસ્તાવના 'ભક્તની અંજલિ'માં યથાર્થ જ કહ્યું છે: ગ્રીક ફિલસૂફ પ્લેટોએ પોતાના વિદ્યાગુરુ સોક્રેટિસના સંવાદો લખી કાઢતાં પોતાનું તત્ત્વજ્ઞાન જ રજૂ કર્યું છે. આપણી આગળની આ લેખમાળા ('ગાંધીગુરુ'-)માં ગાંધી અને ઠાકુર બન્નેનું ચિત્ર જેવું ગુરુદયાલજીએ જોયું તેવું તો મળે જ છે, પણ એની સાથે પ્રત્યક્ષ ગુરુદયાલજીનું ચિત્ર પણ આપણે સુંદર રીતે જોઈ શકીએ છીએ. કહેવાય છે કે પ્રયાગ પાસે, ગંગા યમુનાના સંગમમાં, સરસ્વતી ગુપ્ત રૂપે ભળી જાય છે. પ્રસ્તુત લેખમાળામાં ગાંધી અને ઠાકુરના સંગમ સાથે મલ્લિકજી પણ ભળી જઈને, ત્રિવેણી સાધી રહ્યા છે, એ શોધી કાઢતાં મુશ્કેલી નથી પડતી' આ પુસ્તિકા અત્યંત મનનીય છે. 'રૂપાયતન' સંસ્થાએ પોતાના પ્રથમ પ્રકાશન તરીકે એને પ્રસિદ્ધ કરી મહામૂલું સેવાકાર્ય કર્યું છે. સૌને આ ભાવપૂર્ણ પુસ્તિકાનું અનુશીલન કરવાને નમ્ર ભલામણ છે.

મુ૦ કે

**મસ્તીની પળોમાં**: લે૦ રતિલાલ–અનિલ, પ્ર૦ રૂપાયતન, જૂનાગઢ; કિં૦ બાર આના, હાથ કાગળની આવૃત્તિનો એક રૂપિયો; પૃ૦ ૬૪.

ભાઈશ્રી રતિલાલ–અનિલ આપણા એક આશાસ્પદ કવિ છે. તેમનો એક કાવ્યસંગ્રહ 'ડમરો અને તુલસી' સારો આવકાર પામ્યો છે. ભાઈ અનિલ ગઝલ ઉપર સારી હથોટી ધરાવે છે. તેથી આપણા સાહિત્યને એ દિશામાં સારી પુષ્ટિ મળી રહી છે.

પ્રસ્તુત પુસ્તિકામાં સવાસો મુક્તકો છે. આ પુસ્તિકાની નાનકડી પ્રસ્તાવના 'મુક્તાહારમાં' પૂ. ગુરુદયાલ મલ્લિકજીએ યોગ્ય જ કહ્યું છે: 'આ પુસ્તિકા લખનાર શ્રી રતિલાલ 'અનિલ' એક મસ્ત અનુભવી અને કવિ છે. જીવન સાગરને તટ પર ઊભા રહીને જે તરંગોની ક્રીડા રાતદિવસ ચાલી રહી છે તેને તે જુએ છે અને તેમાંથી એક અસાધારણ આનંદ અને શિખામણ તારવે છે.'

આપણે મુક્તકોનાં થોડાં ઉદાહરણો જોઈએ:

'કાવ્યમાં ભાવ જે મેં ગૂંથ્યાં છે,
મારા ઉન્નત વિચાર શૃંગો છે;
એ જ આરોહણોનાં છે લક્ષ્યો,
કોઈ ફીણ નહીં: તરંગો છે!'

([illegible])

'કોઈ જીવનમાર્ગ પર કાંટા બિછાવી જાય છે,
કોઈ જીવનમાર્ગ પર પુષ્પો બિછાવી જાય છે;
સુખ અને દુઃખ સાથીઓનો સાથ હોને અંતમાં
જિંદગીનો કાફલો રસ્તો વટાવી જાય છે.'

([illegible])

'યૌવન આવ્યું, જીવન જોયું,
આજ થયું કે શું શું ખોયું!
બચપણની મેં યાદ મનાવી,
પોક મૂકીને હૈયું રોયું!'

([illegible])

કિંમતમાં એકેએક મુક્તક પાસાદાર મોતી જેવું જ છે. સૌ કોઈ એનો આસ્વાદ માણે.

મુ૦ કે

# બાપુના પત્રો



(ગાંધીજી સેવાગ્રામમાં રહેવા ગયા તે પહેલાં ત્યાં વસવાટ કરવા અંગે શ્રી જમનાલાલજી બજાજને લખેલો આ પત્ર, 'ગ્રામનિવાસ' અંગેની એમની કલ્પનાનો સરસ ચિતાર આપે છે.)

દિલ્હી ૧૯–૩–૩૬

ચિ. જમનાલાલજી,

સેગામમાં બા ઇચ્છે તો તેને લઈને અથવા ન ઇચ્છે તો મારે એકલાએ જ એક ઝૂંપડી બનાવી રહેવું.

મીરા બહેનવાળું કદાચ મને પૂરું ન થાય, ઝૂંપડીમાં ખર્ચ ઓછામાં ઓછુ કરવુ. રૂપિયા ૧૦૦થી ઉપર ન જ જવું જોઇએ.

મને મદદ જોઈએ તે સેગામમાંથી જ મેળવી લેવી. જરૂર જણાય તેમ મારે મગનવાડી જતા રહેવું. ફરવા સારુ જે વાહન મળે તેનો ઉપયોગ કરવો.

...ની જ પાસે મીરાં રહે મારી સેવામાં વખત ન આપે પણ બીજાના કામમાં મદદ કરી શકે.

જરૂર જણાય તો મહાદેવ કાંતિ વિ૦ તે ગામમાં રહે તેઓને સારુ સાદી ઝૂંપડી બનાવવી.

આમ કરતા બહારની જે પ્રવૃત્તિમાં હુ ભાગ લેતો હોઉં તે તો ચલાવ્યા જ કરું.

ખાસ જરૂર વિના સેગામમાં મને મળવા બહારના માણસો ન આવે મગનવાડીમાં જવાના દિવસ નીમ્યા હોય તે જ દિવસે ત્યા મળે. બહાર ભ્રમણ કરવાની જરૂર સિદ્ધ થયે ...મારો પૂર્ણ વિ..કરવાથી ખાસ ...લાભ થવાનો છે અને ગ્રામ ઉદ્યોગનુ કામ વધારે વેગે ચાલશે, લોકોનું ધ્યાન ગ્રામ ઉદ્યોગ તરફ વધારે વળશે.

આમ કરવાથી મીરાં બહેનની ભારે શક્તિનો પૂરો ઉપયોગ થશે, અને મહાદેવ કાંતિ વિ૦ ને પણ નવો જ અને સારો અનુભવ મળશે.

મારા ગ્રામમાં વસવાથી મારી કલ્પનામાં દોષો હશે તે તરી આવશે, બીજાઓને પ્રોત્સાહન તો મળશે જ.

સેગામમાં જ વસવાનો .......નથી પણ એ પ્રવાહ પતિત જણાય છે. પણ બીજુ ઉચિત જણાય તો તે વિચારવા હું તૈયાર છું.

—બાપુના આશીર્વાદ

☆

* હંસ જેમ પાણીને છોડી દઈ દૂધ પી જાય છે તેમજ આપણે કરવું જોઈએ. માણસમા ગુણ ને દોષ બંને ભરેલા હોય છે પરંતુ આપણે તેમાંથી ગુણો જ ગ્રહણ કરવા જોઈએ અને દોષને ભૂલી જવા જોઈએ.

* શરીરમા આત્માનો વાસ છે, એ તેનું ઘર છે. આમ, આત્મા એવા દેહમા વાસ કરે છે જે ગીતાની ભાષામા ધર્મક્ષેત્ર છે અને ક્ષણજીવી આવેગોનું ધામ નથી. એ ક્ષેત્રને દુ:ખ ને શોકમાથી મુક્ત કરવાના કામમા સફળતા મેળવવાની શરત એવી છે કે આ ઘરનો ધણી કામ, ક્રોધ, લોભ, મોહાદિ ષડ્રિપુઓથી પોતાના ઘરને મુક્ત રાખે. હરકોઈ વ્યક્તિ આ પરમ સુખની દશા પ્રાપ્ત કરવાને સમર્થ છે —ગાંધીજી

ભાઈ....,

ગીના ઉપર મેં લખ્યું છે તેથી વિશેષ શુ માગો છો? વિચાર વિકારી ચિત્તમાં જ આવે. અહિં વિકારનો બહોળો અર્થ કરવો—વિકાર એટલે ફેરફાર—સારામા સારા વિચારને પણ સમાધિમા આવવાપણું નથી હોતુ છતાં સમાધિ નિર્જીવ દશા નથી. ઈશ્વરને વિચારવાપણું નથી રહેતું કેમ કે તે નિર્વિકાર છે—વિચારનો અભાવ એટલે જડતા નહીં પણ શુદ્ધ ચૈતન્યના. આનુ વર્ણન અપાય તેમ નથી એ અનુભવગમ્ય છે મે અનુભવ્યું છે એમ કહેવાનો આશય નથી. હું આ વસ્તુને શ્રદ્ધાથી માનું છું. કંઈક ઝાંખી છે. એમ પણ કહુ

૧૪-૧-'૪૭ બાપુના આશીર્વાદ

☆

પૂ૰ બાપુજીને અનેક જીજ્ઞાસુઓ વિવિધ પ્રશ્નો પૂછતા અને બાપુ હમેશાં એમની લાક્ષણિક બાનીમાં, તેમની શંકાનું સમાધાન કરતા

એ નિમિત્તે બાપુએ અતિ સુંદર પત્ર-સાહિત્ય જગતને આપ્યું

સમાધિ એટલે "ધ્યાતા અને ધ્યાનનો વિચાર જ લોપ થઈ જાય ને માત્ર ધ્યેયનું સ્વરૂપ જ ચિત્તમાં રહે એવું ઊંડું ધ્યાન"

એવું ઊંડું ધ્યાન, ધ્યાનીને નિર્વિકારી ઈશ્વર સાથે તદ્રુપ કરે છે ને તેને ય નિર્વિકારી કરી દે છે—આવી એકાકારતામાં—તાદાત્મ્યતામાં વિચારને અવકાશ ક્યાં? ચૈતન્યસાથે એકરૂપ કરતી એ અવસ્થા એ જડતા નથી 'શુદ્ધ ચૈતન્યતા' છે

વર્ણનથી પર એ અવસ્થાની 'કંઈક ઝાંખી છે' એમ કહેવામાં તો બાપુની અપાર વિનમ્રતા ને સતત જાગ્રત સત્યપરાયણતા જ નરી આવે છે

આમ તો ગાંધીજીની શૈલી સરળ ને નિરાડંબરી છે, પણ શબ્દોના અર્થ કરવાની એમની દ્રષ્ટિ અનોખી હતી, ને સૂત્રમાં દીધા વિના એમના અભિપ્રાયો કે બાબ્ધો. સ્હેલાઈથી સમજી શકાય નહીં. એ સહજ છે

ભાઈ....

ગીતા ઉપર મેં લખ્યું
છે તેથી વિશેષ શું
માગો છો? વિચાર
વિકારી ચિત્તમાં જ
આવે. અહીં વિકારનો
બહોળો અર્થ કરવો.
વિકાર એટલે ફેરફાર
સારામાં સારા વિચારને
પણ સમાધિમાં આવવા
પણું નથી હોતું છતાં
સમાધિ નિર્જીવ દશા
નથી. ઈશ્વરને વિચાર
વાપણું નથી રહેતું
કેમ કે તે નિર્વિકાર
છે. વિચારનો અભાવ
એટલે જડતા નહીં
પણ શુદ્ધ ચૈતન્ય.
આનું વર્ણન અપાય
તેમ નથી એ અનુભવ
ગમ્ય છે. મેં અનુભવ્યું
છે એમ કહેવાનો
આશય નથી. હું આ
વસ્તુને શ્રદ્ધાથી માનું છું.
કંઈક ઝાંખી છે એમ પણ
કહું ૧૪-૧-'૪૭ બાપુના આશીર્વાદ

# બાપુએ હજામત કરી!

રતિલાલ-અનિલ

બાપુ યરોડા જેલમાં હતા ત્યારનો આ પ્રસંગ છે. મુલ્શી પેટાના કેદીઓએ અગિયારસનો ઉપવાસ કર્યો હતો તેથી ભૂખના થાકને કારણે તેમનાથી વરદી પ્રમાણે કામ થઈ શક્યું નહીં. તેથી તેમને ફટકાની સજા થઈ. એ પ્રશ્ન પર ગાંધીજીએ ઉપવાસ આદર્યા —એ આખું પ્રકરણ એક જુદા જ લેખનો વિષય છે—એનું સમાધાન જેલમા ખાનગીમા થયુ, પણ તેના ખરા-ખોટા સમાચારો ગુપ્તતા જાળવવા છતાં બહાર ફૂટી ગયા અને છાપાઓમાં છપાયા એ જોઈને સરકારને ચટપટી પેઠી. અને જેલ અધિકારીઓને ઠપકો મળ્યો અને જેલના કશા સમાચાર બહાર જાય નહીં તે માટે કડક તકેદારી રાખવાની તાકીદ અપાઈ એટલે જેલ અધિકારીઓએ ગાંધીજીને જે વોર્ડમાં રાખવામાં આવ્યા હતા તેમાં કેટલાક અત્યંત સખ્તાઈભર્યા ફેરફાર કર્યા. એ વોર્ડનો જેલના બીજા ભાગો સાથે કશો જ સંબંધ કે સંપર્ક ન રહે એવી ગોઠવણ કરવામા આવી. એ વોર્ડના વોર્ડરને કોઈ પણ કામ માટે બહાર જવાની મનાઈ થઈ. અને વોર્ડના દરવાજે એક નવો વોડર મૂકવામાં આવ્યો. વોર્ડના કેદીઓનો કંઈ સરસામાન બહારથી આવે તે વોર્ડર દરવાજેથી લઈ આવે. વળી એ વોર્ડના કુંડાવાળા, ઝાડુવાળાઓને પણ એ જ વોર્ડમાં રાત્રે પૂરવામાં આવતા. આમ એ વોર્ડનો બહારની દુનિયા સાથે કશો જ સંબંધ રહ્યો નહીં. તેથી વોર્ડ બહાર જેલમાં શું બને છે તેની કશી ખબર વોર્ડમાં મળતી નહીં, અને વોર્ડની પણ કશી ખબર બહાર જઈ શકતી નહીં.



પહેલાં તો એ વોર્ડમાં દર મંગળ ને શુક્રવારે બહારથી હજામ આવતો. તેને બદલે હજામને એ વોર્ડમાં જ કાયમ કરવામાં આવ્યો.

કુંડાવાળા, ઝાડુવાળાને હજામ-સાવ એકલા પડી ગયા! પોતાના વોર્ડમાં તો એ લોકો બીજા કેદીઓને મળી શકતા-એકબીજાના ખબર અંતર મેળવતા, ચોરી છુપી ને તિકડમથી બીડી-તમાકુ મેળવીને ધુમાડા કાઢતા એ બધુ અહીં બંધ થયું. તેથી એ લોકોને નવો ફેરફાર બહુ વસમો લાગ્યો.

ગાંધીજીથી એ અજાણ્યું ન હ્તુ પોતાને ખાતર કેદીઓને વેઠવી પડતી હાલાકીને કારણે તેમને ઘણું લાગી આવ્યુ. ગાંધીજીએ આ પ્રશ્ન પરત્વે જેલ અધિકારીઓ સાથે ચર્ચા કરી જોઈ પણ તેનું કંઈ પરિણામ ન આવ્યું.

બીજાઓ કરતા પેલા હજામને નવી વ્યવસ્થા ભારે આકરી લાગી. એમાંથી છૂટવા તેણે સત્યાગ્રહનો આશરો લીધો! બધાની હજામત

કરવી જ બંધ કરી! પણ જેલ અધિકારીઓ એમ કાંઈ થોડુ નમતુ આપે? એને સાત દિનની એકાંત કેદની સજા કરી અને એને સ્થાને બીજો હજામ મૂક્યો

એ બીજો હજામ પણ પહેલાની પેઠે જ અકળાયો અને તેણે સત્યાગ્રહને બદલે ગાંડા થવાનો ઢોંગ કર્યો! પરિણામે એ પણ પેલાની પેઠે એકાંત કેદમા ગયો!

ગાંધીજીને આ બે બનાવોથી ભારે દુખ થયુ પોતાને ખાતર આમ હજામોને એકાંત કેદ ભોગવવી પડે તે એમના જેવા વત્સલ પરપીડા જાણનાર-અનુભવનારથી કેમ સહન થાય? એમણે એ પ્રશ્ન પર વિચાર કરીને આખરે હજામ વિના જ ચલાવી લેવાનો અનોખો નિર્ણય કર્યો!

જેલ અધિકારી સમક્ષ ગાંધીજીએ પોતાનો નિર્ણય રજૂ કરી બાલ કાપવાનુ મશીન માગ્યુ તે માગણી મજૂર થઈ પણ મશીન આવતા લગભગ અઠવાડિયુ થઈ ગયુ ત્યા સુધી સૌની હજામત વધ્યા કરી!

મશીન મળતાં જ ગાંધીજીએ પોતાની સાથેના સત્યાગ્રહી કેદી જ મઝરઅલીની હજામત કરવા માડી!

પણ મશીન ભારે અપલખણુ નીકળ્યુ! ગાંધીજી વાળ દાંતામા લેવાને જેમ જેમ જહેમત કરતા તેમ તેમ તેમા વાળને બદલે મઝરઅલીની ચામડી જ આવતી! ખૂબ મથામણ કરી પણ કંઈ વળ્યુ નહી—એટલે ગાંધીજીએ પોતાની હજામત કરવાનો અખતરો કરી જોયો. તેમા પણ પેલા અડિયલ મશીને જરાય મચક આપી નહી અને આખરે હજામતનો પ્રયોગ ત્યાથી જ અટક્યો.

ઈન્દુલાલ યાજ્ઞિક પણ તેમની સાથે કેદમા હતા તેમણે હજામ પાસે જ હજામત કરાવવા માટે બાપુને સમજાવ્યા. અને સદ્ભાગ્યે પોતાના નિર્ણયમા અણનમ રહેતા ગાંધીજી માની ગયા અને વોર્ડમા ત્રીજા હજામની પધરામણી થઈ!

સદ્ભાગ્યે તે આગલા બે હજામોની પેઠે કશુ નવુ પ્રકરણ ઊભુ કર્યા વિના વોર્ડમા છેવટ સુધી ટકી રહ્યો!

☆

એકવાર મહાત્મા ઈબ્રાહીમ રસ્તા પરથી શાંતિથી પસાર થતા હતા ત્યારે રસ્તા પર ધૂળમા બેહોશ થઈને પડેલા એક દારૂડિયા પર તેમની નજર પડી તે તરત ઊભા રહ્યા

દારૂડિયો ઓકયો હતો તેથી તેનુ મોઢુ ખરડાયેલુ હતુ ને ગધાતુ હતુ

અરે જે મોઢેથી ખુદાનુ નામ લેવાય તે આવુ અપવિત્ર?' એમ વિચારી ઈબ્રાહીમ તરત ક્યાકથી પાણી મળી આવે તો તે લાવવા દોડ્યા અને થોડીવારે પાણી લઈ આવી તે પડે દારૂડિયાનુ મોઢુ એક વત્સલ મા પોતાના બાળકનુ ગદુ મોઢુ કાળજીથી ધુએ તે રીતે ધોયુ

ઠડા પાણીના સ્પર્શે પેલો દારૂડિયો ભાનમા આવ્યો અને ઈબ્રાહીમનો, મોઢુ સાફ કરવા માટે આભાર માનવા લાગ્યો ત્યારે તેમણે કહ્યુ 'જે મોઢામાથી ખુદાનુ પવિત્ર નામ નીકળે તેને આમ અપવિત્ર રહેવા દેવુ એ ખરેખર ખરાબ કહેવાય એટલે મે ધોઈ નાખ્યુ'

પેલા દારૂડિયાને ઈબ્રાહિમના આ શબ્દોથી દારૂના વ્યસન માટે પશ્ચાત્તાપ થયો અને તે જ ઘડીથી તેણે હમેશને માટે દારૂ પીવો છોડી દીધો

# ગાંધીજીવનની ત્રિવિધ બાજુ

કાકા કાલેલકર

મહાત્માજીના જીવનનાં ત્રણ પ્રધાન અંગ આપણે માની શકીએ છીએ. એક એમનું રાજનૈતિક જીવન, જેમાં મુખ્યત્વે સત્યાગ્રહીની આત્મશક્તિ અને બલિદાનની દિવ્ય શક્તિ પ્રગટ થાય છે. બીજું એમનું રચનાત્મક જીવન, જેના બળે એ હિન્દ જેવા એક પછાત, વિસ્ખલિત, નિરાશ અને અંધ રાષ્ટ્રને નવજીવનની દીક્ષા દેતા રહ્યા. અને જાણે ધીરે ધીરે એના બધાં હાડકાં ભેગાં કરી એમાં પ્રાણ ફૂંકતા ગયા. રચનાત્મક કામ કેવળ સંસ્થાની રચનાનું નહીં, રાષ્ટ્રનિર્માણનું કામ હતું. રચનાત્મક સંસ્થાઓ દ્વારા અસંખ્ય કાર્યકર્તાઓને નવા આદર્શની દીક્ષા આપવી, પગલે પગલે તેઓમાં શુદ્ધ દૃષ્ટિ અને અદમ્ય શક્તિનો વિકાસ કરવો અને એના દ્વારા આખા દેશમા નવું ચારિત્ર્ય અને નવું તેજ પેદા કરવું એ કોઈ સાધારણ કામ ન હતું

મહાત્માજીના જીવનની ત્રીજી બાજુ છેઃ અસંખ્ય વ્યક્તિઓનાં જીવનમાં, એમના વ્યક્તિગત સવાલોમાં. કૌટુંબિક સબધોમાં અને વ્યવહારની અનેક બાબતોમાં પિતા અને માતાના હૃદયમાં પ્રવેશ કરવો અને પૂરી આત્મિયતાથી અસંખ્ય કુટુંબોની અખંડ સેવા કરતા રહેવું.

ભારતની આમ જનતા ગાંધીજીની પ્રથમ બે બાજુઓને સારી રીતે જાણે છે. બહારની દુનિયા ગાંધીજીના રાજનૈતિક અને સત્યાગ્રહી કાર્યો જોઈને ચકિત થઈ ગઈ અને એમાંથી હજી પણ પ્રેરણા લઈ રહી છે હિન્દુસ્તાનનાં લોકો અને અમુક અંશે અંગ્રેજ રાજ્યકર્તાઓ પણ ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમની સંજીવનીને ઠીક ઠીક સમજી શકયા. પરંતુ ગાંધીજીની ત્રીજી બાજુનું કાર્ય એની ગહનતા, એનો વિસ્તાર, અને એની તેજાબ જેવી શુદ્ધિ–શક્તિ; બહુ ઓછા લોકો જાણે છે ગાંધીજીના આ ત્રીજા કાર્યથી જે કુટુંબોને લાભ થયો એ જ એની લોકોત્તરતા જાણે છે. પરંતુ એ પણ એનો વિસ્તાર ક્યાંથી જાણે? ગુપ્તદાનનું મહાત્મય જેમ મોટુ છે, એમ જ આ આધ્યાત્મિક, ઉત્કટ, વ્યક્તિગત અને કૌટુંબિક સેવાનું માહાત્મય પણ અસાધારણ છે. હું તો માનું છું કે ગાંધીજીના ઉપર જણાવેલાં ત્રિવિધ કાર્યોમાં એ છેલ્લું અપ્રગટ સેવાકાર્યનું મહત્ત્વ બીજાં પ્રગટ કાર્યોથી જરા પણ ઓછું નથી

★

## શ્રેષ્ઠ સિદ્ધિ

એ મૃત્યુનો વજ્રપ્રપાત શું થયો?
તમે શું બાપુ અવસાન પામ્યા?
ને શાંતિનાં સ્વપ્ન બધાં વિરામ્યાં
આધાર આ માનવ માત્રનો ગયો!
તમારા જેમને માન્યા તેમણે તમને હણ્યા!
પૃથ્વી પે પાપના ભાર શેણે આ જાય રે ગણ્યા.
અમારા આજ હાથોએ કાલિમા આ કલંકની
ભૂંસાશે? કેમ ધોવાશે અશુદ્ધિ પાપ, પંકની
તમે તો દૈ ગયા બાપુ અહિંસા પ્રેમધર્મની-
દિક્ષા એ આત્માના તેજે ઊજળાં ઉચ્ચ કર્મની.
ને માનવીના મન પે તમારી
શ્રદ્ધા કશી પાવન પુણ્યકારી.
એ મંત્ર શો સત્ય સ્વરૂપ ધારતો.
'તું પાપ સાથે નવ પાપી મારતો.'
પાપના પંકમાંથી જે મહસ્ત્રદલ પુણ્યના
પદ્મને પ્રગટાવ્યાં તે શુદ્ધિભર્યા વરેણ્યનાં.
લોપાયો દેહ આ છો ને તમારો આજે નશ્વર
તમે અદશ્ય થૈને યે બન્યા છો દશ્ય અક્ષર.
કલંકનાં કાજળથી ઉંડો હસી
પ્રકાશ જે સૌ ઉરમાં રહે વસી
દુષ્કાર્યમાંથી પ્રસરો વિશુદ્ધિ
સો સંતની જીવન શ્રેષ્ઠ સિદ્ધિ

પિનાકિન્ ઠાકોર

# ભક્તની અંજલિ

—કાકા કાલેલકર

મહાત્મા ગાંધી અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુર આપણા જમાનાના બે મહાન પુરુષો, ભારતીય સંસ્કૃતિના મોટા દિગ્ગજો એમને વિષે કોઈ પણ કાંઈ લખે તો તે આકર્ષક થવાનું જ પણ જ્યારે એમને વિશે ભક્તહૃદય મલ્લિક લખે ત્યારે તો પૂછવું જ શું? ગુરુદયાલ—ચાચાજી—ગાંધીજીના ખૂબ પ્રસંગમાં આવ્યા હતા એમના જ પરિવારના તેઓ ગણાય અને કવિવર રવીન્દ્રના તો તેઓ અસીમ ભક્ત

વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચંદ્ર અને લીલાવિગ્રહી કૃષ્ણચંદ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમજ ગુરુદયાળજી પણ ગુરુદેવ અને ગાંધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદદૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામાં અનેક રીતે વિશદ કરી છે

તે એટલે સુધી કે ગાંધીજીએ જ્યારે બ્રિટિશ સલ્તનત સાથે અસહકાર પોકાર્યો અને તેની સામે ઊકળી ઊઠી ગુરુદેવે એનો સખતમાં સખત વિરોધ કર્યો તે બધી વસ્તુ તદ્દન ભૂલી જઈ સ્વદેશી આંદોલનના દિવસોમાં રવીબાબુએ બ્રિટિશ સરકાર સાથેનો સંબંધ તોડ્યો હતો એ વસ્તુ એમણે ભારપૂર્વક આગળ કરી છે હું નથી માનતો કે કવીન્દ્રના અનુયાયીઓ અથવા આજના જમાનાનો ઇતિહાસ લખનાર ઇતિહાસકારો મલ્લિકજી સાથે સહમત થશે પણ મલ્લિકજી ક્યાં ઇતિહાસકાર નથી ભક્ત અને કવિ છે અને કવિઓનું તો કુવનત છે કે જ્યાં હડહડતો ભેદ દેખાતો હોય ત્યાં પણ સાધર્મ્ય શોધી કાઢીને દુનિયાને ચકિત કરવી

અસહકારનો દાખલો આપણે છોડી દઈએ મહાત્મા અને કવીન્દ્ર વચ્ચેના સ્વભાવભેદ અને વૃત્તિભેદ સ્વીકારીએ, તો આ બે મહાપુરુષો વચ્ચે દૃષ્ટિસામ્ય અને આદર્શસામ્ય ઓછું ન હતું એ સામ્ય તરફ વાચકોનું ધ્યાન ખેંચીને ગુરુદયાળજીએ આજના જમાના ઉપર ભારે ઉપકાર કર્યો છે

કહેવાય છે કે ગ્રીક ફિલસૂફ પ્લેટોએ પોતાના વિદ્યાગુરુ સોક્રેટિસના સંવાદો લખી કાઢતા પોતાનું તત્ત્વજ્ઞાન જ રજૂ કર્યું છે આપણી આગળની આ લેખમાળામાં ગાંધી અને ઠાકુર બન્નેનું ચિત્ર જેવું ગુરુદયાળજીએ જોયું તેવું તો મળે જ છે, પણ તેની સાથે પ્રત્યક્ષ ગુરુદયાળજીનું ચિત્ર પણ આપણે સુંદર રીતે જોઈ શકીએ છીએ કહેવાય છે કે પ્રયાગ પાસે, ગંગા યમુનાના સંગમમાં, સરસ્વતી ગુપ્ત રૂપે ભળી જાય છે પ્રસ્તુત લેખમાળામાં ગાંધી અને ઠાકુરના સંગમ સાથે મલ્લિકજી પણ ભળી જઈને ત્રિવેણી સાધી રહ્યા છે એ શોધી કાઢતાં મુશ્કેલી નથી પડતી

આ લેખમાળાના મથાળાં જોવાથી જ આપણને ખબર પડે છે કે મલ્લિકજીને મન જીવનના કયા પાસાઓ સૌથી મહત્ત્વના છે

ગાંધીજીની વિભૂતિ જેટલી સ્પષ્ટ અને પ્રગટ છે તેટલી જ રવીન્દ્રનાથની પણ છે ભવિષ્યની પેઢીઓ એ બન્નેને સ્વતંત્ર રીતે સમજી લેવાનો પ્રયત્ન કરશે બન્નેએ પોતાના દેશ ઉપર નહીં, પણ આખી દુનિયા ઉપર પોતાનો પ્રભાવ પાડ્યો છે રવીન્દ્રનાથે પોતાની લોકોત્તર કલ્પનાશક્તિ વડે જીવનનું રહસ્ય શોધી કાઢ્યું અને વિવિધ રીતે દુનિયા આગળ તે રોચક રૂપે રજૂ કર્યું ગાંધીજીએ પોતાની લોકોત્તર શ્રદ્ધાથી અને તીવ્ર ભક્તિથી માનવતાની સેવા કરવાનો પુરુષાર્થ કર્યો અને એ રીતે માનવજાતિને ઊંચે ચઢવાની અને જીવનરહસ્ય પાછળ રહેલા સત્યનો સાક્ષાત્કાર કરવાની સાધના બતાવી બન્નેનો આ સંદેશો આજનો માનવસમાજ ધીરે ધીરે સમજવા લાગ્યો છે અને કૃતજ્ઞતાપૂર્વક એનો સ્વીકાર કરે છે

એવી એ બે વિભૂતિઓનું એકત્ર સ્મરણ કરવું આહ્લાદક છે અને પાવન પણ છે ગુરુદયાળ ચાચાજીએ એક સુંદર વિષયનો પ્રારંભ કરી આપ્યો છે આપણે આશા રાખીએ કે અનેક લોકો આ વિષય ખેડશે. (ગાંધી-ગુરુ ની પ્રસ્તાવના)

# એક અજબ માગનાર!

'એક દીવાનો'

અદૃશ્યના પડદાની પાછળથી કોઈ બોલી ઊઠયું: "આપો!"

હું તે વખતે ઘોર નિદ્રામાં હતો તેથી જ્યારે 'આપો' શબ્દ અચાનક મારા સૂક્ષ્મ કાનો પર પડયો, ત્યારે હું ઘણું આશ્ચર્ય પામ્યો અને હું તરત જ જાગી ગયો. મેં ચારે કોર મારી નજર દોડાવી. પણ મને કોઈ દેખાયું નહીં. મારું કુતૂહલ તેથી વધી ગયું.

થોડા વખત પછી ફરીથી કોઈ બોલ્યું: "આપો ને!" પરંતુ આ વખતે મારા મોઢામાંથી નીકળી ગયું: "પણ બોલ તો ખરો, શું આપું? અને અલ્યા, તુ છે કોણ?"

પણ મને મારા પ્રશ્નનો કંઈ પ્રત્યુત્તર તાત્કાલિક મળ્યો નહી. અને જવાબની પ્રતીક્ષામાં હું તારાઓના પ્રકાશમાં એકલો બેસી રહ્યો

ઉષા સ્તબ્ધ ચરણે આવી તેની પાછળ તેની થોડી બહેનપણીઓ હતી. દરેકના માથા પર સુંદર ફૂલોથી સજાવેલી કટોરી હતી. જ્યારે સૂર્યે પૂર્વ દિશામાં પોતાનું સન્યાસી જેવું માથું ઊંચું કર્યું, ત્યારે દરેક જણે પોતાની કટોરી ખાલી કરી દીધી, અને જે કાંઈ તેમાં હતું એને સૂર્યદેવતાનાં ચરણે સમર્પણ કર્યું.

કુતૂહલવશ થઈ મેં મારી નજર સૂર્યદેવતાનાં ચરણો તરફ વાળી: એટલું જ જાણવા માટે કે, તેમને કઈ કઈ વસ્તુઓ ભેટમાં મળી છે. અને મેં જોયું કે, તેમના ચરણોમાં હીરા, મોતી, કીર્તિ, પ્રતિષ્ઠા અને બીજી ઘણી એવી વસ્તુઓ—જેમને માણસ સામાન્ય રીતે વળગી જ રહે છે તે—હતી.

પરંતુ સૂર્યદેવતાએ તો આ બધી વસ્તુઓ તરફ એક પણ વાર નજર ન કરી!

અને મેં ચિડાઈને કહ્યું: "અરે સૂર્યદેવતા, હજી પણ તું સંતુષ્ટ થયો નથી? આટલું બધું તને આપવામાં આવ્યું છે તોયે?"

પણ સૂર્યદેવતા તો પોતાના, જગતને અજવાળું આપવાના નિયમિત અને પવિત્ર કામમાં પ્રવૃત્ત રહ્યા અને મારા પ્રશ્નને તેમણે ગણકાર્યો પણ નહીં!

તેથી હું વધારે ચિડાઈ ગયો અને મેં કહ્યું: "આવું અશિષ્ટપણું! આવો અવિનય!"

પરંતુ સૂર્યદેવતા શાન્ત રહ્યા.

સાંજ પડી.

મેં ત્રીજી વાર મારો પ્રશ્ન તેમને પૂછયો. આ વખતે તેમણે મને પ્રત્યુત્તર આપ્યો. સૂર્યદેવતાએ કહ્યું: "પણ મને તો બીજુ કાંઈ જોઈએ છે."

"તે વળી શું?" મેં તેમને પૂછયું.

"તારુ દિલ! એ તું મને આપશે ને!"

મેં જવાબમાં કહ્યું: "તે આપી દઉં તો મારી પાસે શું રહેશે?"

"કાંઈ નહીં!" સૂર્યે જવાબ આપ્યો.

"તો હું કંગાળ થઈ જઈશ!" મેં તીવ્ર દુઃખના સ્વરમાં કહ્યું.

સૂર્યે કહ્યું: "જે પૂરેપૂરો કંગાળ થાય છે, તે જ ન્યાલ થાય છે. જ્યાં સુધી કોઈ પણ માણસ પોતના માટે કાંઈ રાખે છે— દિલ હો કે દોલત,— ત્યાં સુધી હું અસંતુષ્ટ રહ્યા કરું છું. પણ મેં માણસના સર્વાંગી સમર્પણની આશા હજી નથી મૂકી દીધી. તેથી તો હું દરરોજ સવારે અને સાંજે મારું માથું ઊંચું કરીને શોધું છે કે, આજે કોઈ મારી પાસે પોતાનું સંપૂર્ણ રીતે સમર્પણ કરીને આવે છે!"

મારી આંખોમાંથી બે ચાર આંસુ ટપકી પડયાં.

સૂર્ય અસ્ત થઈ ગયો. અંધકારે ફરીથી મને આલિંગન કર્યું.

હું રડી પડયો!

બારમી ફેબ્રુઆરી એ બાપુનો શ્રાદ્ધદિન હરિજન આશ્રમ (સાબરમતી)માં એ ટાણે સર્વોદય મેળો ભરાય એ પુણ્ય પ્રસંગે બાપુના સાથીઓમાંથી ઘણા આશ્રમમાં પધારે

શ્રી તુલસીદાસજી બાપુના અનન્ય ભક્ત ને સાથી એ એક દશકા પછી આ વર્ષે આશ્રમમાં આવ્યા અમે એમને અમારા વિદ્યાલયમાં બોલાવ્યા ઉપાસના મંદિરની પ્રાર્થના પછી અમે એમને બાપુના જીવન પ્રસંગ વિશે કંઈક કહેવાની વિનંતિ કરી તે સ્વીકારી કહેવા લાગ્યા

બોધ લેવા જેવા પ્રસંગ છે

૧૯૨૫માં જ્યારે હું બાપુ પાસે હતો ત્યારની આ વાત છે નેપાળથી ઘણી મુશ્કેલીઓ વેઠીને હું આશ્રમમાં આવેલો અને મને પ્રવેશ મળ્યો હતો

બાપુ જ્યારે યરવડા જેલમાંથી છૂટીને આશ્રમમાં આવ્યા ત્યારે અમારો પ્રથમ વાર મેળાપ થયો હું છેક નેપાળથી આશ્રમમાં આવ્યો હતો એ જાણી બાપુ પ્રસન્ન થયા બાપુએ મને પ્રેમથી બોલાવી ઘણી વાતો કરી બાપુએ મને સ્વીકારી લીધો

હું બાપુની સાવ નજીક રહેતો હતો બા બાપુ શી વાતો કરતા, એમનો સંસાર કેવો ચાલતો વિગેરે નાના નાના બનાવોમાં મને રસ પડતો—મઝા આવતી એને હું જીવનનો અમૂલ્ય લહાવ માનતો

એક દિવસ હું બાપુની પગચંપી કરતો હતો—બા બાજુમાં જ બેઠા હતા વાતો થતી હતી એવામાં બા બાપુને કહેવા લાગ્યા, તમે તો આખી દુનિયાના બાપુ તમારી પાસે નાના-મોટા બધા છાનીછપની વાત કરીને પોતાના દિલનો ભાર હળવો કરી જાય પણ મને કોઈ દિવસ એવી વાતનો મોકો મળે જ નહીં !'

'તમને કોણ ના પાડે છે ? તમેય કહોને, હું તો સાંભળવા તૈયાર છું ' બાપુએ હસતા હસતા કહ્યું

'પણ તમને મારી વાતો સાંભળવાની ઘડીની ય નવરાશ મળે તો ને !' બાએ હળવો કટાક્ષ કર્યો

'જુઓ તમે એમ કરો આજથી મારા માથે તેલમાલીશ તમે કરજો પગ તો તુલસીદાસ દબાવે જ છે તમને જ્યારે સમય ન હોય ત્યારે તમે જેને અધિકાર સોંપો તે તેલમાલીશ કરે તેલમાલીશ કરતી વખતે જે કાંઈ કહેવું પૂછવું હોય તે કહેવું પૂછવું બસ' બાપુએ ગંભીર ગંભીર અવાજે પ્રેમથી કહ્યું

બા રાજી થયા

બીજા દિવસથી બાએ તેલમાલીશ હાથ ધર્યું લોકોની અવરજવર તો ચાલુ જ હોય બાપુ સૂતા હોય આવનારા વાત કરતા હોય, બાપુ હુંકારા આપતા આપતા ઊંઘવા માંડે અને આવનારા ચાલ્યા જાય રોજનો લગભગ આવો ક્રમ હતો

બાએ તેલમાલીશ કરતા કરતા વાત શરૂ કરી. બાપુએ ઊંઘમાં જ હુંકારા કર્યે રાખ્યા. બીજે દિવસે બાપુ બાને પૂછે 'કાલે તમે શું કહેતા હતા ? હું તો ભૂલી ગયો કેમકે ઊંઘમાં જ હુંકારા આપતો હતો !' એટલું કહીને ખિલખિલાટ હસી પડ્યા

☆

બીજા એક દિવસની વાત છે—

બાપુ જે ઓરડીમાં સૂતા હતા તેની ઓસરીના ભાગમાં ઓટલો હતો તે પર હું સૂતો હતો, કેમકે ઓસરીમાં તો બહેનો સૂતી હતી—પણ તેથી મને બાપુની સેવા કરવાનો સરસ મોકો મળ્યો બાપુ રાતે પેશાબ કરવા ઊઠીને બહાર અંધારામાં આવે ત્યારે હું ફાનસની વાટ તેજ કરીને તેમની સાથે જતો

બાપુ ઊંઘી ગયા હતા. રાત પણ ઠીક વહી ગઈ હતી. એવામાં નિયમ પ્રમાણે બા આવ્યાં અને તેલમાલીશ કરવા લાગ્યાં. બાપુ જાગી ગયા. કહેવા લાગ્યાઃ 'આટલી મોડી રાતે તમે તેલમાલીશ કરવા આવ્યાં ? થાક્યાંપાક્યાં સૂઈ ગયાં હોત ને એ કામ કોઈને સોંપ્યુ હોત તો!'

'પણ એ કામ તો મે ખાસ માગી લીધેલું, તે બીજાને કેમ સોંપાય ?'

'ઠીક, ઠીક. પણ મોડું કેમ થયું ?'

'કાલે રામદાસ મુંબઈ જાય છે. એને માટે ભાતુ કરવાનું હતુ.'

'ભાતું કરીને બાંધી દીધું ?'

'હા બાંધી આપ્યું કપડા વિગેરે બિસ્તરમાં બાંધી આપ્યું '

'હા, રામદાસ મુબઈ જાય તેને તમે ભાતુ બાંધી આપો. કાલ્ ઊઠીને તુલસીદાસ નેપાળ જાય, બીજા ભાઈ બીજે જાય, મહાદેવ મુંબઈ જાય—એ બધાને ભાતું બાધી આપો છો ખરાં?' બાપુએ સહજરીતે, સરળભાવે પૂછયું

બા બિચારા સાવ ભોળાં— એમણે તો સીધો ને સરળ જવાબ આપ્યોઃ ' ના—એમ તો સૌ જાય. એ બધાંને હું કેમ પહોંચી વળું ? રામદાસની તો તબિયત નરમ છે, અને મુંબઈ જાય છે એટલે થયુ કે લાવ કઇંક કરી આપુ....'

' ખરી વાત છે. પણ અહી આશ્રમમા જે બધાં આવીને વસ્યાં છે તે પોતાના ઘરસુખ છોડીને આવ્યાં છે. તે શેને માટે ?'

'દેશસેવા માટે.'

'ઠીક આપણે રાજકોટથી શેને માટે આવ્યાં ? દેશસેવા માટે ને ?'

'હા.'

'તો પછી, રામદાસ મુંબઈ જાય એને ભાતુ બાધી આપો ને બીજાને નહીં ! આવો ભેદભાવ તમે કયાંથી આણ્યો ?'

બાપુના પ્રશ્ન પાછળ સમાનતા માટેનું હાર્દિક દર્દ હતું-ખિન્નતા હતી

બા તો સાવ સીધાં સાદાં ને સાચાં. એ કહેઃ ' તમે તો મહાત્મા રહ્યા ! તમારી પાસે ભેદભાવ ન હોય. પણ હું તો સીધી સાદી મારામાં એવું મહાત્માપણું કયાંથી હોય ? તોય બધાને જળવાય એટલાં જાળવું તો છુ. જેને જેને જરૂર પડે છે તેને ભાતું બાધી પણ આપું છું ભાખરી આપું છું, ગોળ આપુ છું, પણ છેવટે હું કોઇ મહાત્મા નથી. સમજ્યા?' —બાપુ ચૂપ થઈ ગયા

એક દિવસ હુસેન બસરીએ તપસ્વિની રાબિયાની કુટિર પાસે એક જાણીતા શ્રીમંતને રૂપિયાની થેલી લઈને ઉભેલો જોયો. તેના ચહેરા પર આછો વિષાદ દેખાતો હતો હુસેને તેણે પૂછયું કે, 'આમ અહી, પૈસાની થેલી લઈને ઉદાસ ચહેરે કેમ ઊભા છો?'

' હું તપસ્વિની રાબિયા માટે મારી અદના ભેટ લાવ્યો છુ, પણ એમનો ત્યાગ-વૈરાગ્ય જોઈને ભેટ લઈને અંદર જવાની હિંમત નથી ચાલતી મારા વતી તમે ભલામણ કરો તો તે સ્વીકારે ખરાં.' શ્રીમંતે કહ્યું.

હુસેન કુટિરમા ગયા અને શ્રીમંતની ભેટ સ્વીકારવાની ભલામણ કરી. તે સાંભળી તપસ્વિની રાબિયા તેમની તરફ તીવ્ર દૃષ્ટિ કરીને કહેવા લાગ્યાં 'જેઓ જીવનભર ઈશ્વરની નિંદા કરે છે તેમના પર પણ તેની કૃપા વરસે છે, તો પછી પ્રભુભક્તિ જેમના સમસ્ત જીવનમાં વણાઈ ગઈ છે— એને પેટ પૂરતું આપવામાં એ કંજૂસાઈ કરે ? ઈશ્વરનો અપાર મહિમા જાણ્યા પછી કોઈ પણ માણસ દુનિયા પાસેથી કશી જ આશા ન રાખી શકે, અને શ્રીમંતો જે આપે તે તેમણે ન્યાયથી મેળવેલું છે કે અન્યાયથી તે કોણ નક્કી કરી શકે ? અને જ્યાં સુધી એ નક્કી ન થાય ત્યાં સુધી એવી ભેટ કેમ સ્વીકારાય ?' —હુસેન બસરી કશો જવાબ આપી શકયા નહીં

# આસ્થાનો ચમત્કાર

અંજુમ વાળોડી

ખુદા પ્રત્યે જેમને અનન્ય ભક્તિભાવ અને શ્રદ્ધા હતા એવા મહાતપસ્વિની હઝરત રાબિયા બસરીની આ વાત છે

એક દિવસ ઘણે દૂરથી બે સંતો એમના દર્શનાર્થે એમના ઘેર આવ્યા માર્ગમા તેમને કશુયે ખાવાનુ મળ્યુ નહિ હોવાથી તેઓ ભૂખથી વ્યાકુળ થઈ રહ્યા હતા, અને અહી તેમને કશુક ખાવાનુ મળી જાય તો ઘણુ સારુ એમ તેઓ પોતાના મનમા વિચારી રહ્યા હતા હઝરત રાબિયા બસરી પોતાના અંતર જ્ઞાનના બળે તેમના મનની વાત પામી ગયા અને તરત ઊઠીને પાછલા ખંડમા ગયા કે જેથી તેમના માટે કઈ ખાવાનુ હોય તો લઈ આવે પરંતુ ત્યા જઈને જોયુ તો માત્ર બે જ રોટલા પડેલા હતા, જેનાથી પેલા સંતોમાથી એકની પણ ભૂખ ભાગી શકે એમ નહોતુ પણ શુ થાય? આખરે એમણે એ બે રોટલા જ પેલા સંતો સામે લાવીને મૂકી દીધા એ રોટલા જોઈ સંતોને પણ જરાક નિરાત વળી કે ચાલો એટલાથી પણ થોડી ઘણી ભૂખ તો ભાગશે પરંતુ તેઓ ખાવાનુ શરૂ કરે એ પહેલા જ બારણે એક ભિક્ષુક આવી ઊભો, અને ખુદાને નામે કશુક ખાવાનુ માગવા લાગ્યો હઝરત રાબિયાએ તરત જ પોતાના મહેમાનોની સામેથી બને રોટલા ઉપાડી લઈ પેલા ભિક્ષુકને આપી દીધા, અને ભિક્ષુક દુવા દેતો પોતાને રસ્તે પડ્યો પછી હઝરત રાબિયા મહેમાનો પાસે આવીને શાંતિપૂર્વક બેસી ગયા અને પેલા બને મહેમાનો જેમને કકડીને ભૂખ લાગી હતી, નિરાશાપૂર્ણ નેત્રે એક બીજાના મો જોવા લાગ્યા

થોડી વાર પછી હાથમા રોટલાની એક ચાદ લઈ એક દાસી હઝરત રાબિયા પાસે આવી, અને સલામ કરી તેમની સામે રોટલા મૂકતા બોલી, 'મારી શેઠાણીએ આપના માટે આ રોટલા મોકલ્યા છે'

હઝરત રાબિયાએ શાંતિપૂર્વક પેલા રોટલા ગણવા માડ્યા અને ગણી રહ્યા પછી રોટલા લઈ આવનાર દાસીને સંબોધીને કહેવા લાગ્યા 'આ રોટલા મોકલવામા ભૂલ થઈ લાગે છે માટે તુ પાછા લઈ જા'

દાસીએ કહ્યુ 'ના, ભૂલ નથી થઈ આપને ત્યા જ મોકલ્યા છે

હુ કહુ છુ ને કે ભૂલ થઈ છે તુ તારે પાછા લઈ જા ને'

અને મનમા મૂઝવણ અનુભવતી દાસી બધા રોટલા લઈ ચાલી ગઈ અને ઘેર જઈ તેણે પોતાની શેઠાણીને બધી વાત કહી સંભળાવી દાસીની વાત સાભળીને શેઠાણી પણ જરા વિચારમા પડી ગઈ પછી અચાનક કાઈ યાદ આવ્યુ હોય તેમ ઝટ ઊઠીને તેણે બીજા બે રોટલા દાસીને આપતા કહ્યુ લે, હવે આ બધા રોટલા તેમને આપી આવ

રોટલા લઈ દાસી પાછી આવી એટલે હઝરત રાબિયાએ બધા રોટલા ગણી જોયા અને પછી સંતોષનો શ્વાસ લઈ 'હવે બરાબર છે કહી દાસીને જવાની રજા આપી

દાસીના ગયા પછી હઝરત રાબિયાએ પોતાના સંત મહેમાનોની સામે તે બધા રોટલા મૂકી દીધા અને મહેમાનો ખાવા લાગ્યા થોડીવાર રહી એક મહેમાન કહેવા લાગ્યો આજના તમારા વર્તનમા કોઈ ઊંડુ રહસ્ય છુપાયુ અમને લાગે છે તો એ રહસ્ય શુ છે તે અમને કહો'

ત્યારે હઝરત રાબિયા કહેવા લાગ્યા હુ જાણી ગઈ હતી કે તમે ઘણા જ ભૂખ્યા છો અને મારા ઘરમા કેવળ બે જ રોટલા હતા જેનાથી તમારી ભૂખ ભાગી શકે એમ નહોતુ તેથી એ બે રોટલા તમારી સામે મૂકતા મને શરમ આવતી હતી પણ લાચારીએ મારે તમારી સામે એ બે રોટલા મૂકવા પડ્યા પછી જ્યારે

પેલો ભિખારી ખાવાનુ માગતો મારે બારણુ આવ્યો તો મે એ બે રોટલા તેને આપી દીધા અને પરમ કૃપાળુ ખુદાની હુજુરમા મે દુવા માગી કે, 'હે ખુદા! તારા નામ પર દાન દેનારને તેના દાનનો દસગણો બદલો આપવાનુ તે વચન આપ્યુ છે, અને તારા વચન ઉપર મને સપૂર્ણ શ્રદ્ધા છે તારી ખુશી અર્થે આજે મે પણ તારા નામ પર બે રોટલા દાનમા આપ્યા છે' પછી જ્યારે પહેલી વખતે દાસી રોટલા લઈને આવી અને મે ગણી જોયા તો તે માત્ર અઢાર જ હતા અને ખુદાએ આપેલા વચન પ્રમાણે મને પૂરા વીસ રોટલા મળવા જોઈતા હતા આથી મે તે રોટલા પાછા મોકલાવી દીધા હતા પછી બીજી વખતે દાસી બરાબર વીસ રોટલા લઈને આવી ત્યારે ખુદાએ આપેલુ વચન પૂરુ થતુ હોવાથી મે તે લઈ લીધા"

☆

## માણસનુ માપ

ફાળા નિમિત્તે એક બહુ ધનિક વેપારીને ત્યા જવાનુ થયુ ચોથો ધક્કો હતો હુ જઈને બેઠો એટલે એમણે બોલવાનુ શરૂ કર્યુ 'બસ સીધા હુ લી જ નીકળ્યા છો નહી સભ્યતાનુ ભાન લો આ ટૂકી પોતડી પેરીન ઊપડ્યા આફ્રિકા'

એ દિવસોમા પૂ બાવકોબાજી પણ ફાળા નિમિત્તે ત્યા આવ્યા હતા તેમને અનુલક્ષીને કહ્યુ 'શુ તમારે ય અહી આવીને અમને સૈકાઓ પાછળ લઈ જવા છે? હવે તો દુનિયા દોડે છે બે મિનિટમા રોગ મટે એવી દવાઓ તૈયાર થઈ હોય ત્યારે અહી માટીના પાટા ન ઉપવાસની વાતો કરવા આવ્યા છે'

કહેવાનુ તો ઠીક પણ વચમા ગાળો આવતી હતી પાચેક મિનિટ સાભળ્યુ પણ પછી ન રહેવાયુ 'ભાઈશ્રી આપને જે કઈ કહેવુ હોય તે કહો પણ ગાળ શા માટે દો છો? શુ આ તમને શોભે છે?

કદાચ એમને માટે આવો અનુભવ પહેલો હશે તેમની ઑફિસમા બેઠેલા સૌ મારી તરફ જોઈ રહ્યા

શુ? તમારી આ તુમાખી?

એમા તુમાખી શાની? તમે ગાળો દો તે હુ સાભળી રહુ? તમે એક વસ્તુમા ન માનો તે હુ સમજી શકુ તમારે મદદ ન કરવી હોય તો કાઈ આગ્રહ થોડો છે? તમને વસ્તુ સમજાવવાની મારી ફરજ છે

'શુ આવી રીતે બોલીને તમે ફાળો કરવા નીકળ્યા છો? તેમણે વચમા જ કહ્યુ

'મારી વાત તો તદ્દન સીધી છે હુ કાઈ ભિખારી નથી અને માચુ પૂછો તો તમે જેને આગળ જવાનુ માનો છો જે દોડને આજની પ્રગતિ ઉપર ગર્વ લો છો તે પાછા જવાનુ નહી હોય તેની શી ખાતરી? ખેર હુ એ ચર્ચામા ઊતરવા માગતો નથી તમને જે વસ્તુ ન ગમે તે ન સ્વીકારો પણ આમ બોલી હુ ઊભો થવા ગયો તે ભાઈનો બધો ગુસ્સો કાબૂમા આવી ગયો ચેક બૂક કાઢી ઉપર સહી કરતા કહ્યુ 'તમારે નમ્રતા રાખવી જોઈએ'

'મારો હેતુ કઈ તમને દુ ખી કરવાનો નથી મારી વાતો ઉપર વિચાર કરજો છતા તમને દુ ખ થયુ હોય તો માફ કરજો પણ મારી વાત પર વિચાર કરજો માણસનુ માપ તેની ભાષા ઉપરથી નીકળે છે મને તો દુ ખ માત્ર તમારી ભાષાનુ હતુ'

નવલભાઈ શાહ

### ખુદાના દર્શન

એક વાર મહાત્મા સાદિક પાસે એક માણસે આવીને કહ્યુ 'મારે ખુદાના દર્શન કરવા છે, માટે આપ કૃપા કરી મને તેમના દર્શન કરાવો'

'ભાઈ તને ખબર છે ને કે ખુદાએ મૂસાને કહેલુ કે તુ હવે મને ન જોઈ શકે!'

'હા. એમ કહ્યું હતુ એ સાચુ, પણ તે વાતને તો વર્ષો થઈ ગયા હવે તેનુ શુ? એ કોલ આ જમાનાને ન લાગુ પડે માટે કૃપા કરી મને ખુદાના દર્શન કરાવો.'

પેલ એ પોતાની જીદ ચાલુ રાખી એટલે સાદિક સાહેબે પોતાના માણસોને બોલાવીને કહ્યુ કે આને બરાબર બાંધીને નદીમા નાખો'

'મને નદીમા શા માટે નખાવો છો?'

'કેમ તારે ખુદાના દર્શન કરવા છે ને?'

'હા.'

'તો નદીમા પડચે જ છૂટકો'

'વારુ, તેમના દર્શન થતા હોય તો નદીમા પડવામા વાંધો નથી'

સાદિકના માણસોએ પેલા જિજ્ઞાસુને બાંધીને નદીમા નાખ્યો. પાણીમા પડતા સાથે જ પેલાએ 'હે સાદિક સાહેબ!' એવો પોકાર પાડ્યો

સાદિક સાહેબે કહ્યુ કે, 'એને એથી ફરી આથીયે ઊંડી ડુબકી ખવડાવો'

માણસોએ તેમ કર્યું, પેલા માણસે પ્રથમથી પણ ઊંચા સાદે રાડ નાખી 'હે સાદિક સાહેબ!'

સાદિક સાહેબે પોતાના માણસોને કહ્યુ કે 'એને હજી ઊંડી ડુબકી ખવડાવો.'

માણસોએ તેમ કરતા પેલો જિજ્ઞાસુ ગળકા ખાવા લાગ્યો—એના કંઠે પ્રાણ આવી ગયો અને તે વ્યાકુળ થઈને બોલી ઊઠ્યો 'હે ખુદા!'

સાદિક સાહેબે તરત પોતાના માણસોને કહ્યુ કે 'એને બહાર કાઢો અને બંધન મુક્ત કરો'

માણસોએ તેને બહાર કાઢી બંધન મુક્ત કર્યો અને તેને હોશમા લાવવામા આવ્યો. તે હોશમા આવ્યો કે સાદિક સાહેબે પૂછ્યુ

'કેમ ભાઈ, તને ખુદાના દર્શન થયા?'

'પ્રથમ બેવાર મે પાણીમા ડૂબકી ખાધી અને જીવ જતો લાગ્યો ત્યારે મે આપને પોકારીને મદદ માગી, પણ મારા દિલના પરદા ન ખૂલ્યા. પણ જ્યારે ત્રીજી વાર મૃત્યુ નજીક દેખાયુ ને મે ખુદાની મદદ માગી, સંપૂર્ણ તેને આશરે ગયો ત્યારે મારા હૃદયના દ્વાર ખુલી ગયા, મારા મનની અશાંતિ દૂર થઈ ને બધો ભય જતો રહ્યો'

સાદિક સાહેબે તેને સમજાવતા કહ્યુ કે, 'જ્યા સુધી તુ મારી મદદ માગતો હતો ત્યા સુધી તુ ફરેબમા હતો, પણ તે ખુદાને યાદ કર્યા તેને શરણે ગયો કે ભ્રમ મટી ગયો. હવે તને જે કઈ પ્રાપ્ત થયુ છે તે તારી આખી જિંદગી સુધી ચાલશે. આ અનુભવ બરાબર જાળવી રાખજે!'

*

### ઈશ્વરી બક્ષિસ

મુસ્લિમ મહાત્મા જાફર સાદિકની ત્યાગી મહાપુરુષ તરીકેની ખ્યાતિ હતી એક દિવસ સાદિક સાહેબે કીમતી પોશાક પહેર્યો તે જોઈ એક માણસે તેમની ક્રૂર ટીકા કરી 'સાદિક સાહેબ, આપ તો સંત પુરુષ છો, સાદાઈ અને ત્યાગ એ જ આપના આભુષણ કહેવાય ત્યારે આવો સરસ કીમતી પોશાક તમે પહેર્યો છે તે શુ તમને શોભાસ્પદ છે?'

સાદિક સાહેબે જવાબ ન આપતા ટીકા કરનારનો હાથ પકડ્યો અને પોતે પહેરેલા ઉપરના કપડા નીચે શુ છે તે જોવા કહ્યુ

પેલા ટીકાકારે જોયુ તો ઉપરના સરસ દેખાતા કપડા નીચે અત્યત જાડુ ને ખરબચડુ કપડુ પહેર્યું હતુ ટીકાકાર તો શરમાઈ ગયો

મહાત્મા સાદિકે તેને સમજાવતા કહ્યુ 'ભાઈ, આ ઉપરના કપડા તો દુનિયાને જોવા પૂરતા છે—બાકી મે જે નીચે કપડા પહેર્યાં છે એ જ ઈશ્વરી બક્ષિસ છે'

# સાહિત્યનો સાર

સાહિત્યકારોનું એક કાર્ય છે. પરંતુ જે રીતે વણકર આદિનો એક ધંધો હોય છે અને એક ન્યાત હોય છે એ પ્રમાણે સાહિત્યકારની કોઈ ન્યાત કે ધંધો નથી. બલકે ઈશ્વરની આ સૃષ્ટિ જેટલી વિવિધ છે એટલી જ સાહિત્યની રચના વિવિધ હોય છે. એટલે જ સાહિત્યકારોનો પોતાનો સ્વતંત્ર મહિમા હોય છે. અમે એનો મહિમા, નામ-મહિમામાં કરી લઈએ છીએ. એક વાર્તા છે કે શત કોટી રામાયણ ત્રણ ભાગમાં વહેંચાઈ ગયું. આખરે એક શ્લોક બાકી રહ્યો જે બત્રીસ અક્ષરોનો હતો. એમાંથી દસ દસ અક્ષર વહેંચી દીધા ત્યારે બે અક્ષર વધ્યા એ બેના ત્રણ ભાગ પડી શકે નહીં, એટલે એના સરખા ભાગ કરનાર શંકર ભગવાને કહ્યું કે હું ભાગ પાડી આપું છુ, એટલે એના મહેનતાણા તરીકે બે અક્ષર હું લઈશ. એમણે બે અક્ષર લીધા 'રા''મ.'

એ બે અક્ષરોમાં રામાયણ આવી જાય છે. એ જ સાહિત્યકારોની કૃતિનો સાર છે. સીતાજીએ હનુમાનને મોતીની માળા ઈનામમાં આપી હતી. હનુમાને એ માળામાંથી એક એક મોતી લઈને ચાવવા માંડયું અને જોયું કે એમાં કંઈ જ રસ નથી, એટલે તે ફેંકી દીધું. સીતાજીએ એ જોઈ પૂછ્યું કે 'તેં આ શું કર્યું?' હનુમાનજીએ કહ્યું કે 'મેં મોતી ફોડીને જોયું કે એમાં રામ છે કે નહીં? જ્યારે એમાં રામ ન દેખાયા તો મેં મોતી ફેંકી દીધાં!' એ હરેક ચીજમાં રામનાં દર્શન કરતા હતા, એ જ રીતે સાહિત્યકારોની હરેક કૃતિમાં રામ છે કે નહીં તે જોવાનું હોય છે. તેમાં જો રામ નહીં હોય તો તે કાયમ ટકવાની નથી અને દુનિયા પર કાયમ અસર કરવાની નથી. એ લુપ્ત થઈ જશે એટલા માટે કોઈ સાહિત્યકારે કોઈ કૃતિ દુનિયા સામે મૂકી તો તેનું માપ તોલ એના આકારથી નહી કરવામાં આવે કોણે કેટલું લીધું એ પરથી એનું મૂલ્ય નહીં કરવામાં આવે, બલકે એણે જીવનને કેટલો રસ આપ્યો એ પરથી એની પરીક્ષા, પરિચય થશે

હું સમજું છું કે જે જમાનામાં આપણે છીએ, એ જમાનાનો જીવનરસ ત્યાગમાં જ પ્રગટ થઈ શકે છે જે સાહિત્યકારે એ ત્યાગરસ જેટલો પણ ચાખ્યો હશે, એના જીવનમાં એ જેટલો ઊતર્યો હશે, એટલી એની દુનિયા પર અસર થશે. * *

મા પોતાના પ્રેમથી બચ્ચાને સજાવે છે, શણગારે છે તેથી તે તેને સુંદર દીસે છે. આત્મભાવના વડે વિશ્વને સજાવો. ઉજાળો, મંડિત કરો, આચ્છાદિત કરો અને પછી જુઓ તે આત્મીયતાને લીધે સુંદર અને પ્રિય દેખાશે –વિનોબા

## ઉઘડો અંતરદલ હો!

ઉઘડો અંતરદલ હો!
પુષ્પિત પ્રાણ પરાગો!
ઉઘડો અંતરદલ હો!

શૈશવના શુચિસુંદર કાલે,
ભરયૌવન તપતા મધ્યાહ્નને,
ઓસરતી જીવન-સંધ્યાએ,
ઢળતી ઘોર નિબિડઘન રાતે

તવ ચેતનસૂર સરો!
ઉઘડો અંતરદલ હો!

મલયસમીર સંચિત પરિમલ તવ
પતઝડમાં પણ પ્રાણ વહાવો!
ધરતીના કણકણ જઈ પ્રસરી
શતશત તેજકિરણ નવ વરસો!

પ્રેમ પરમ નિર્ઝર હો!
ઉઘડો અંતરદલ હો!
પુષ્પિત પ્રાણ પરાગો!
ઉઘડો અંતરદલ હો!

ચંદુલાલ દત્તાણી

માણસની શક્તિ મર્યાદિત છે, કેમ કે એનુ શરીર મર્યાદિત શક્તિવાળુ છે એટલે એની સેવા પણ મર્યાદિત હશે, પરંતુ વૃત્તિ મર્યાદિત ન રાખવી જોઇએ કોઇ મારા કર્મ ક્ષેત્રની બહાર હોય તો વાંધો નહી પરંતુ સહાનુભૂતિના વિચારના ક્ષેત્રથી બહાર થઈ જાય છે તો હુ મારી શક્તિ ગુમાવુ છુ એટલા માટે ભલે સેવાનુ ક્ષેત્ર મર્યાદિત હોય, પણ ભાવના અને સહાનુભૂતિનુ ક્ષેત્ર અમર્યાદ રહે મનુષ્યને મનુષ્ય તરીકે જ જુઓ, નહી તો આપણે હિન્દુધર્મના આત્માને ગુમાવી બેસીશુ હિન્દુધર્મ કહે છે કે સૌમા એક જ આત્મા છે, એ એક એવો વિશાળ ધર્મ છે કે જેમા કોઈ પણ જાતનો સકુચિત ભાવ રહી જ ન શકે અગર આપણે એ વાત ધ્યાનમા નહી રાખીએ તો, ધર્મનો પાયો ગુમાવીએ છીએ 'એક સત્ વિપ્રા બહુધા વદન્તિ' 'સત્ય એક જ છે એને બુદ્ધિમાન લોકો ઘણા નામે પોકારે છે' એમા 'વિપ્રા બહુધા વદન્તિ' કહેવામા આવ્યુ છે 'મૂર્ખા બહુધા વદન્તિ' નહીં. હિન્દુધર્મ કહે છે કે સત્ય એક છે પણ ઉપાસના પૂરતો તે અલગ અલગ હોઈ શકે છે આવી વ્યાપક વૃત્તિ રાખશો તો હિન્દુ એની સેવા કરી શકશો.

*

તત્ત્વજ્ઞાનીઓએ સાર તને આત્માના દર્શન કરાવવા માટે અનેક પ્રકારના વિચારો આપ્યા આખરે એક સિદ્ધાત નક્કી થયો કે માનવજીવનનો પરમ આદર્શ મુક્તિ છે મુક્તિ એટલે કે આપણે પોતાની જાતને ભૂલી જઈએ, આપણો અહકાર શૂન્ય થઈ જાય, આપણે મરી જઈએ—જ્યારે બિન્દુ સિન્ધુમા મળી જાય છે—વિલીન થઈ જાય છે—ત્યારે એ નાનુ મટી વિરાટ બની જાય છે એ જ રીતે આપણે પણ વિશ્વરૂપ, સમાજરૂપ બનીએ ભક્તિનો અર્થ એ છે કે માનવ પોતાના જીવનને શૂન્ય બનાવે અને સમાજના જીવનમા વિલીન થઈ જાય કામ ક્રોધ એ છે જે રીતે નદી સમુદ્રમા લીન થઈ જાય છ, એ જ રીતે માણસ પોતાની બધી શક્તિ ભગવાનમા લીન કરે હજાર માથાઓ, હજાર હાથો, હજાર આખોથી અમે વિશ્વરૂપ ભગવાનની સેવામા લાગી જઈએ—જે આપણી સામે જ ઊભો છે

જ્યારે નરસિહ ભગવાને હિરણ્યકશ્યપુનો નાશ કર્યો ત્યારે પ્રહ્લાદે એમની સ્તુતિ કરી 'આપના આ ભયકર રૂપનો મને ડર નથી લાગતો, કેમ કે એ તો બુરાઈઓને નાશ કરનારુ છે 'નાહ બિભેમિ.'

પછી એણે ભગવાનને પ્રાર્થના કરી

'નૈતાન્ વિહાય કૃપણાન્ વિમુમુક્ષ એક'

'હુ એકલો મુક્ત થવા નથી માગતો' એમ કહીને એણે

## જીવણહારા!

જીવણહારા! જોગવી લેજે
વસમી વેળા જાય
કાળ તણે ભાઈ કાઠડે તારુ
જીવન ઝોલા ખાય – જીવણહારા!

જલ ઝિકોળા મારતા એની
વાયુ વેગી કાય
આદિ અતનો પાર નહિ એમા
ગમ મતિ મુઝાય – જીવણહારા!

કોઈ ભરતા જળ ઘડુલે
કોઈ પખાળે પાય
કોઈ પીતા ખોબલે ને
કોઈ વલખે હાય! – જીવણહારા!

જીવણહારા! જોગવી લેજે
મરમ તુ મનમાય
કોઈ જળમા ઝપલાવે
એ અમર નર થાય – જીવણહારા!

અનનર આરેનાન

મુક્તિના ખોટા રાહ પર પ્રહાર કર્યો. જંગલમાં જઈને તપસ્યા કરીને, વિકારો છોડવાથી મુક્તિ પામી શકાય છે. પરંતુ પ્રહલાદે કહ્યું કે જંગલે ક્યાં જાય છે? એક છોડીને બીજું પકડે છે—એમ તો મુક્તિ શી રીતે મળશે? પરમેશ્વર તો સર્વત્ર છે. આખા સમાજ માટે અહંકાર છોડવો એ જ મુક્તિ છે, સંન્યાસ છે, ભક્તિ છે, ત્યાગ છે. ત્યારથી સંતોએ વારંવાર એ જ કહ્યું છે કે મને વ્યક્તિગત મુકિત, સ્વર્ગનું રાજ્ય ન જોઈએ. જ્યાં સુધી તું આનંદ ભોગવવાની ઇચ્છા કરે છે અને મુકિતનો આનંદ માને છે, ત્યા સુધી વાસના અને અહંકાર મટયો નથી મુકિત એટલે પોતે મટી જવું—શૂન્ય થઈ જવું. હજારો વર્ષની તપસ્યા અને આધ્યાત્મિક પ્રયોગો પછી આ વાત સંતોએ શીખવી છે.

*

મનુ મહારાજે કહ્યું છે કે, સદા શુચિ કારુહસ્ત—'કામ કરનારના હાથ સદા પવિત્ર રહે છે.' કોઈ મજૂરના હાથે કામ કરતાં કરતાં માટી લાગી જાય તો એવા જ હાથે એ રોટલો પણ ખાઈ લે છે. એમાં કાંઈ ખોટું નથી, કેમ કે એના હાથ પવિત્ર હોય છે. મહેનતથી હાથ મેલા નથી થતા, પવિત્ર થાય છે. અપવિત્ર કામથી જ હાથ અપવિત્ર થાય છે. પવિત્ર અને ઉત્પાદક શ્રમથી હાથ પવિત્ર જ થાય છે. મનુ-મહારાજના આ સંદેશને આપણે બરાબર સમજ્યા નથી. એટલા માટે કામ કરનાર મજૂરને આપણે હલકા માન્યા. મજૂરને ઓછી મજૂરી અપાય છે, અને પ્રોફેસરને ભારે પગાર અપાય છે. એમ શા માટે? શારીરિક શ્રમને, ઉત્પાદક કામને શ્રેષ્ઠ માનવો જોઈએ. પ્રોફેસરોને પુષ્કળ રજા મળે છે અને ભંગી, વણકર, મોચી વિગેરેને મોંઘવારી વખતે પણ પગાર નથી મળતો! આ ખોટી સમાજરચના છે—આપણે એક પળ માટે પણ એ ચલાવી લેવી ન જોઈએ. આપણે સમાનતા લાવવા માગીએ છીએ પરંતુ આપણે જ્યાં સુધી વ્રત ન લઈએ કે કંઈ ને કંઈ ઉત્પાદક શ્રમ નહીં કરીએ ત્યાં સુધી ખાઈશું નહીં—ત્યાં સુધી સમાનતા પ્રસ્થાપિત નહીં કરી શકીએ.

*

આગલા જન્મનાં પાપ-પુણ્યને કારણે આ જન્મમાં ગરીબી કે શ્રીમંતાઈ પ્રાપ્ત થાય છે એ વિચાર ખોટો છે. પાછલા જન્મના પુણ્યથી સારી બુદ્ધિ તથા નિરહંકારિતા પ્રાપ્ત થાય છે અને પાપથી બૂરી ભાવના પેદા થાય છે, બુરા કામની ઇચ્છા થાય છે. આપણને સારી બુદ્ધિ પ્રાપ્ત થાય તો સમજવું કે આપણે આગલા જન્મમાં પુણ્યકાર્ય કર્યાં હતાં, અને ખરાબ કામ કરવાની ઇચ્છા થાય તો સમજવું કે આગલા જન્મમાં આપણે પાપ કર્યા છે, શંકરાચાર્ય કહે છે:

અથવા યોગિનામેવ કુલે ધીમતાં દરિદ્રાણામ ઇત્યર્થઃ।

'જે મહાભાગ્યશાળી પુરુષ હોય છે, એણે આગલા જન્મમાં પુણ્યકાર્ય કર્યાં છે, વેદાધ્યાન કર્યું છે, એ યોગીઓના કુળમાં પેદા થયો છે, જે દરિદ્રકુળ હોય છે.'

શંકરાચાર્ય ખુદ ગરીબ કુળમાં જન્મ્યા હતા પુણ્યશાળી વ્યક્તિ શ્રીમંતના ઘરમાં પણ જન્મી શકે છે. ચાહે ગરીબના ઘરમાં જન્મે કે શ્રીમંતના ઘરમાં; બુદ્ધિ સારી હોવી જોઈએ

જે એમ વિચારે છે કે આજે જે ગરીબ છે તે પોતાના પૂર્વજન્મના પાપે ગરીબ છે, એટલે એની પરવા કર્યા વિના એમને નમીબને આશરે છોડી દેવા જોઈએ—કેમ કે એમનાં આગલા જન્મનાં પાપ-પુણ્ય આપણે ન મટાડી શકીએ—એ લોકો ભૂલ કરે છે.

એ રીતે વિચારનારા ખુદ પાપી છે. એટલા માટે જે શ્રીમાન છે, એણે પોતાના ગરીબ ભાઈઓ તરફ પોતાની ફરજ અદા કરવી જોઈએ. ભગવાને એને એ જ માટે સંપત્તિ આપી છે કે તેનો ઉપયોગ તે બીજાની સેવા માટે કરે.

# દાનેશ્વરી

મુકુન્દભાઈ

સુતપુત્ર કર્ણનુ દાનેશ્વરીપણુ' ખૂબ જાણીતુ છે એકવાર ભગવાન શ્રીકૃષ્ણ પોતે જ અર્જુનને કહેવા લાગ્યા "અર્જુન, કર્ણ જેવો દાનવીર બીજો કોઈ નથી એને બારણે આવેલો જાચક ખાલી હાથે કદિ જતો નથી"

કર્ણના વખાણ શ્રીકૃષ્ણને મોઢે સાભળીને અર્જુનનુ અભિમાન જરા ઘવાયુ તે બોલી ઊઠયો "ભગવાન, એવુ કશુ નથી કર્ણ પાસે પૂરતી સંપત્તિ છે એટલે તે કોઈને પણ જે જોઈએ તે આપી શકે છે આમ તો મારા જેવા પાસે પણ કોઈ જો કશુ માગે અને તે વસ્તુ મારી પાસે હોય, તો હુ પણ ખુશીથી આપુ એમા મોટા દાનેશ્વરીપણા જેવુ શુ છે?'

શ્રીકૃષ્ણ ભગવાને જોઈ લીધુ કે, અર્જુનને ગર્વ ચઢ્યો છે તેથી તે એ વખતે ચૂપ રહ્યા

હવે એકવાર એવુ બન્યુ કે, એક બ્રાહ્મણ અર્જુનની પાસે આવીને કરગરતો કહેવા લાગ્યો 'હે અર્જુન, એમ કહેવાય છે કે તમારે બારણે આવેલો જાચક કદી ખાલી હાથે પાછો જતો નથી આજે હુ બહુ મોટી આફતમા આવી પડયો છુ' મારી પત્ની અવસાન પામી છે મરતી વેળાએ તેણે મને કહ્યુ હતુ કે, સ્વામી, જો હુ મરી જાઉં તો, મને ચંદનના લાકડાથી જ બાળજો આટલી મારી છેલ્લી મનોકામના પૂરી કરજો' તેથી હે દાનવીર અર્જુન, કૃપા કરી મને ચંદનના લાકડાની વ્યવસ્થા કરી આપો."

અર્જુને કહ્યુ 'હે વિપ્ર, ફિકર ન કરો એની વ્યવસ્થા હુ જરૂર કરી આપીશ." એમ કહીને તેણે પોતાના સેવકોને બોલાવ્યા અને કહ્યુ "આપણા ભંડારમાથી આ વિપ્રને દશ મણ ચંદનના લાકડા આજે જ તોળી આપો'

પરંતુ તે વખતે ભંડારમાં ચંદનના લાકડા હતા જ નહિ બધે નગરમા તપાસ કરી, તો ત્યા પણ કોઈ ઠેકાણે ચંદનનુ એક લાકડુ સુદ્ધા મળ્યુ નહિ

એટલે છેવટે થાકીને સેવકો અર્જુન પાસે આવ્યા અને બોલ્યા "મહારાજ, આજને આજ ચંદનના લાકડા ક્યાય મળે એમ નથી!'

આ સાભળીને બ્રાહ્મણે કહ્યુ 'તો પછી હે અર્જુન મારે બીજા કોઈને બારણે જવુ પડશે?'

અર્જુન બોલ્યો હે વિપ્ર હુ લાચાર છુ'

એટલે બેવો બ્રાહ્મણ ખિન્ન બની ત્યાથી ચાલ્યો ગયો અને કર્ણને બારણે જઈ ઊભો કર્ણની બાબતમા પણ અર્જુનની માફક જ પરિસ્થિતિ ઊભી થઈ ક્યાય ચંદનનુ લાકડુ મળ્યુ નહિ પરંતુ કર્ણે કહ્યુ "હે વિપ્રવર, આપને ખાલી હાથે તો હુ ન જ જવા દઉં ઊભા રહો, હુ હમણા વ્યવસ્થા કરુ છુ" એમ કહીને કર્ણે પોતના સેવકોને આજ્ઞા આપી કે 'મહેલની અંદર જ્યા જ્યા ચંદનનુ લાકડુ હોય એ બધુ કાઢીને અહી બહાર એકઠુ કરો

અને જોતજોતામા ચંદનના લાકડાનો મોટો ઢગ થઈ ગયો પરંતુ કર્ણનો આખો મહેલ ખેદાનમેદાન જેવો બની ગયો!

વિપ્ર આનંદ પામતો કર્ણને આશિષ આપતો ચંદનના લાકડા લઈને ચાલ્યો ગયો

હવે તે સાજે અર્જુન અને શ્રીકૃષ્ણ સ્મશાન તરફ ફરવા નીકળ્યા ત્યા તેમણે જોયુ કે, એક બ્રાહ્મણ આનંદથી પ્રભુનુ સ્મરણ કરતો હતો શ્રીકૃષ્ણે પૂછ્યુ 'હે બ્રાહ્મણ સ્મશાનમા બેસીને આટલા આનંદથી શા માટે પ્રભુના ગુણગાન ગાઓ છો?'

બ્રાહ્મણ બોલ્યો 'હે શ્રીકૃષ્ણ ધન્ય છે દાનવીર કર્ણને! આજે એમણે મારી લાજ રાખી તેથી ભગવાનને પ્રાર્થના કરુ છુ કે હે પ્રભુ તુ કર્ણને સુખરૂપ અને ચિરંજીવી રાખજે'

(અનુસંધાન ૩૫ મે પાને)

# સત્યને પગલે પગલે

પ્રાચીન કાળની આ વાત છે.

એક નગરમાં એક ધર્માત્મા રાજા રાજ્ય કરતો હતો. પોતાનાં બાળકો પેઠે જ પોતાની પ્રજાનાં સુખ-દુઃખનો તે ખ્યાલ રાખતો એટલે પ્રજા સુખી અને સંતુષ્ઠ હતી.

તે કાળે તો પ્રજાને પાણી પ્રાપ્ત કરવા માટે નદી, કૂવા ને તળાવ જ એક માત્ર સાધન હતાં. અને જ્યાં એવાં સાધન હોય તે રાજ્ય સંપન્ન ગણાય એ દેખીતું છે. વળી એવા જલાશયોના તટ કે કિનારા પર દેવમંદિરો હોય એવી આર્યભાવના હતી. આજે ય નદી-ઘાટે, કિનારે કે તળાવ કાઠે દેવ-મંદિરો જોઈ શકીએ છીએ.

રાજાએ પોતાની પ્રજાની સગવડ માટે રાજધાનીમાં એક સુવિશાળ તળાવ ખોદાવ્યુ અને એને કાંઠે એક શિવાલય બંધાવ્યું. લોકોએ રાજાને સલાહ આપી કે તમે જે પુણ્યકાર્ય કર્યું એની જાણ વધારે માણસોને થાય, એનો લાભ વધારે માણસો લઈ શકે એટલા માટે તળાવ કાઠેના શિવાલય આગળ મોટો મેળો ભરાય એવુ કંઈક કરો. મેળાને બહાને લોકો દૂરદૂરથી આવશે અને તળાવ અને શિવાલય સુપ્રસિદ્ધ થઈ જશે. રાજાને એ સલાહ ગમી ગઈ. રાજાએ રાજ્યભરમા મેળાનો ઢંઢેરો પીટાવ્યો. અને દુકાનદારો ખોટના ભયે નવા સ્થળે દુકાનો માંડતા અચકાય નહીં એટલા માટે રાજાએ એવી બાંયધરી આપી કે જેનો માલ મેળામાં નહીં વેચાય તે બધો છેવટે રાજા ખરીદી લેશે. પછી શું જોઈએ? દૂરદૂર દેશ-વિદેશથી જાતજાત ને ભાતભાતનો માલ લઈને વેપારીઓ આવવા લાગ્યા. તળાવ કાંઠેના શિવાલયના મોટા મેદાનમા અસખ્ય દુકાનો લાગવા માંડી. અને લોકો પણ દેશના ખૂણે ખૂણેથી—આવો અદ્દભૂત મેળો અને નવા સ્થાનની મોઝી-ને લઈ ને—ટોળાબંધ આવવા લાગ્યા.

એ પાટનગરમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. ભિક્ષા માગીને માંડ પોતાનો ગુજારો કરી શકતો હતો. બ્રાહ્મણની પત્નીએ મેળાની વાત સાંભળીને પોતાના પતિને કહ્યું કે તમે ઘર-ઘર ફરીને ભિક્ષા માગી લાવો છો ત્યારે અન્ન ચૂલે ચઢે છે, એક ટંક ખાધા પછી બીજા ટંકની સતત ચિંતા રહ્યા કરે છે. આ તે કંઈ જીવન છે? રાજાએ મેળાનો ઢંઢેરો પીટાવ્યો છે કે જે કોઈ દુકાન માંડશે તેનો નહીં વેચાયેલો માલ રાજા ખરીદી લેશે તમે કુંભાર પાસે જઈને માટીની એક શનિની મૂર્તિ બનાવડાવી લાવો."

'શનિની મૂર્તિને શું કરીશું?' બ્રાહ્મણે આશ્ચર્યથી પૂછ્યુ.

'હું એના પર સિંદુર ચોપડીને શણગારીશ. તમે એ લઈ ને મેળામાં વેચવા જજો.'

'પણ એ લેશે કોણ? શનિની મૂર્તિ, કોના દિવસ ફર્યા છે કે લે!'

આપણે ક્યાં લોકોને વેચવી છે? મૂર્તિ ન વેચાય એટલે રાજા પાસે જઈને ઢંઢેરા પ્રમાણે એની કીમત માગવી મૂર્તિનું મૂલ્ય પાંચસો રૂપિયા રાખવુ. એટલા પૈસાથી તો આપણી ઘણી ભીડ ભાંગશે.'

બ્રાહ્મણના ગળે આ વાત ઊતરી ગઈ. એણે કુંભાર પાસે શનિની મૂર્તિ બનાવડાવી. બ્રાહ્મણીએ સિંદુર વિગેરે રંગોથી શણગારી. બ્રાહ્મણ મૂર્તિ લઈને વેચવા માટે મેળામાં ગયો. મેળામાં ફરતાં હજારો નર-નારીઓ કૌતુકથી બ્રાહ્મણ પાસે મૂર્તિ જોવા આવતાં મૂર્તિ ગમતી પણ ખરી પણ બ્રાહ્મણ કહેતો કે આ શનિની મૂર્તિ છે તો બધાં ચાલ્યાં જતાં. હાથે કરીને કોણ પોતાના ઘરમાં પનોતી વહોરે?

મૂર્તિ વેચાઈ નહીં બ્રાહ્મણ તો તે લઈને રાજાના કારભારી પાસે ગયો અને મૂલ્ય માંગ્યું. કારભારી વિચારમાં પડ્યો શું કરવુ! શનિની

મૂર્તિ વસાવવી એટલે હાથે કરીને આફત વહોરવી! આખરે એણે રાજાને મૂર્તિ ખરીદવા અંગે પૂછયુ પ્રધાન અને દરબારીઓએ શનિની મૂર્તિ ન ખરીદવા આગ્રહ કર્યો પણ રાજા ટેકી અને સત્યવચની હતો એણે કહ્યુ 'કદાચ શનિના વાસથી મારે આફતો સહન કરવી પડે તો તે સહન કરીશ પણ મે જે વચન આપ્યુ છે એનુ પાલન મારે કરવુ જ જોઇએ નહી તો સત્યનો ક્ષય થાય તે તો ન બને બ્રાહ્મણને પાચસો રૂપિયા આપી શનિની મૂર્તિ ખરીદી લો'

અંતે રાજાના હુકમ પ્રમાણે બ્રાહ્મણને પાચસો રૂપિયા આપીને મૂર્તિ ખરીદી લેવામા આવી

રાજમહેલમા રહેનારાઓ અશુભ ભાવિના ડરથી ભયભીત બની ગયા રાજા મહેલના મુખ્ય દ્વારે પલગ ઢાળી સૂવા લાગ્યો ચારે તરફ દીવાઓ પ્રગટાવી રોશની કરવામા આવી એક દિવસ રાજા પલગમા પડયો હતો ત્યા મધરાતે અલૌકિક તેજવાળી એક દેવી મહેલમાથી નીકળી અને મુખ્ય દ્વાર તરફ આવી બહાર જવા લાગી રાજાએ એ જોયુ તત્કાળ ઊઠયો અને દેવી પાસે જઇને કહેવા લાગ્યો 'માતાજી તમે કોણ છો? અને અત્યારે કયા જાવ છો?'

'હુ રાજલક્ષ્મી છુ તે શનિને લાવી રાખ્યા એટલે હુ રાજ્ય છોડી જાઉ છુ' દેવીએ કહ્યુ

'સારુ ત્યારે જાવ રાજાએ જરા દુખી થઈ નિરુપાયે કહ્યુ

એ દેવી ગઈ ને પછી થોડીવારે એક દેવ, દેવીની પેઠે જ મહેલ બહાર જવા લાગ્યા ત્યારે ફરી રાજાએ તેમની પાસે જઇ પૂછયુ 'દેવ આપ કોણ છો ને અત્યારે કયા જાવ છો?'

'હુ કુશળમગળનો દેવ છુ શનિનો વાસ થયો એટલે રાજલક્ષ્મી ગઈ, ને એ ગઈ તો હુ કેમ રહી શકુ? દેવે કહ્યુ

'વારુ ત્યારે તમે પણ જાવ'

એ જ પ્રમાણે રિદ્ધિ–સિદ્ધિ પણ ગઇ હવે શુ થશે? એવુ રાજા વિચારવા લાગ્યો એણે નક્કી કર્યું કે ગમે તે થાય, મારે સત્યનુ પાલન કરવુ જ જોઇએ

એવામા એક તેજસ્વી દિવ્ય દેવ આવ્યા અને તે પણ મહેલની બહાર જવા લાગ્યા એટલે રાજા તરત તેમની પાસે ગયો અને એમના ગમનનુ કારણ પૂછયુ

'વત્સ હુ સત્ય ધર્મ છુ જ્યાથી રાજલક્ષ્મી, રિદ્ધિ–સિદ્ધિ આદિ ચાલ્યા ગયા હોય ત્યા એકલો હુ રહીને શુ કરુ?'

રાજાએ તો એવુ સાભળતા દૃઢતાથી સત્ય ધર્મનો હાથ પકડયો અને કહેવા લાગ્યો 'દેવ, સત્યને ખાતર મે શનિની મૂર્તિ ઘરમા આણી અને રાજલક્ષ્મી, રિદ્ધિ સિદ્ધિ આદિને પણ તેને ખાતર જવા દીધા તમારે ખાતર જ મે આ આફત વહોરી લીધી છે તો શુ તમે જ મને છોડી જશો? મે તો મારો ધર્મ બજાવ્યો તમને યોગ્ય લાગે તો ભલે તમે પણ મને છોડી જાવ'

રાજાનુ કહેવુ સાભળી ધર્મદેવ વિચારમા પડી ગયા પછી એમણે કહ્યુ 'તે મારે માટે સૌનો ત્યાગ કર્યો ત્યારે હુ જ તને છોડી જાઉ એ ખોટુ કહેવાય હુ હમેશા તારી સાથે જ રહીશ.' એવુ કહીને ધર્મદેવ પાછા વળ્યા

રાજાને અત્યત આનદ થયો થોડીવાર પછી આશ્ચર્ય સાથે રાજાએ જોયુ કે રાજલક્ષ્મી, ક્ષેમ કુશળ રિદ્ધિ સિદ્ધિ પાછા ફરતા હતા. રાજાએ તરત તેમની પાસે જઇને વિનમ્રપણે પૂછયુ 'તમે તો મને છોડી ગયા હતા, આમ એકાએક કેમ પાછા ફર્યા?

'રાજન્ જ્યા સત્ય ધર્મનો વાસ હોય છે તે સ્થાન અમે કદાપિ ત્યાગી ન શકીએ અમે તો એમની પાછળ પાછળ ચાલનારા છીએ એમને છોડીને અમે કયા જઈએ?' સૌએ કહ્યુ અને એવુ કહી સૌ પાછા રાજમહેલમા ગયા

---

(અનુસંધાન ૭૩ મા પાનાનુ ચાલુ)

એમ કહીને બધી વાત શ્રીકૃષ્ણને કહી સભળાવી.

અતર્યામી ભગવાન શ્રીકૃષ્ણ આ સાભળીને મનમા હસતા હસતા અર્જુનને કહેવા લાગ્યા

"હે અર્જુન, તારા મહેલમા પણ ચદનના બારીબારણા વગેરે છે તો શુ તને એ બધુ તે વખતે યાદ નહોતુ આવ્યુ?'

આ સાભળીને અર્જુન મનમા શરમાઈ ગયો'

# સત્યને પગલે પગલે

પ્રાચીન કાળની આ વાત છે.

એક નગરમાં એક ધર્માત્મા રાજા રાજ્ય કરતો હતો. પોતાનાં બાળકો પેઠે જ પોતાની પ્રજાનાં સુખ-દુઃખનો તે ખ્યાલ રાખતો એટલે પ્રજા સુખી અને સંતુષ્ઠ હતી

તે કાળે તો પ્રજાને પાણી પ્રાપ્ત કરવા માટે નદી, કૂવા ને તળાવ જ એક માત્ર સાધન હતાં. અને જ્યાં એવાં સાધન હોય તે રાજ્ય સંપન્ન ગણાય એ દેખીતું છે વળી એવા જલાશયોના તટ કે કિનારા પર દેવમંદિરો હોય એવી આર્યભાવના હતી. આજે ય નદી-ઘાટે કિનારે કે તળાવ કાંઠે દેવ મંદિરો જોઈ શકીએ છીએ

રાજાએ પોતાની પ્રજાની સગવડ માટે રાજધાનીમાં એક સુવિશાળ તળાવ ખોદાવ્યું અને એને કાંઠે એક શિવાલય બંધાવ્યું. લોકોએ રાજાને સલાહ આપી કે તમે જે પુણ્યકાર્ય કર્યું એની જાણ વધારે માણસોને થાય, એનો લાભ વધારે માણસો લઈ શકે એટલા માટે તળાવ કાંઠેના શિવાલય આગળ મોટો મેળો ભરાય એવું કંઈક કરો. મેળાને બહાને લોકો દૂરદૂરથી આવશે અને તળાવ અને શિવાલય સુપ્રસિદ્ધ થઈ જશે. રાજાને એ સલાહ ગમી ગઈ. રાજાએ રાજ્યભરમા મેળાનો ઢંઢેરો પીટાવ્યો. અને દુકાનદારો ખોટના ભયે નવા સ્થળે દુકાનો માંડતા અચકાય નહીં એટલા માટે રાજાએ એવી બાંયધરી આપી કે જેનો માલ મેળામાં નહીં વેચાય તે બધો છેવટે રાજા ખરીદી લેશે. પછી શું જોઈએ? દૂરદૂર દેશ-વિદેશથી જાતજાત ને ભાતભાતનો માલ લઈને વેપારીઓ આવવા લાગ્યા. તળાવ કાંઠેના શિવાલયના મોટા મેદાનમાં અસંખ્ય દુકાનો લાગવા માંડી. અને લોકો પણ દેશના ખૂણે ખૂણેથી—આવો અદ્‌ભૂત મેળો અને નવા સ્થાનની મોઢીનીને લઈ ને—ટોળાબંધ આવવા લાગ્યા.

એ પાટનગરમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. ભિક્ષા માગીને માંડ પોતાનો ગુજારો કરી શકતો હતો બ્રાહ્મણની પત્નીએ મેળાની વાત સાંભળીને પોતાના પતિને કહ્યું કે તમે ઘર ઘર ફરીને ભિક્ષા માગી લાવો છો ત્યારે અન્ન ચૂલે ચઢે છે, એક ટંક ખાધા પછી બીજા ટંકની સતત ચિંતા રહ્યા કરે છે. આ તે કંઈ જીવન છે? રાજાએ મેળાનો ઢંઢેરો પીટાવ્યો છે કે જે કોઇ દુકાન માંડશે તેનો નહીં વેચાયેલો માલ રાજા ખરીદી લેશે તમે કુંભાર પાસે જઈને માટીની એક શનિની મૂર્તિ બનાવડાવી લાવો."

'શનિની મૂર્તિને શું કરીશું?' બ્રાહ્મણે આશ્ચર્યથી પૂછયુ.

'હું એના પર સિંદુર ચોપડીને શણગારીશ તમે એ લઈ ને મેળામાં વેચવા જજો.'

'પણ એ લેશે કોણ? શનિની મૂર્તિ, કોના દિવસ ફર્યા છે કે લે!'

આપણે કયાં લોકોને વેચવી છે? મૂર્તિ ન વેચાય એટલે રાજા પાસે જઈને ઢંઢેરા પ્રમાણે એની કીમત માગવી. મૂર્તિનું મૂલ્ય પાંચસો રૂપિયા રાખવુ. એટલા પૈસાથી તો આપણી ઘણી ભીડ ભાંગશે.'

બ્રાહ્મણના ગળે આ વાત ઊતરી ગઈ. એણે કુંભાર પાસે શનિની મૂર્તિ બનાવડાવી. બ્રાહ્મણીએ સિંદુર વિગેરે રંગોથી શણગારી. બ્રાહ્મણ મૂર્તિ લઈને વેચવા માટે મેળામાં ગયો. મેળામાં ફરતાં હજારો નરનારીઓ કૌતુકથી બ્રાહ્મણ પાસે મૂર્તિ જોવા આવતાં મૂર્તિ ગમતી પણ ખરી પણ બ્રાહ્મણ કહેતો કે આ શનિની મૂર્તિ છે તો બધાં ચાલ્યાં જતાં. હાથે કરીને કોણ પોતાના ઘરમાં પનોતી વહોરે?

મૂર્તિ વેચાઈ નહીં બ્રાહ્મણ તો તે લઈને રાજાના કારભારી પાસે ગયો અને મૂલ્ય માંગ્યું. કારભારી વિચારમાં પડ્યો શુ કરવુ! શનિની

# તેલીના બળદ

અખ્તર મોહ્યુદ્દીન

સવારના પહોરમા જ માએ મને જગાડતા કહ્યુ · ' દીકરા ઊઠ ! બિચારો મહુમદ તેલી મરી ગયો ! '

સવારની ઊંઘ એવી સરસ હોય છે કે ઊઠવુ ગમે જ નહી ઊઠતા કટાળો તો આવ્યો પણ અંતે ઊઠવુ પડયુ

મહુમદ તેલી અમારો પડોશી, પાસેના જ ઘરમા રહે. એ અજબ માણુસ હતો કોઈની સાથે કોઈ જાતનો સબધ નહીં એ ભલો અને એના ઘાણી બળદ ભલા. બળદની સાથે એ પણ બળદ જેના બની ગયો હતો કોઈ ગ્રાહક તેલ લેવા જતો ત્યારે તેલી એના લાડકા બળદ સાથે કંઈને કંઈ વાત કરતો જ હોય ! એના બળદ સિવાય ભાગ્યે જ કોઈ સાથે એણે દિલ ખોલીને વાત કરી હશે ! એના મૃત્યુથી માત્ર એનો બળદ જ અનાથ થયો ! એના સિવાય તેલીને કાંઈ બાળબચ્ચા કે કુટુબ હતુ નહીં

સાવ ચૂપચાપ મર્યો લોકો એકઠા થયા શબને નવડાવીને અવલ મજલ પહોચાડયુ બસ

હાતિયા પઢીને ઘરે આવીને જમીને હુ કામે ચાલ્યો ગયો

રાતે પાછો ઘરે ફર્યો ત્યારે તેલીના ઘર પર નજર ગઈ ઘરમા દીવો સળગતો હતો અને માણસોની વાતચિત સભળાતી હતી ! મને આશ્ચર્ય થયુ !

ઘરે જતા જ માએ ખબર આપી 'પાસે પચ બેઠુ છે'

'કેવુ પચ ?' મે આશ્ચર્યથી પૂછ્યુ 'તેલીના સગાઓ કયાકથી ટપકી પડયા છે' માએ વ્યગમા કહ્યુ સગા ? જ્યારથી સમજણો થયો ત્યારથી એકે મહેમાન તેલીના ઘરે જોયે નથી, તેમ તેલીને પણ કોઈને ત્યા જતો જોયો નથી એને તો માત્ર એક જ સગો હતો એનો બહરી બળદને એ 'બહરી'ના લડકા નામે બોલાવતો હતો જોઉં તો ખરો એના સગા કેવાક છે ! એ વિચારે હુ એના ઘરે ગયો

નીચે ઘાણી ને બળદની કોઢ-હતા મારી નજર સહસા ખૂણામા પડેલા બળદ પર પડી. એ બિચારો પડયો પડયો નિસાસા નાખતો હતો એ તેલી જતા સાવ અનાથ થઈ ગયો હતો

મને તેલીની માફક બળદને ડચકારવાનુ મન થયુ પણ કોઈ જોશે તો મને પાગલ ગણીને હસશે એ બીકથી હુ અટકયો તેલીની વાત જુદી હતી અને હુ દાદર ચઢી ઉપર ગયો

કેટલાક નવા માણસો સહિત મહોલ્લાવાળા બેઠા હતા મને જોઈને એક જણ કહે 'ચાલો તમે આવ્યા તે ઠીક થયુ હવે નીવડો આવી જશે એક ભણેલા માણસની જરૂર હતી '

હુ મનમા જરા ફૂલ્યો 'કેમ શુ વાત છે ?' મે ગભીરતાથી પૂછ્યુ

'જુઓ આ ત્રણ ભાઈઓ છે ને-' એક મહોલ્લાવાળાએ નવા ભાઈઓની ઓળખાણ આપતા કહ્યું-'મહુમદભાઈના સગા થાય આ પાઘડીવાળા મહુમદભાઈના ફોઈના દીકરાના સાળા થાય અને આ બીજા મહુમદભાઈના મામાના દીકરાના જમાઈ થાય અને આ ત્રીજા ' પેલો એટલુ કહીને અટકી ગયો કેમ કે, એ તેલીનો શો સગો થાય તે જ એ જાણતો નહતો !

પેલો માણસ જાતે જ બોલી ઊઠયો 'હુ તો મહુમદનો બહુ નજીકનો સગો થાઉં ! મહુમદના પરદાદાનો એક ભાઈ હતો એ નિસતાન મરી ગયેલો એણે પાસેના ગામના રહેમાનને દત્તક લીધેલો એના દીકરાનો હુ દીકરો થાઉ '

'પણ મે તો તમને કે આ ભાઈઓને કોઈ દિવસ અહી આવતા જતા જોયા નથી !' મે સાફસાફ કહ્યું

'શુ કરીએ ભાઈ દુનિયાની જજાળમાથી જ કયા છુટાય છે કે સગા વહાલાઓને મળીને

દિલ રાજી કરીએ! નહીં તો અલ્લાહ જ જાણે છે કે મહંમદ મને કેટલો વહાલો હતો! મારી બીબી તો એને વારંવાર સંભારતી.' એકે કહ્યું.

'તો શું આજે એકાએક બધી જંજાળ છૂટી ગઈ?' મેં સોંસરો પ્રશ્ન કર્યો.

'માશાઅલ્લાહ! કેવી વાત કરો છો તમે? આવો નજીકનો સગો મરી જાય અને ન આવીએ? ત્યારે તો થઈ જ રહ્યું ને! મરણની ખબર મળતાં જ હજાર કામ પડતાં મૂકીને દોડતો આવ્યો. બિચારો મહંમદ! કેવો સારો, અલ્લાહનો માણસ હતો!'

'હા, માણસ મરે ત્યારે જ સારો લાગે!' મેં દાઢમાંથી કહ્યુ. તેનો કોઈએ કશો જવાબ આપ્યો નહીં. થોડીવાર શાંતિ રહી પછી એક જણ બોલ્યું: 'હા ત્યારે શરિયત (ધાર્મિક કાયદા) પ્રમાણે કોને કેટલો ભાગ મળવો જોઇએ?'

'હું થોડો પીર કે મુલ્લાં છું કે શરિયત જાણું? હા. સરકારી કાયદો જાણું ખરો.' મેં કહ્યુ

'તો તે પ્રમાણે ફેંસલો કરો!' એકે કહ્યું.

'સરકારી કાયદા પ્રમાણે તો તમારા ત્રણમાંથી એકે હકદાર નથી.' મેં સ્પષ્ટ કહ્યું.

પેલાં સગાં મારું કહેવું સાંભળી હસી પડયાં. મહોલ્લાવાળાઓને પણ શંકા ગઈ કે આને પોતાને જ તેલીનું ઘર પચાવી પાડવું છે!

ખેર. મે તો ફેંસલો સંભળાવી દીધો. પણ તે સ્વીકારે કોણ? પેલાં ત્રણે ઇચ્છતાં હતાં કે તેલીનો બળદ પોતાને ભાગમાં મળે. પણ બળદ એક હતો ને માગનારા ત્રણ હતા! રાતના બાર વાગ્યા પણ ફેંસલો ન થયો. એટલે બીજે દિવસે ફરી બેસવાનો ઠરાવ કરીને પંચ ઊઠયું.

હુંયે ઊઠયો. નીચે બળદ પાસેથી પસાર થયો ત્યારે એણે માથું હલાવ્યું અને ભાંભર્યો. સાવ માંદો લાગતો હતો-મરવાને વાંકે જીવતો ન હોય! મને વિચાર આવ્યો કે કોઈએ એને ખાણ તો ઠીક, ઘાસ પણ નીર્યું હશે કે કેમ? વળી પાછી શરમ નડી! કોઈ જોશે તો....' અને કશી પચાતમાં પડયા વિના ઘરે આવીને ઊંઘી ગયો.

સવારે હજી ગુલાબી ઊંઘમાં હતો ત્યાં માએ જગાડયો; 'છોકરા ઊઠ! પાસે પંચ બેઠું છે તે બોલાવે છે!'

'હું ના છૂટકે ઊઠયો. પરવારીને તેલીના ઘરે ગયો તો બળદ પાસે સુધરાઈના ઢેઢ ને પેલાં 'સગાં' ને મહોલ્લાવાળા ઊભાં હતાં-બળદ મરી ગયો હતો.

'બિચારો ત્રણ દિવસની ભૂખ-તરસથી ટળવળીને મરી ગયો!' એક ઢેઢ બોલી ઊઠયો.

મે પેલાં 'સગાંઓ' તરફ અર્થસૂચક નજરે જોયું. પણ કોઈ કંઈ બોલ્યું નહીં-સહુ મૂગાં થઈ ગયાં હતા

અને 'પંચ પરમેશ્વર'માંથી એક જણ બોલી ઊઠયું: 'હા, ભાઈ!' કોણ ખવડાવે-પીવડાવે? કોને ખબર કે બળદ કોના ભાગમાં આવશે? કોઇ એમ નાહક મફતનું શા માટે ખવડાવે-પીવડાવે?'

એ સાંભળીને હું પૂતળા જેવો મૂંગો બની ઊભો રહ્યો—કઈ પણ બોલી ન શકયો!

---

હઝરત આબિસને આસપાસના માણસો લગભગ પાગલ માનતા, કેમ કે આબિસ દુનિયાદારીથી પર અને ખુદાની બંદગીમાં હમેશ મસ્ત રહેતા હતા. એક દિવસ મસીદમાં બંદગી કરીને ઘરે પાછા ફરતા હતા ત્યારે શેરીના છોકરાઓ તેમની પાછળ પડયા અને હુરિયો બોલાવતાં કાંકરા મારવા લાગ્યા. ત્યારે હઝરત આબિસે તેમને પરમ-શાંતિથી કહ્યું: 'બચ્ચાંઓ, મને બહુ મોટા પથરા ન મારશો. મને શરીરે લોહી ન નીકળે એમ મારજો. કેમ કે, જો તમે ભારે પથરા મારશો તો શરીરમાંથી લોહી નીકળતાં વજુ અશુદ્ધ થઈ જશે મારા શરીરની મને ચિંતા નથી; પણ તેને કારણે નમાજમાં અંતરાય ન નડવો જોઈએ.'

# ફૂલ અને ફોરમ



બ દાન્‌ બૂડન એેડ બજ શંજો ગોહર બખ્શીદનસ્ત,
ના તુરાની બર્ક બૂદન અંઝ તૈસાની મબાશ.

હસમુખા રહેવું એ મોતી અને ખજાનાનાં દાન કરવા કરતાં પણ વધાર સારું છે જ્યાં સુધી તારાથી બીજા બનીને રહેવાતું હોય, ત્યાં સુધી સ્વાતિ નક્ષત્રનો મેઘ પણ ન બનતો.

દર ખુશ્ક-સાલી આબે ગુહર કમ નમી શવદ,
ખુશ્કી-ફ્રાક બ એહલે-કનાઅત ચે મી કુનદ

મોતીમાંનાં પાણી દુષ્કાળ સમયે પણ ઓછાં નથી થતાં. સંતોષી પુરુષોને આકાશી કૃપણતા શું કરી શકે એમ છે?

બા સાફ દિલ મજાદિલા બા ખેશ દુશ્મનીસ્ત,
સંગે જાનીબ-ગ આઈના બર ખુદ ઝની ઝની

દર્પણ તરફ પથ્થર ફેંકવો તે પોતા તરફ જ ફેંકવા સમાન છે શુદ્ધ હૃદયવાળાઓ સાથે વિરોધ, એ તો પોતાની જ સામે દુશ્મનાવટ કરવા સમાન છે

સિતમસ્ત ગર હવસત કશદ કે બ-સૈરે-સર્વો સમન દર આ
તૂ ઝ ગુન્ચા કમ ન દમીદઈ દરે દિલ કુશા બ ચમન દર આ
પયે નાફએ રમીદગાં બ મ પસ દ ઝે હવ ત ખુસ્તગાં
બ ખિયાલે હલ્કએ ઝુલ્ફે વે, ગિરહી ખુરો બ ખુતન દર આ

બાગ અને પુષ્પની સહેલ કરવાની જો તને ઇચ્છા થઈ આવે તો તે જુલમની જ વાત છે, કારણ કે તું પોતે ફૂલ કરતા ઓછો ખીલવાવાળો નથી માત્ર અંતરદ્વાર ખોલ અને હૃદયવાટિકાની સહેલ કર. ઓ સુગંધિત નાભિઓની પાછળ રહેલા અધુ! તે શોધવાનુ કષ્ટ ન સહેતા, તે પરમાત્માના -કેશના ગુચ્છામા ગંથાઈ જઈ ખુતનમાં (ખુતનદેશમાં) પ્રવેશ.

અગર તનરા ન બાશદ દિલ મુનવ્વર ગોરે ખાકરા કુન,
ન બાશદ દર શબિસ્તા ઈજ્જતી ફાનુસે ખાલી રા

જો તારા શરીરમા હૃદય પ્રકાશિત ન હોય તો તે શરીરને ભોંયમા ભંડારી દે, કેમકે શયનગૃહમાં જ્યોત વગરના ફાનસનું જરા પણ માન હોતું નથી.

ખાક દર ચશ્મી કે ઓ નિશાનાખ્ત હુસ્ને ખીશરા,
મુર્દા આ દિલ કુ બવા ગર્દો ન શુદ કુરબાન રા

જેણે પોતાના સૌન્દર્યને ન જાણ્યું, તે આંખમા ધૂળ પડજો અને મરી જજો તે હૃદય, જે સાધુ પુરુષ ઉપર કુરબાન નથી થતુ

કબ નિબાસે દુન્યવીમે છિપતે હય રોશન ઝમીર
ખમએ ફાનુસ મે ય બી શોલા ઉઠયા હી રહા
કબ સુબુક દોસ રહે કૈદીયે ખિન્દાને વતન,
ઘરે ગબ ફાન્ની હય બાગ કી દીવારે કો

ઘર અને ગામરૂપ કેદખાનામા પુરાએલા કેદીઓ અને શુદ્ધચિત્તવાળા પુરુષો સાંસારિક વેશમા ક્યા અને ક્યારે છૂપા રહે છે? ફાનસનું આવરણ છતા યે દીપક તો નગ્ન જ રહે છે અને પુષ્પની સુગંધ બગીચાની દીવાલોને પણ કૂદી જાય છે

નિહંગા અઝદહાઓ શેરે નર મારા તો ક્યા મારા!
બડે મુઝીકો મારા નફ્સે અમ્મારે કો ગર મારા
ન મારા આપકો જો ખાક હો અકસીર બન જાતા
અગર પારે કો અય-અક્સીર-ગર મારા તો ક્યા મારા?

મગરમચ્છ, અજગર કે કેસરીસિંહને માર્યો તો તેમા શું? જો તું તારી વિષયવાસનાઓનો ક્ષય કરે તો જ મોટા ઉપદ્રવીનો શિકાર કર્યો કહેવાય

☆

: સાભાર સ્વીકાર :

**આધ્યાત્મિક સમાજ:** લે૦ શ્રી અરવિંદ, અનુ૦ સુન્દરમ્, પ્ર૦ શ્રી અરવિંદ કાર્યાલય - પોંડીચરી, મૂ૦ બાર રૂપિયા **ગાંધીજીની વાતો:** ભાગ એકથી સાત લે૦ હરગોવિંદ મોદી, પ્ર૦ ગાંડીવ સાહિત્ય મંદિર, મૂ૦ દરેકના છ આના **દરબાર ગોપાળદાસની વાતો:** લે૦, પ્ર૦ ઉપર પ્રમાણે, મૂ૦ છ આના **ખલીલની શાયરી:** લે૦ સ્વર્ગસ્થ ખલીલ, પ્ર૦ કાવ્યસભા, ભાવનગર મૂ૦ એક રૂપિયો **તીબેટના ભીતરમાં:** લે૦ ફૈનિક હૈરર અનુ૦ મહેન્દ્ર મેઘાણી, મૂ૦ પોણા બે રૂપિયા

# બગલો ને કરચલો

જ્ઞાનભિક્ષુ

અગાઉના સમયની આ વાત છે. એક જંગલમાં એકબીજાથી થોડે અંતરે આવેલાં બે તળાવ હતાં. એક તળાવ ખૂબ જ મોટું–કાયમ તેમાં પુષ્કળ પાણી રહે. અને તેમાં જાતજાતનાં અતિ સુંદર કમળો પણ થતાં.

બીજું તળાવ ઘણું નાનું ને ભર ઉનાળામાં એનું પાણી સાવ ઓછું થઈ જતું.

એક વર્ષે મૂળે ઓછો વરસાદ પડેલો અને પછી દર વર્ષથી વધારે આકરો ઉનાળો આવ્યો એટલે પેલા નાનકડા તળાવનું પાણી લગભગ સુકાઈ જવા આવ્યું–અંદરનાં માછલાં બિચારાં પાણી વગર વ્યાકુળ થઈ ગયાં. ત્યાં રહેતા એક ધૂર્ત બગલાએ એ જોયું અને એની દાઢ ચસકી! 'મારી ઠગવિદ્યાથી આ માછલાં ભરમાય તો બધાંને ચટ કરી જાઉં!' બસ, એને એક યુક્તિ સૂઝી અને તેનો અમલ કરવા પેલા સૂકા તળાવને કાંઠે એક પગે અત્યંત ધ્યાનમગ્ન દશામાં, ચિંતાતુર વદને આંખ મીંચીને ઊભો. તે જોઈ તળાવમાંના માછલાંઓએ તેને પૂછયું: 'ભાઈ, તું આમ શોકમાં ડૂબીને શું વિચારે છે?'

'બંધુઓ,! હું તો તમારા ભાવિનો વિચાર કરીને ચિંતાતુર થાઉં છું.'

'અમારે માટે શેની ચિંતા કરે છે?'

'જુઓને, આ તળાવમાં નહીં જેવું પાણી અને માથે હજી ઉનાળો તો આકરો તપે છે. વરસાદ આવશે ત્યારે તો તળાવમાં એક ટીપું પાણી નહીં હોય, અને ત્યારે તમે બધાં પાણી વિના તરફડીને મરી જશો એ વિચારે હું દુઃખી થાઉં છું.'

'થાય શું? બીજો કોઈ ઉપાય જ ક્યાં છે?'

'ઉપાય કેમ નથી? ઉપાય તો છે જ.'

શો ઉપાય?'

'કેમ વળી પાસે ખૂબ મોટું, કમળાચ્છાદિત તળાવ છે ત્યાં તમે આવવા રાજી થાવ તો તમને સૌને એક એક કરીને તેમાં મૂકી આવું.'

'ના ભાઈ, ના. આજ સુધી એવો પરગજુ બગલો નથી જન્મ્યો, જેણે માછલાંઓને જીવાડ્યા હોય–તું ત્યાં લઈ જવાને બદલે અમને ખાઈ ન જાય એની શી ખાત્રી?'

'અરે રામરામ! તમે મારે માટે આવું ધાર્યું? હું તમને ખરેખર જીવાડવા માગું છું, તમારામાંથી કોઈ પણ માછલી તૈયાર થાય તેને હું પહેલાં પેલા મોટા તળાવ પર લઈ જાઉં, એ તળાવ જુએ પછી હું એને ફરી અહીં લઈ આવું અને તે તમને તળાવ હોવાની ખાત્રી આપે પછી તમારે આવવું હોય તો એકેક કરીને આવજો–પછી તો જેવી તમારી મરજી! આમાં મારો ક્યાં કંઈ સ્વાર્થ છે?'

માછલાંઓએ અરસપરસ વિચાર વિનિમય કરીને હા પાડી. પહેલા એક માછલી પેલું તળાવ જોઈ આવે પછી ત્યાં જવું. અંતે એક માછલી જવા તૈયાર થઈ તેને ચાંચમાં પકડીને બગલો ઊડયો અને પેલા વિશાળ તળાવને કાંઠે તેને લઈ ગયો. પેલી માછલી તો એ ભર્યું-ભર્યું કમળાચ્છાદિત તળાવ જોઈને ધરાઈ ગઈ.

'કેમ હું ખોટું કે 'તો 'તો?' બગલાએ પૂછયું.

'ના, તમારી વાત સાચી છે. મને ફરી પેલા તળાવ પર લઈ ચાલો. હું સૌને અહીંના તળાવની ખાત્રી આપીશ અને પછી તો સૌ અહીં આવવા જરૂર રાજી થશે.'

અને બગલો ફરી તે માછલીને ચાંચમાં પકડીને ઊડ્યો અને પેલા નાના તળાવને કાંઠે લઈ ગયો.

પેલી માછલીએ વિશાળ કમળાચ્છાદિત તળાવનું વર્ણન કર્યું કે બધાં માછલાં તે

તળાવમા જવાને ઉત્સૂક થઈ ગયા ! બગલાને તો એટલુ જ જોઈતુ હતુ !

તે તો એકલ માછલીને લઈને ઊડચો અને દૂર જઈ જે વૃક્ષ પર એ રહેતો હતો તે પર જઈને માછલીને ચાચથી ફોલવા માડી ! માછલી તેને તળાવ પર લઈ જવા માટે કરગરવા લાગી પણ સાભળે કોણ ?

તેને ખાઈ જઈને બગલો ફરી તળાવે જઈ બીજી માછલીને લઈ આવ્યો અને તેને પણ પેલા ઝાડ પર બેસીને ખાઈ ગયો ! આમ એક પછી એક બધી માછલીઓને તે ખાઈ ગયો

પેલા તળાવમા એક કરચલો હતો બગલાએ તેને પણ માછલાઓને આપી હતી તેવી લાલચ આપી કરચલો એની બનાવટ સમજી ગયો એ થોડો માછલા જેવો ભોળો હતો ?

' ભાઈ તારી વાત સાચી છે, પણ મને લઈ જતા તને ફાવશે નહી, માછલી પેઠે તુ મને સહેલાઈથી મોમા નહી પકડી શકે, અને મોમાથી છૂટુ તો મારા તો રામ જ રમી જાય ને ? માટે હુ તારી ડોકે લટકુ, પછી ભલે તુ ઊડજે, એટલે મને પડવાનો ભય નહી રહે

કહેવાય છે કે લોભ આધળો હોય છે પેલા બગલાએ શિકારના લોભમા તેમ કરવા હા પાડી કરચલો બગલાની ડોકે વળગ્યો અને બગલો ઊડચો. તે તો વિશાળ તળાવ નજીક આવેલા પેલા વૃક્ષ તરફ જવા લાગ્યો. તે જોઈ કરચલો કહે 'મામા, તળાવ તો આમ છે ને આમ કા ઊડો ?'

' ભોળો નહી તો ! તને તળાવમા મૂકવા માટે હુ તકલીફ લઈને ઊડચો હોઈશ કેમ ? જો પેલા ઝાડનીચે પડેલા માછલાના હાડકા, તારા યે એ જ હાલ કરીશ '

એટલુ સાભળતા જ કરચલાએ પોતાની પકડ સખત કરવા માડી—ડોક ભીસાતા, શ્વાસ રૂધાતા બગલાનો પ્રાણ કઠે આવી ગયો ! 'ભાઈ, પકડ ઢીલી કર, તુ કહેશે તેમ તને તળાવ કાઠે મૂકી આવીશ ' એમ સામો કરગરવા લાગ્યો

'ચાલ ત્યારે મને તળાવ કાઠે મૂગેમૂગો મૂકી આવ.' કરચલાએ કહ્યુ અને પકડ ઢીલી કરી

બગલો તેને તળાવ કાઠે લાવ્યો. તને જીવતો છોડીશ તો તુ હવે બીજાના જીવ લેશે તે પહેલા હુ જ તારો જીવ કા ન લઉ ?' કહીને કરચલાએ પોતાની તીણી ચાચથી—કાતરથી કમળની ડાડી કાપીએ તેમ—બગલાની ડોક કાપી નાખી અને તળાવના પાણીમા ચાલ્યો ગયો

☆

### વૈશાખી વાયરા

વાયરા વાય છે આ વૈશાખી
દૈર ઊડી રહી છે શી રેણુ !
સૂર ફૂકાય છે વનેવનમા
વાય છે વાયુની મધુર વેણુ

### ગામની સધ્યા

રમ્ય સધ્યા ધીરે ઢળી રહી છે,
આછી ગોરજ ઊડી રહી છે દૂર;
ર વનરાઈમાથી આવે છે
કોઈ ગોવાળ—બ'સરીના સૂર

### કુદન-કસોટી

ઉના વૈશાખી વાયરા બાળે
ગ્રીષ્મ હળવાના ધીખતા કાળે;
જાગે કુદન-કસોટીની પેઠે,
વિશ્વ તપનુ રહ્યુ આગનજાળે'

### અષાઢ

ઘેરા વાદળ અષાઢી છાયા છે,
પક્ષી માળે ગયા છે સતાઈ
મોરલાના મધુર ટહોકાથી
દૂર ગાજી રહી છે વનરાઈ

નિવલ અનિવન હમણા પ્રગટેલા મુક્તકસગ્રહ મસ્તીનાં પગલામા'થી

# પુણ્ય વેચવું છે !

લલિત શાસ્ત્રી

પંચાલ શેઠની ઘડીઓ ગણાતી હતી, મૃત્યુ નજીક આવતું હતું તેમતેમ લોકોની આંખમાંથી આંસુ વહી જતાં હતાં.

તમને થશે કે શેઠને ને લોકોને શું ? પણ શેઠ બીજા શેઠ જેવા શેઠ ન હતા 'એ તો હતા પરમ માનવ' એમની હવેલીએ ધરમની ધજા ફરકતી હતી–ચારસો માઈલના વિસ્તારમાં એમના જેવો બીજો દાનવીર ન હતો.

ધરમની ધજા સલામત રહેશે કે કેમ ? એ એક ચિંતામા જ શેઠનું મૃત્યુ ઠેલાતું હતું. એમની ઈચ્છા હતી કે મૃત્યુ ભલે આવે પણ મારી હવેલીએ ધરમની ધજા ફરકતી રહે–મારે બારણેથી કોઈ યાચક ખાલી હાથે ન જાય. મારો પુત્ર મારો દાનપ્રવાહ ચાલુ રાખશે ? એ જ એક ચિંતા એમને સુખે પ્રાણ છોડવા દેતી નો'તી.

પિતાના મુઝાતા જીવને જોઈને કેશવ શેઠે, લોકોના શબ્દોમાં—નાનાશેઠે—પંચાલ શેઠને કહ્યું: 'બાપુ, કોઈ ઈચ્છા રહી જતી હોય તો કહો !'

'તુ પૂરી કરશે ?'

જરૂર પૂરી કરીશ. વચન આપુ છુ. બાપુ, તમારો જ પુત્ર છું. બોલો શી ઇચ્છા છે ?'

'ભાઈ, બીજી તે શી ઈચ્છા હોય ? બસ એક જ ઈચ્છા છે–મારી ધરમની ધજા કાયમ રહે, દાન પુણ્યનો પ્રવાહ વણઅટકયો વહેતો રહે.'

'બાપુ, તમે કહો છો એમ જ થશે. ખાત્રી રાખજો.' અને કેશવ શેઠે પચાલ શેઠનો હાથ પોતાના હાથમા લીધો તો તે ઠંડો પડતો લાગ્યો ..

પંચાલ શેઠના મરણના સમાચાર વાયુવેગે ચોતરફ ફેલાઈ ગયા. અને લોકોમા ગમગીની ફેલાઈ ગઈ. સાથે એ જાણીને રાહત પણ અનુભવી કે, 'કેશવ શેઠ પિતાની ધરમની ધજા ફરકતી રાખવાના છે.'

પિતાના મૃત્યુ પાછળ કેશવ શેઠે છૂટે હાથે દાન કર્યું.

દિવસો વહેતા ગયા ને પંચાલ શેઠનો શોક વીસરાતો ગયો–પણ ધર્મના નેજા નીચે દાન પુણ્યનો પ્રવાહ તો અસ્ખલિતપણે વહી જતો હતો

માલતી–કેશવ શેઠની પત્ની–સૌન્દર્યવતી તેવી જ શીલવતી, લોકો એને આદરથી જોતાં પૂજતા કેશવ શેઠની એ પ્રેરણામૂર્તિ.

કેશવ શેઠને મર્યે પાચ વર્ષ વહી ગયા, દાનપ્રવાહ ચાલુ હતો, પણ તે કયાં સુધી ? તીજોરીનું તળિયુ દેખાવા માંડયું. પતિ–પત્ની ચિંતામા પડયાં હવે શું કરવું ?

'ધન તો ખલાસ થવા આવ્યું. ને પિતાને આપેલુ વચને ય પાળવું પડશે શું કરશો ?' માલતીએ પૂછયુ.

'એ જ વિચારુ છુ વેપારની આવક કરતા દાનની જાવક વધારે છે. વળી પરદેશ ખેડતા આપણા વહાણોનો પત્તો નથી છતા કંઈક કરવું તો પડશે જ.'

થોડી વારે વિચાર કરતા કઈ યાદ આવતાં પુલકિત થતાં કેશવે કહ્યું: 'એક ઉપાય સૂઝે છે. પાસેના શહેરના નગરશેઠ પુણ્ય વેચાતુ લે છે. હુ એમને મારુ પુણ્ય વેચીને પ્રાપ્ત થયેલા ધનથી ધર્મની ધજા ફરકતી રાખીશ.'

'અરે, અરે, આટલાં વર્ષોનું પુણ્યફળ વેચશો ?' માલતી બોલી ઊઠી.

'પરમાર્થ માટે એમ કરવામાં ખોટું નથી'

અને બીજે દિવસે ખભે ભાતાનો ખાંડયો નાખીને કેશવ શેઠ પાસેના શહેર ભણી ચાલી નીકળ્યા. ઠીક ઠીક પંથ કાપ્યો ત્યા વચમાં નદી આવી. ભૂખ પણ લાગી હતી. શેઠે ખાંડયો ઉતારી, નદીમાં હાથ–મોં ધોઈ કાંઠે બેસી

ભાતુ છોડયુ ત્યા એક દીન, વૃદ્ધ ભિખારી આવી કહેવા લાગ્યો 'કંઈ ખાવા આપશો ?'

'કેમ નહી ? લો, આ ખાઓ !' એમ કહીને શેઠે પેલા વૃદ્ધને પોતાનુ ભાતુ આપી દીધુ, પેલો વૃદ્ધ તો હુકાળિયા પેઠે ખાવા લાગ્યો અને જોતજોતામા ભાતુ પૂરું કરી નાખ્યુ

પોતે ભૂખ્યા રહેવા છતા કોઈકની ભૂખ તો ભાગી એ વિચારે શેઠને આનદ થયો અને તે ભૂખ્યે પેટે જ ફરી શહેર ભણી રસ્તો કાપવા લાગ્યા

શહેરમા પગ મૂકયો ત્યારે શરીર ભૂખ ને થાકથી આરામ માગતુ હતુ પણ તેમની પાસે કશુ જ રહ્યુ ન હતુ હવે શુ કરવુ ? ત્યા એમની નજર આગળી પરની વીટી પર ગઈ એમને નામથી તો બધા ઓળખે પણ દીઠે ઓળખનારા ઓછા એટલે મહાજને એમની હિરાની વીટી પચાસ ગીનીએ ગીરવે રાખી

ગીનીઓ લઈને ભોજનની વ્યવસ્થા વિચારતા શેઠ આગળ જાય છે ત્યા એમને એક બ્રાહ્મણ દપતિ-યુગલ મળ્યુ અને એમને શ્રીમત ધારી કહેવા લાગ્યુ શેઠ ઘરે છોડી કુવારી બેઠી છે, એણુ સાલ કન્યાદાન દેવુ છે પણ પાસે પૈસા નથી

'કન્યાદાન માટે કેટલા પૈસા જોઈએ ?

પચાસ સોનામહોર હોય તો બસ '

એવુ સાભળતા શેઠે, વીટી ગીરવે મૂકતા મળેલી પચાસ સોનામહોરો બ્રાહ્મણના હાથમા મૂકી

'ભગવાન તમારુ ભલુ કરે બ્રાહ્મણે આભારની લાગણીથી ભાવભર્યાં આશીર્વાદ આપ્યા

અને શેઠ નગરશેઠની હવેલી તરફ ભૂખ્યે પેટે આગળ વધ્યા નગરશેઠની હવેલી આવી પહોચી માથે ધરમની ધજા ફરકતી હતી નગરશેઠની એક માત્ર પુત્રી સોનલ લોકોના પુણ્ય વેચાતા લઈ તેમને ધન આપતી હતી

કેશવ શેઠ ગયા ત્યારે નોકરો ભડારબધ કરતા હતા, શેઠને જોઈ નોકરોએ હાક મારી

'સોનલબા, કોઈ યાચક આવ્યો છે'

'હુ યાચક નથી ભાઈ !' શેઠે કહ્યુ

સોનલ એ સાભળી ત્યા આવી પહોચી સોનલ ને શેઠ એકબીજાને ઘડીભર જોઈ રહ્યા. સોનલે પૂછ્યુ 'તો તમે શા માટે આવ્યા છો ?'

'મે સાભળ્યુ છે કે તમે પુણ્ય વેચાતુ લો છો'

'વાત સાચી છે'

'મારે મારુ પુણ્ય વેચવુ છે'

'ત્યારે હાથમા પાણી લો અને કરો સકલ્પ'

'પણ મારા પુણ્યની શી કિમત આપશો ?'

'સો સોનામહોર' શેઠ સામે જોઈને થોડી વાર વિચાર કરીને સોનલે કહ્યુ

એ શબ્દો સાભળતા જ શેઠને સખ્ત આઘાત લાગ્યો મારા આટલા પુણ્યની કિમત સો સોનામહોર !' અને એમણે સકલ્પનુ પાણી ઢોળી નાખ્યુ ' મારે પુણ્ય વેચવુ નથી ' કહીને ચાલવા માડયુ

એ ઊભા તો રહો સાભળો તો ખરા !'

'મારે કઈ સાભળવુ નથી સાભળવુ હતુ તે સાભળી ચૂકયો ને મારી આખ ઊઘડી ગઈ !'

'હજાર સોનામહોર આપુ કરો સકલ્પ !'

હજાર શુ ? દશ હજાર પણ હવે ન ખપે '

અને સોનલ છેડે ચઢી એણે લાખ સોનામહોરોની લાલચ આપી

તમે એમ માનો છો કે હુ પૈસા ખાતર પુણ્ય વેચવા નીકળ્યો છુ ?'

ત્યારે શા માટે આવ્યા હતા ?'

'લોકો માટે, ધરમની ધજા માટે, પિતાને આપેલા વચન માટે, પણ કઈ નહી, એનુ એ થઈ રહેશે હવે મારી આખ ખુલી ગઈ છે પુણ્યની કિમત ન અકાય ને એ વેચાય પણ નહી મારી એક વિનતિ માનશો ?'

'કહો તો ખરા, વિચારી જોઈશ.'

'તમારે દાન કરવુ હોય તો દાન કરજો, પણ હવેથી પુણ્ય વેચાતુ લઈને દાન ન કરશો'

તમારી વાત સાચી છે તમે ધરમની ધજા માટે કહેતા હતા ને ? તમારુ નામ શુ ?'

'કેશવ'

'પામેના શહેરના કેશવ શેઠ તો નહી ?'

'હા, એ જ હુ'

'તમને વળી પૈસાની શી ખોટ !'

મારા વહાણો સફરેથી પાછા ફર્યા નથી ને દાનપ્રવાહ ચાલુ રાખવો છે, એટલે પૈસા તો જોઈએ જ ને!'

તો તમારે જોઈએ તેટલા પૈસા લઈ જાવ.'

'એમ કશુ આપ્યા વિના કઈ ન લેવાય'

તેય તમે ઇચ્છો તો બની શકે!'

'શી રીતે?'

તમે મને તમારા ચરણોમા સ્વીકારી લો'

'એ ન બને, હુ પરણેલો છુ'

'પત્નીની સમતિ લઈને મને પરણી શકો'

'મારી એવી ઇચ્છા જ નથી'

તો બદલા વિના જ જોઈએ તે લઈ જાવ'

'ના, ના એમ તો ન બને' કહેતા કેશવ શેઠ ચાલી નીકળ્યા આખે રસ્તે એમણે ભારે મનોમથન અનુભવ્યુ—તક અને ધર્મ વચ્ચે ભારે ગજગ્રાહ ચાલ્યો અતે ધર્મ જ વિજયી નીવડ્યો ગમે તે થાય પારકુ ધન ને બીજી પત્ની ન જ જોઈએ!

'કેમ શુ કર્યુ?' ઘરે પહોચતા જ માલતીએ પ્રશ્ન કર્યો

'પુણ્ય વેચવાનો વિચાર માંડી વાળ્યો'

'મને એ ખબ ગમ્યુ પુણ્યના સોદા ન હોય પણ ત્યારે હવે કરીશુ શુ?'

'પુરુષાર્થ ને પવિત્રતાથી ધમની ધજા ફરકતી રાખવા મથીશુ જાતમહેનતની કમાણીથી થાય તે દાન કરીશુ, અને આપણી ટેક સાચી હશે તો ઇશ્વર ફરી સારા દિવસ નહી દેખાડે? ગમે તેમ થાય, પુણ્ય વેચીને નવુ પુણ્ય કરવુ નથી'

માલતીએ પતિને નિર્ણયમા સમતિ આપી

થોડા દિવસમા તો કેશવ શેઠે ઓછેત શબ્દો આચારી બતાવ્યા લોકોએ મોઢામ આગળા નાખ્યા 'કેશવ શેઠે હળ પકડ્યુ! કેશવ શેઠ આજે કૂવે ગયા! માલતી શેઠાણી ખેતરમા સફાઈ કરતા'તા!' અને એમ શેઠની કીર્તિ વિશેષ, ચારેતરફ પ્રસરી રહી એનાથી ખેચાઈને મોનવ પણ આવી એણે આગલી વાત યાદ દવડાવી—માલતીએ પણ જાણ થતા ફરી પરણવાનો શેઠને આગ્રહ કર્યો—પણ તે એકના બે ન થયા તે ન જ થયા મોનવ નિરાશ થઈને પાછી ફરી ને બેવડા ઉત્સાહથી દાન કરવા લાગી, પણ તે કોઈ પણ જાતના બદલા વિના જ—પુણ્ય વેચાતુ લીધા વિના જ

થોડા સમય પછી કેશવ શેઠના ખોવયેલા વહાણો સફર ખેડી આવી ગયા—અને તમા એવુ તો ધન હતુ કે કેશવ શેઠે ફરીથી પહેલાની જેમ છુટ્ટે હાથે દાન કરવા માડ્યુ—પચાવ શેઠની રૂપેરી ધરમની ધજા પૂર્વવત ફરકવા લાગી.

પુણ્ય વેચવાની વાત અતે દતકથા બની ગઈ

અનુક્રમણિકા

૧૭ એપ્રિલ ૧૯૫૯



પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાધી રૂપાયતન મુદ્રણાલય જૂનાગઢ

# અમારાં પ્રકાશનો

ગાંધી ચિત્રાવલી : બાપુની અર્ધો ડઝન લાક્ષણિક તસવીરોનો સપૂટ (પ્રથમ આવૃત્તિ અપ્રાપ્ય હોઈ બીજી આવૃત્તિ છપાય છે) મૂ૦ બે રૂપિયા.

બાપુસ્મરણ : બાપુના સુવચનો એમના જ હસ્તાક્ષરમાં, ત્રિરંગી શુશોભનો યુક્ત સુંદર પુસ્તિકા; મૂ૦ સવા રૂપિયો.

ગાંધી-ગુરુ : લેખક : શ્રી ગુરુદયાલ મલ્લિક
મૂલ્ય : સવા રૂપિયો.

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'ભક્તની અંજલિ' મા આ લેખમાળાનું મહત્ત્વ સમજાવતાં લખ્યું છે:—

"મહાત્મા ગાંધી અને કવીવર રવીન્દ્રનાથ ઠાકુર આપણા જમાનાના બે મહાન પુરુષો, ભારતીય સંસ્કૃતિના મોટા દિગ્ગજો એમને વિષે કોઈ પણ કાંઈ લખે તો તે આકર્ષક થવાનું જ. પણ જ્યારે એમને વિષે ભક્તહૃદય ગુરુદયાલ મલ્લિક લખે, ત્યારે તો પૂછવું જ શું? ગુરુદયાલ—ચાચાજી—ગાંધીજીના ખૂબ પ્રસંગમા આવ્યા હતા. એમના જ પરિવારના તેઓ ગણાય અને કવિવર રવીન્દ્રનાથના તો તેઓ અસીમ ભક્ત

"વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચન્દ્ર અને લીલાવિગ્રહી કૃષ્ણચન્દ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાલજી પણ ગુરુદેવ અને ગાંધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદ દૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામા અનેક રીતે વિશદ કરી છે"

On Life's Journey with Gandhiji (ગાંધીજી સાથે જીવનયાત્રા)
Gurdial Mallik

આ અંગ્રેજી પુસ્તિકામા શ્રી ગુરુદયાલ મલ્લિકજીએ માનવજીવનનુ રહસ્ય ગાંધીજીના આદર્શો અનુસાર સમજાવવા એક નમ્ર પ્રયત્ન કર્યો છે.

આ પુસ્તિકાનો ગુજરાતી અનુવાદ પણ ટૂંક સમયમા પ્રસિદ્ધ થશે

મસ્તીની પળોમાં : લેખક : શ્રી રતિલાલ 'અનિલ'
મૂલ્ય : બાર આના, હાથકાગળની આવૃત્તિનો એક રૂપિયો.

ભાઈશ્રી રતિલાલ 'અનિલ' આપણા સાહિત્યજગતના એક આશાસ્પદ કવિ છે. તેમનો એક કાવ્યસંગ્રહ 'ડમરો અને તુલસી' પ્રસિદ્ધ થયો છે. હવે તેમનો આ ૧૨૫ મુક્તકોનો સુંદર સંગ્રહ પ્રસિદ્ધ થાય છે. આ સૂત્રાત્મક મુક્તકોમાં માનવજીવનનાં વિવિધ પાસાંઓ અંગેનું એમનું તલસ્પર્શી ચિંતન કાવ્યક્ષમ ભાવ રૂપે મૂર્ત થયું છે.

આ મુક્તક-સંગ્રહની પ્રસ્તાવના લખતાં શ્રી ગુરુદયાલ મલ્લિકજી લખે છે —

"આ પુસ્તિકા લખનાર શ્રી રતિલાલ 'અનિલ' એક મસ્ત અનુભવી અને કવિ છે. જીવન સાગરના તટ પર ઊભા રહીને જે તરંગોની ક્રીડા રાતદિવસ ચાલી રહી છે તેને જુએ છે અને તેમાથી એક અસાધારણ આનંદ અને શિખામણ તારવે છે.... ... ..."

"આશા છે શ્રી 'અનિલ'ની 'મસ્તીની પળોમા' —જે તેમનો રુબાઈ લખવામા એક અનોખો પ્રયાસ અને પ્રશંસાયોગ્ય પ્રયોગ છે—એ પુસ્તિકા વાચનારાઓ કોઈ વાર મસ્તીમા આવી જશે અને પોતાને ભૂલીને જીવનકીલનો જે મર્મ છે તે થોડોક સમજી શકશે"

'ગાંધી-ગુરુ' અને 'મસ્તીની પળોમાં' પ્રગટ થઈ ચૂક્યાં છે

ઉપાસના પ્રકાશન, જૂનાગઢ

## કરવી ઓળખ

ભજન

કરવી ઓળખ, એંધાણી આકવી,
આ તો આવો આસમાન અંબાર,
નયણાથી ન'આવે એનો પાર,
કોઈ કોઈ અંતર જાણે એનો તાર
હો અંતર એવા!
કરવી ઓળખ,
એંધાણી આકવી

આ તો આવા ફોરમખમ ફૂલડા રે,
ભરી રહ્યા લાખેણા શમણાં રે,
માણીગરે રાખી નવ કોઈ મણા
હો અંતર એવા!
કરવી ઓળખ,
એંધાણી આકવી.

આ તો આવી કજાળી છે કળા,
મનખ્યાને લેવી માહ્યથી મળા,
—હોય જો આતમરામની રજા
હો અંતર એવા!
કરવી ઓળખ,
એંધાણી આકવી

આ તો એવા અનહદ વાજા વાજે,
આતમાનો અમી અખિલને કાજે
પ્યાલો પીને, પરમ મનખ્યાને પાજે
હો અંતર એવા!
કરવી ઓળખ,
એંધાણી આકવી

સુધાંશુ

## મે'નત પૂજા રામની!

મે'નત ભક્તિ રામની,
મે'નત પૂજા રામની!
જાગો ભાઈ ભારતવાસી!
મજબૂત પગ બાહુઓવાળા,
ખોલો બંધ હૃદયના તાળાં,
નથી ઘડી આરામની
મે'નત પૂજા રામની!

મે'નત ગંગા–યમુના જાણો,
મે'નત કાશી–કાબા માનો,
ધૂમ ધણી એ ધામની
મે'નત પૂજા રામની!

મે'નત જીવનની નિર્માત્રી,
મે'નત રિદ્ધિ–સિદ્ધિ દાત્રી
કે'તી ગીતા શ્યામની
મે'નત પૂજા રામની!

મે'નત તો કૃષ્ણે યે કીધી,
ગુરુ દક્ષિણા મે'નતની દીધી,
સેવા સુખ્ખ–શામની
મે'નત પૂજા રામની!

મે'નત છે સ્ત્રીનું શિલવન્ત
પુરુષનું છે મે'નત શસ્ત્ર
પૂંજી, છે એ આમની
મે'નત પૂજા રામની!

મે'નત–દાન કરો રે ભાઈ!
સંત વિનોબા દે'ઈ દુહાઈ
શ્રદ્ધા એ બે–દામની
મે'નત પૂજા રામની!

—આયર્લ—અનુ• અનિલ

# આભાર સ્વીકાર

☆

### યજ્ઞ પ્રકાશન સમિતિ (વડોદરા)નાં પ્રકાશનો

ગુજરાત ભૂદાન યજ્ઞ સમિતિ તરફથી, ભૂદાનના ને સર્વોદયના તત્ત્વજ્ઞાનને સમજાવતા નીચેનાં ઉપયોગી પ્રકાશનો ખૂબ જ સસ્તા મૂલ્યે પ્રગટ થયાં છે.

ભૂદાન પ્રશ્નોત્તરી : લે૦ નરહરિ દ્વા૦ પરીખ; કિં૦ ચાર આના.

રચનાત્મક રાજનીતિ : પ્રવચનો : પૂ૦ વિનોબા; સં૦ પ્રબોધ ચોકસી, ચુનીભાઈ વૈદ્ય; કિં૦ આઠ આના.

યુગ પલટાય છે : પ્રવચનો · રવિશંકર મહારાજ; સં૦ મગનભાઈ પટેલ; કિં૦ ચાર આના

ભૂદાન આરોહણ : નારાયણ દેસાઈ; કિં૦ દસ આના

### આર. આર. શેઠની કંપની (મુંબઈ)નાં પ્રકાશનો

અચ્યુત : નવલકથા : લે૦ ચિનુભાઈ પે. જાની; કિં૦ સાડા ત્રણ રૂપિયા.

સોરઠની સંધ્યા : નવલિકા : લે૦ ગુણવંતરાય આચાર્ય; ત્રીજી આવૃત્તિ : કિં૦ ત્રણ રૂપિયા.

અધૂરો આદર્શ : નવલકથા : લે૦ બચુભાઈ શુક્લ; કિં૦ સવા છ રૂપિયા.

પલકારા : નવલિકા : લે૦ ઝવેરચંદ મેઘાણી; : ત્રીજી આવૃત્તિ : કિં૦ પોણા ત્રણ રૂપિયા

### ગુજરાત વિદ્યાપીઠ (અમદાવાદ)નાં પ્રકાશનો

જાણવા જેવી વાતો : સં૦ મુકુલભાઈ કલાર્થી; કિં૦ છ આના

પચાસ પ્રેરક પ્રસંગો : લે૦ મુકુલભાઈ કલાર્થી; કિં૦ દસ આના.

વિનય વાચનમાળા : પુસ્તક ત્રીજું માધ્યમિક શાળાના દશમા ધોરણ માટે કિં૦ બે રૂપિયા

### ગુજરાત વિદ્યાસભા (અમદાવાદ)નાં પ્રકાશનો

ગાંધીજીનું ગીતાશિક્ષણ . સં૦ નરહરિ દ્વારકાદાસ પરીખ; કિં૦ ત્રણ રૂપિયા

ફોરમ : લેખો : લે૦ વિદ્યાબેન નીલકંઠ કિં૦ દોઢ રૂપિયો.

મૈત્રકકાલીન ગુજરાત · ભાગ પહેલો, ભાગ બીજો : લે૦ હરિપ્રસાદ ગં. શાસ્ત્રી, કિં૦ અનુક્રમે ચાર રૂપિયા; પાંચ રૂપિયા

ગુજરાતી પર ફારસીની અસર : ભાગ બીજો : લે૦ ડૉ છોટુભાઈ રણછોડજી નાયક; કિં૦ અઢી રૂપિયા.

### ઇતર પ્રકાશનો

રામરસ : લે૦ સરોદ; પ્ર૦ હંસ પ્રકાશન, રાજકોટ; કિં૦ દોઢ રૂપિયો.

'પ્યારા બાપુ'ના વાચકોને સુપરીચિત શ્રી 'સરોદ'નાં ભક્તિરસભીનાં કાવ્યત્વ પૂર્ણ રસાળ ૧૦૮ ભજનોનો આવકારદાયક સંગ્રહ.

આત્મચિંતન : માર્કસ ઓરેલિયસનાં લઘુચિંતનોનો સંગ્રહ : અનુ૦ પં. દેવકૃષ્ણ શાસ્ત્રી; પ્ર૦ વીરજી લધાભાઈ, ચીંચબંદર, મુંબઈ—૯; અમૂલ્ય



“સત્પુરુષોની સુવાસ સામા પવને વહે છે સત્પુરુષ સર્વ દિશાઓમાં ફા છે —બુદ્ધ

# બૌદ્ધધર્મ

ગાંધીજી



મારો એ નિશ્ચિત મત છે કે બુદ્ધના ઉપદેશનો મહત્ત્વનો ભાગ હિન્દુ ધર્મમાં ભળી જઈને આજે તેનું અંગ થઈ પડયો છે. આજે હવે હિન્દુ ભારતવર્ષ પાછાં પગલાં ભરે, અને ગૌતમે હિન્દુ ધર્મ પર જે સુધારાનું મોજું ફેરવ્યું તેને ભૂંસી નાખી શકે એ શક્ય રહ્યું નથી. પોતાના ભારે આપભોગથી, ભવ્ય ત્યાગથી અને જીવનની નિષ્કલંક પવિત્રતાથી તેઓ હિન્દુ ધર્મ પર ન ભૂસાય એવી છાપ મૂકી ગયા, અને હિન્દુધર્મ એ મહાન ગુરુનો કાયમનો ઋણી બનેલો છે. તમે મને જો એટલું કહેવા માટે ક્ષમા આપો, અને એટલું કહેવાની પરવાનગી પણ હોય, તો હું હિંમત કરીને કહુ કે આજે બૌદ્ધ ધર્મને નામે ચાલતી વસ્તુમાંથી હિન્દુ ધર્મે જેટલું ગ્રહણ કરી લીધું નથી તે બુદ્ધના જીવનનું અને તેમના ઉપદેશનુ આવશ્યક અંગ નહોતું.

મારા તો નિશ્ચિત અભિપ્રાય છે કે, બૌદ્ધધર્મના ઉપદેશનો પૂરો પરિપાક ભારતવર્ષમાં જ થયો હતો. એથી ઊલટુ થવુ શકય પણ નહોતું, કારણ ગૌતમ પોતે હિન્દુ હતા–હિન્દુશ્રેષ્ઠ હતા. હિન્દુધર્મના ઉત્તમાંશથી તેઓ ભીંજાયા હતા. કેટલાક તત્ત્વો જે વેદમા દટાઈ રહેલાં હતાં અને જેની પર જાળા બાઝી ગયા હતાં, તે તત્ત્વોને તેમણે નવજીવન આપ્યું વેદમાં રહેલા ઝળહળતા સત્ય પર શબ્દોનું—ર્થક શબ્દજાળનું જે અરણ્ય જામ્યું હતું, તેમાંથી તેમના મહાન હિંદુ આત્માએ પોતાનો રસ્તો શોધી કાઢયો. વેદના કેટલાક શબ્દોમાથી તેમણે જે અર્થનું દોહન કર્યું તેનાથી એમના કાળના માણસો સાવ અજાણ હતા. ભારતવર્ષની ભૂમિ એમને આ ધર્મકાર્યને સારુ સૌથી અનુકુળ લાગી. બુદ્ધ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમની પાછળ જનાર અને તેમને વીંટળાઈ વળનાર ટોળાં ઈતરધર્મીઓનાં નહી પણ હિંદુઓના જ હતા અને તેઓ વેદધર્મથી રંગાયેલાં હતાં પણ બુદ્ધનો ઉપદેશ તેમના હૃદયની જેમ સાર્વભૌમ અને સર્વવ્યાપી હતો. અને તેથી તે એમના નિર્વાણ પછી પણ ટકયો અને આખી પૃથ્વી પર ફરી વળ્યો. બુદ્ધના અનુયાયી ગણાવાનું જોખમ સ્વીકારીને પણ હું કહું છું કે એ હિન્દુ ધર્મનો વિજય છે. બુદ્ધે હિન્દુમનો સ્વીકાર કદી કર્યો નહોતો. તેમણે તો તેનો પાયો વિશાળ કર્યો તેમણે હિંદુ ધર્મને નવ જીવન આપ્યું અને એનુ નવું રહસ્ય બતાવ્યું. પણ હવે જે મુદ્દો આવે છે ત્યાં મારે તમારી ક્ષમા અને ઉદારતા માગવાની છે. હું તમને એ કહેવા માગું છું કે બુદ્ધના ઉપદેશનો સંપૂર્ણ વિકાસ અને સ્વીકાર સિલોન, બ્રહ્મદેશ, ચીન કે ટીબેટ કયાયે થયો નથી....

મેં અસંખ્ય વાર કહેવાતું સાંભળ્યું છે અને બૌદ્ધધર્મનું હાર્દ બતાવવાનો દાવો કરનારા પુસ્તકમાં વાંચ્યું છે કે બુદ્ધ નિરીશ્વરવાદી હતા. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે બુદ્ધના ઉપદેશની મુખ્ય વસ્તુ જ નિરીશ્વરવાદની વિરોધી

છે. મારો નમ્ર મત એવો છે કે બુદ્ધના કાળમા ઈશ્વરને નામે જે હીન વસ્તુઓ પ્રવર્તતી હતી તેનો તેમણે યોગ્ય રીતે જ અસ્વીકાર કર્યો તેમાથી જ આ ગોટાળો ઊભો થયો છે-ઈશ્વર નામનું કોઈ પ્રાણી દ્વેષને આધીન છે, પોતાના કાર્યોને સારુ પસ્તાયો કરી શકે છે, અને મૃત્યુલોકના રાજાઓની જેમ એ પણ લાલચો કે લાચને વશ થાય છે, અને એને પોતાના પરાયાંનો ભેદ હોઈ શકે છે, એ માન્યતાનો તેમણે જરૂર વિરોધ કર્યો. ઈશ્વર નામના પ્રાણીને પશુઓનુ-પોતાના જ સરજેલા પશુઓનું-તાજુ લોહી ભાવે છે, અને એનાથી તે પ્રસન્ન થાય છે, એ માન્યતા સામે તેમનો આખો અંતરાત્મા પુણ્યપ્રકોપથી ઊકળી ઊઠતો. તથા તેમણે ઈશ્વરની તેને યોગ્ય સ્થાને પુનઃસ્થાપના કરી, અને એ પવિત્ર સિંહાસન પચાવી પાડીને જે લેભાગુ એના પર ચઢી બેઠો હતો તેને પદભ્રષ્ટ કર્યા. આ વિશ્વનુ સામ્રાજ્ય નીતિનિયમને આધારે ચાલે છે, અને એ નીતિનિયમ શાશ્વત છે, અટળ છે એ તત્ત્વ પર તેમણે ભાર મૂક્યો.

અને એની નવઘોષણા કરી, એ નિયમ જ ઈશ્વર છે એવું એમણે વિના સંકોચે કહ્યુ.

ઈશ્વરના નિયમો શાશ્વત અને અટળ છે અને ઈશ્વરથી જુદા પાડી શકાય એવા નથી. તેમ ન હોય તો ઈશ્વરની પૂર્ણતા જ અધૂરી રહે તેથી આ મોટો ગોટાળો ઊભો થયો છે કે બુદ્ધ ઈશ્વરને માનતા નહી પણ કેવળ નીતિનિયમને જ માનતા અને ઈશ્વર વિશેના ભ્રમને લીધે 'નિર્વાણ' એ ભવ્ય શબ્દના ખરા અર્થ વિશે પણ એવો ગોટાળો પેદા થયો છે. નિર્વાણ એટલે સર્વથા નાશ તો નથી જ. બુદ્ધના જીવનનુ મુખ્ય તત્ત્વ હું સમજ્યો છું તે પ્રમાણે તો આપણામાં જેટલુ હીન છે, જેટલુ દુર્ગુણથી ભરેલુ છે, જેટલુ વિકારમય છે અને જેટલું વિકારને વશ છે તે બધાનો સર્વથા નાશ તે નિર્વાણ છે, નિર્વાણ એ કબરની તમોગુણી જડ શાંતિ જેવું નથી જે આત્મા આત્મસ્થિત છે, જે પરમાત્માના હૃદયમા પોતાનું નિવાસસ્થાન પ્રાપ્ત કર્યાના આનંદમા મગ્ન છે, તે આત્માની જીવંત શાંતિ, તેનુ સાત્ત્વિક સુખ, તેનું નામ નિર્વાણ છે.

ત્રીજું, એક હીન વિચાર એવો પણ ચાલે છે કે બૌદ્ધધર્મમા જીવમાત્રની પવિત્રતાની કલ્પના બૌદ્ધધર્મ ભારતવર્ષ બહાર ગયો ત્યાર પછી આવી છે ઈશ્વરની તેના શાશ્વત સ્થાને પુનઃસ્થાપના કરવામા બુદ્ધે માનવજાતિની સેવામા ભારે ફાળો આપ્યો છે ખરો, છતા મારો નમ્ર મત એવો છે કે અલ્પમા અલ્પ જીવમાત્રને માટે એમનામા જે કડક આદર હતો તે એમનો એથીયે મોટો ફાળો છે. મને ખબર છે કે એ પોતે ભારતવર્ષને જેટલુ ચડેલું જોવા ઈચ્છતા હતા, એટલુ એમના કાળનુ ભારતવર્ષ ન ચડયુ પણ જ્યારે બુદ્ધનો ઉપદેશ બૌદ્ધધર્મ બન્યો અને પરદેશોમા ફેલાયો, ત્યારે તો પશુપક્ષીના જીવનની પવિત્રતાનો અર્થ સાધારણ માણસ કરે છે એવો રહ્યો નહી

(ગાંધીજી)

☆

* એકવાર એક બ્રાહ્મણ ભિક્ષુકે તથાગતને પૂછ્યું : 'હે, ગૌતમ હું ભિક્ષુ છું અને તમે પણ ભિક્ષુ છો. આપણા બેમાં તફાવત શો ?'

'કોઈ ભીખ માગે તેથી તે કાંઈ ભિક્ષુ થતો નથી. જ્યાં સુધી તેનામાં દોષ છે ત્યાં સુધી તે ભિક્ષુ નથી, જે સંસારનાં પાપ-પુણ્ય વટાવીને જ્ઞાનપૂર્વક બ્રહ્મચર્યનું પાલન કરે છે તે જ વાસ્તવમાં ભિક્ષુ કહેવાય છે' તથાગતે બ્રાહ્મણને જવાબ આપ્યો.

* એકવાર સારિપુત્ર જતા હતા ને એમનું ચીવર જમીન સાથે ઘસડાતું હતું તે તરફ એક નવદીક્ષિત ભિક્ષુએ એમનું ધ્યાન ખેંચી વ્યંગમાં હસ્યો. વ્યંગ તરફ લક્ષ ન આપતાં, વસ્ત્ર સરખું કરી વિનમ્ર સારિપુત્રે તેનો આભાર માન્યો : 'મારી ભૂલ પ્રત્યે ધ્યાન ખેંચવા બદલ ધન્યવાદ !'

# બુદ્ધ-પરિનિર્વાણ

☆



વૈશાલીમા આમ્રપાલીના ઉદ્યાનમાં ગયા પછી ભગવાન બુદ્ધ ભિક્ષુઓ સાથે ચાતુર્માસ ગાળવા બિલ્વગ્રામ આવ્યા. અહીં જ એમને ગંભીર માંદગી શરૂ થઈ. અને પરિનિર્વાણ નજીકમાં લાગ્યું. પરન્તુ ભિક્ષુસંઘનાં દર્શન વિના દેહત્યાગ કરવો એ ઠીક ન લાગ્યું એટલે પોતાની શક્તિથી એમણે માંદગી અટકાવી અને થોડું આયુષ્ય લબાવ્યું.

આનંદને એ ગમ્યુ. એણે ભગવાનને વિનંતિ કરી : 'ભગવાન, ભિક્ષુઓને છેલ્લે કહેવા જેવું હોય તે કહ્યા વિના નિર્વાણ ન પામશો.'

'મેં મારો ધર્મ ખુલ્લો રાખ્યો છે—મારે જે કહેવું હતુ તે મેં સ્પષ્ટ કહી દીધું છે! મારે સંઘનાયક થવું નો'તું કે હું કંઈ છુપાવું!'

ચાતુર્માસ પૂરા કરીને ભગવાન ચાપાલ ચૈત્યમાં આવ્યા. મારે તેમના નિર્વાણની માગણી કરી ત્યારે ત્રણ માસ પછી નિર્વાણ પામવા ભગવાને કહ્યું. અને પછી ત્યાંથી ફરી વૈશાલી આવ્યા, આસપાસના બધા ભિક્ષુઓને કુટાગારશાળામાં ભેગા કરી તેમને સ્મરણીય ધર્મોપદેશ કર્યો

'આનંદ! વૈશાલીનાં આ મારાં છેલ્લાં દર્શન છે!' ભગવાને આનંદને ભિક્ષાર્થે શહેરમાં ફરતા કહ્યુ. અને પછી તેઓ ભાંડગ્રામ આવ્યા. ત્યાંથી ક્રમશઃ હસ્તીગ્રામ આમ્રગામ, જંબુગ્રામ, ભોગનગર વ. સ્થળે ફરતાં ફરતાં પાવાનગર આવ્યા અને ત્યાં ચુંદ લુહારના આંબાવાડિયામા ઊતર્યા.

ચુંદ લુહારે ભગવાન અને તેમનાં ભિક્ષુસંઘને જમવા નોતર્યા.

ચુંદે જાતજાતનાં પકવાનો તૈયાર કરાવ્યાં હતાં તે પીરસ્યાં. તેમા 'સૂકર મદ્દવ' નામનો એક ભારે પદાર્થ હતો તે જોઈ ભગવાને ચુંદને કહ્યું:'આ પદાર્થ તું કોઈને પીરસતો નહી, કેમકે તે જીરવી શકે એવો મારા સિવાય કોઈ નથી. માટે તું એને ખાડો ખોદી દાટી દેજે.' ચુંદે તેમ કર્યું.

ભગવાને તો તેનો આહાર કર્યો પણ પછી અતિસારનો ઉપદ્રવ થયો અને અત્યંત વેદના થવા લાગી. છતા પોતાની અપૂર્વ સહનશક્તિથી ભગવાન શાંતપણે આગળ ચાલ્યા અને કુકુત્થા નદીને કિનારે નદીમાં સ્નાન કરી, પાસેના આંબા વાડિયામા મુકામ કર્યો.

વિશ્રામ કરતા ભગવાને કહ્યું: 'આનંદ! ભારે ભોજન કરાવ્યાથી મને થયેલા અસુખથી ચુંદ લુહારને માઠું લાગ્યુ હશે પણ તું એને કહેજે કે, ચુંદ! તથાગતે તારી પાસેથી છેલ્લી ભિક્ષા લીધી તે તારુ મહાભાગ્ય સમજ.'

ત્યાંથી ભગવાન વિહાર કરી ભિક્ષુઓ સાથે હિરણ્યવતી નદી પાર કરી કુશિનારાના મલ્લોના શાલવનમા ગયા અને ત્યાં એક જોડિયા શાલ વૃક્ષનીચે બિછાનું પથરાવી, ઉત્તર તરફ મુખ રાખી જમણે પડખે સૂતા. ત્યારે શાલવૃક્ષ પુષ્પો ખેરવતું હતું અને અંતરિક્ષમાં દિવ્યવાદ્યોના નાદ સંભળાતા હતા તે પરથી ભગવાને આનંદને

કહ્યુ 'આનંદ! તથાગતની પૂજા પુષ્પો વેરવાથી, વાદ્યો વગાડવાથી નહી પણ તેણે ઉપદેશેલા ધર્મમાર્ગે ચાલવાથી જ થઈ શકે! માટે આનંદ, તમે મારા ધર્માનુસાર વર્તજો!'

એ સિવાય પણ આનંદે ભગવાનને કેટલાક પ્રશ્નો પૂછયા ને ભગવાને એના ઉત્તરો આપ્યા

પરિનિર્વાણની ઘડી નજીક આવતી જોઈ આનંદે તેમના દેહની વ્યવસ્થા વિષે પૂછયુ ત્યારે ભગવાને સ્પષ્ટ કહ્યુ 'આનંદ! મારા પરિનિર્વાણ પછી મારા દેહની પૂજા કરવાની માથાકૂટમા પડશો નહી મે જે સન્માર્ગ બતાવ્યો છે તેને અનુસરજો, સાવધાન, ઉદ્યોગી ને શાંત થજો! મારા ઘણા ગૃહસ્થ શિષ્યો છે તે મારા દેહની યથાયોગ્ય વ્યવસ્થા કરશે'

સ્થવિર આનંદે ધૈર્ય કઠણ રાખી એ શ્રવણ કર્યું પણ તે પોતાના શોકને દાબી શક્યો નહી અને બહાર જઈ ચોધાર આસુએ રડવા લાગ્યો ભગવાનનો વિરહ એને અસહ્ય લાગતો હતો વર્ષો સુધી જે ભગવાનનો પડછાયો બની રહ્યો હોય એનુ વિરહદુખ કોણ કલ્પી શકે!

વિશ્રામ કરતા ભગવાને આનંદનુ રુદન સાભળી તેને તેડી મગાવી આશ્વાસન આપતા કહ્યુ 'આનંદ! આમ શોકાતુર ન થા પ્રિય વસ્તુથી આપણો વિયોગ થશે એમ મે નો'તુ કહ્યુ? જેનો જન્મ થયો તેનો નાશ ન થાય એ શક્ય છે? આનંદ! તે તથાગતની અવિક બુદ્ધિથી સેવા કરી છે તુ પુણ્યશાળી છે પ્રયત્નથી તુ થોડા જ વખતમા અર્હત થશે!'

આનંદે આસુઓ રોકી ભગવાનના આશીર્વાદ નત મસ્તકે ઝીલ્યા

'હુ નિર્વાણ પામુ ને પામેના કુસિનારા નગરના મલ્લોને તથાગતના અંતિમ દર્શન ન કર્યાનો વસવસો ન રહે માટે આનંદ, તેમને ખબર આપ' ભગવાને કહ્યુ અને આનંદે તેમ કર્યું

આબાલવૃદ્ધ સહુ ભગવાનનુ નિર્વાણ નજીક જાણી શોકમા ડૂબી ગયા અને સૌ કોઈ છેલ્લા દર્શન માટે શાલવનમા આવી પહોચ્યા અને દર્શન કરી કૃતાર્થ થયાં

બુદ્ધ પરિનિર્વાણની વાત સાભળી સુભદ્ર નામનો પરિવ્રાજક, પોતાની શકાના નિવારણ માટે શાલવન આવ્યો ને આનંદને પોતાની ઇચ્છા જણાવી

'ભગવાન થાકી ગયા છે, આવા સમયે એમને ત્રાસ ન અપાય!' કહીને આનંદે ના પાડી

ભગવાને એ સાભળ્યુ અને આનંદને તે પરિવ્રાજકને પોતાની પાસે આવવા દેવા કહ્યુ

આનંદ નિરુપાયે સુભદ્રને ભગવાન પાસે લઈ ગયો ભગવાનનો ઉપદેશ સાભળી તે પણ બૌદ્ધસઘમા ભળ્યો

ભગવાને તે પછી આનંદને કહ્યુ 'આનંદ, મારા દેહ છોડયા પછી કોઈ શાસન કરનાર રહ્યો નથી એમ તમને લાગશે પણ ખરી ગેરહાજરીમા મે જે ધર્મ અને વિનય તમને શીખવ્યો છે તે જ તમારો શાસનકર્તા થશે!' પછી ભગવાને ભિક્ષુઓને ધર્મ સબધે જે કાઈ શકા હોય તેનો ખુલાસો પૂછી લેવા કહ્યુ પણ ત્યા હાજર રહેલ કોઈને યે બૌદ્ધધર્મમા શકા હતી જ નહી એટલે કઈ પૂછયુ નહી ત્યારે ભગવાને અંતિમ ઉપદેશ આપ્યો 'હે ભિક્ષુઓ! હુ તમને કહુ છુ કે સસ્કાર વ્યયધર્મી છે માટે સાવધાનીથી વર્તો!'

તથાગતના આ છેલ્લા ઉદ્‌ગારો હતા

પછી ભગવાન ધ્યાનસ્થ થયા અને ધ્યાનની ચોથી કક્ષાએ પહોચી પરિનિર્વાણ પામ્યા.

લોક-પરલોકમા ચારેતરફ શોક વ્યાપી ગયો.

કુસિનારાના મલ્લોએ સાત દિવસ ઉત્સવ કરી સન્માન સહ બુદ્ધ-શરીરનો ચદનકાષ્ઠની ચિતામા અગ્નિસસ્કાર કર્યો

દેશ દેશના રાજા મહારાજાઓએ તથાગતના અવશેષોની માગણી કરી તે મળી જતા બુદ્ધના અસ્થિ પર જુદે જુદે સ્થળે આઠ સ્તુપો બધાયા તે આજે ય ભારતની ધરતી પર ઊભા છે

# વૈશાખી પૂર્ણિમા

અનિલ

વૈશાખી પૂર્ણિમા બૌદ્ધધર્મમાં અત્યંત મહત્ત્વનો પવિત્ર દિવસ મનાય છે. કેમ કે વૈશાખી પૂર્ણિમાની સુરમ્ય રાત્રિએ લુમ્બિનીની શાલવૃક્ષોની ઘટામાં, સ્નિગ્ધ, સુરમ્ય ધવલ ચાંદનીમાં મહામાયાએ સિદ્ધાર્થને જન્મ આપ્યો.

અનેક જન્મોમાં અનેક પારમિતાઓ પાર કર્યા પછી બોધિસત્ત્વનો એ અંતિમ જન્મ હતો. પૂર્ણિમાની તિથિ ખરે જ ઘણી સૂચક છે.

વૈશાખ એટલે કપરો. ઉનાળો—ઊતરતી ગ્રીષ્મનો કાળ.

પૂર્ણિમાની રાત એટલે શ્વેત, ધવલ દૂધ શી આહ્‌લાદક શાંતિદાયી ચાંદની.

વિધવિધ પ્રકારના ક્લેશથી પિડાતા જીવન ને જગતના ત્રિવિધ તાપમાં બળતા માનવ-સમાજને તથાગતે પોતાની શીતલ, વત્સલ, પ્રતિભાથી શાતા આપી, ઉનાળાની ઉષ્ણાતિશયતા ને હેમંતની શીતલાતિશયતાથી પર એવા મધ્યમ સમશીતોષ્ણ પરમ માનવધર્મ દ્વારા જાણે બળતા વૈશાખ અને પૂર્ણિમાની શીતલ ચાંદનીનો પરમ સુમેળ કરી આપ્યો.

તથાગતની કોઇ પણ તસ્વીર જુઓ, કોઇ પણ શિલ્પ જુઓ, અપાર કરુણા સાથે પ્રશાન્ત નિર્મળ પ્રકાશ એમની પરમ સુખમુદ્રા ને દેહમાંથી નીખરતાં જણાય છે. તે જોતાં પૂર્ણિમાની શ્વેત શુભ્ર આહ્‌લાદક ચાંદનીનો ખ્યાલ આવ્યા વિના રહે જ નહીં.

એ વૈશાખી પૂર્ણિમા પછી બરાબર ચોત્રીસમે વર્ષે એ જ વૈશાખી પૂર્ણિમા આવી. ઉરુવેલાના ગાઢ વનમાં ઘટાદાર વડલા નીચે, ઘાસના આસન પર બેઠેલા ગૌતમ 'બુદ્ધ' થયા પૂર્ણિમાની રાત્રિ હોવા છતાં યે મારે પોતાના ત્રાસજનક અસહ્ય ઉપદ્રવથી ઘડીભર એ રાતને ઘોરકાળી અમાસ કરી મૂકી હતી પણ હમેશાં અંધકાર પર અંતે પ્રકાશનો વિજય થયો છે. માર પરાજય પામી ચાલ્યો ગયો અને બુદ્ધનો વિજય થયો. ચાંદની વિલસી રહી.

સૈકાઓ સુધી માનવજાતના એક મોટા ભાગને જે જ્ઞાન-ધર્મે પ્રકાશ આપ્યો તેની પ્રાપ્તિનો એ પરમ દિવસ છે.

માનવજાતનું એ પરમસદ્‌ભાગ્ય ગણાય કે ધર્મોપદેશની ખટપટમાં ન પડી એકાંતમાં જ કાલક્રમણની ઈચ્છા રાખનાર બુદ્ધને દુઃખમાં પિડાતી માનવજાત યાદ આવી અને તેમણે માનવધર્મનો ધર્મોપદેશ આપવો શરૂ કર્યો

બુદ્ધત્વ પ્રાપ્તિ પછી બરાબર છેંતાલીસ વર્ષે ફરી એ જ વૈશાખી પૂર્ણિમા આવી. કુશિનારા પાસેનું શાલવન જે શાલવૃક્ષોની ઘટામા ગૌતમે જન્મ લીધો હતો એવી જ શાલવૃક્ષોની છાયામાં તથાગત પડખાભેર પરિનિર્વાણ માટે શાંતિથી સૂતા છે.

પૂર્ણિમા છે એટલે ચાંદની તો હોય જ, પણ તે તથાગતના વિરહશોકથી, ભિક્ષુઓના વદન જેવી જ મ્લાન છે.

દેહકષ્ટની કોઈ વેદના તથાગતના વદન પર દેખાતી નથી, ત્યા તો એ જ પરમ શાંતિ વિલસી રહી છે.

તથાગત, ભિક્ષુઓને કંઈ શંકા હોય તો પૂછવા કહે છે. પણ જ્યાં પ્રતીતિ હોય ત્યાં શંકા કોણ કરે ? છેલ્લે 'ભિક્ષુઓ ! સંસ્કાર વ્યયધર્મી છે, માટે સાવધાનીથી વર્તો ! ' પરમ ઉપદેશ આપી તથાગત ધ્યાનાવસ્થામાં પરિનિર્વાણ પામ્યા.

જ્યારે જ્યારે વૈશાખી પૂર્ણિમા આવે છે ત્યારે ત્યારે એ પરમ વિભૂતિનુ પાવનકારી પુણ્યસ્મરણ થાય છે

અઢી હજાર વર્ષ પછી ફરી આવેલી એ વૈશાખી પૂર્ણિમા, યુદ્ધ-હિંસાના તાપથી દાઝતી દુનિયા પર શીતળતા વરસાવી રહો !

સમ્રાટ અશોકે બૌદ્ધધર્મ સ્વીકાર્યા પછી તે મનુષ્યમાત્રને સરખા ગણવા લાગ્યો સૌની પ્રત્યે તેના હૃદયમા એક સરખો આદર ઉત્પન્ન થયો તેથી જે કોઈ બૌદ્ધભિક્ષુને તે મળતો કે કોઈ ભિક્ષુ તેને મળતો તો તે દરેક ભિક્ષુને આદરથી નમસ્કાર કરતો

અશોકને યશ નામનો એક પ્રધાન હતો તેને અશોક જેવા સમ્રાટની આવી રીતભાત ગમી નહી. તે માનતો કે જે રાજાધિરાજ છે તેણે પોતાના મોભાનો, દરજ્જાનો ખ્યાલ રાખવો જોઈએ, આમ ગમે તે દરજ્જાના ભિક્ષુને અશોક જ્યારેત્યારે વાતવાતમા પગે લાગ્યા કરે એ એના ગૌરવને છાજતુ નથી

યશે એક દિવસ મોકો જોઈને અશોકને કહ્યું: 'મહારાજ! આ શ્રમણો બધા એક જ જાતિ કે દરજ્જાના નથી શી ખબર, કયો ભિક્ષુ કયા વરણનો છે? આમ સૌને તમે પગે પડો એમા તમારી શોભા નહી '

અશોકે યશને કશો જવાબ આપ્યો નહી યશે માન્યુ કે મહારાજા મારી સલાહ પર વિચારશે

એ વાતને થોડો સમય થયા પછી એક દિવસ અશોકે પોતાના બધા પ્રધાનોને જુદા જુદા પ્રાણીઓના માથા લઈ તે હાટમા વેચવા બેસવા કહ્યુ તેમા યશને ખાસ સૂચના કરી કે તમારે માણસનુ માથુ જ મેળવી તે વેચવા બેસવુ

મન્ત્રીઓ મૂંઝાયા પણ થાય શુ? સમ્રાટના હુકમનો અનાદર ન જ થાય ને? બસ, બધા પ્રધાનો જુદા જુદા પ્રાણીઓના માથા લઈ હાટમા વેચવા બેઠા

બીજા બધા પ્રાણીઓના માથા તો ઓછાવત્તા દામે સાજ સુધી વેચાઈ ગયા, પણ કોઈ પણ ગ્રાહક યશ પાસેથી માણસનુ માથુ ખરીદી લઈ ગયો નહીં યશ વિચારવા લાગ્યો. આ બીજા પ્રધાનોને તો બીજા પ્રાણીઓના માથા કેટલી સરળતાથી મળ્યા ને મને તો માણસનુ માથુ મેળવતા નાકે દમ આવ્યો ને પાછુ વેચવામા યે એવી જ મુશ્કેલી! આખરે તેણે એ માથુ મફતમા જ જે માગે તેને આપી દેવાનુ નક્કી કર્યું, પણ મફતમા યે કોઈ માણસનુ માથુ લેવા તૈયાર થયુ નહી!

યશે અશોકને કહ્યું 'મહારાજ, માણસનુ માથુ કોઈ મફતમા યે રાખતુ નથી!'

'એનુ શુ કારણ?'

'બધા એ માણસના માથાથી કટાળે છે!'

'એ જ માથાથી કટાળે છે કે બીજા કોઈનુ માથુ હોય તો તે રાખે કે તેનાથી ય કટાળે? કોઈ ઉચ્ચ વર્ણના માણસનુ માથુ વેચીએ તો રાખે ખરા?'

'મહારાજ! માણસ માત્ર, માણસનુ માથુ રાખવા માટે નારાજ છે!'

'મારુ માથુ લેવા રાજી થાય કે?'

યશ ગભરાયો-મૂઝાયો શુ જવાબ આપુ?

'યશ, બીક ન રાખ મારુ અભયવચન છે યોગ્ય જવાબ આપ!' અશોકે કહ્યુ

'મહારાજ, તમારુ માથુ પણ કોઈ નહી રાખે!'

'તો પછી આ મારુ માથુ દરેક ભિક્ષુઓને ચરણે નમાવુ એમા તને ખરાબ શુ લાગે છે? બીજા માણસોના માથામા ને મારા માથામા તારો જ અનુભવ કહે છે કે કશો તફાવત નથી માટે ઊંચ નીચના ભેદભાવ, જાતિભેદ આપણે ન રાખવા જોઈએ

'પુત્ર પુત્રીના લગ્નમા જાતિની પરીક્ષા કરવી, પણ ધર્મ કરતી વખતે જાતિ પરીક્ષાની જરૂર નથી કેમ કે ધર્મકાર્યમા ગુણ જોવા પડે છે અને ગુણ કઈ જાતિ પર આધાર રાખતા નથી!'

# બુદ્ધ-દર્શન

ગુરુદયાલ મલ્લિક

" શાબાશ ! આબાદ નિશાન તાકયું ! "

આ શબ્દો મારા કાન પર બોમ્બ ધડાકાની માફક અથડાયા. હું ચમકયો !

એક દિવસ હું વનમાં એકાંતના પ્રકાશમાં સ્નાન કરતો અને અનંતની હવાને અંતરમા ભરતો બેઠો હતો, ત્યાં આ અચાનક થયેલા કોલાહલથી હું ખરેખર ચમકી ઊઠયો.

થોડીકવારમાં હું સાવધ થઈ ગયો અને એ અવાજ કયાથી આવ્યો એ જોવા લાગ્યો. અને હું બેઠો હતો એની નજીકમાં જ મેં માણસોનું ટોળુ એકઠું થતું જોયું. એ માણસોની વચ્ચોવચ ખાખી પોશાકમાં સજ્જ થયેલો અને હાથમાં બંદૂક ધારણ કરીને ઊભેલો એક માણસ હતો તેના પગ આગળ એક પંખી પડયું હતું. એ માણસની બંદૂકની ગોળીએ એ બાપડાને વીંધીને એના હુફાળા માળામાંથી હેઠે પાડયુ હતુ.

પંખી જોરથી શ્વાસ લઈ રહ્યું હતું. સાચું કહીએ તો શ્વાસ લેવા માટે મથતું હતું. જીવવા માટેનો તેનો તડફડાટ ખરેખર હૃદયદ્રાવક હતો!

પરંતુ નિર્દય શિકારીઓ તો એ પંખી કયારે છેલ્લો શ્વાસ લઈ લે એની જ રાહ જોતા ઊભા હતા. કારણ તેમને તો એનો આહાર કરવો હતો. વળી આજુબાજુનાં લોકો તો પંખીને તડફડતું જોવાની સાથે પેલા નિશાનબાજની તારીફ જ કર્યા કરતા હતા એ લોકોને પેલા બાપડા પંખીની કારમી યાતનાનો કયાથી ખ્યાલ આવે ?

એ લોકોમાના એક પણ માણસનું હૃદય દયાથી ન જ પીગળ્યું—તેમ જ એ પંખીની સુંદરતાને વખાણવાનું પણ કોઈને સૂઝયું નહીં !

પંખી હજી મરણની સામે બાથ ભીડી રહ્યું હતું.

એવામાં એક દૂધવાળી બાઈ ચકચકતા પીત્તળના વાસણમાં દૂધ ભરીને માથા પર મૂકીને એ રસ્તે થઈને બાજુના ગામમાં જતી હતી. બધા લોકોને ટોળે વળીને ઊભેલા જોઈને તે કુતૂહળથી એ ટોળામાં દાખલ થઈ અને માણસોને ખસેડતી અંદર ગઈ. પરંતુ પેલા તડફડતા પંખી પર નજર પડતાં જ તેનાથી ચીસ પડાઈ ગઈ. એ ચીસ હૃદયને પીગળાવી નાખે એવી હતી, જાણે કોઈ દિવ્યલોકમાંથી ઊઠેલો કરુણાનો આર્ત રવ ન હોય !

અને આ શો ચમત્કાર ! પેલું મરવા પડેલુ પંખી કંઈક સ્વસ્થ દેખાવા લાગ્યું. દૂધવાળી બાઈએ એને ધીમેથી ઉપાડયું અને પોતાની છાતી સરસું રાખ્યું. એવામાં એ ભલી બાઈથી આસપાસ જાણે કારુણ્યની પ્રભા પ્રસરી ગઈ. એની આખમાથી દિવ્ય મૃદુતા જાણે વરસવા લાગી.

પછી તેણે દૂધનું વાસણ હેઠે મૂકયું અને પોતાના જમણા હાથની હથેળીમાં થોડુ દૂધ લઈને તેમાથી ટીપું ટીપું એ ઘાયલ પંખીના મુખમા રેડવા માંડયુ થોડા વખત પછી તે પંખીએ પોતાની આખો ઉઘાડી અને તેનાં જીવનદાતા તરફ પ્રેમથી નિહાળ્યું. દૂધવાળી બાઈની આખ પણ પ્રેમથી ચમકી ઊઠી અને આનંદથી તે બોલી: ' ઓ મારા ભાઈ! "

આ જોઈને શિકારી અને તેની આસપાસ ઊભેલા લોકો લજ્જિત થઈ ગયા અને માથા નીચા ઢાળીને ત્યાથી ચાલ્યા ગયા.

પરંતુ એ દૂધવાળી બાઈના પ્રેમથી ઉજ્જવળ થયેલી આંખોમાં મેં શું જોયું ?

ભગવાન બુદ્ધની કરુણામય મૂર્તિ !

કારણ, આ શું સાચું નથી કે, જયા અપાર કરુણા છે ત્યાં બુદ્ધ ભગવાનનું તેજોમય અને પાવનકારી દર્શન થાય છે ?

સાચે જ કરુણા એટલે જ અનંત બુદ્ધ છે અને ' એકમેવ અદ્વૈત ' છે

ભિક્ષુણી સંઘમાં સફાઈ પાણી ભરવું આદિ કામો ભિક્ષુણીઓને જ કરવાં પડતાં. પુણ્ણિકા નામની ભિક્ષુણીને વિહારનું પાણી ભરવાનું કામ આવ્યું હતું. તેથી તે નદીએ પાણી ભરવા ગઈ. શિયાળાની ઋતુ હતું. ટાઢ કહે કે મારું કામ.

પુણ્ણિકા નદી પર પહોંચી ત્યારે તેમાં એક બ્રાહ્મણ સ્નાન કરતો હતો. તે જોઈને તેણે બ્રાહ્મણને પૂછ્યું, 'આવી સખત ઠંડીમાં તમે શેની બીકથી સ્નાન કરી હાથે કરીને દેહને કષ્ટ આપો છો?'

'તે હું પછી કહીશ, પણ તું પોતે જ શા માટે, કોના ડરથી આવી ઠંડીમાં પાણી ભરવા આવી છે?'

'ભિક્ષુણી સંઘમાં હરેકને અમુક અમુક કામો સોંપાયેલાં છે, મારે ભાગે પાણી ભરવાનું કામ આવ્યું છે—એ ન કરું તો ભિક્ષુણી સંઘ મને વઢે. એના ભયથી હું આવી ઠંડીમાં પાણી ભરવા આવી છું. પણ તમને શેનો ભય છે?'

'પાપનો ભય. સરિતા-સ્નાનથી પુણ્ય પ્રાપ્ત થાય છે એ તું નથી જાણતી શું? જે કોઈ માણસ પાપ કરે છે તે બધાં પાપો પ્રાતઃસ્નાનથી ધોવાઈ જાય છે.'

'નાહવાથી બધાં પાપો ધોવાઈ જાય છે એ વળી કયા અજ્ઞાનીએ તને કહ્યું? પાણીમાં તો દેડકાં, કાચબા, માછલાં આદિ અસંખ્ય જીવો કાયમ રહે છે, તો તે શું બધાં મરીને સ્વર્ગે જશે કે? અને જે લોકો હિંસા કરે છે, તે ખાટકીઓ, માછીઓ, પારધીઓ, ચોરો અને એવા પાપી લોકો પ્રાતઃસ્નાન કરે તો પાપમુક્ત થઈ જાય શું?

'બ્રાહ્મણ, જો આ નદી તારું પાપ ધોઈને લઈ જતી હોય તો તે સાથે પુણ્યને પણ ધોઈ નાખીને વહી જશે. માટે સાચું તો એ છે કે જે પાપના ભયથી આવી સખત ટાઢમાં ઠંડા પાણીમાં ઊતરે છે તે પાપ જ કરવા છોડી દે. પાપથી જ ભય પામ. દેહદમનથી નકામો દુઃખી શા માટે થાય છે?'

પુણ્ણિકાનું કહેવું બ્રાહ્મણને ગળે ઊતરી ગયું. એને લાગ્યું કે પુણ્યનો સાચો માર્ગ પાપ ન કરવું તે જ છે—પાપ કરીને ધોઈ નાખવાની વાત મિથ્યા છે. પોતાની પાસેનું એક વસ્ત્ર પુણ્ણિકાને ભેટ આપતાં બ્રાહ્મણે કહ્યું, 'તેં મને પુણ્યનો સાચો રસ્તો બતાવ્યો. માટે આ અલ્પ ભેટ સ્વીકાર.'

'બ્રાહ્મણ, મારે વસ્ત્રની ઇચ્છા નથી. તે તારી પાસે જ રાખ. દુઃખ ન ગમતું હોય, તેનાથી ડરતો હોય તો એકાંત કે જાહેરમાં કોઈ પાપ ન કરવું—તું ગમે ત્યાં જશે ત્યાં એ સાથે જ આવવાનું છે.

'દુઃખ અપ્રિય હોય ને તેનાથી બચવું હોય તો ધર્મને શરણે જા. શીલવ્રત પાળ. તારું કલ્યાણ થશે.'

પુણ્ણિકાના એ ઉપદેશ પછી તે બ્રાહ્મણનો મોટો જીવનપલટો થયો ને મહાન સાધુ થયો.

☆

આગાખાન મહેલમાં કેદ હતા ત્યારે એક દિવસ સુશીલા નાયરે બાપુને પૂછ્યું, 'શંકરાચાર્યે બૌદ્ધધર્મને હાંકી કાઢ્યો એ સારું ન થયું એમ આપ માનો છો?'

'શંકરાચાર્યે બૌદ્ધધર્મને હાંકી કાઢ્યો એમ હું માનતો નથી. એનો નાશમાં મોટો ભાગ તેમણે લીધો. આજે જેવો બૌદ્ધધર્મ હિન્દમાં છે તેટલો નથી ચીનમાં, નથી જાપાનમાં, નથી બ્રહ્મદેશમાં કે નથી લંકામાં. બુદ્ધ ભગવાન આજે આવે તો કહેશે કે બૌદ્ધધર્મનું તત્ત્વ હિન્દુસ્તાનમાં છે. બાકીનું બીજું બધું ફોતરાં જેવું છે.' બાપુએ જવાબ આપ્યો.

# 'નઠારા પુત્રો કરતાં ડાંગ સારી'



શરીરે માત્ર એક નાનકડી પોતડી વીંટીને એક વૃદ્ધ બ્રાહ્મણ તથાગતને નમન કરી તેમની પાસે બેઠો.

તથાગતે પૂછ્યું : 'બ્રાહ્મણ, માત્ર નાનકડી પોતડી જ શા માટે પહેરી છે ?'

'તથાગત ! મારે ચાર પુત્રો છે–પોતાની સ્ત્રીઓની ચઢવણીથી સૌએ મને ઘરબહાર કાઢી મૂકયો છે, એટલે મારી આવી દશા છે. આ વૃદ્ધાવસ્થામાં હું તો કંઈ કમાઈ શકતો નથી. ખાવાના ફાંફા પડે છે, ત્યાં શું વસાવું ?'

'બ્રાહ્મણ, હુ તને એક ગાથા કહુ છું. જ્યારે ગામમા કોઈ સારી સભા થાય અને તારા ચારે પુત્રો ત્યા હાજર હોય ત્યારે તું એ ગાથા કહેજે. બ્રાહ્મણે તે ગાથા મોઢે કરી લીધી.

ગામમાં એક દિવસ મોટી સભા થઈ તેમા બ્રાહ્મણ ને તેના ચારે પુત્રો હાજર હતા સભા રંગમાં આવી ત્યારે બ્રાહ્મણ ઊભો થયો અને સભાની અનુમતિ માગી: 'મારે એક ગાથા કહેવી છે.'

'ખુશીથી કહો.' સભાએ રજા આપી

બ્રાહ્મણ ગાથા બોલવા લાગ્યો–તેનો અર્થ આ પ્રમાણે છે–જેમનો જન્મ થયો ત્યારે મને અત્યંત આનંદ થયો હતો, તેમની સુખાકારી એ મારી સતત ચિતાનો વિષય હતો. એ જ પુત્રો, ભુંડ જેવી રીતે કૂતરાને હાકી કાઢે છે તેમ પોતાની સ્ત્રીઓની સલાહથી મને હાકી કાઢ્યો છે મને 'પિતાજી,' 'પિતાજી' કહીને બોલાવનારા એ લોકો નીચ છે, જૂઠા છે–કેમકે, ને વૃદ્ધાવસ્થામા હાકી કાઢ્યો છે

જેવી રીતે ઘરડા ઘોડાને તેનો માલિક ઘાસ ને દાણાનીરવા બંધ કરી દે છે એ જ રીતે પુત્રોએ આ ઘરડા બાપને ભોજન આપવું બંધ કર્યું છે અને તેથી ઘરડો બાપ અન્ન માટે બીજાઓને બારણે ભીખ માગતો ફરે છે

એ નાલાયક પુત્રો કરતાં તો આ મારી ડાંગ વધારે સારી છે–જે ભડકેલા બળદોને ભગાડી મૂકે છે–અને ભસતાં કૂતરાંઓને પણ ભગાડીને મારુ રક્ષણ કરે છે, અને અંધારામા મારાથી આગળ એ જ જાય છે, અને રસ્તો બરાબર છે કે નહીં તે જોયા જાણ્યા પછી જ મને તે રસ્તે દોરે છે—એમ છતાં મને ઠોકર લાગી જાય છે ત્યારે એ મને બચાવી લે છે'

એ ગાથા સાભળતા જ આખી સભાએ પુત્રોના વર્તન પ્રત્યે મૂક તિરસ્કાર દર્શાવ્યા ને પુત્રો પણ એવા તો શરમાયા કે તરત સભામાંથી ઊઠીને એ બ્રાહ્મણને ઘેરી વળ્યા અને પોતાના ઘરે સભાળીને લઈ ગયા ને કાળજીથી નવડાવી–ધોવડાવીને દરેકે પિતાને એકેક ધોતીજોટો આપ્યો

તથાગતની શિષ્યાઓમા પટાચારા પણ જાણીતી છે ભિક્ષુણી થઈ તે પહેલાનું એનુ દુખી જીવન અનેક અકસ્માતોથી ભર્યું છે— એની પરાકોટિએ પહોચેલી વેદનાને તથાગતે જ શાંતિ આપી

પટાચારા આમ તો શ્રાવસ્તીના એક શ્રીમતની કન્યા હતી કોઈ વાતનુ એને દુખ ન હતુ લાડકોડમા ઊછરી હતી અને જે ખૂબ લાડકોડમા ઊછરે છે તે જુવાનીમા છકેય ખરા પટાચારાનુ એવુ જ થયુ ઘરના એક નોકર પ્રત્યે તે આકર્ષાઈ આમ તો તેના પિતા તેને કોઈ કુલિન ઘરના છોકરા સાથે વરાવવાની ખટપટમા જ હતા—પટાચારાને લાગ્યુ કે પરણુ તો આને જ! પિતા તો એવા લગ્નને સમતિ ન જ આપે એ દેખીતુ છે એટલે બને એક દિવસ લાગ જોઈને નાસી ગયા અને એક ગામમા રહેવા લાગ્યા

કાળે કરીને પટાચારા ગર્ભવતી થઈ એ લોકો રહેતા હતા ત્યા તો તેમનુ કોઈ સગુ ન હતુ તેથી પટાચારાએ કહ્યુ કે તમે હા પાડો તો સુવવડ માટે પિયેર જાઉ પણ એના પતિએ અધ્ધર જવાબ આપીને વાત ઉડાવી દીધી. જેમજેમ પ્રસવકાળ નજીક આવતો ગયો તેમતેમ પટાચારાની વ્યાકુળતા વધતી ગઈ આખરે એણે પિયેર ચાલ્યા જવાનુ નક્કી કર્યું એક દિવસ એનો પતિ બહાર ગયો હતો ત્યારે પડોશીને 'મારા પતિ આવે તો કહેજો કે, પટાચારા પિયેર ગઈ છે' કહીને પિયેરને રસ્તે વળી

એના પતિએ ઘરે આવી જ્યારે એ જાણ્યુ ત્યારે એને ઘણુ દુખ થયુ મારે કારણે જ એની હાલત નિરાશ્રિત જેવી થઈ એમ વિચારીને એ ઝડપથી પટાચારાને રસ્તે પડ્યો. શુભનશીબે પટાચારા રસ્તે જ મળી ગઈ પ્રસવ પણ ત્યા જ થયો સ્વસ્થ થયા પછી બને ફરી ઘરે પાછા વળ્યા

થોડા સમય પછી ફરી પટાચારા ગર્ભવતી થઈ પ્રસવકાળ નજીક આવતા ફરી તે પિયરને પથે વળી અર્ધે રસ્તે પહોચી હશે ત્યા તો વરસાદ તૂટી પડ્યો અને વાવાઝોડુ થયુ આ વખતે એનો પતિ સાથે હતો તેને થયુ લાવ ઝાડની લાકડીઓ કાપી લાવી ટકી શકે એવુ કઈક ઝૂપડી જેવુ બનાવુ તે માટે તે ઝાડ પર ચઢ્યો તે ઝાડ પર સાપ હતો જેવો એ ઉપર ચઢ્યો કે તરત તેણે દશ દીધો ને તે સાથે જ તે ઝાડ પરથી પડ્યો ને તરત તેનુ પ્રાણપખેરુ ઊડી ગયુ

પટાચારા રાહ જ જોતી રહી કે મારો પતિ ક્યારે આવે! પણ એની સ્થિતિ એક ડગલુ યે ભરાય એવી ન હતી તે રાત્રે એ જ્યા હતી ત્યા જ પ્રસવ થયો એ જ્યારે સ્વસ્થ થઈ અને સૂર્યકિરણો ફૂટ્યા ત્યારે પોતાના બને બાળકોને લઈને પતિને શોધવા નીકળી ઝાડનીચે પોતાના પતિને મરેલો જોતા એ પોક મૂકીને રડવા લાગી જ્યારે રુદન શમ્યુ ત્યારે વિચારવા લાગી કે હવે શુ કરવુ? પિયેર સિવાય એને માટે દુનિયામા હવે ક્યાય સ્થાન જ ન હતુ એટલે એ પિયેરને પથે વળી વચ્ચે એક નદી આવતી હતી બને બાળકોને લઈને તે કેવી રીતે ઓળગવી! અતે એણે નક્કી કર્યું કે પહેલા નાના બાળકને સામે કિનારે મૂકી આવુ પછી મોટા બાળકને લઈ જઈશ અને તે પહેલા નાના બાળકને સામે કિનારે કપડામા લપેટીને ઝાડનીચે મૂકી આવી ને મોટા બાળકને લેવા પાછી ફરી પણ તેની નજર તો નાના બાળક પર જ હતી. અર્ધેક રસ્તે આવી હશે ત્યા એણે જોયુ કે એક બાજ પેલા તાજા જન્મેલા

# પુરુષાર્થનું ફળ

જ્ઞાનભિક્ષુ

મહાજનક—બોધિસત્ત્વ—બીજા વેપારીઓ સાથે ધંધાર્થે વહાણમાં બેસી વિદેશ જતા હતા. પંદર દિવસ દરિયો શાંત હોવાથી, વહાણ એકધારું ચાલ્યું અને મુસાફરી મઝાની રહી પણ તે પછી એકાએક દરિયાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું—દરિયો તોફાને ચઢયો અને હાથી જેવાં મોટા મોટાં મોજાં આવી આવીને વહાણમાં ઠલવાવા લાગ્યાં અને પોતાની વજ્જર થપાટોથી વહાણને હચમચાવી મૂકયુ. મુસાફરો ગભરાઈ ગયા—નજીક દેખાતા મૃત્યુથી સૌનાં હૈયાં ફફડી રહ્યાં—માત્ર બોધિસત્ત્વ શાંત હતા, એમને લાગ્યું કે વહાણ હવે ઘડી બે ઘડીનુ જ મહેમાન છે ત્યારે તે વહાણના ભંડકમા ગયા અને કોઠારમાંથી જે મળ્યું તે ખાઈ લીધું, અને પોતાનાં કપડાં તેલમાં ભીંજવી નાખ્યા—જેથી ખારું પાણી તેને બહુ અસર ન કરે ત્યાર પછી તે વહાણના સઢ પર ચઢીને બેઠા. વહાણમા ત્યારે કાગારોળ મચી રહી હતી કેમ કે, પાણીના મોટાં મોટા મોજાં સાથે મોટા મોટાં માછલાં પણ આવતા હતાં અને તે મુસાફરોનો શિકાર કરવા બટકાં ભરતાં હતા. એથી તેમને બીવડાવવા બોધિસત્ત્વે સઢના થાંભલા પરથી ભૂસકો માર્યો તેના મોટા અવાજથી માછલાં નાસી ગયાં પણ આખરે એ વહાર ડૂબ્યું ને મુસાફરો ડૂબી ગયા. માત્ર બોધિસત્ત્વ ભાંગેલા વહાણના પાટિયાને આધારે તરતા હતા એમ ને એમ એક અઠવાડિયુ નીકળી ગયું—કયારેક તો કિનારો મળશે એવી આશામાં મહાપ્રયાસે બોધિસત્ત્વ તરતા જ રહ્યા.

એ સમુદ્રના રક્ષણ માટે દેવોએ મણિમેખલા નામના દેવની વરણી કરી હતી તે કામસર કયાંક ગયા હતા તે પાછા ફર્યા. તેમણે તરતા બોધિસત્ત્વને કહ્યું : 'અરે તને ખબર પણ નથી કે કિનારો કયાં અને કેટલો દૂર છે, છતાં આમ તર્યા કરવાનો શો અર્થ ?'

'પુરુષાર્થ કરવો એ મનુષ્યનું કર્તવ્ય છે એટલે હું તર્યા કરું છું.'

'પણ કિનારાની ખબર વિના નકામો શ્રમ કરીને શા માટે મરવું ?'

'ભલે એમ બને, જે પોતાનું કર્તવ્ય કરે છે તે સગાં ને પિતૃઓના ઋણમાંથી જલદી મુક્ત થાય છે ને તેને પશ્ચાત્તાપ કરવાનો વારો આવતો નથી.'

'પણ જેના ફળરૂપે માત્ર ત્રાસ જ મળવાનો છે એવો શ્રમ શા માટે કરવો? આમેય મરવાનું છે જ, ને શ્રમ કરવા છતાં યે મરણ તો થવાનું જ છે.'

'પુરુષાર્થ નકામો જાય તો યે પ્રાણનું રક્ષણ કરવું જ રહ્યું. મનુષ્યનાં બધાં કાર્યો પાર પડતા નથી. બીજા મુસાફરોએ મારી પેઠે જીવવાનો, તરવાનો પ્રયાસ ન કર્યો અને તેઓ મરી ગયા; જ્યારે મેં તરવાનો પ્રયાસ કર્યો તો તમારા જેવા દેવનાં મને દર્શન થયાં, હું ય તેમની જેમ ઉદ્યમ કર્યા વિના મર્યો હોત તો તમારા દર્શન ન થાત ! આમ મારો શ્રમ નિષ્ફળ ગયો નથી. અને હજી મારો પ્રયત્ન જારી રાખીશ તો મને અવશ્ય કિનારો મળશે. માટે હું તો તરતો જ રહીશ !'

બોધિસત્ત્વના વચન સાંભળી દેવ પ્રસન્ન થયા અને બોધિસત્ત્વને તેમની ઇચ્છા પ્રમાણે મિથિલા પહોંચાડયા

આમ, તેમને તેમના પુરુષાર્થનું ફળ મળ્યું જ

*

ગિરનારને

નિત્ બહુરૂપી બની રૂપો નવાં નિત્ ધારવાં,
રોજ તારે માનવીનાં મનન્હૃદય બહેલાવવાં! —અનિલ

ભગવાન બુદ્ધની ખ્યાતિ આખા જગતમાં ફેલાયેલી છે. જગતના ઘણા લોકોનું એમનાં જીવન, તત્ત્વજ્ઞાન અને પદ્ધતિ તરફ આકર્ષણ છે. વચ્ચેના સમયમાં એમનું નામ નોંધું લેવાતું; પણ જયંતિ ઉજવાતી હતી. જે વ્યક્તિની જયંતિ અઢી હજાર વર્ષ પછી ઉજવાય એનું આયુષ્ય કેટલું લાંબુ ? આજે પણ હિન્દુઓનાં સત્કાર્ય વખતે કહેવાય છે: 'વૈવસ્વતે મન્વંતરે, બુદ્ધાવતારે'—આ કળિયુગ છે, બુદ્ધાવતારનો સમય છે.

અઢી હજાર વર્ષ પહેલાં ભગવાન બુદ્ધના શિક્ષણનું બીજ વવાયું હતું, હવે તેના અંકુર ફૂટી રહ્યા છે બુદ્ધ ભગવાને સૌથી શ્રેષ્ઠ વાત, સ્પષ્ટ શબ્દોમાં આ કહી:

નહિ વેરેણ વેરાણિ સમ્મન્તીધ કુદાચન,
અવેરેણ ચ સમ્મન્તિ ઍસ ધમ્મો સનન્તનો

ભાઈઓ, આ અનુભવનો સાર છે કે વેરથી વેરનું શમન ક્યારેય થતું નથી અવેરથી જ એ મટે છે. આગને ઠારવા માટે અગ્નિ, તેલ કે ઘી કામ આવતા નથી, એ માટે તો પાણી જ જોઈએ. વેર મટાડવું હશે તો દુશ્મનાવટથી નહીં, પ્રેમથી મટશે !' આ વાત એમણે અત્યન્ત સ્પષ્ટ શબ્દોમા કહી. એમા કેટલું બળ હતુ તેનુ ભાન આજે લોકોને થાય છે. આજે દુનિયામા ચારેતરફ ખેચતાણ ને ઝઘડા ચાલી રહ્યાં છે. એ કેમ મટાડવા એનો વિચાર કરતાં લાગે છે કે બુદ્ધ ભગવાનના શિક્ષણથી જ એ મટશે, એટમબૉમ્બ ને હાઈડ્રોજન બૉમ્બથી એ કામ નહીં થાય બાપુએ પણ એ જ કહ્યું હતુ. નાસ્તિકો પણ ભગવાન બુદ્ધને માને છે, એમની શિખામણને માને છે આજે એમની જરૂરિયાતનુ મનુષ્યને ભાન થઈ રહ્યું છે. અઢી હજાર વર્ષ પહેલાં જે બીજ આ ભૂમિમાં વાવેલું તેને આજે અંકુર ફૂટી રહ્યા છે. ☆

બિહારમાં એક મહાપુરુષ થઈ ગયા એમનું નામ હતું ભગવાન બુદ્ધ. એમણે આપણને વિશ્વવિજયનો એક મંત્ર આપ્યો હતો બિહારની ધરતી પર એ પોતાનો પ્રેમ, કરુણા, અને અવેરનો સંદેશ સંભળાવતા રહ્યા આપણે જોયું કે એ ઉપદેશનુ પરિણામ હિન્દુસ્તાન પર તો આવ્યુ જ, તે સાથે બીજા દેશો પર પણ અસર પડી આજે જ્યારે દુનિયામા હિંસા અને અશાન્તિનું વાતાવરણ ફેલાયેલુ છે ત્યારે એમના વિચારોનું સ્મરણ દુનિયાને વધારે થાય છે બુદ્ધ ભગવાને અઢી હજાર વર્ષ પર કહ્યુ હતુ એ જ પરિણામ પર દુનિયાના બધા વિચારકો આજે પહોચ્યા છે. ભગવાને કહ્યુ છે

અક્કોધેન જિને કોધં અસાધું સાધુના જિને,
જિને કદરિયં દાનેન, સચ્ચેનાલિકવાદિનમ

અક્રોધથી ક્રોધને જીતી શકાય છે સાધુત્વથી અસાધુત્વને જીતી શકાય છે કંજૂસને દાનથી જીતી શકાય છે જુઠાબોલાઓને સત્યથી જીતી શકાય છે'

સામેની વ્યક્તિ ગુસ્સે થઈ હોય ને તેને જીતી લેવી હોય તો આપણામા પરમ શાંતિ હોવી જોઈએ એનામા જેટલો ક્રોધ હોય એટલી જ આપણામાં શાંતિ હોવી જોઈએ શાંતિથી આપણે ક્રોધ પર વિજય મેળવી શકીએ. દુર્બળ લોકો કહે છે તેમ, ભગવાને કોઈના ક્રોધને વશ થવાની વાત નથી કરી, તલવાર જોઈને નાસી જવુ, કાયરતાથી તલવારને શરણે જવા જેવું છે ભગવાને આપણને એક વિજયમંત્ર આપ્યો છે કે ક્રોધને શાંતિથી જીતો સામેવાળાનું શસ્ત્ર લઈને તેના પર હુમલો કરવાથી દુનિયામા શાંતિ નહી આવે. પરશુરામે એ જ પ્રયોગ કર્યો હતો. ઉન્મત્ત ક્ષત્રિયોને બોધપાઠ આપવા

બાળકને માંસનો લોચો સમજી તેના પર તૂટી પડ્યો. ને એની રાડ ફાટી ગઈ એણે રાડારાડ કરી પણ બાજપક્ષી દૂર થયું નહીં, ઊલટું, એની રાડારાડથી આ કિનારે ઊભેલો મોટો છોકરો દોડયો પણ પાણીમાં નાના છોકરાનું શું ગજું? એ ડૂબી ગયો. ને પેલા નાના બાળકને તો પેલા બાજે કયારનું પીંખી નાખ્યું હતું!

જેનો પતિ હમણા મર્યો છે, તેનો ઘા જેને હજુ તાજો છે એવી સ્ત્રીનાં બબ્બે બાળકો પણ એકી સાથે અકાળે મરે તેના શા હાલ થાય? તાજા પ્રસવને કારણે શારીરિક નબળાઈ તો હતી જ, તેમાં આ આઘાતથી તે બહાવરી બની ગઈ આખરે એ એકલી પિયેર જવા લાગી રસ્તે એક માણસ મળ્યો તેને પટાચારાએ પૂછયું: 'ભાઈ તું કયાનો રહીશ છે?'

'બહેન હું શ્રાવસ્તી રહું છું'

પટાચારાએ તેને પોતાના પિયેરના સમાચાર પૂછયા તો તેણે કહ્યું કે, 'તમારાં માતા-પિતા ને ભાઈ ઘરનુ છાપરુ પડી જવાથી એક સાથે મરી ગયાં ને તે સ્મશાનમાં હાલ જ એક સાથે બળે છે.'

એ સાભળતાં જ પટાચારાના રહ્યાસહ્યા હોશ પણ ઊડી ગયા એ સાવ ગાડી બની ગઈ અને આમતેમ રડતી–કકળતી રઝળવા લાગી. એના શરીરે કપડાં યે ન હતાં–કોઈ દયાળુ કપડાં પહેરવા આપતું તો તે ય પટાચારા ફેંકી દેતી. છોકરાઓ એની પાછળ એને ચીડવતા–પથ્થર મારતા ફરતા એવી હાલતમાં એ ફરતી ફરતી જેતવન આવી અને તથાગત ઉપદેશ આપતા હતા તે તરફ જવા લાગી ત્યાં ભિક્ષુઓ 'આ તો ગાંડી છે' કહીને હાંકી કાઢવા લાગ્યા ત્યારે તથાગતે તેમને રોકતાં કહ્યું: 'એને મારી પાસે આવવા દો!' અને પટાચારા જયારે તથાગતની નજીક આવી ત્યારે ભગવાને કહ્યું: 'પટાચારા, શુદ્ધિમાં આવ!'

એટલું કહેતામાં તો ચમત્કાર થયો હોય તેમ તે ધીરેધીરે ભાનમાં આવી. પોતાના શરીરે એક પણ કપડુ ન હોવાથી તે શરમાઈ ગઈ કોઈકે તરત એના શરીર પર કપડું ફેંકયું તે તેણે પહેરી લીધું.

શુદ્ધિ આવતાંની સાથે જ સ્મરણો તાજાં થયા ને એ હૈયાફાટ રડવા લાગી–રડતી રડતી તથાગતની પ્રદક્ષિણા ફરવા લાગી. પાંચ ફેરા ફરી અંતે બુદ્ધ-ચરણે પડી કહેવા લાગી: 'ભગવાન મારી રક્ષા કરો! હું અનાથ છું.'

'પટાચારા, હું તને મારે શરણે લઉં છુ તું રડ નહીં, શોક ન કર. બધાંને મૃત્યુને શરણે જવાનું જ છે. તારા પુત્રો, તારો પતિ, તારાં માતા–પિતા કોઈ તારાં કયારેય કાયમનાં નાથી ન હતાં. શાંતિ માટે તું શીલશોધન કર અને નિર્વાણપંથે જા!'

તથાગતનાં વચનોથી પટાચારાને શાંતિ થઈ ને તેણે પ્રવ્રજયા ગ્રહણ કરી.

તથાગતના ઉપદેશોના શ્રવણ, મનન નિદિધ્યાસનથી તેનો શોક ધીરેધીરે ઓસરી ગયો અને તેણે એટલો તો વિકાસ સાધ્યો કે પંડિતા મનાવા લાગી.

એક દિવસ એ પાણીથી પગ ધોતી હતી પ્રથમ પગ પર પાણી રેડયું તેનો રેલો દૂર ગયો ને પાણી સુકાઈ ગયું ફરી પગ પર થોડુ વધારે પાણી રેડયુ તો તે થોડું વધારે આગળ જઈને સુકાઈ ગયુ, ત્રીજી વાર વધારે પાણી રેડયું તે જરા વધારે આઘે જઈને સુકાઈ ગયું તે જોઈને એને જ્ઞાન થયું: કેટલાંક લોકો પ્રથમના રેલા પેઠે, થોડું જીવી મરી જાય છે, કેટલાંકો બીજી વારના રેલા પેઠે જરા વધારે જીવીને મરે છે, અને બાકીનાં ત્રીજા રેલા પેઠે એથીયે વધારે જીવીને મરે છે–આમ બધાંનું મૃત્યુ તો છે જ—બધું અનિત્ય છે.

તથાગતે એને કહ્યું જ હતું: 'પટાચારા, બધાં પ્રાણીઓ મરણધર્મી છે!'

☆

ખુજ્જુત્તરા કોશામ્બી નરેશ ઉદયનની રાણી શ્યામાવતીની દાસી હતી એનુ નામ તો હતુ ઉત્તરા પણ તે કુબડી હતી એટલે ખુજ્જુત્તરા —કુબ્જા ઉત્તરાને નામે બધા તેને બોલાવતા

એનુ મુખ્ય કામ બજારમાથી રાણી માટે ફૂલ ખરીદવાનુ હતુ રાણી રોજ એને આઠ કાર્ષાપણ—એ નામનો એક સિક્કો—ફૂલ લાવવા માટે આપતી પણ ખુજ્જુત્તરા માત્ર ચાર કાર્ષાપણના જ ફૂલ ખરીદી લાવતી અને ચાર સિક્કા બચાવતી એક દિવસ એ રાણી પાસેથી પૈસા લઈને બજારમા ફૂલ લેવા જતી હતી ત્યા રસ્તે એક સ્થળે એક પાતળા શરીરવાળો છતા તેજસ્વી શ્રમણ સભાને ધર્મોપદેશ દેતો હતો દાસીને થયુ કે લાવ સાભળુ તો ખરી કે શ્રમણ શુ કહે છે! તે ત્યા જઈને સાભળવા લાગી તથાગત કહેતા હતા ગૃહસ્થો, સમ્યક્ દૃષ્ટિ શુ છે? જે માણસ દુરાચરણને ઓળખી લે છે એના મૂળ કારણો જાણી લે છે અને એ રીતે જ્યારે એ સદાચરણ જાણી લે છે, એનુ મૂળ કારણ જાણી લે છે એ વખતની એની દૃષ્ટિ સમ્યક્ કહેવાય છે' દાસી એ સાભળીને વિચારતી વિચારતી આગળ વધી એ દિવસે એણે આઠ કાર્ષાપણના ફૂલ ખરીદ્યા તથાગતનો ઉપદેશ એના હૃદયમા ઊતરી ગયો—એણે ચોરી છોડી દીધી

બસ પછી તો તે હરરોજ આઠ કાર્ષાપણના ફૂલ લાવવા લાગી અને જ્યારે જ્યારે મોકો મળતો ત્યારે ત્યારે તે તથાગતનો ધર્મોપદેશ સાભળવા જતી

[illegible]

એટલા જ પૈસા આપુ છુ, છતા તુ હવે પહેલાથી બમણા ફૂલ કેમ લાવે છે?'

'રાણીજી, પહેલા હુ માત્ર ચાર કાર્ષાપણના જ ફૂલ લાવતી હતી. એક દિવસ હુ ફૂલ લેવા જતી હતી ત્યારે એક સ્થળે તથાગત ધર્મોપદેશ દેતા હતા તે સાભળવા ઊભી તેમણે દુરાચરણ અને સદાચરણ વિશે કહ્યુ તે મારે હૈયે ઊતરી ગયુ—અને ચોરી વિશે મને પશ્ચાત્તાપ થયો ત્યારથી હુ તમે જેટલા પૈસા આપો છો તેટલાના ફૂલ ખરીદી લાવુ છુ એટલે બમણા આવે છે મારી આગલી ભૂલ માટે હુ ક્ષમા ચાહુ છુ'

રાણીને ઉત્તરાનો ખુલાસો સાભળી ઘણો આનદ થયો. આશ્ચર્ય પણ થયુ એક સાધારણ દાસીમા આટલી સચ્ચાઈ! શ્રમણના વચનોનો આટલો બધો પ્રભાવ! રાણીએ કહ્યુ 'ઉત્તરા! જે સદુપદેશ સાભળી તારામા સદ્બુદ્ધિ જાગ્રત થઈ તે સદુપદેશ મને કહી સભળાવ!' અને ઉત્તરાએ તે ઉપદેશ ફરી સભળાવ્યો રાણીએ તે માટે દાસીનો આભાર માન્યો! અને તે દિવસથી તેણે ઉત્તરાને પોતાની માતાના સ્થાને સ્વીકારી

કુબ્જા ઉત્તરા રાજમાતા બની!

એનુ હવે રોજનુ મુખ્ય કામ આ હતુ રોજ તથાગતનો ધર્મોપદેશ સાભળવા જવુ અને તે સાભળી આવીને રાણી તથા તેની બધી દાસીઓને કહી સભળાવવો તે સાભળી રાણી શ્યામાવતીની શ્રદ્ધા તથાગત પ્રત્યે રોજરોજ વધતી જ ગઈ

રોજરોજ તથાગતનો ઉપદેશ સાભળતા ધીરેધીરે ઉત્તરાને તથાગતનો ઉપદેશ કઠસ્થ થઈ ગયો, ને ઘરકામમા રોકાયેલી રહીને જ ઉત્તરાએ બુદ્ધ-શાસન પૂરુ કર્યુ

તથાગતે સ્વમુખે એનુ બહુમાન કરતા શિષ્ય સમુદાયને કહેલુ 'ભિક્ષુઓ! મારી બહુશ્રુત શિષ્યાઓમા ખુજ્જુત્તરા જ સર્વશ્રેષ્ઠ છે!'

માટે, પોતે બ્રાહ્મણ હોવા છતાં હાથમાં શસ્ત્ર લઈને પૃથ્વીને ક્ષાત્રય વિહોણી કરવાનો પ્રયોગ કર્યો. એક વાર ક્ષત્રિયોને હણ્યા, થોડા બાકી રહ્યા હતા તેમને સંહારવા ફરી શસ્ત્ર ઉપાડયું, તોય ક્ષત્રિઓ બાકી રહ્યા ને ફરી શસ્ત્ર ઉપાડયું. આમ એકવીશ વાર એમણે પૃથ્વી ક્ષત્રિયો વિહોણી કરી તોય ક્ષત્રિયો નામશેષ થાય નહીં, કયાંથી થાય? એ પોતે જ તો હાથમાં શસ્ત્ર લઈને ક્ષત્રિ થયા હતા! એમને પોતે જ ક્ષાત્ર થઈ ક્ષત્રિયોની સંખ્યામાં વધારો કર્યો ત્યારે ક્ષત્રિયોનો નાશ શી રીતે થાય? જ્યારે એમણે ક્ષત્રિયત્વનુ બીજ વાવ્યું તો એમાંથી અનંતગણા ક્ષાત્રયો પેદા થાય એ નક્કી જ હતું.

પૂર્વજોના બધા અનુભવો ભગવાન બુદ્ધની સામે હતા. એટલે એમણે સંદેશ આપ્યો કે દુર્જનતાને વશ થવુ નહીં ને તેનાથી ભાગવું પણ નહીં. દુર્જનો પર સત્તા ચલાવવી હોય તો આપણામાં દુર્જનતા પ્રવેશવી ન જોઈએ. દુર્જનતા આપણા હૃદયમાં પ્રવેશશે તો તે આપણા હૃદયને જીતી લેશે. અસાધુત્વ સાધુત્વથી જ પરાજિત થઈ શકે છે. કંજુસાઈ ઉદારતાથી જ દૂર થઈ શકે છે. સત્યથી જ મિથ્યાનો લોપ થઈ શકે. અંધકારથી અંધકાર મટતો નથી, ઊલટો વધારે ઘેરો થાય છે વિદ્યાર્થીના અજ્ઞાનને દૂર કરવા માટે શિક્ષકમાં જ્ઞાન હોવું જોઈએ અજ્ઞાન સામે અજ્ઞાનને ઊભું કરીને આપણે એને દૂર ન કરી શકીએ આ પ્રકારના કંઈક દાખલા આપણે જીવનમાં જોઈએ છીએ.

હું માનું છું કે શંકરાચાર્યે જ ભગવાન બુદ્ધનું કાર્ય આગળ ધપાવ્યું, એટલા માટે એમને 'પ્રચ્છન્ન બુદ્ધ' કહેવામાં આવે છે.

બુદ્ધધર્મનું ઉજ્જવળ આચરણ હિન્દુસ્તાનમાં ઘણું થયું છે. આપણો દાવો નથી કે આપણે બહુ સારી રીતે આચરણ કર્યું, પરંતુ જેટલું યે કર્યું એ પરથી કહી શકાય કે ભગવાન બુદ્ધનો સંદેશ આપણાં જીવનમાં ઊતરી ગયો છે. એમનો મુખ્ય સંદેશ અહિંસાનો હતો. અહિંસા જેટલી અહીં ફૂલી-ફાલી, એટલી બીજા દેશોમા ફૂલી-ફાલી કે નહીં તે આપણે નથી જાણતા. બુદ્ધ ધર્મની દયા, કરુણા અને આપણું આત્મજ્ઞાન—બન્નેને મેળવી શંકરાચાર્યે સ્તોત્ર બનાવ્યું છે, જે એમના મોઢામાં રોજ બોલાય છે એ ષટ્પદી આવી છે:

અવિનયમપનય વિષ્ણો, દમયમનઃ, શમય-
વિષયમૃગ તૃષ્ણામ,
ભૂતદયાં વિસ્તારય, તારય સંસારસાગરતઃ

'ભગવાન તું જ મારી ભૂતદયાનો વિસ્તાર કર' બુદ્ધ ભગવાને પણ ભૂતદયાની જ વાત કરી હતી. એટલા માટે હિન્દુધર્મ 'બ્રહ્મવિજ્ઞાન' અને 'ભૂતદયા' એ શબ્દોથી પારખી શકાય છે એમા જ હિન્દુધર્મ અને બુદ્ધધર્મનો સાર છે.

卐

ભગવાન તથાગત શ્રાવસ્તીના જેતવનારામમાં રહેતા પણ આસપાસનાં પ્રદેશોમાં તેઓ વારંવાર વિહાર કરવા જતા. એમની ગેરહાજરીમા એમના પ્રત્યેની ભક્તિ-પૂજા વ્યક્ત કરી શકાય એવું કંઈ થાય તો સારું એવું અનાથપિંડિકને લાગ્યુ. પોતાનો વિચાર તેમણે આનંદને જણાવ્યો આનંદને એ ગમી ગયો. ગયાના બોધિવૃક્ષની ડાળ લાવીને અહીં રોપીએ તો એમ થઈ શકે એવું આનંદને લાગ્યું. મૌગલ્લાનની સહાયથી આનંદે તેમ કરવા માટે ભગવાન તથાગતની મંજૂરી મેળવી લીધી; અને શ્રદ્ધા ને વિધિપૂર્વક ગયાના બોધિવૃક્ષની ડાળ લાવી જેતવનના પ્રવેશદ્વાર આગળ આનંદે વિધિપૂર્વક રોપી આનંદના કહેવાથી તથાગતે એની નીચે એક રાત સમાધિ અવસ્થામાં ગાળી. જેતવનમાં જનાર પ્રત્યેક જણ એ બોધિવૃક્ષની પૂજા કરતું. આનંદે એ રોપ્યું માટે એવું નામ 'આનંદ-બોધિ' પડયું

# ધર્મસેનાપતિ સારિપુત્ર

રતિલાલ—અનિલ



સારિપુત્રનો જન્મ મગધદેશના રાજગૃહ નગર પાસેના ઉપતિષ્ય ગામમા, બ્રાહ્મણ કુળમા થયો હતો પિતાનુ નામ વગન્ત અને માતાનુ નામ રૂપસારિ હતુ

સારિપુત્રને ત્રણ ભાઈ ને ત્રણ બહેન હતી સૌમા એ વડા હતા

સારિપુત્ર નાનપણથી જ વિચારશીલ હતા—પાસેના કોલિત ગામમા મહામોગલ્લાન નામે તેમનો ઈષ્ટમિત્ર રહેતો હતો બને સરખા જ ધર્મજિજ્ઞાસુ હતા

બને એક દિવસ પાસેના ગામમા નાટક થતુ હતુ તે જોવા ગયા તે જોયા પછી બનેને લાગ્યુ કે આ સસાર પણ એક નાટક જ છે અને તે અતે અસાર જ છે માટે ઘર છોડીને સાધુ થઈ જવુ જ યોગ્ય છે નાની ઉમરે જ સસારની અસારતા એમને સમજાઈ ગઈ

તે કાળે દેશમા અનેક મહતો ઠેરઠેર આશ્રમો સ્થાપીને વિશાળ શિષ્યસમુદાય સાથે રહેતા. સારિપુત્ર અને મોગ્ગલ્લાન સજય નામના પરિવ્રાજક પાસે જઈને શિષ્ય થઈને રહ્યા બનેએ ત્યા કઠોર સાધના કરી પણ શાતિ ન મળી એટલે બનેએ આશ્રમ છોડયો. બનેને જ્ઞાન પ્રાપ્તિની લગની લાગી હતી, અતિમ સત્યની પ્રાપ્તિ કરવી હતી. તેની શોધ માટે બનેએ નક્કી કર્યું કે આપણે સત્યની શોધમા અલગ અલગ નીકળી પડવુ જેને સૌ પ્રથમ જ્ઞાન પ્રાપ્તિ થાય તેણે બીજાને મળી તેની જાણ કરવી અને બને છૂટા પડયા

સારિપુત્રે કિકુશલગવેષી (કયો માર્ગ સાચો છે તે શોધનાર) થઈને ભારતવર્ષમા ફરવા માડયુ ફરતા ફરતા વર્ષો વહી ગયા પણ હૃદયને શાતિ ન થઈ કઈ કેટલાયે આશ્રમો જોઈ નાખ્યા, કઈ કેટલાય સત-મહતોનો સમાગમ સાધ્યો, ઘણે વેદાનુ શ્રવણ, મનનને નિદિધ્યાસન કર્યું પણ તેથી હૃદયની અતૃપ્તિ મટી નહી એમ એક દિવસ સારિપુત્ર રાજગૃહ નગરની ગલીઓમા ફરતા હતા ત્યાં જોયુ કાષાય વસ્ત્ર ધારણ કર્યાં છે, તે સારુ-સુતરુ છે અને એવી રીતે પહેર્યા છે કે જાણે ઈન્દ્રિયસયમથી દેહને ઢાક્યો છે, એવા એક ભિક્ષુને જોયો. તેની નજર નમેલી હતી, તેનુ વ્યક્તિત્વ, ચાલવની રીત બધામાથી પ્રશાત ભરતીય આધ્યાત્મિકતા પ્રગટ થતી હતી તેને જોતા જ સારિપુત્ર તેના પ્રત્યે આકર્ષાયા. તે સાધુ પાસે જઈ તેમણે તેને પૂછયુ 'ભિક્ષુ તમારી ઈન્દ્રિયો પ્રસન્ન છે, કાન્તિ શુદ્ધ છે, વાન ઊજળો છે ભિક્ષુ! તમે કોને ગુરુ માનીને સાધુ થયા છો? તમારો શાસ્તા—શાસક—કોણ છે? તમે કયા પથને માનો છો?'

'ભિક્ષુ! મહાશ્રમણ તથાગત મારા ગુરુ છે, એ જ મારા શાસ્તા છે એમના જ પથને હું માનુ છું'

'આયુષ્યમાન! તમારા ગુરુનો શો મત છે?'

'ભિક્ષુ! હુ હાલમા જ સાધુ થયો છુ, એટલે વિસ્તારથી તો એ વિશે ન કહી શકુ'

તો ટૂકમા કહો'

'સાભળો ત્યારે હેતુથી ઉત્પન્ન થનાર બધી વસ્તુઓનો તથાગત હેતુ બતાવે છે, અને એનો જે નિરોધ છે તે પણ સાથે બતાવે છે એ જ

મહાશ્રમણનો મત છે.'

સારિપુત્રને લાગ્યું કે હુ જે વર્ષોથી શોધું-છુ તે આ જ છે. પેલા સાધુ–અશ્વજિત એનું નામ હતું–નો આભાર માની સારિપુત્ર છુટા પડયા અને ઝટઝટ મિત્ર મોગલ્લાનને આપેલા વચન પ્રમાણે, મળવા ગયા. મોગલ્લાને એને આઘેથી આવતા જોઈ પૂછયું: 'મિત્ર, તારી ઇન્દ્રિયો પ્રસન્ન છે, કાન્ત શુદ્ધ ને વર્ણ ઊજળો છે મિત્ર, તે અમૃત તો નથી પીધુ ને?'

'હા, મિત્ર મેં અમૃત જ પીધુ છે!'

'તે તે કેવી રીતે મેળવ્યુ?'

સારિપુત્રે બધી વાત કરી મોગલ્લાને તરત કહ્યુ "'ચાલો આપણે હમણાં જ શાસ્તા પાસે જઈએ!'

'ના પહેલા આપણે આપણા પ્રથમ ગુરુ સંજય પાસે જઈએ અને એમને પણ પુણ્યના ભાગીદાર બનાવીએ'

અને બને સજય પાસે ગયા અને કહ્યુ 'ચાલો તથાગત પાસે જઈએ!'

'સારિપુત્ર! તું અહીં જ રહી જા! તને મારુ મહતપદ આપીશ!'

પણ જેણે ચાળીસ કરોડની બાપિકી સપત્તિ સ્વેચ્છાએ ત્યાગી છે તે એવા લોભમા પડે? અને, અઢીસો ભિક્ષુઓને લઈને બને તથાગત પાસે રાજગૃહ નજીક વેણુવનમા ગયા

બેઉને દૂરથી આવતા જોઈ તથાગતે કહ્યુ· 'ભિક્ષુઓ! આ બે મિત્રો સારિપુત્ર અને મોગલ્લાન આવે છે તે મારા અગ્ર શિષ્ય થશે!'

મોગલ્લાન ને સારિપુત્રે આવતા સાથે જ તથાગતને સાષ્ટાગ નમસ્કાર કરી પ્રાર્થના કરી 'ભન્તે! ભગવાન! અમને પ્રવ્રજ્યા આપો! ભગવાન અમને ઉપસંપદા આપો!'

'આવો ભિક્ષુઓ! આ ધર્મ સુવિખ્યાત છે,
.ખનો નાશ કરવા બ્રહ્મચર્યનુ
તથાગતે આ શબ્દોથી તેમને
'પદા આપી.

: તથાગતે કહ્યુ હતું તેમ બનેએ ધીરેધીરે બૌદ્ધ સંઘમા ઊંચુ સ્થાન પ્રાપ્ત કર્યું. તથાગતે વિસ્તારેલા ધર્મસામ્રાજ્યના સારિપુત્ર ધર્મસેનાપતિ થયા બૌદ્ધ સઘમાં એમનુ સ્થાન તથાગત પછી પ્રથમ હતું. ખુદ તથાગતે સ્વમુખે સારિપુત્રની ઘણી વાર પ્રશંસા કરી છે એક વાર તથાગતે કહેલુ: 'ભિક્ષુઓ! અગર કોઈને વિશે ખાત્રીથી એમ કહી શકાય કે તે આર્યશીલ પર પ્રભુત્વ ધરાવે છે, તેણે પારમિતા પ્રાપ્ત કરી છે, આર્યવિમુક્તિ પર પ્રભુત્વ મેળવ્યું છે, પરિપૂર્ણતા પ્રાપ્ત કરી છે તો તે સારિપુત્રને વિશે જ........ભિક્ષુઓ! તથાગતે ચલાવેલ ધર્મચક્રને સારિપુત્ર જ અનુપ્રવર્તિત કરી રહેલ છે. ... .. ભિક્ષુઓ! સારિપુત્ર સિવાય મને બીજુ કોઈ એવું નથી જણાતુ જે મે ચલાવેલા ધર્મચક્રને ફરી ચલાવે. ભિક્ષુઓ! સારિપુત્ર જ મેં પ્રવર્તાવેલા ધર્મ ચક્રને બરાબર રીતે ચલાવી શકે છે.'

સારિપુત્રની આટલી મહત્તા હોવા છતા તે સાવ નિરાભિમાની હતા. એમને સૌથી પ્રથમ મળેલો બૌદ્ધભિક્ષુ અશ્વજિત હતો. એનો ભેટો ન થયો હોત તો કદાચ સારિપુત્ર બૌદ્ધ-ધર્મ પ્રત્યે આકર્ષાત નહી બૌદ્ધ ધર્મમા થયેલા પોતાનુ પ્રવેશનું શ્રેય સારિપુત્ર અશ્વજિતને આપતા, પોતે બૌદ્ધ સઘમાં આટલું ઊંચુ સ્થાન પામ્યા છતા અશ્વજિત પ્રત્યે તેમને ખૂબ જ પૂજ્યભાવ હતો. સારિપુત્ર અશ્વજિત હોય તે જ દિશામા માથુ રાખી તેને વદના કરીને જ શયન કરતા.

સારિપુત્ર તથાગત કરતા ઉમરે મોટા હતા છતા એવી મોટાઈ તેમને કદાપિ સ્પર્શી નહી

તથાગતે ઉરુવેલામા છ વર્ષ આકરી તપશ્ચર્યા કરી ત્યારથી એમને વાંસામાં વાનુ દર્દ લાગુ પડયું હતું, તેથી એકધારુ લાંબો સમય બેસવાથી પીઠમા દુખાવો થતો ત્યારે તથાગત કહેતા "'સારિપુત્ર! તું ભિક્ષુઓને ધર્મોપદેશ આપ. મારી પીઠમા દર્દ થાય છે. હુ આરામ કરીશ'

સારિપુત્રના બધાં ભાઈ-બહેનો તેમની પેઠે જ પ્રવ્રજ્યા લઈ ભિક્ષુ-ભિક્ષુણી થયા હતા. તેથી માતા રૂપસારિને ઘણું દુઃખ થયું તે પોતાનું ઘર છોકરાછૈયાંથી ભર્યુ ભર્યું જોવા માગતી હતી. તે તો સૌના ગૃહત્યાગથી ઉજ્જડ થઈ ગયું હતું. તેથી તેને બૌદ્ધધર્મ પ્રત્યે રોષ પણ હતો. અને તેથી પુત્રની મહત્તા રૂપસારિને દેખાઈ નહીં.

ચાળીસ વર્ષ સુધી ધર્મ સામ્રાજ્યનું સેનાપતિ પદ કુશળતાથી સાચવ્યા પછી સારિપુત્રને પરિનિર્વાણ નજીક લાગ્યું ત્યારે શ્રાવસ્તી જઈને તથાગત પાસે વિનમ્રપણે આજ્ઞા માગી : 'ભન્તે! ભગવાન! મને આજ્ઞા આપો! મારું પરિનિર્વાણ, મોક્ષ નજીક છે. આયુસંસ્કાર પૂરા થયા...'

'ક્યાં પરિનિર્વાણ પામીશ?'

'ભન્તે! જ્યાં મારો જન્મ થયો તે ઘરમાં.'

'સારિપુત્ર! યોગ્ય લાગે તેમ કર.'

સારિપુત્રે બન્ને હાથે તથાગતના ચરણસ્પર્શ કરતાં કહ્યું : 'ભન્તે! આ ચરણોની વંદના માટે અનેક જન્મો લઈને અસંખ્ય પારમિતાઓ પૂરી કરી. હવે આપણો જન્મ નથી આ આપણું છેલ્લું મિલન-દર્શન છે. હવે હું નિર્વાણપુર જાઉં છું, મારાથી જો કાયિક, વાચિક દોષ થયા હોય તે માટે તથાગત મને ક્ષમા કરે!'

'સારિપુત્ર! ક્ષમા કરું છું! મને ન ગમે એવું તારું એકે કાર્ય નથી'

અને સારિપુત્ર પાછલા પગે વિદાય થવા લાગ્યા-ધમ્મસેનાપતિના સન્માન માટે તથાગત ઊઠીને ગન્ધકુટી સામે આવ્યા. સારિપુત્રે ત્રણ વાર તથાગતની પ્રદક્ષિણા ફરી ચાર અંગોથી વંદના કરી. 'ભગવાન! આ આપણું છેલ્લું મિલન છે.' અને ધીરેધીરે વિદાય થયા

સમસ્ત ભિક્ષુસંઘ શોકમાં ડૂબી ગયો.

સારિપુત્ર ઘરે ગયા ત્યારે રૂપસારિએ માન્યું કે 'મારો પુત્ર પાછો ઘર માંડશે!' એ વિચારે એ રાજી થઈ પણ પુત્ર તો પરિનિર્વાણ માટે આવ્યો છે એ જાણી એનો આનંદ શોકમાં પલટાઈ ગયો.

સારિપુત્રને અતિસાર થયો. પરિનિર્વાણ નજીક લાગ્યું ત્યારે સારિપુત્રે ભિક્ષુ સંઘને બોલાવી સૌની ક્ષમા માગી અને મોઢે કપડું ઓઢી પડખાભેર સૂતા તથાગતની પેઠે જ સારિપુત્ર પણ ધ્યાનાવસ્થામાં પરિનિર્વાણ પામ્યા

સારિપુત્રના નાના ભાઈએ એમની અંતિમ ક્રિયા કરી અને એમના વસ્ત્રો, ભિક્ષાપાત્ર અને અસ્થિઓ લઈ જઈને તથાગતને અર્પણ કર્યાં.

અસ્થિઓ હાથમાં લઈને તથાગતે કહ્યું: 'ભિક્ષુઓ! એ મહાપ્રજ્ઞાવાન ભિક્ષુ હતા, અલ્પેચ્છુ, સંતુષ્ટ, પાપ-નિંદક, ઉદ્યોગી હતા. ભિક્ષુઓ! મહાપ્રાજ્ઞના અસ્થિઓ જુવો! ભિક્ષુઓ! નિર્વાણ પામેલા સારિપુત્રને વંદના કરો!

'ભિક્ષુઓ! જે પાંચસો જન્મ સુધી મનોરમ ભોગો છોડીને પ્રવ્રજિત થતા રહ્યા, એ વીતરાગ, જિતેન્દ્રિય, નિર્વાણ-પ્રાપ્ત સારિપુત્રને વંદના કરો!

'ભિક્ષુઓ! જેમ ભાંગેલા શિંગડાવાળો આખલો નગરમાં કોઈને કશી હરકત-ઈજા કર્યા વિના વિચરે તેમ જ સારિપુત્ર વિચરતા હતા. ભિક્ષુઓ! નિર્વાણ-પ્રાપ્ત સારિપુત્રને વંદના કરો!

'ભિક્ષુઓ! જેમ મોટું ઝાડ ઊભું રહે અને તેની મોટી ડાળ તૂટી જાય, એ જ રીતે ભિક્ષુઓ! તથાગત ભિક્ષુસંઘમાં રહ્યા છતાં સારિપુત્ર પરિનિર્વાણ પામ્યા, અદ્ભુત છે ભિક્ષુઓ! તથાગતને શોક નથી ભિક્ષુઓ! જે ભૂત છે, ગત છે તે ફરી ક્યાંથી મળે? એટલા માટે ભિક્ષુઓ! આત્મદીપ, આત્મશરણ, અનન્યશરણ થઈને વિહરો!'

કાર્તિકી પૂનમે સારિપુત્રના પરિનિર્વાણ પછી કાર્તિકી અમાસે શ્રાવસ્તીના જ ગામમાં મહામોગ્ગલ્લાન ધ્યાન ધરતા હતા ત્યારે લુટારાઓએ તેમને મરણતોલ માર માર્યો તેથી મહામોગ્ગલ્લાન પણ પરિનિર્વાણ પામ્યા * * *

ભગવાન તથાગતનુ સ્મરણ કરી પોતાને બચાવી લેવા પ્રાર્થના કરી, તથાગતને આખા બનાવની જાણ થઈ ગઈ અને તથાગતે પોતાના પુણ્યબળે માતંગીની મેલીવિદ્યાના પ્રયોગમાથી આનંદને બચાવી લીધા–આનંદ માતંગીને ત્યાથી સુખરૂપ ચાલી નીકળ્યા માતંગી ને તેની કન્યા અસહાય બની જોતા રહ્યા।

આનંદે આવીને તથાગતને બધી વાત કહી

ચાડાલ કન્યાને આનંદ વિના ચેન પડ્યુ નહી એ તો આનંદની શોધમા બીજે દિવસે નીકળી પડી આનંદ ભિક્ષા માટે વિહારમાથી નીકળ્યા તો તેમની પાછળ પાછળ તે ગઈ આનંદે એનાથી દૂર થવા બહુ પ્રયત્ન કર્યા પણ સફળતા મળી નહી આનંદ ભિક્ષાટન કરી પાછા ફર્યા ત્યારે તે પણ પાછી ફરી ને વિહારને દરવાજે ઊભી રહી એને આશા હતી કે આનંદ અવશ્ય આવશે. પણ તે તો ન આવ્યા ચાડાલિકા પોતાની નિષ્ફળતાથી ખૂબ રડી અને થાકીને ઘરે ચાલી ગઈ

આનંદે તથાગતને કહ્યુ 'ભગવાન, પેલી ચાડાલકન્યા આજે મારી પાછળ પાછળ અહી સુધી આવી હતી.'

તથાગતે ચાડાલિકાને તેડી મગાવી તે તો તરત આવી. તથાગતે પૂછ્યુ 'તુ આનંદની પાછળ પાછળ કેમ ફરે છે? તુ શુ ચાહે છે?'

'મને ખબર પડી છે કે આનંદ કુવારા છે, અને હુ યે કુવારી છુ મારે એમની પત્ની થવુ છે'

'આનંદ ભિક્ષુ છે, એના માથે વાળ નથી ને તુ તો વાળ રાખે છે જો તુ તારા વાળ મુડાવી નાખે તો આનંદ સાથે તને પરણાવુ તથાગતે કહ્યું

'હુ મારુ માથુ મુડાવીશ'

'તારી માની આજ્ઞા લઈને માથુ મુડાવીને આવ!'

ચાડાલિકા તો હરખઘેલી ઘરે જઈને માને કહેવા લાગી 'મા, તુ મને આનંદ સાથે પરણાવી ન શકી પણ તથાગતે મને હા પાડી. પણ તે એક શરતે–માથુ મુડાવીને જાઉ તો!'

'દીકરી, તને આ શુ ઘેલુ લાગ્યુ છે? એ ભિક્ષુને પરણીને તુ શુ સુખી થવાની હતી? અને આવા સરસ વાળ કઈ અભાગણી હાથે કરીને મુડાવે?'

'મા, સારુ કે ખરાબ જે હોય તે તને તારી દીકરી વહાલી હોય તો હુ કહુ તેમ કર'

આખરે નિરુપાયે માએ દીકરીના શિરકેશ કાળજે પથ્થર મૂકીને કાપી નાખ્યા

ચાડાલિકા ફરી તથાગત પાસે ગઈ

'તુ આનંદને ચાહે છે એ ખરુ, પણ એના શરીરના કયા ભાગને ચાહે છે?' તથાગતે પૂછ્યુ

'હુ આનંદની આખોને ચાહુ છુ નાકને ચાહુ છુ મોને ચાહુ છુ શબ્દને ચાહુ છુ, ચાલને ચાહુ છુ

'પણ તને ખબર છે? આખમા આસુ છે નાકમા લીટ છે મોમા થૂક છે કાનમા મેલ છે, શરીરમા મળ મૂત્ર છે સ્ત્રી–પુરુષના સહવાસથી સતાન જન્મે છે અને જ્યા જન્મ છે ત્યા મૃત્યુ પણ છે અને જ્યા મૃત્યુ છે ત્યા શોકવિલાપ પણ છે કહે એવા શરીરથી તને શો લાભ થવાનો?' તથાગતે પૂછ્યુ

ચાડાલિકા, તથાગતના વચનો પર જેમજેમ વિચારતી ગઈ તેમતેમ એના અતરચક્ષુ ખૂલતા ગયા જ્ઞાનનો પ્રકાશ લાધતો ગયો. શરીરનુ વાસ્તવિક સ્વરૂપ એના ધ્યાનમા આવી ગયુ ને એના મનનો બધો મેલ દૂર થઈ ગયો–એ અર્હત થઈ ગઈ–જેને માટે ભિક્ષુઓને કેટકેટલી આકરી તપશ્ચર્યા વરસો સુધી કરવી પડે છે!

અને ત્યારે તથાગતે કહ્યુ 'હવે તુ આનંદ પાસે જઈ શકે છે!'

એ સાભળતા જ ચાડાલિકા તથાગતના ચરણોમા પડીને કહેવા લાગી 'ભગવાન, હુ આનંદની પાછળ નહી પણ અજ્ઞાનતાની પાછળ પડી હતી, હવે તો અધકારમા પ્રકાશ થાય

ભગવાન તથાગતનુ સ્મરણ કરી પોતાને બચાવી લેવા પ્રાર્થના કરી, તથાગતને આખા બનાવની જાણ થઈ ગઈ અને તથાગતે પોતાના પુણ્યબળે માતગીની મેલીવિદ્યાના પ્રયોગમાથી આનદને બચાવી લીધા–આનદ માતગીને ત્યાથી સુખરૂપ ચાલી નીકળ્યા માતગી ને તેની કન્યા અસહાય બની જોતા રહ્યા!

આનદે આવીને તથાગતને બધી વાત કહી

ચાડાલ કન્યાને આનદ વિના ચેન પડયુ નહી એ તો આનદની શોધમા બીજે દિવસે નીકળી પડી આનદ ભિક્ષા માટે વિહારમાથી નીકળ્યા તો તેમની પાછળ પાછળ તે ગઈ આનદે એનાથી દૂર થવા બહુ પ્રયત્ન કર્યા પણ સફળતા મળી નહી આનદ ભિક્ષાટન કરી પાછા ફર્યા ત્યારે તે પણ પાછી ફરી ને વિહારને દરવાજે ઊભી રહી એને આશા હતી કે આનદ અવશ્ય આવશે પણ તે તો ન આવ્યા ચાડાલિકા પોતાની નિષ્ફળતાથી ખૂબ રડી અને થાકીને ઘરે આવી ગઈ

આનદે તથાગતને કહ્યુ 'ભગવાન, પેલી ચાડાલકન્યા આજે મારી પાછળ પાછળ અહી સુધી આવી હતી.'

તથાગતે ચાડાલિકાને તેડી મગાવી તે તો તરત આવી. તથાગતે પૂછ્યુ 'તુ આનદની પાછળ પાછળ કેમ ફરે છે? તુ શુ ચાહે છે?'

'મને ખબર પડી છે કે આનદ કુવારા છે, અને હુ યે કુવારી છુ મારે એમની પત્ની થવુ છે'

'આનદ ભિક્ષુ છે, એના માથે વાળ નથી ને તુ તો વાળ રાખે છે જો તુ તારા વાળ મૂડાવી નાખે તો આનદ સાથે તને પરણાવુ' તથાગતે કહ્યુ

'હુ મારુ માથુ મૂડાવીશ'

'તારી માની આજ્ઞા લઈને માથુ મૂડાવીને આવ!'

ચાડાલિકા તો હરખભેર ઘરે જઈને માને કહેવા લાગી 'મા, તુ મને આનદ સાથે પરણાવી ન શકી પણ તથાગતે મને હા પાડી, પણ તે એક શરતે–માથુ મૂડાવીને જાઉ તો!'

'દીકરી, તને આ શુ ઘેલુ લાગ્યુ છે? એ ભિક્ષુને પરણીને તુ શુ સુખી થવાની હતી? અને આવા સરસ વાળ કઈ અભાગણી હાથે કરીને મૂડાવે?'

'મા, સારુ કે ખરાબ જે હોય તે તને તારી દીકરી વહાલી હોય તો હુ કહુ તેમ કર.'

આખરે નિરુપાયે માએ દીકરીના શિરકેશ કાળજે પથ્થર મૂકીને કાપી નાખ્યા

ચાડાલિકા ફરી તથાગત પાસે ગઈ

'તુ આનદને ચાહે છે એ ખરુ, પણ એના શરીરના કયા ભાગને ચાહે છે?' તથાગતે પૂછ્યુ

હુ આનદની આખોને ચાહુ છુ નાકને ચાહુ છુ મોને ચહુ છુ શબ્દને ચાહુ છુ, ચાલને ચહુ છુ

પણ તને ખબર છે? આખમા આસુ છે, નાકમા લીટ છે મોમા થૂક છે કાનમા મેલ છે, શરીરમા મળ મૂત્ર છે સ્ત્રી–પુરુષના સહવાસથી સતાન જન્મે છે અને જ્યા જન્મ છે ત્યા મૃત્યુ પણ છે, અને જ્યા મૃત્યુ છે ત્યા શોકવિલાપ પણ છે કહે એવા શરીરથી તને શો લાભ થવાનો?' તથાગતે પૂછ્યુ

ચાડાલિકા, તથાગતના વચનો પર જેમજેમ વિચારતી ગઈ તેમતેમ એના અતરચક્ષુ ખૂલતા ગયા જ્ઞાનનો પ્રકાશ લાધતો ગયો. શરીરનુ વાસ્તવિક સ્વરૂપ એના ધ્યાનમા આવી ગયુ ને એના મનનો બધો મેલ દૂર થઈ ગયો–એ અર્હત થઈ ગઈ–જેને માટે ભિક્ષુઓને કેટકેટલી આકરી તપશ્ચર્યા વરસો સુધી કરવી પડે છે!

અને ત્યારે તથાગતે કહ્યુ 'હવે તુ આનદ પાસે જઈ શકે છે!'

એ સાભળતા જ ચાડાલિકા તથાગતના ચરણોમા પડીને કહેવા લાગી 'ભગવાન, હુ આનદની પાછળ નહી પણ અજ્ઞાનતાની પાછળ પડી હતી, હવે તો અધકારમા પ્રકાશ થાય

તેનું મારું મન પ્રબુદ્ધ થઈ ગયું છે. નાવ ડૂબ્યા પછી નાવિક કિનારે પહોંચી જાય તેવી મારી સ્થિતિ છે એક અસહાય વૃદ્ધને કોઈનો ટેકો મળી જાય, અંધને દ્રષ્ટિ મળી જાય તેવી મારી સ્થિતિ છે. ભગવાન, તમે સદ્ઉપદેશ દ્વારા મને જગાડી છે!'

ત્યાં હાજર હતા તે સૌને ચાડાલિકાના ચમત્કારિક હૃદયપલટાથી આશ્ચર્ય થયું જો કે તથાગતે તો ગાંડા હાથીને શાંત કર્યો હતો, અંગુલિમાલ લૂંટારાને પણ પલટાવ્યો હતો, એટલે ચાડાલિકાનો હૃદયપલટો થયો તેમાં આશ્ચર્ય નથી પણ તેની મા જાદુ મેલીવિદ્યા જાણતી હતી છતાં દીકરીને અર્હત્વ કેમ પ્રાપ્ત થયું એ જ સૌને માટે આશ્ચર્યનો વિષય હતો તે જોઈ ભગવાન તથાગતે ભિક્ષુઓને પૂછ્યું પણ ખરું :

'શું તમે આ છોકરી વિશે જાણવા માગો છો?'

'હા ભન્તે!' ભિક્ષુઓએ જવાબ આપ્યો

'આ માતંગ કન્યા પાંચસો પૂર્વજન્મોમાં આનંદની પત્ની રહી છે— એ પાંચસો જન્મોમાં બંનેમાં પ્રેમ રહ્યો હતો. હવે બુદ્ધ શાસનમાં બંનેને અર્હત્વ પ્રાપ્ત થયું હોવાથી બંને ભાઈબહેન તરીકે મળે છે આ ધર્મનો પ્રભાવ છે એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ જ નથી.'

ભગવાનનો ખુલાસો સાંભળી સૌને પરમ સંતોષ થયો

## મધ્યમ મારગ

ભજન

હો ભાઈ. તમે અતિના મોહને નિવારો રે,
એ વિણ શાતા નહિ રે મળે હોજી

ઝૂંપડી કાંઠે રોપટો વાવ્યો, એનો લેવા ચાહ્યો ફળભાર,
અતિશયતાએ એને જળથી બાળ્યો કે અવિરત સીંચી ધાર.
ફળ રહ્યાં આઘાં ને બળી ગયો રોપો
એવો છોડો અતિનો હેકારો રે,
એ વિણ શાતા નહિ રે મળે હોજી

સાધન મળિયું જે ભવજળ તરવાને કૃશ કીધી એ કાય,
જર્જર દેહણીમાં કહેશો હો ભાઈ, મારા ધૃત તે કેમ મચવાય?
હોય પ્રમાદી કે થાય શ્રમિત, શું એ
તારશે તારો, વિચારો રે,
એ વિણ શાતા નહિ રે મળે હોજી

અતિશયતા જ્યારે જોર કરે ને જ્યારે આચાર ટાળે વિચાર,
તર્ક કરીને અંતે તનડું એમી રહે નિષ્ક્રિયતાને માની સાર;
બુદ્ધજન એ ત્યારે બોધ દીએ કે
તમે મધ્યમ મારગ ધારો રે,
એ વિણ શાતા નહિ રે મળે હોજી

યુગ યુગની જેવી ઝંખના ભાઈ, એવા ઈશ ધરે રે અવતાર,
પાપ વધ્યાં છે, આજે વધી પડયો છે પ્રભુ, પૃથ્વી પે ભયનો ભાર
કહે સરોદ. હવે દેહ ધરીને હરિ.
ભયનો આ ભાર ઉતારો રે,
એ વિણ શાતા નહિ રે મળે હોજી
સરોદ

# માયાં-દુ:ખનું મૂળ

ગૌતમ બુદ્ધ શ્રાવસ્તી નગરીમા વિશાખાના વિશાળ મહેલમાં રોકાયા હતા ત્યારની આ વાત છે

દરરોજ નિયત સમયે બુદ્ધની સેવામા હાજર થઈ ધર્મનો ઉપદેશ સાભળવાનો વિશાખાનો નિયમ હતો, અને તે ચીવટાઈથી એ નિયમ પાળતી પણ ખરી. પરંતુ એક દિવસે એવુ બન્યુ કે, વિશાખાની લાડકી પૌત્રી મૃત્યુ પામી, અને એના શોકથી ભાનભૂલી થયેલી વિશાખા સ્નાન કર્યા પછી તરત જ પોતાના ભીના વસ્ત્રો અને ભીના વાળ સહીત જ, કસમયે બુદ્ધ પાસે આવી લાગી.

એનું ગ્લાનિપૂર્ણ વદન જોઈ બુદ્ધે પૂછ્યુ 'વિશાખા, આજે આવા કસમયે ભીના વસ્ત્ર અને વાળ સહિત કેમ આવવુ થયુ ?'

'ભગવાન!' વિશાખાએ કહેવા માડ્યુ 'આજે મારી વહાલી અને લાડકી પૌત્રી મૃત્યુ પામી છે, અને એટલા જ માટે હુ આ દશામા તમારી સમક્ષ હાજર થઈ છું '

'તારી પૌત્રીના મૃત્યુથી તને દુ ખ થયુ છે, ખરુ ને ?'

'હા'

'ત્યારે—'બુદ્ધ કહ્યુ, 'શ્રાવસ્તીમા જેટલા લોક વસે છે તેટલા તારા સતાનો હોય તો તને ગમે ખરુ ?'

'હા.' વિશાખાએ કહ્યુ

'પણ શ્રાવસ્તીમા રોજના કેટલા માણસોનુ મૃત્યુ થતુ હોવાનુ તુ ધારે છે ?'

કયારેક દસ કે નવ, કયારેક આઠ કે પછી સાત—' વિશાખાએ કહેવા માડ્યું. 'શ્રાવસ્તીમા દરરોજ ઓછામા ઓછુ એકનુ મૃત્યુ તો થાય જ છે '

'ત્યારે તને શું લાગે છે ? એ સ્થિતિમા તુ ઘડીભરને માટે પણ ભીના વસ્ત્ર અને ભીના વાળ વગરની રહી શકીશ કે ?'

'નહી સ્તો'

'ત્યારે યાદ રાખ વિશાખા ! 'બુદ્ધ ભગવાને કહ્યુ, જેને સો ચીજોની માયા લાગી હોય તેને સો દુ ખો પણ હોય છે અને જેને એક જ ચીજની માયા હોય તેને પણ એક દુ ખ તો હોવાનુ જ હા, જેના દિલમા માયા જેવુ કશુ હોતુ નથી તેમને કશુ દુ ખ પણ હોતુ નથી અને તેથી જ હુ કહુ છુ કે, એવા જ લોકો દુ ખમુક્ત, વિષયમુક્ત અને શાત છે '

☆

બુદ્ધવાણી

• સાચી રીતે કેળવાયેલું આપણું મગજ આપણી જેવી સેવા કરી શકે છે તેવી સેવા તો આપણાં મા બાપ કે સગાંસંબધીઓ પણ કરી શકતાં નથી

• પુષ્પને જરા યે હાનિ પહોંચાડયા વિના તેમાંથી રસ ચુસીને ઊડી જતી મધમાખીની જેમ ભિક્ષુને તેના ગામમા રહેવા દો

• શિક્ષાથી બધા લોકો ધ્રુજે છે, મૃત્યુથી ડરે છે અને યાદ રાખો કે, તમે પણ તેઓમાંના જ એક છો માટે કોઈને કષ્ટ દેશો નહીં, કોઈનો વધ કરશો નહી

• નિરંતર બળતી આ દુનિયામાં હાસ્ય અને આનંદ કેવાં ?

• અધકારમાં ઘેરાયેલા એવા તમે પ્રકાશની શોધ નથી કરતા ?'

• દૂર કે કાંઈ ફગેલા સૂકાં પાંદડાં જેવા આ હાડકાં જોયા પછી જીવનમાં કયો આનંદ બાકી રહી જાય છે ?

• સત્ય વદો, ક્રોધને મારો અને તમારી પાસે થોડું ઘણુ જે કાંઈ માગવામા આવે તે આપી છૂટો—આમ કર્યાથી તમે ઉચ્ચ પદ પામશો. —આમ વ લે ન

## સ્મૃતિમાન આનંદ — રતિલાલ-અનિલ

બુદ્ધત્વ પામ્યાને બીજે વર્ષે તથાગત કપિલવસ્તુ પાસેના અનુપ્રિય ગામમાં ધર્મોપદેશ આપતા હતા. તેનાથી આકર્ષાઈને કેટલાક શાક્યકુમારો માતાપિતાની ના છતાં તેમને સમજાવીને અનુપ્રિય ગયા અને તેમના ઉપાલિ નામના હજામ સાથે દીક્ષા લીધી. આમા આનંદ પણ હતા. આનંદ તથાગતના કાકાના પુત્ર થાય ત્યારથી આનંદ તથાગત સાથે જોડાયા તે જોડાયા. પોતાના ગુણોથી તેમણે થોડા સમયમા જ તથાગતના અગ્રશિષ્યોમા સ્થાન પ્રાપ્ત કરી લીધું.

આનંદ સરળ સ્વભાવના, સેવાભાવી અને પ્રગતિશીલ વિચારના હતા. એટલુ જ નહી, તે બહુશ્રુત પંડિત હતા, પ્રિય વક્તા અને સ્મૃતિમાન હતા. અને વિશેષમાં તો તે તથાગતના અંગત પરિચારક હતા. એ પરિચારક થયા તે પ્રસંગ આવો છે:

બુદ્ધત્વ પ્રાપ્તિ પછી વીસ વરસ સુધી જુદા જુદા ભિક્ષુઓએ તથાગતની અંગત સેવા કરી—જો કે તથાગતની ખાસ સેવા જેવું કઈ ન હતું—પણ તે પૂરેપૂરી સતોષકારક ન હતી. એક દિવસ કઈ અનુચિત બન્યું હશે તેથી ખેદ પામી તથાગને ઉદાસ સ્વરે ભિક્ષુસંઘને કહ્યું: 'ભિક્ષુઓ! હવે હુ બુદ્ધ છુ હુ કોઈ કોઈ ભિક્ષુઓને કહુ છું કે ફલાણા ફલાણા રસ્તે ચાલો પણ તે તો બીજે જ રસ્તે ચાલે છે. કોઈ કોઈ તો મારુ ભિક્ષાપાત્ર અને મારા વસ્ત્રો જમીન પર મૂકીને જ ચાલ્યા જાય છે. ભિક્ષુઓ! મારે માટે એક કાયમી પરિચારક શોધો.'

તથાગતની ખેદયુક્તવાણી સાંભળી સૌને દુઃખ થયું. સારિપુત્ર ઊભા થયા અને કહેવા લાગ્યા: 'ભગવાન, હુ તમારી સેવા કરીશ'

'નહીં સારિપુત્ર! જે દિશામાં તું જાય છે તે દિશામાં મારે જવાની જરૂર રહેતી નથી. તારો ઉપદેશ બુદ્ધના ઉપદેશ સમાન છે માટે સારિપુત્ર! તારે પરિચારક થવાની જરૂર નથી.' તથાગતે કહ્યું.

બીજા ભિક્ષુઓએ પણ પોતાની સેવા અર્પણ કરી પણ તથાગતે સૌને ના પાડી. આમ બધા તથાગતની સેવા કરવા ઉત્સુક હતા ત્યારે આનંદ સાવ મૂંગા બેઠા હતા. તે જોઈ કેટલાક ભિક્ષુઓએ કહ્યું: 'આનંદ! ભિક્ષુ સંઘ પરિચારક પદ માગે છે, તમે પણ માગો!'.

'મિત્રો! માગીને સ્થાન મેળવ્યું તો શું ને ન મેળવ્યુ તો શું? ભગવાન મને નથી જોતા શુ? મારી સેવા જોઈતી હશે તો મને કહેશે.'

ભગવાન જાણી ગયા. તે બોલ્યા: 'ભિક્ષુઓ! આનંદને પરિચારક થવા દબાણ ન કરો, એ પોતે મારી સેવા કરશે.'

ભિક્ષુઓ તરત બોલી ઊઠ્યા: 'ઊઠો આનંદ! પરિચારકપદ માગો'

આત્મગૌરવની મૂર્તિ સમા આનંદ ઊઠ્યા અને કહેવા લાગ્યા: 'તથાગતની સેવાને હું મારુ પરમ સદ્ભાગ્ય માનુ છું, પણ તે સ્વીકારવા માટે મારી કેટલીક શરતો છે. ભગવાન પોતાને મળેલાં ઉત્તમ વસ્ત્રો મને ન આપે, ભગવાન પોતાને મળેલું ઉત્તમ ભોજન મને ન આપે, ગન્ધકુટીમાં રહેવા ફરજ ન પાડે, એમને આમંત્રણ મળે ત્યાં મને સાથે ન લઈ જાય, જે નિમંત્રણ ભગવાન માટે સ્વીકારું તેમાં તેમણે જવું જોઈએ, દૂર દૂરથી આવનારા દર્શનાર્થીઓનો હું ધારું ત્યારે ભગવાન સાથે મેળાપ કરાવી શકું. હું ગમે ત્યારે એમની પાસે જઈ શકું, મારી ગેરહાજરીમાં તથાગત બહાર જે ધર્મોપદેશ આપે એ મને આવીને ફરી અવશ્ય સંભળાવવો જોઈએ.'

કહેવાની જરૂર નથી કે તથાગતે આનંદની બધી શરતો સ્વીકારી લીધી, ત્યારથી તે તથાગત પરિનિર્વાણ પામ્યા ત્યાં સુધી—લગભગ પચ્ચીસ વર્ષ સુધી તથાગતનો પડછાયો બની આનંદે એકધારી, અણથક સેવા કરી. તથાગતની સેવાને

ઉપનમત ઠરા લાવુ

તથાગતની નિદ્રામા કોઈની હરકતથી ભગ ન પડે અને તથાગતને કોઈ કારણસર જરૂર પડે તો તરત હાજર થઈ શકાય તે માટે રાત્રે બરાબર ઊંઘતા યે નહી, એક હાથમા મોટી ડાગ ને બીજા હાથમા દીવો લઈ વિહારમા ફરતી ચોકી કરતા

તથાગતે આનદની પ્રશસા કરતા એકવાર કહ્યુ હતુ 'ભિક્ષુઓ! મારા બહુશ્રુત સ્મૃતિમાન ગતિમાન અને ધૃતિમાન ભિક્ષુ શિષ્યોમા આનદ જ સર્વશ્રેષ્ઠ છે'

બેશક, આનદમા એ બધા ગુણો હતા

સારિપુત્ર ધર્મસેનાપતિ કહેવાતા હતા તેમ આનદ ધર્મભડારી કહેવાતા હતા પણ તે કેવા ભડારી? બૌદ્ધસઘનુ સર્વોત્તમ ધન તે તથાગતના ઉપદેશો! એ ધનને સ્મૃતિભડારમા સઘરવાનુ કામ આનદનુ આનદ સાચા અર્થમા બહુશ્રુત હતા તથાગતના અગત પરિચારક તરીકે તથાગતના પડછાયાની પેઠે ઠેઠ તથાગતના પરિનિર્વાણ સુધી તેમની સાથે રહેવાનુ સદ્ભાગ્ય આનદને પ્રાપ્ત થયુ હતુ અને તેનો બહુજનહિત થે એમણે પૂરો લાભ ઉઠાવ્યો. પરિચારક પદ સ્વીકારતા કરેલી શરતોમા એમણે, તથાગતે અન્યત્ર આપેલ ઉપદેશ ફરી પોતાને સમજાવવાની શરત મૂકી છે

મોંઘેરુ દાન

'જાગો, સૌ કોઈ નગરજનો!
બુદ્ધને નામે ભિક્ષા દો'
નાદ સુણતા જાગી ઊઠયા,
નગરજનો સૌ સૂતેલા;
'આવો અવસર ફરી ન આવે'
એમ કહી સૌ ધાયા
રાજા આવ્યો રાણી આવી,
ધનિક સૌ કોઈ આવ્યા
અમુલખ ધનનુ દાન કરીને,
આશિષ લેવા આવ્યા
ખોબે ખોબે ધન લૂટાવે,
સૌ ભિક્ષુકને ચરણે;
હીરા માણેક ઝવેર વટાવે,
બુદ્ધ તણે કાજે
ભિક્ષુક ચાલ્યો બધુ તજીને,
વન ભણી પગલા માડયા,
નગરજનો સૌ હતાશ મુખડે,
શરમિંદા ઘેર આવ્યા!
'જાગો, સૌ કોઈ નરનારી!
બુદ્ધને નામે ભિક્ષા દો!'
કરુણ ત્યા તો સાદ પડયો
દૂર વનરાજીની વાટે
'ભિક્ષા' ભિક્ષા' ભિક્ષા દયાળુ
જાઓ કા ખાલી હાથે?
પ્રભુને કાજે આટલુ માગુ,
અગનુ કપડુ આપુ,
ગરીબ હુ કઈ આપી શકુ ના'
સૌએ એવુ જાણ્યુ!'
એમ વદીને વૃક્ષની ઓથે
જઈને ઊભી નારી
વસ્ત્ર કાઢી ધરી દીધુ પાસે
નેણો નીચા ઢાળી
વસ્ત્ર ઓઢીને ભિક્ષુક શીઘ્રે,
આશિષ દેતો ચાલ્યો;
'મોંઘેરુ' એ દાન પામતા,
આનદે એ ચાખ્યો
પ્રભાત થાતા, સૂરજ ઊગતા,
પખીએ ગીત ગાયા,
તારાઓ પણ મુગ્ધ બનીને
ગગનની ઓથે લપાયા

મુકુલ

તે અહી યાદ કરવા જેવી છે આનદની એ તકેદારીને કારણે જ આપણે તથાગતના એ અમૂલ્ય ઉપદેશો આજે ઉપલબ્ધ છે આનદનો માનવસમાજ પર એ મોટામા મોટો ઉપકાર છે

સુત્ત-પિટકના ચાર નિકાયોમા 'એવ મે સુત' એવુ મે સાભળ્યુ—એવો જે પ્રથમ ઉલ્લેખ આવે છે તે આનદનો જ છે એ બધા ઉપદેશો એમણે જ સાભળીને સઘરેલા છે

આનદની સ્મરણશક્તિ ડર કોઈને ઈર્ષ્યા ઉપજાવે એવી હતી તથાગતના એક શબ્દથી માડી પદર પદર હજાર ગાથાઓ કઈ પણ ભૂલ્યા વિના બરાબર યાદ કરી લેતા! કહેવાય છે કે આનદે તથાગતના બ્યાસી હજાર ધર્મોપદેશો સાભળ્યા હતા અને બીજા બે હજાર બીજા ભિક્ષુઓ દ્વારા સાભળ્યા હતા

તથાગતને આનદની યાદશક્તિ અને વક્તૃત્વશક્તિ પર ભારે વિશ્વાસ હતો ઉપદેશ આપતી વખતે ક્યારેક જાણી જોઈને તથાગત ઉદ્દેશ ટૂકાવી દેતા પછી આનદને તેનો વિસ્તાર કરવાનુ કહેતા અને જ્યારે આનદ વિસ્તાર કરતા ત્યારે તેનુ સમર્થન પણ કરતા કોઈ વખત ઉપદેશ આપતા મોડી રાત થઈ જતી તો ઉપદેશ અધૂરો રાખી તેને આગળ ચલાવવાનુ આનદને કહી તથાગત આરામ કરતા અને કોઈ

કોઈ વખત પોતે અગાઉ આપેલો ઉપદેશ બરાબર કહી સંભળાવવાનું આનંદને કહેતા. અને આનંદ તથાગતે આપેલો ઉપદેશ બરાબર કહી જતા ! એવી અનુપમ હતી એમની સ્મરણશક્તિ !

તથાગતે આનંદને 'ગતિમાનોમાં શ્રેષ્ઠ' કહ્યા છે તે ઉચિત જ છે. બીજા ભિક્ષુઓ કરતાં આનંદના વિચારો પ્રગતિશીલ હતા. ખાસ કરીને સ્ત્રીઓ પ્રત્યેની એમની લાગણી–મમતા અનન્ય હતી.

સત્તાણુ વર્ષની પાકટ વયે શુદ્ધોદનનુ અવસાન થયા પછી મહાપ્રજાપતી ગૌતમાનું સંસાર પરથી મન ઊઠી ગયુ ને વૈરાગ્યભાવના જાગતાં ભિક્ષુણિ થવાની ઇચ્છા થઈ.

શાકય અને કોલિય ક્ષત્રિઓમાં રોહીણી નદીના પાણી વિશે ઝઘડો ઉત્પન્ન થયો હતો તેનું સમાધાન કરવા તથાગત કપિલવસ્તુ આવ્યા. તથાગતે ઈતિહાસપ્રસિદ્ધ 'કલહ–વિવાદ–સુત્ત'નો ઉપદેશ આપ્યો. તેની એવી તો ચમત્કારિક અસર થઈ કે ઝઘડો તો પત્યો જ પણ એક સાથે પાચસો શાકયોએ ઘર છોડી દીક્ષા લીધી.

પતિઓ સાધુ થયા પછી હવે આપણે સસારમાં રહીને શું કરવું છે ? એમ ધારી શાકયોની પત્નિઓ ને મહાપ્રજાપતિ ગૌતમી તથાગત પાસે દીક્ષા લેવા આવી. પણ તથાગતે ના પાડી. કેમ કે ત્યારે બૌદ્ધસંઘમા હજી ભિક્ષુણી સંઘ સ્થપાયો ન હતો.

ગૌતમીએ ત્રણવાર દીક્ષા માટે પ્રયત્ન કર્યો પણ તેમાં તેને સફળતા ન મળી. આખરે તેને નિરાશ જોઈ આનંદે કારણ પૂછતા ગૌતમીએ બધી વાત કરી.

આનદે તથાગત પાસે જઈ ગૌતમીને દીક્ષા આપવા પ્રાર્થના કરી. તે ય તથાગતે નકારી ત્યારે આનંદ પૂછયું : 'ભન્તે, શું તથાગતે પ્રબોધેલા ધર્મમા સ્ત્રીઓ સ્રોત–આપત્તિફળ, સકૃદાગામીફલ, અનાગામિ–ફળ અને અર્હત્વનો સાક્ષાત્કાર કરી શકે ખરી ?'

'હા આનંદ, સાક્ષાત્કાર કરી શકે.'

બસ આનદે તો તથાગતના આ વચનને પકડી રાખી દલીલો કરી અને આખરે તથાગતે અમુક શરતોથી ગૌતમીને દીક્ષા આપી. અને એમ બૌદ્ધધર્મમાં ભિક્ષુસંઘ સાથે ભિક્ષુણી સંઘ પણ સ્થપાયો. એનું શ્રેય આનંદને જ ઘટે છે.

આમ આનંદ સાચા અર્થમાં ગતિ–પ્રગતિશીલ હતા. એ કારણે એ નારીસમાજમાં અત્યંત લોકપ્રિય હતા. ઉદયનની રાણીએ આનંદને પાચસો ચાદર આપેલી અને ઉદયને પ્રશ્નો પૂછેલા તે પ્રસંગ તો સુવિદિત છે. ઉપાસિકાઓમા આનંદનો ધર્મોપદેશ વખણાતો. એટલું જ નહી ભિક્ષુણી સંઘમાં પણ આનંદનો ધર્મોપદેશ વિશેષ આદર પામતો. એક વખત આનદની હાજરીમાં મહાકાશ્યપે ભિક્ષુણી સઘમાં ઉપદેશ આપ્યો સમાપ્તિ પછી શુલ્લતિસ્સા નામની ભિક્ષુણી કંઈક અવિનયથી કહેવા લાગી : 'આર્ય આનંદની હાજરીમાં મહાકાશ્યપની ઉપદેશ આપવાની હિંમત કેમ ચાલી ? આ તો જાણે લુહારવાડે સોય વેચવા આવવા જેવું થયું !' મહાકાશ્યપને ખૂબ ક્ષોભ થયો. નમ્રતાની મૂર્તિ આનંદ તરત ઊભા થયા અને મહાકાશ્યપ પોતાના કરતાં કેટકેટલી બાબતોમાં ચઢિયાતા છે તે ઓજસ્વી વાણીમાં વર્ણવી બતાવ્યું. અને પછી શુલ્લતિસ્સા તરફથી મહાકાશ્યપ પાસે ક્ષમા માગતાં કહ્યું : 'ભન્તે ! ક્ષમા કરો ! સ્ત્રીઓ નાદાન હોય છે.'

આ પ્રસંગમાં આનદની નમ્રતા અને ભિક્ષુણિઓનો એમના પ્રત્યેનો પક્ષપાત જણાઈ આવે છે.

એકવાર આનંદના હાથે દીક્ષા પામેલા ત્રીસેક ભિક્ષુઓ સંઘ છોડી ફરી ગૃહસ્થ થયા ત્યારે મહાકાશ્યપે આનંદને ખૂબ ઠપકો આપી અંતે કહ્યું : 'આ બાલક સીમા નથી જાણતો !'

આનંદ તો ખેલદિલીથી તે સહન કરી

સરળભાવે બોલ્યા 'સંઘમાં રહેતા મારા વાળ સફેદ થઈ ગયા છતા પણ મહાકાશ્યપ જેવાની દૃષ્ટિએ તો હું બાળક જ છું !'

પણ થુલ્લનંદા નામની ભિક્ષુણીથી એ સહન ન થયું તે બોલી ઊઠી 'બીજા સંપ્રદાયમાં રહી આવેલા મહાકાશ્યપ, મુનિ આનંદને બાળક કહેવાની હિંમત શી રીતે કરી શકે છે?'

વિનયમૂર્તિ આનંદે આ પ્રસંગે પણ ભિક્ષુણી વતી મહાકાશ્યપની ક્ષમા માગી !

અને ચાંડાલ કન્યાનો પ્રસંગ તો બૌદ્ધ સાહિત્યમાં અમર છે

આનંદે એક ગરીબ કુટુમ્બમાં માત્ર બે જ નિરાધાર બાળકો રહી ગયેલા જોયા ત્યાગી હોવા છતા આનંદ વત્સલહૃદયના હતા તથાગતની રજા લઈ આનંદે એ નાના બાળકોને સંઘમાં લાવી ઊછેર્યા !

આનંદની એ સેવાભાવના રોગીઓની સારવારમાં જણાઈ આવે છે

આનંદ સુધારક-પ્રગતિશીલ વિચારના હેવાથી એમના પર પહેલી બૌદ્ધ પરિષદમાં પાંચ આરોપો મૂકવામાં આવેલા ત્યારે તેનો સ્પષ્ટ ઈનકાર તેમણે કરેલો, પણ નમ્ર પણ એવા 'કે વ્યક્તિ કરતા સંઘ મોટો છે માટે હું ક્ષમા માગું છું ! એવુ યે કહ્યુ

તથાગતના ગૃહસ્થ શિષ્યોમા અનાથપિંડિક અને પ્રસેનજિત આનંદ પ્રત્યે અનન્ય આદર રાખતા હતા

આમ આનંદ બૌદ્ધસંઘમા તેમના માનવીય ગુણોથી સર્વપ્રિય હતા

તથાગતના પરિનિર્વાણ વખતે અગ્રશિષ્યોમા માત્ર આનંદ જ હાજર હતા તથાગતનો નિર્વાણકાળ નજીક છે એ જાણી આનંદ ભીંતે અઢીને પોશપોશ આંસુડે રડે છે તે સાંભળી તથાગત તેમને બોલાવી અનિત્યતાનો જે ઉપદેશ આપે છે એ પ્રસંગ કેવો હૃદયસ્પર્શી છે!

પરિનિવાણ પહેલા ભિક્ષુઓને આનંદના ગુણો વર્ણવતા તથાગતે કહ્યુ હતુ 'ભિક્ષુ, ભિક્ષુણી, ઉપાસક અને ઉપાસિકાઓ પૈકી એકાદ સમુદાય જો આનંદના દર્શને આવે છે તો તે દર્શનથી જ સંતોષ પામે છે, જો આનંદ ધર્મોપદેશ કરે તો તેટલાથી પણ સંતોષ પામે છે અને જો તે ધર્મોપદેશ આપવો બંધ કરે તો પણ તે સમુદાયની ઉત્સુકતા ઘટતી નથી આ આશ્ચર્યકારક ગુણો આનંદમા છે '

તથાગતના પરિનિર્વાણ પછી તથાગતના અગ્રશિષ્યોમા આનંદ અને મહાકાશ્યપ જ રહ્યા હતા તથાગતના પરિનિવાણ પછી તેમના ધર્મોપદેશોને વ્યવસ્થિત રૂપ આપવા તેનો સંગ્રહ કરવા એક મોટી સભા મળી એમા બધા અર્હંત ભિક્ષુઓ હતા—આશ્ચર્યની વાત એ હતી કે તથાગતના આટલા નિકટ સહવાસમા લાબા કાળ સુધી રહ્યા છતા આનંદને હજી અર્હંતપદ પ્રાપ્ત થયુ ન હતુ ! છતા સભામા મહાકાશ્યપે આનંદ માટે એક સ્થાન ખાલી રાખ્યુ હતુ અને અજબ જેવુ કહેવાય કે સભાની આગલી રાતે જ આનંદને અર્હત્ત્વ પ્રાપ્ત થયુ એ સભામા નક્કી થયા પ્રમાણે આનંદે તથાગતના ઉપદેશોનો સંગ્રહ કર્યો તે સુત્ત-પિટક નામે જાણીતો છે

તથાગતના પરિનિવાણ પછી આનંદ ઘણુ જીવ્યા

એમના નિવાણની માહિતી અભ્યાસીઓના મતાનુસાર ત્રિપિટકમા મળતી નથી માત્ર ચીની યાત્રાળુ ફાહિયાને સાંભળ્યા પ્રમાણે કહ્યુ છે કે આનંદનુ પરિનિવાણ રોહીણી નદીની ધારામા તેજોકસિન ધ્યાનમા થયુ—આખુ શરીર તેજોમય થઈને સ્વયં સળગી ઊઠ્યુ એના અવશેષો બેઉ કિનારે ઊભેલા મગધના અજાતશત્રુ અને વૈશાલિના ક્ષત્રિઓએ અંદરઅંદર વહેંચી લીધા અને તે પર ચૈત્ય બંધાવ્યા

*

એક પત્થરવાળો શૈલ જેમ પવનથી ડગતો નથી તેમ પંડિતો નિંદા પ્રસંશામાં ડગતા નથી —બુદ્ધ

* મૂગા બેસી રહેનારની નિંદા થાય છે, અતિવાચાળની યે નિંદા થાય છે; ઓછાબોલાની યે નિંદા થાય છે, આ લોકોમાં કોઈ અનિંદિત નથી.

* એકલી નિંદા પામેલો કે એકલી પ્રશંસા પામેલો પુરુષ થયો નથી, થશે નહીં, અત્યારે છે પણ નહીં.

* મેધાવીએ ક્રમશઃ ક્ષણે ક્ષણે થોડો થોડો આત્માનો મળ, સોની સોનાનો મળ ધમી કાઢે તેમ ધમી કાઢવો.

* લોઢામાંથી ઉત્પન્ન થયેલો મેલ (કાટ) તેમાંથી ઉત્પન્ન થઈને તેને જ ખાય છે એવી રીતે શુદ્ધિનો અતિક્રમ કરનારને પોતાનાં જ કર્મો દુર્ગતિમાં લઈ જાય છે.

* જે કૂદકા મારતા ક્રોધને ભમતા રથની પેઠે ધારણ કરી રાખે, તેને હું સારથિ કહું છું, બીજા તો લગામ પકડનારા છે.

* જેમ સારી રીતે છાયેલા ઘરમાં વરસાદ સોંસરો પડતો નથી તેમ સુભાવિત ચિત્તમાં રાગ સોંસરો પડતો નથી.

* અપ્રમાદ એ અમૃતનો માર્ગ છે. પ્રમાદ એ મૃત્યુનો માર્ગ છે. અપ્રમાદીત પુરુષો મરતા નથી, પ્રમત્ત પુરુષો મુવા જેવા છે.

* શત્રુ શત્રુનું કરે અથવા વેરી વેરીનું કરે એથી પણ વધારે ભૂંડું મિથ્યા લગાડેલું ચિત્ત કરે છે.

* જે રમણીય અરણ્યોમાં માણસો રમતા નથી ત્યા વીતરાગ પુરુષો રમે છે, કારણ કે તેઓ એશઆરામ શોધતા નથી.

—બુદ્ધ

# પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬. પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોષ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

અનુક્રમણિકા ....... . ... .... ...... ... . ...............૧૨ એપ્રિલ ૧૯૫૬



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ

# આભાર સ્વીકાર

*

### ગુજરાત વિદ્યાસભાનાં પ્રકાશનો

'અનાર્ય'ના અડપલા અને બીજા પ્રકીર્ણ લેખો · લે૦ જ. એ. સંજાના; કિંમત ચાર રૂપિયા ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને વિશેષ ઉપયોગી સાહિત્ય-ચર્ચાના લેખો–નોંધોનો સંગ્રહ

યોગશતક : સં૦ ડૉ ઈન્દુકલા હીરાચંદ ઝવેરી; કિંમત ત્રણ રૂપિયા. સુપ્રસિદ્ધ પ્રાચીન જૈનાચાર્ય શ્રી હરિભદ્રસૂરિ રચિત યોગશતકનું પ્રસ્તાવના, વિવેચન સાથેનો સંપાદિત ગ્રંથ જૈનદર્શનના અભ્યાસીઓને વિશેષ ઉપયોગી

### ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

ગિતાંજલિ : અનુવાદક ધૂમકેતુ, કિંમત અઢી રૂપિયા. ગુરુદેવના વિશ્વવિખ્યાત કાવ્યોનો જાણીતા વાર્તાકારે કરેલો ગદ્ય–ભાવાનુવાદ, સચિત્ર

નિર્ગ્રંથ ભગવાન મહાવીર લે૦ જય ભિખ્ખુ, કિંમત ચાર રૂપિયા મહાવીરના જન્મથી તે નિર્વાણ સુધીની પ્રેરક જીવનલીલાને આવરી લેતુ સરળ–ક્યાંક અતિ સરળ રોચક શૈલીમા નવલકથારૂપે લખાયેલુ આ જીવનચરિત્રનુ વાચન નવલકથા જેટલુ જ રસપ્રદ નીવડશે

ઉપરની જ સંસ્થા તરફથી ધૂમકેતુની લોકસંસ્કાર દીપાવલિ શ્રેણીની ગ્રામ સંસ્કાર વાર્તાવલિમા એમની અતિ જાણીતી વાર્તાઓને, ઓછુ ભણેલા કે મોટી ઉમરે ભણેલા પ્રૌઢોને દૃષ્ટિ સમક્ષ રાખીને, અભિનવરૂપ આપીને મોટા બીબામા છાપીને પુસ્તિકારૂપે પ્રગટ કરવામા આવી છે

જુમો ભિસ્તી અને બીજી વાતો; ગોવિંદનુ ખેતર અને બીજી વાતો.
અવિ કોચમીન અને બીજી વાતો; ભૈયાદાદા અને બીજી વાતો.
કિંમત દરેકના આઠ આના

### અન્ય પ્રકાશનો

અર્ઘ્યના કાવ્યસંગ્રહ લે૦ દીનેશચન્દ્ર જરીવાલા કિંમત દોઢ રૂપિયો; પ્ર૦ પ્રગતિ સાહિત્ય મંદિર, સૂરત

જગતના મહાન માર્ગદર્શક પયગમ્બર સાહેબનુ સંક્ષિપ્ત જીવનવૃત્તાન્ત લે૦ મહમદભાઈ જે સ્વજાની પ્ર૦ જીવનપ્રભા મંડળી, ૧૪૯, શરાફ બજાર મુંબઈ ૩

ધર્મચક્રપ્રવર્તન : લે૦ દર્શક· પ્ર૦ નિયામક, માહિતી અને પ્રકાશન ખાતુ, સૌરાષ્ટ્ર સરકાર, રાજકોટ

જીવન સાહિત્ય બુદ્ધ જયંતિ અંક સસ્તા સાહિત્ય મંડળ દિલ્હી કિંમત એક રૂપિયો આ જાણીતા હિન્દી માસિકનો બુદ્ધ જયંતિ અંક હિન્દીના અનેક જાણીતા લેખકોના અભ્યાસપૂર્ણ લેખોથી સમૃદ્ધ બન્યો છે

નયા સમાજ બુદ્ધ જયંતિ અંક· પ્ર૦ કિંમત, બાર આના નયા સમાજ ટ્રસ્ટ, ઇન્ડીઆ એક્ષચેન્જ પ્લેસ નાકે, કલકત્તા, ૧ સ્વતંત્ર વિચારસરણી ધરાવતા આ જાણીતા હિન્દી માસિકનો બુદ્ધ જયંતિ અંક પણ હિન્દીના જાણીતા લેખકોની બુદ્ધ અને બૌદ્ધધર્મ સંબંધી અભ્યાસી લખાણોથી સભર ·

# બાપુનો પત્ર

મલબારના શ્રી પી. ગોવિન્દન કુટ્ટી મેનન પર લખાયેલો ગાંધીજીનો આ પત્ર 'નિધિ સમાચાર' માંથી ઉતાર્યો છે. ઈશ્વર, ધર્મ, બ્રહ્મચર્ય, અસ્પૃશ્યતા, રાષ્ટ્રભાષા, આંતરરાષ્ટ્રીય ભાષા, સર્વધર્મ સમભાવ, કાંતણ, આહાર આદિ મુખ્ય પ્રશ્નો વિશે ગાંધીજીએ વારંવાર પોતાનો મત સ્પષ્ટ કર્યો છે તેમ આ પત્રમાં ટૂંકમાં પણ સુંદર ચોખવટ કરી છે

પ્રિય મિત્ર, સાબરમતી આશ્રમ ૩ ૪ ૨૬

તમારો પત્ર મળ્યો. મારા ઉત્તરો આ પ્રમાણે છે:

(૧) હું ભગવાનને રૂબરૂ જોવા ચાહું છું—જે રૂપમાં એમને જોવાની મારી ઈચ્છા હોય એ રીતે નહીં, પરંતુ જેવા એ ખરેખર હોય એ રીતે.

(૨) અગર મારા અર્થ પ્રમાણે આખી દુનિયા બ્રહ્મચારી બની જાય તો એનું સ્વરૂપ આજ કરતાં અનેકઘણું વધારે સારું થઈ જશે, પરંતુ મને ડર છે કે આખી દુનિયા અચાનક આત્મસંયમનું જીવન ગુજારવા માંડે એવી વિશેષ સંભાવના નથી. એટલા માટે તો સંપૂર્ણ બ્રહ્મચર્ય પછી બીજી સ્થિતિ એટલે કે ગૃહસ્થાશ્રમના વિચાર આપણે કરીએ છીએ.

(૩) એની કોઈ ઝાઝી આશા નથી કે હું નજીકના ભવિષ્યમાં કેરલ જઈ શકીશ આપનું એ ધારવું ખોટી માહિતી પર આધાર રાખે છે કે અછતો અને અસ્પૃશ્યોમાં પવિત્રતાનો પ્રચાર નથી કરવામાં આવતો એનો પ્રચાર કરવામાં આવે છે. માત્ર એટલું જ નહીં; બલકે એને અમલમાં પણ મુકવામાં આવે છે.

(૪) હું અંગ્રેજીને પૂરેપૂરી ખતમ કરી દેવા માગતો નથી; પરંતુ આપ દરેક પ્રાન્તનાં લાખો લોકોને ધ્યાનમાં રાખીને વિચારશો તો તમને જણાશે કે તેઓને માટે અંગ્રેજી ક્યારે ય શિક્ષણનું માધ્યમ નહીં બની શકે આંતરપ્રાંતિય-વ્યવહારની ભાષા હિન્દી હોવી જોઈએ અને આંતરરાષ્ટ્રીય વ્યવહારની ભાષા અંગ્રેજી. આ રીતે અંગ્રેજીનું સ્થાન, સમય અને મહત્ત્વની દૃષ્ટિએ ત્રીજા નંબરે આવી જાય છે.

(૫) મને એવું નથી લાગતું કે ભારતમાં અથવા બીજે ક્યાંય પણ, ક્યારે ય એક જ ધર્મ રહેશે. પરંતુ એકબીજાના ધર્મ પ્રત્યે હાર્દિક આદર અને સહિષ્ણુતા રહેશે અને રહેવી જોઈએ

(૬) જો દરેક માણસ નિયમિતપણે સુતર કાંતતો રહે તો એ રીતે કાંતેલુ સુતર ક્યારે ય જરૂરિયાત કરતાં વધારે નહીં થઇ શકે. ત્યારે તો સૌને માટે જરૂર જેટલું સુતર જ રહેશે; અને તે પણ ઓછામાં ઓછી તકલીફ તથા ખર્ચથી બનશે, જેની આજ સુધી દુનિયાએ કયારેય કલ્પના પણ નથી કરી. અને જો તે છતાં પણ જરૂરિયાતથી વધારે સુતર તૈયાર થઈ પણ જાય તો સુતર કાતવામાં આપણે બધાં જેટલો સમય ખરચીએ છીએ એને આપોઆપ ઓછો પણ કરી શકીશું.

(૭) મેં લોકો સામે એવી કોઈ વાત નથી મૂકી જેને સામાન્ય માણસ પણ આચરણમાં ન મૂકી શકે. દાખલા તરીકે દરેક માણસને માટે ચરખો ચલાવવો, વિદેશી કપડાંનો ત્યાગ કરવો, અથવા દારૂ પીવાનું છોડવું, અથવા હિન્દુ-મુસ્લિમ એકતામાં વિશ્વાસ રાખવો અને એને આગળ વધારવો. અથવા અસ્પૃશ્યોને પોતાના ભાઈ માનવા. અને પોતાની માતૃભાષા સિવાય હિન્દી શીખવામાં કઈ કઠણાઈ છે?

(૮) આપણા આહારમાં અનાજ, ફળ, અને દૂધ અવશ્ય હોય, તથા મસાલો જો આવી જ જાય તો બહુ ઓછો રહે. વિશેષ ચરબીવાળા પદાર્થોને ટાળવામાં આવે. પ્રત્યક્ષ અને સાવધાની પૂર્વકના પ્રયોગોથી પદાર્થોની માત્રા અને પ્રકારને નિશ્ચિત કરવામાં આવે.

આપનો મો૦ ક૦ ગાંધી

# ગુરુદેવના ગુરુ

ગુરુદયાલ મલ્લિક

આધ્યાત્મિક ક્ષેત્રમાં ગુરુદેવ રવીન્દ્રનાથના ગુરુ કોણ હતા ? આ પ્રશ્ન ઘણા જિજ્ઞાસુઓને ઉદ્‌ભવ્યો છે. જ્યારે 'ગીતાંજલિ'નો પ્રથમ અંગ્રેજી અનુવાદ પ્રગટ થયો ત્યારે થિયોસોફિસ્ટ પંથે માન્યું કે હિમાલયની ગુફાઓમાં રહેનારા ઋષિ-મુનિઓને જ ગુરુદેવ 'માર્ઈ માસ્ટર' કહે છે. ખ્રિસ્તીઓએ માન્યુ કે આ ગીતોમા બાયબલની યાદ આપનારી રહસ્યમય, તીવ્ર દૃષ્ટિ અને ગહન અનુભૂતિની પુનિત વ્યંજનાની અંદરથી ઈશુને જ પ્રાર્થવામાં આવ્યા છે. કિન્તુ રવીન્દ્ર સાહિત્યનો દરેક અભ્યાસી જાણે છે કે એવી કોઈ ધારણાનું કારણ વસ્તુત: એ સાહિત્યમાં નથી 'પ્રભુ'નો અર્થ કવિની ચેતનામા ભગવાનના આત્મીય સ્વરૂપ સાથે જ રહ્યો છે. અને એને જ એમણે અન્યત્ર 'જીવન દેવતા' કહીને સંબોધ્યા છે.

તો પણ એક દિવસ એક સિંધી છોકરીએ શાન્તિનિકેતનમાં ગુરુદેવને પૂછેલું : 'આપના ગુરુ કોણ ?'

'બુદ્ધદેવ !' ગુરુદેવે તત્કાળ ઉત્તર આપ્યો.

'બુદ્ધદેવ' ઉત્તર રહસ્યપૂર્ણ ને મહત્વપૂર્ણ પણ છે કારણ, એ અત વાર વાર પ્રગટ કરવામા આવ્યો છે કે રવીન્દ્રનાથનું અનવરત ચિન્તન કેવળ ઉપનિષદની વિચારધારાથી જ પ્રભાવિત થયેલ છે. વાત સાચી પણ છે કિન્તુ એ પણ બિલકુલ સંભાવિત છે કે કવિની નજીક પરમાત્મા કેવળ વ્યક્તિગત પ્રભુ જ નહીં, અનત સ્વરૂપે પણ રહ્યા હોય, 'તત્' થઈ ગયા હોય, જે પ્રેમધન છે તે પરમધર્મસ્વરૂપ બની ગયા હોય. શું એ અનંત અને અસીમ ભાવ કવિના આધ્યાત્મિક વિકાસનું પરવર્તી સ્વરૂપ હતું ? આત્માની દીર્ઘયાત્રામાં કવિ શરૂઆતના દિવસોમાં એટલા વિશેષ સ્પષ્ટ સ્વરૂપમાં અનંતચારી ન હતા. હા, અગર આપણે એમના તારુણ્યના સમયની 'એકમેવાદ્વિતીયમ'ની પ્રારંભિક આતરિક અનુભૂતિની વાત વિચારીએ તો કદાચ બીજા જ પરિણામ પર પહોંચીએ.



સાચું તો એ છે કે યદ્યપિ કવિની નાની માનસિક ઉપલબ્ધિઓની અંદરથી ગીત વહ્યાં હોય તો પણ એ ગીતોનો પરમ સંકેત 'એમની' જ તરફ હતો. એ સંકેતોનુ લક્ષ્ય ક્યારેક વ્યક્તિગત દેવ હતા, ક્યારેક તત્' અને ક્યારેક ધર્મસ્વરૂપ મહાન સત્.

આ શબ્દો લખનાર લેખકે એમના અંતિમ દિવસોની રચનાઓ વાચીને બરાબર અનુભવ કર્યો છે કે શાશ્વત સત્તાની નિર્વૈયક્તિક અનુભૂતિ એ દિવસોમા કોઈથી વિશેષ પ્રગાઢ હતી. સભવ છે કે એ અનુભૂતિ ઉપનિષદોના એ પ્રધાન વિચારોથી પ્રભાવિત રહી હોય, જેમા 'જીવનના સત્ ધર્મ'ની જુદી જુદી ઉપલબ્ધિઓનો ઉલ્લેખ છે શુ એ એટલા માટે હતુ કે એમણે એ દરમ્યાન બૌદ્ધ-ચિતનધારાનું વિશેષ અનુશીલન કર્યું હતું ? અથવા, શુ એ અર્વાચીન વિજ્ઞાનના સતત અધ્યયનનું દૂરવર્તી પરિણામ હતુ ? શુ બુદ્ધદેવની પેઠે એમણે પણ એ બોધ અધિક વિશેષ ગહન ભાવે ગ્રહણ કર્યો હતો કે વાણીના અશેષ વૈભવ અને વિલાસ દ્વારા પણ અંતરમાં જેનો સાક્ષાત્કાર કર્યો છે એને

વ્યક્ત કરતી વખતે કેવળ મૌનનુ જ સ્વરૂપ વ્યક્ત થાય છે. એટલા માટે એને 'તત્ત્વમાસ' કહેવું ઉચિત થઈ પડશે? આ વિશે એક નાનકડી વાતની ચર્ચા કરી લેવી અપ્રાસંગિક નહીં લાગે. એડમંડ હોમ્સનુ પુસ્તક 'ક્રીડ ઓવ ધી બુદ્ધ'—બુદ્ધનો ધર્મ–કવિના અત્યંત પ્રિય પુસ્તકોમાનુ એક હતું એને વારંવાર વાંચ્યા કરતા—એ ઘટના કંઈક અનોખી જેવી છે કિન્તુ એ પણ સંભવિત છે કે જ્યારે એમણે પેલી નિમ્ધી છોકરીને જવાબ આપ્યો ત્યારે પેલા પુસ્તકની ભાવધારામા એમણે સદ્યઃ અવગાહન કર્યું હોય અને એ કોણ નથી કહી શકતુ કે 'બુદ્ધ' કહેવા પાછળ એમનો આશય ચિરપ્રબુદ્ધ વિશે હતો, જે 'જનાનાં હૃદયે સન્નિવિષ્ટઃ' છે? એ તો અવસર પર સિદ્ધાર્થના બુદ્ધ થઈ જાય છે. બીજા શબ્દોમાં 'બુદ્ધ'નો અર્થ એમની નજીક 'પરમ ધર્મ'ના વ્યક્તિગત પ્રાણમય સ્વરૂપ સાથે પણ હોઈ શકે છે. એવી વ્યક્તિગત ઉપલબ્ધિ કેવળ એને જ માટે સંભવિત છે જેણે શાશ્વત સત્યને પ્રેમ, ત્યાગ, સેવા અને સમર્પણ દ્વારા પોતાનું નિકટવર્તી આત્મીય બનાવી લીધું હોય. એ યોગ્ય પણ લાગે છે, કેમ કે મહાત્મા ગાંધીજીના શબ્દોમાં 'ધર્મ અને ધર્મનિયંતા' બંનેમા ભેદ જ ક્યાં છે?

☆

અબૂ ઉસમાન હયરા ખોરાસાનના એક ખાનદાન કુટુંબમા જન્મેલા. તત્ત્વજ્ઞાની અને ઉપદેશક તરીકે તે જાણીતા થયા હતા. તેમના નાનપણનો આ પ્રસંગ છે.

નાનપણમા પોતાના ખાનદાનના મોભા પ્રમાણે કીમતી વસ્ત્રો પહેરીને તે નિશાળે ભણવા જતા ત્યારે તેમની સાથે ત્રણેક નોકરો નિશાળ સુધી મૂકવા આવતા. એક દિવસ એમ જ એ નિશાળે જતા હતા, પાછળ પાછળ નોકરો ચાલ્યા આવતા હતા. એવામા એક ગધેડુ તેમની નજરે પડયું. ગધેડાની પીઠ પાકી ગઈ હતી અને ઠેકઠેકાણે માસ બહાર નીકળી આવ્યુ હતુ કાગડાઓ તેની પીઠ પર ધસી આવી આવીને ચાંચ મારીમારીને માસ ખેચતા. ગધેડાને તેથી અત્યંત પીડા થતી પણ તે પગ ઉલાળી, પૂછડુ વીંઝીને રહી જતો, અને લુચ્ચા કાગડા પીઠ પર અધ્ધરથી આવી ચાચ માર્યે જતા.

એ દૃશ્ય જોઈને અબૂના કરુણાર્દ્ર હૈયાને અપાર દુ ખ થયું તેમનાથી તે જોઈ શકાયું નહી તેમણે પોતાના શરીર પરનુ કીમતી અંગરખુ તરત ઉતારી નોકરોને આપતા ફરમાવ્યુ 'ગધેડાની પીઠ પર આ અગરખુ નાખી દો અને લો આ મારી પાઘડી. તેને ખોલી તેની ઉપર પાટા પેઠે બરાબર વીંટાળીને બાધી દો'

નોકરોને તેમ કરવુ જ પડયું

બાળક અબૂના કોમળ, લાગણીશીલ મન પર ગધેડાની નિરાધારતા અને દુઃખી હાલતે ઘેરી અમર કરી તે દિવસે તે નિશાળેથી વળતાં ઘરે ન જતાં મહર્ષિ ઈયહાની પાસે ગયા અને પોતાની મનોવેદના તેમને કહી

મહર્ષિએ જે ઉપદેશ કર્યો એણે બાળક અબૂના હૃદયને હચમચાવી નાખ્યું. માતા-પિતાની રજા લઈ તે ઈયહાની પાસે રહીને આત્મસાધના કરવા લાગ્યા તેના ફળરૂપે તેઓ પાછળથી પ્રસિદ્ધ તત્ત્વજ્ઞાની ને ઉપદેશક તરીકે સુવિખ્યાત થયા.

*

તપસ્વી હાસમને એક ભાઈએ આવીને કહ્યુ કે, 'ફલાણા ભાઈ ખૂબ રૂપિયા કમાયા છે.'

તપસ્વીએ કહ્યું:'રૂપિયાની સાથે એટલું વધારાનુ આયુષ્ય કમાયા કે નહીં? રૂપિયા હશે ને આયુષ્ય નહીં હોય તો એ રૂપિયાનો એમને શો ઉપયોગ?'

કહેવત છે કે ભીંતને પણ કાન હોય છે. જો ભીંતને જીભ હોત તો, મણિભુવનની ભીતે ત્યાં ભેળાયેલા અહિંસાત્મક સ્વાતંત્ર્યરૂપી નાટકની દિલચસ્પ કથા આપણને કહી હોત. જ્યારે હું આ લખી રહ્યો છું ત્યારે મારા સ્મરણપટે અનેક બનાવો તાજા થાય છે. એમા પહેલો બનાવ પંડિત મોતીલાલ નહેરુ ધંધાદારી બાબતમાં ગાંધીજીની સલાહ લેવા આવેલા તે છે. એમાં એમને લગભગ પંદર લાખ રૂપિયા મળવાના હતા એટલી મોટી રકમની એ ઉપેક્ષા કરી શકે તેમ ન હતા. કેમકે પોતાનું આનંદ ભવન, જે હવે સ્વરાજભવન કહેવાય છે—એમણે દેશને અર્પણ કર્યું હતું અને પોતાને માટે એક નવી ઝૂંપડી બનાવી રહ્યા હતા—જે હવે 'આનંદ ભવન' કહેવાય છે. પરંતુ એ મામલામાં સિદ્ધાંતની એક નાજુક વાત આવતી હતી

ગાંધીજીએ એ વિશે સલાહ આપતાં પંડિત મોતીલાલને કહ્યું : 'મને તો એ ઠીક નથી લાગતું.' બસ આટલી જ વાત એ પર એક ક્ષણ પણ વિચાર કર્યા વિના કે દુખની એક આહ ભર્યા વિના પંડિતજીએ ઉત્તર આપ્યો : 'સારી વાત છે. જવા દો.' બસ અને એ પંદર લાખની રકમ જતી કરી!

મણિભુવનનું સ્મરણ થતા એક બીજું ચિત્ર મારી આંખ સામે તરી આવે છે. એ પંડિત નહેરુનું છે. કોઈ મુખે એમને બરદાસ ન કરી શકાય એટલી હદે પરેશાન કરી મૂક્યા હતા. વળી પાછું ઉપરથી એ ભાઈએ એમને સહનશીલતા અને નરમ સ્વભાવ રાખવા કહ્યું એટલે પંડિત જવાહરલાલ નહેરુ ગુસ્સાથી આગ થઈ જતાં બોલી ઊઠ્યા : 'હું તો દુનિયાનો સૌથી અધિક હિંસક આદમી છું!'

એ જ મણિભુવનમાં ભારત સરકાર તરફથી એક તાર આવ્યો હતો—જેમાં શ્રી મોરારજી દેસાઈને ફરીથી કલેક્ટર પદે નિયુક્ત કરવાનું આશ્વાસન આપવામાં આવ્યું હતું. શ્રી મોરારજી દેસાઈએ ૧૯૩૦ની સત્યાગ્રહ ચળવળમાં જોડાતું રાજીનામું આપ્યું હતું એ અંગે એ તાર હતો પરંતુ કોંગ્રેસ કાર્યવાહક સમિતિના સભ્યોમાંથી કોઈકથી એ તાર ગુમ થઈ ગયો, પરિણામ સ્વરૂપ શ્રી મોરારજી દેસાઈ સરકારી નોકરીથી દૂર રહ્યા ...કદાચ એ ભવિષ્યમા વડા પ્રધાન થવાના હતા એટલે જ એમ બન્યુ હશે!

મણિભુવનની છત પરનું એ છેલ્લું દૃશ્ય પણ હું નથી ભૂલી શકતો ૧૯૩૨નું સત્યાગ્રહ આંદોલન હજી શરૂ થવામા હતું. મણિભુવનની છત પર એક તંબૂ નાખ્યો હતો એ જ ગાંધીજીના મુખ્ય કાર્યાલયનું કામ આપતો હતો. ગાંધીજી ગોળમેજી પરિષદ માટે જ્યારે ઈંગ્લાંડ ગયા હતા ત્યારે ત્યાં એમની દેખરેખ માટે સાદા પોશાકના બે છૂપી પોલીસો રાખવામા આવ્યા હતા ગાંધીજી એમને ઈંગ્લાંડની બનાવટની બે ઘડિયાળો ભેટ આપવા માગતા હતા એમણે મને ભારપૂર્વક જ કહ્યું કે, 'તું મને વિલાયતી ઘડિયાળો જ લાવી આપ' બીજા દેશના ઘડિયાળો એમને નહોતી જોઈતી.

મેં ગાંધીજીનું ધ્યાન એમની સામે પડેલા ઠરાવ તરફ દોર્યું. એ ઠરાવમા બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાનો આદેશ હતો મેં એમને એમ પણ કહ્યું કે મુંબઈમા વિલાયતી ઘડિયાળ પણ હવે મળવા મુશ્કેલ છે. પરંતુ એમણે તો કહ્યું : 'ઠરાવ તો હજી પાસ નથી થયો બીજું મારા આગ્રહનું એક કારણ એ પણ છે કે બ્રિટિશરો પ્રત્યે સદ્ભાવ વ્યક્ત કરવાની જે તક મને મળી છે એને હું જતી કરવા માગતો નથી'

આખરે મહામુશ્કેલીથી મુંબઈમાંથી બે વિલાયતી ઘડિયાળ મેળવ્યાં અને એનો પાછળ

અનુસંધાન ૧૩૬ મે પાને

### તત્ત્વમસિ

ઉપનિષદમાં ઋષિ કહે છે. 'તત્ત્વમસિ' તું બ્રહ્મ છે. આકારમા આનાથી નાનું અને અર્થમાં આનાથી મોટું વાકય મે દુનિયાની કોઈ ભાષામાં જોયું નથી. એટલો વ્યાપક અર્થ એ વાકયમાં છે કે સમસ્ત બ્રહ્માંડ એમા સમાઈ જાય. આપણે તો દુર્બળ–પામર છીએ, પરંતુ ઋષિ આપણને કહે છે કે, તુ શવ નહીં શિવ છે. દેહ, ઉપરનુ આવરણ છે એને દૂર કર એટલે અંદરનુ અમૃત દેખાશે.'

કેટલાક ફળોની છાલ ઘણી સુંદર હોય છે અને કેટલાંકની અનાકર્ષક હોય છે. ઉપરની છાલ આકર્ષક હોય કે ન હોય, ઋષિ કહે છે કે અંદરનો આત્મા અમૃત છે, મધુર છે. કોઈનો બાહ્યઆકાર, ઈન્દ્રિયો, મન અને બુદ્ધિ ખરાબ હોય તો પણ જો એનો આત્મા જાગૃત થઈ જાય, તો ઉપરની છાલ ફેંકીને એ સહેજે અમૃતમય બની શકે છે.

'તત્ત્વમસિ' વાકયે મને બળ આપ્યુ છે, કેમ કે હું જાણુ છું કે હુ કમજોર છુ મારાથી વધારે કમજોર બીજો મેં નથી જોયો. ઘણુ લોકોમાં ઘણી શક્તિઓ હું જોઉં છુ. એ બધાની મારામાં કની છે. પરંતુ મારામાં એક શક્તિ છે, અને તે શક્તિ મારી નથી, તે હરેક હૃદયમા છે અને તે આત્માની શક્તિ છે. એ શક્તિએ મને જગાડયો છે. એના પરિણામ સ્વરૂપ નાના નાના માણસો પણ મોટા સંકલ્પો કરે છે. આપણે સંકલ્પો પૂરા કરીશું તો જોઈશું કે આ ઉપરની છાલો ફેંકી દેતાં જ અંદરનું સ્વરૂપ પ્રગટ થશે. જ્યારે માણસ પોતાને નાનો માને છે ત્યારે એના વિચારો મર્યાદિત થઈ જાય છે, એનું મન નાનું થઈ જાય છે. પરંતુ એ જ્યારે પોતાને વિશાળ માને છે ત્યારે એ વિશાળ બની જાય છે. ઉપનિષદોમાં ઋષિ કહે છે કે, 'તું બ્રહ્મ છે. તું ઇન્દ્રિય, શરીર, મન, બુદ્ધિ નથી તું બ્રહ્મ છે, શુદ્ધ, પાવન, મંગલ, જ્ઞાનમય છે.' જ્યાં ઋષિ એવું કહે છે ત્યાં હું તરત એવો થઈ જાઉં છું.

* * *

### વારસો

આજે જે લોકો પોતાની સંતતિ માટે મિલ્કત મૂકી જાય છે, એમના છોકરાઓ આળસ, વ્યસન અને બુરાઈમાં બધું બરબાદ કરી નાખે છે. અમે ત્રણ ભાઈઓ છીએ. અમારા પિતાજીએ અમને સારી રીતે કેળવ્યા, પરંતુ કોઇ મિલ્કત ન આપી. એટલા માટે ત્રણે ભાઈઓ પરાક્રમી અને સુખી થયા. પિતાજી જો અમને બેવકૂફ રાખતે અને અમારા માટે પૈસા મૂકી જાત તો વિદ્યા, ચારિત્ર્ય, અક્કલ આદિ ગુણોના બદલામાં અમે પૈસા લેત અને નાલાયક બની જાત. એટલા માટે અમે, અમારા પિતાજીનો ઉપકાર માનીએ છીએ કે એમણે અમને શિક્ષણ આપ્યું અને પૈસા ન આપ્યા. જે પિતા પોતાના પુત્ર માટે સારી એવી મિલ્કત, પૈસા ટકા મૂકી જાય છે તે પોતાના પુત્રનો શત્રુ છે.

**પુત્રમનુશિષ્ટં લોકયમાહુઃ** પિતા પુત્રને સારું શિક્ષણ આપે તો એની સદ્‌ગતિ થાય છે.

પુત્રને શિક્ષણ, મહેનત, ઉદ્યોગ અને નીતિ શીખવવાને બદલે મિલ્કત આપશો તો તમને પરલોકમાં અને પુત્રને આ લોકમાં દુર્ગતિ પ્રાપ્ત થશે.

* * *

### આળસ–મહાશત્રુ

આપણા સમાજમાં આળસ અને વૈમનસ્ય આ બે રિપુ છે, એનાથી મુક્તિ મેળવવી જોઈએ.

**આલસ્યં હિ મનુષ્યાણાં શરીરસ્થો મહાન્ રિપુઃ**
મનુષ્યના શરીરમા રહેલો સૌથી મોટો શત્રુ આળસ છે

આપણે માથી મોગરોગને મહારોગ કહીએ છીએ પરતુ એ એટલો મોટો રોગ નથી જેટલો મોટો રોગ આળસ છે આપણે ત્યા આળસે તત્ત્વજ્ઞાનનુ રૂપ ધારણ કર્યું છે આળસુ લોકો મને લખીને પુછે છે કે 'આમા તમને આત્મજ્ઞાન થયુ હોય એમ નથી લાગતુ નહી તો વળી તમે આમ ફરો ખરા ?

વાત સાચી છે મને આત્મજ્ઞાન નથી થયુ, આત્મજ્ઞાન થયુ હોત તો તે જ ઘડીએ શરીર છોડી આત્મા ભગવાન પાસે પહોચી ગયો હોત!

પણ લખનાર એમ સમજે છે કે 'મને આત્મજ્ઞાન થઈ ગયુ છે જે કઈ પણ કામધધો કરતો નથી અને ઘરમા બેસી રહે છે ને સવાર સાજ થોડુ ધ્યાન ધરે છે અને માને છે કે મને મુક્તિ મળી ગઈ! એવા લોકોને શી રીતે સમજાવવા? આળસનુ પણ એક તત્ત્વજ્ઞાન થયુ છે આળસુ લોકો શકરાચાર્યનો આશરો લઈને કહે છે કે શકરાચાર્યે અમને નિવૃત્તિ શીખવી છે' નિવૃત્તિ શુ છે એ સમજવાની વાત છે એ લોકો માનસિક શાતિને નિવૃત્તિ નથી માનતા શારીરિક શાતિને જ નિવૃત્તિ માને છે તો પછી લાશને પણ નિવૃત્ત માનવી પડશે! એ રીતે આપણે તમોગુણને નિવૃત્તિ માની લીધી છે એનો નતીજો એ આવ્યો કે આપણે સત્ત્વગુણને નથી જોતા * * *

## પુણ્યમાર્ગ

આ દુનિયામા જ્યારથી માણસની વસ્તી થઈ છે ત્યારથી ધર્મભાવના નિર્માણ થઈ છે માણસ અને જાનવરોમા એટલો જ ફરક છે કે જાનવરોમા એવી કોઈ ધર્મભાવના નથી હોતી આપણી સામે જે અનત સૃષ્ટિ દેખાય છે તે પરમાત્મા જ છે પરમાત્મા અનત રૂપ અને અનત નામ લઈને આપણી સામે લીલા કરી રહ્યા છે એટલા માટે આપણો ધર્મ થઈ જાય છે કે આજે અનતરૂપી પ્રભુ આપણને દર્શન આપે છે એની આપણે સેવા કરીએ આપણે શરીરની મહેનત કરીને, બીજાને સુખ પહોચાડીએ એને જ ધર્મ' કહેવામા આવે છે વ્યાસ મુનિએ મોટા મોટા ગ્રથો લખ્યા છે એકવાર એમને કોઈએ પૂછ્યુ 'અમે તમારા બધા ગ્રથો ક્યારે વાચી શકીશુ ? એ મોટો સમુદ્ર કોણ પાર કરશે? એટલા માટે તમે એનો સાર અમને કહો' ત્યારે વ્યાસ મુનિએ પોતાના બધા ગ્રથોનો સાર એક જ શ્લોકમા કહ્યો

> અષ્ટાદશપુરાણાના સાર સાર સમુદ્ધૃતમ્,
> પરોપકાર પુણ્યાય પાપાય પરપીડનમ

અર્થાત્ અઢાર પુરાણનો સાર એ છે કે બીજાની સેવા કરવી એ પુણ્યમાર્ગ છે અને બીજાને પીડા દેવી તકલીફ આપવી એ પાપ છે

સિહ પોતાના શરીર માટે જે કોઈ પ્રાણી તેની સામે આવે તેને ખાઈ જાય છે એ, એમ નથી વિચારતો કે એથી એક પ્રાણીને કેટલુ દુખ થાય છે, કેમ કે તે અજ્ઞાની છે તે પોતાને દેહથી ભિન્ન જાણતો જ નથી પરતુ આપણા માટે એવુ નથી વિચારવથી આપણને માલુમ પડી જાય છે કે આપણે આપણા દેહથી જુદા છીએ એટલા માટે આપણે સમજી શકીએ છીએ કે નિષ્કામ ભાવના અને નિરહકાર બુદ્ધિથી સેવા કરવી એ જ પુણ્યમાર્ગ છે * * *

## ઈશ્વરની ઉપેક્ષા

એકવાર એક માણસ ભગવાન પાસે ગયો ત્યારે ભગવાને એને ઠપકાર્યો 'જ્યારે હુ ભૂખ્યો હતો ત્યારે તે મને ખવડાવ્યુ નહી, તરસ્યો હતો ત્યારે પાણી પાયુ નહી ઠડીમા થરથરતો હતો ત્યારે તે મને કપડા ન આપ્યા'

પેલા માણસે આશ્ચર્યથી પૂછ્યુ 'ભગવાન! મને તો સમજાતુ નથી કે તમે ક્યારે ભૂખ્યા તરસ્યા હતા?'

'તુ જ વિચાર તારી આસપાસ કેટલા ભૂખ્યા તરસ્યા હતા તેમને તે અન્નપાણી ન આપ્યા કેટલા ટાઢે થરથરતા હતા, તેઓને તે કપડા ન આપ્યા—એનો અર્થ એ જ કે તે મારી ઉપેક્ષા કરી' ભગવાને કહ્યુ * * *

# પરિક્રમા

'એક દીવાનો'

કાર્તિકી પૂર્ણિમા !

ચારે તરફ ચાંદનીની ચાદર પાથરવામાં આવી છે.

પણ આ ચાદર કોણે પાથરી હશે ?

પરંતુ આ ચાદર છે કે ગૌરાંગ મહાપ્રભુનો સુંદર ચહેરો છે ?

શું પૂર્ણિમાના ચાંદનો ગોળ આકાર ગૌરાંગની યાદ નથી આપતો ?

પણ આ ગૌરાંગ કોણ ?

ગૌરાંગ એટલે પ્રેમ-ભક્તિ, પ્રેમ-અનાસક્તિનું એક સુંદર પ્રતીક, જે માનવના ઇતિહાસમાં વારંવાર ઉદ્‌ભવે છે, જ્યારે જ્યારે સાચા હૃદયમાંથી વહેતી જ્ઞાનની નદી શુષ્ક અને ક્ષીણ થઈ જાય છે અને એ નદીમાં ફરીથી એક પૂર આવે, એટલા માટે જ તો ગૌરાંગ જેવા પ્રભુ-પર-ગાંડાઓ, જેમ પતંગિયું પ્રકાશ પર ગાંડું બની જાય છે તેમ પ્રભુ પર ગાંડા બનેલાઓ આ માનવસમાજમાં જન્મે છે. કારણ કે ભક્તિ તો વડના ઝાડની જેમ છે. તે ધીરે ધીરે જ પાકે છે.

પણ ગૌરાંગ જેવા પ્રેમ પૂજારીઓ પોતાનું શરીર છોડી દીધા પછી પણ લોકોને મસ્તીનો વારસો આપતા જાય છે.

તેથી જ તો પૂર્ણિમાનો ચાંદ પ્રેમિક, સાધક કે પાગલને વધારે ને વધારે ગાંડો બનાવે છે.

ચાંદ પૃથ્વીની પરિક્રમા કરે છે, જેમ ગૌરાંગ મહાપ્રભુની પરિક્રમા કરે છે.

પણ આજે હજારો લોકો કોની પરિક્રમા કરી રહ્યા છે ?

'ગિરનારની.'

પણ આ ગિરનાર કોણ છે ?

એક નાર જે સદા નરની શોધમાં આખા જગત અને જીવનની પરિક્રમા કરે છે.

પણ આ નાર કોણ અને આ નર કોણ ?

નાર છે માણસનો આત્મા અને નર છે આત્માનો પરમાત્મા.

પણ આ નરમાં એવું તે શું છે જેથી નાર તેના પર ગાંડી બનીને તેની પરિક્રમા કરે છે ?

આ નર છે-શિવમ્, સત્યમ્, સુન્દરમ્.

અને શું જ્યારથી જગતની રંગભૂમિ પર માણસ ઊતર્યો છે ત્યારથી તે જુદી જુદી રીતે આ ત્રિમૂર્તિની પરિક્રમા નથી કરતો આવ્યો ?

એવી પરિક્રમાના પરિણામે જ તો માણસ આજે સભ્ય, શિષ્ટ અને શિક્ષિત બન્યો છે; નહીં તો આજ સુધી જંગલી અને અમંગલકારી જ રહી ગયો હોત.

પણ જીવનનું આ ધ્યેય માણસ પોતાની દૈનિક જિંદગીમાં ઘણી વાર ભૂલી જાય છે

તેની તે ધ્યેયનું સ્મરણ કરવા માટે આ વાર્ષિક કાર્તિકી પૂર્ણિમાના શુભ દિવસે ગિરનારની પરિક્રમા કરવાનું પ્રતીક તેણે ઊભું કર્યું છે.

અને એનું સ્મરણ કરતાં જ એ લોકોના આત્મામાં ઉલ્લાસ અને ઉમંગનું એક પૂર. આવી જાય છે. તેથી જ તો કેટલી ઝડપથી તેઓ પરિક્રમા કરે છે. પણ તેમની પરિક્રમામાં ફક્ત ઝડપ જ નથી તેમની ગતિમાં અતિશય આનંદ પણ છે.

આજે તેઓ ચાલતા નથી, પણ ઊડે છે !

એવી ગતિ-પ્રદાયક છે માણસની શિવમ્. સત્યમ્ અને સુન્દરમની પરિક્રમા અને તેની આ પરિક્રમા છે નારની નિરંતર શોધ નર માટે

અને બિંદ્રાબનમાં એક જ નર હતો ને તે—કૃષ્ણકનૈયા બાસુરી બજૈયા—બીજી બધી તો નારીઓ જ હતી ને ?

*

જે લોકો ઈશ્વરનું શરણ લે છે તે પોતાને માથે આવી પડતી હરકોઈ આફતનો પોતાના કલ્યાણ માટે ઉપયોગ કરી શકે છે.

—ગાંધી

# ગાંધી મલંગ

ગુરુદયાલ મલિક

સૂર્યોદય થવાને હજી વાર હતી, જૂની દિલ્હીથી રાજઘાટ તરફ જતા કેટલાક માણસો મે જોયા એ લોકો યમુનામા સ્નાન કરવા જતા હોય એમ લાગતુ હતુ હુ પણ એમની પાછળ પાછળ ગયો બાપુની સમાધિ પર પહોચીને એ લોકો ત્યા બેઠા અને 'રઘુપતિ રાઘવ રાજા રામ' ની ધુન ગાવા લાગ્યા

શાન્ત વાતાવરણમા બાપુના આત્માને પ્રણામ કરી, એ લોકો થોડી વાર પછી ચાલ્યા ગયા હુ એમને ક્યાય સુધી જતા જોઈ રહ્યો

યમુના તરફ જનારા એ લોકો 'રઘુપતિ રાઘવ રાજારામ' ગાતા ગાતા જતા હતા મને લાગ્યુ કે એ લોકો સાચા અર્થમા સ્નાન કરશે કેમ કે, નદીમા સ્નાન કરવાથી તો માત્ર શરીર જ શુદ્ધ થાય, અને કોઈ મહાપુરુષની ચરણરજ તો માનવીના આત્માને સ્વચ્છ કરી દે છે

યમુના તરફ જનારા એ લોકો 'રઘુપતિ રાઘવ રાજા રામ'નુ ગાન બરાબર કરતા હતા પણ મે જોયુ કે એમાનો મોટો ભાગ 'સીતારામ' કહીને જ અટકી જતો હતો જાણે ગાધીજીએ કોઈ દિવસ 'ઈશ્વર અલ્લા તેરે નામ' એ બીજી પંક્તિ ગાઈ જ નહી હોય!

ખરી રીતે તો એ ધુનની બને પંક્તિમા શો અર્થ સમાયો છે એ શીખવવા-સમજાવવા ને માટે એમણે પોતાનો પ્રાણ સુધ્ધા આપી દીધો આ લોકો કેટલા બધા રુઢિગ્રસ્ત છે કે ઈશ્વર અલ્લાહને તેઓ હજી પોતાના ચોકીદાર જ સમજે છે, એ વિચારે મારા દિલને સખ્ત



આઘાત લાગ્યો જ્યા ઈશ્વર અને અલ્લાહમા કોઈ ભેદ નથી સત્યનુ એ મુક્ત આકાશ એ લોકો જોઈ શકતે તો કેવુ સારુ થાત'

એવા કેટલાક વિચારોએ મને ઉદાસીનતા અને અંધકારમા નાખી દીધો એમાથી બહાર નીકળવા હુ ચૂપચાપ સમાધિની એક બાજુ પર, ખૂણામા બેસી ગયો અને બાપુના આત્માની જ્યોતિનુ એક કિરણ શોધવા લાગ્યો હુ એમણે શીખવેલા સત્યનુ ધ્યાન ધરવામા મગ્ન થઈ ગયો

જ્યારે મે આખ ખોલી ત્યારે સૂર્ય ઊગી ચૂક્યો હતો મને એવુ લાગ્યુ કે જે કોમળ કિરણો મારા માથા પર પડી રહ્યા છે તે બાપુના હાથની કોમળ આંગળીઓ હતી—જે એમણે ક્યારેક મારા માથા પર આશીર્વાદ માટે મૂકી હતી

મારા દિલમા હવે ઉદાસીનતાને બદલે ઉત્સાહ હતો, આનંદ હતો, કેમ કે મે વિચાર્યું કે લોકો ગમે તેટલુ ભૂલી જાય—પોતાના સ્વાર્થ કે સંપ્રદાયના નામે—તો પણ સત્ય તો અટળ ને અમર જ રહેવાનુ જ છે, આ માત્ર મારા હવાઈ તરંગો ન હતા, આત્માના

સ્વાભાવિક સત્યમા અગાધ વિશ્વાસ હતો, અને એનુ પ્રમાણુ મને તરત પ્રત્યક્ષ મળી ગયુ

સમાધિ આગળથી ઊઠીને હુ મારા ઉતારા તરફ જવાની તૈયારી કરતો હતો એવામા જ, એક સરહદી પઠાણ ત્યા આવી ચઢયો એણે પોતાના જોડા, સમાધિની બહાર કાઢી નાખ્યા, અને સમાધિ પાસે આવી પ્રાર્થના કરવા લાગ્યો "હે અલ્લાહ ! ગાધી મલગના આત્માને શાતિ આપ ! એ તારો સાચો સેવક, સાચો વલી હતો કેમ કે એણે માનવજાતને સાચો રસ્તો બતાવ્યો

"અમે તો તારુ નામ લઈને અદર અદર લડતા હતા ત્યારે એણે અમને કહ્યુ કે, 'ઈશ્વર અલ્લાહ બને એક જ છે, અને આપણે તેના બાળકો છીએ આપણે ભાઈભાઈ છીએ માટે આપસમા પ્રેમ ને સપથી રહેવુ જોઈએ હે અલ્લાહ, અમને એવી અક્કલ આપ, એવી તાકાત આપ કે અમે ગાધીજીને કદી ન ભૂલીએ ઈશ્વર અલ્લાહ તેરે નામ !"

એ દૃશ્ય જોઈને હુ સ્તબ્ધ થઈ ગયો માથુ ઊચુ કરીને પઠાણુ તરફ જોવા લાગ્યો એની આખોમા આસુ હતા મે મારા મનને પૂછયુ આ પાણી ક્યાથી આવ્યુ ? મારુ મન મન કહેવા લાગ્યુ એ પાણી યમુનાનુ નથી, એ તો પ્રેમનદીનુ પાણી છે જેના કિનારે એક પ્રયાગ છે જ્યા હિન્દુ, મુસલમાન શીખ, ઈસાઈ, યહુદી, પારસી—બધા હળીમળીને રહે છે

મને લાગ્યુ કે હવે મારા પગ અહી જ જડાઈ જશે ને પેલો પઠાણ પણ અહીથી ક્યાય નહી જાય પણ એમ તો કેમ બને ? પઠાણ તો ગયો અને એની પાછળ પાછળ મારા પગ પણ ઊપડયા

ઉતારે પહોચ્યો ને મીરાના ભજનની એક કડી મારા મનમા ગુજવા લાગી

મીરા કે પ્રભુ ગહિર ગભીરા,
હૃદય રહો જી ધીરા,
આધી રાત કો દર્શન દીનો,
પ્રેમ નદી કે તીરા'

મારુ મન બોલી ઊઠયુ પેલા પઠાણની ને તારી આખમા જે પાણી આવ્યા હતા એ, એ જ પ્રેમનદીના હતા, સમજ્યો ?

ખરેખર, એ વખતે પઠાણની દુઆના શબ્દો મારા હૃદયદ્વાર પર ટકોરા મારવા લાગ્યા અને હુ નત મસ્તકે ગાધી મલગના ધ્યાનમા ખોવાઈ ગયો

☆

જેમ ભગવાન કૃષ્ણે કામ કરતા કરતા વિદ્યા સપાદન કરી હતી—શિક્ષણ પ્રાપ્ત કર્યુ હતુ, એ જ રીતે આપણા છોકરાઓને શિક્ષણ મળવુ જોઈએ ભગવાન કૃષ્ણ ગાય ચરાવતા હતા, દૂધ દોહતા હતા, ઘર લીપતા હતા, મહેનત મજૂરી કરતા હતા, ગુરુના ઘરે જઈ લાકડા ચીરતા હતા, અર્જુનના ઘોડાઓની સેવા કરતા હતા અને એનુ સારથિપદ પણ સાચવતા હતા રાજસુય યજ્ઞ વખતે એમણે યુધિષ્ઠિર મહારાજ પાસે કામ માગ્યુ તો યુધિષ્ઠિરે કહ્યુ કે, 'તમને ચીધવા જેવુ કોઈ કામ અમારી પાસે નથી ' કૃષ્ણે કહ્યુ કે, 'હુ નવરો બેસી રહેવા નથી માગતો ' ત્યારે યુધિષ્ઠિરે કહ્યુ કે તમે જાતે જ કોઈ કામ શોધી કાઢો ' કૃષ્ણે કહ્યુ કે, 'મે કામ શોધી કાઢયુ, એઠા વાસણો માજવા, અને છાણ લીપવાનુ કામ હુ કરીશ એ કામને હુ લાયક છું એ એ રીતે એમણે એઠા વાસણો માજવાનું કામ કર્યુ એનુ વર્ણન શુકદેવે ભાગવતમા અને વ્યાસ ભગવાને મહાભારતમા કર્યુ છે અને જ્યારે જરૂર પડી ત્યારે કૃષ્ણ ભગવાને અર્જુનને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ પણ આપ્યો.

—વિનોબા

*

આધા અમારા જ્ઞાનતેજ દો રહ્યા અનિલ,
મગનજી બતાવી મોઈને બરમાવતા નથી'

પૃથ્વી પરના માનવીઓનો પોતા પ્રત્યેનો ભક્તિભાવ નિહાળીને એકવાર બ્રહ્મા બહુ પ્રસન્ન થયા; અને એ બદલ, દેવદૂતોને હાથે એ માનવીઓ માટે ભેટ–સોગાદ મોકલવાનો એમણે વિચાર કર્યો. અને એ કાર્ય માટે ચાર દેવદૂતોની વરણી કરવામા આવી

પછી બ્રહ્માએ પહેલા દેવદૂતને ઉદ્દેશીને કહ્યુ . 'મારા તરફથી પુરુષ માટે તું એક સોગાદ લઈ જા."

બીજાને કહ્યુ : 'મારા તરફથી સ્રી માટે તુ એક સુંદર સોગાદ લઈ જા ત્રીજાને કહ્યુ : 'મારા તરફથી નિર્દોષ બાળકોને તુ એક સુદર સોગાદ આપી આવ.'

અને પછી ચોથા દેવદૂતને કહ્યુ : 'કવિ માટે કોઈ યોગ્ય સોગાદ તું લઈ જા' અને ચારે દેવદૂતો બ્રહ્માની સામે પોતાનાં મસ્તકો નમાવી દીધાં. પછી ધીરે રહીને પહેલો દેવદૂત બોલ્યો : ' પ્રભુ! પુરુષ માટે હું કઈ સોગાદ લઈ જાઉં ? ધન–દોલત ?'

'ના.' બ્રહ્માએ કહ્યુ

'શક્તિ ?'

'ના.'

'માન–ઈજ્જત ?'

'ના.' બ્રહ્માએ કહ્યુ, 'જેની મદદથી દુનિયાની દરેક ચીજ એ પ્રાપ્ત કરી શકે છે એવી સોગાદ તું પુરુષ માટે લઈ જા.'

દેવદૂત જરા મૂંઝવણમા પડી ગયો 'એવી કઈ ચીજ છે, મારા માલિક ?'

'ધૈર્ય અને હિંમત' બ્રહ્માએ સ્પષ્ટતા કરી. 'પુરુષ માટે એનાથી વધુ સારી બીજી કોઈ સોગાદ નથી. જે પુરુષ પાસે ધૈર્ય અને હિંમતની પૂંજી હોય તેને વળી બીજી કોઈ ચીજની જરૂરત પણ શી છે?'

પછી બીજો દેવદૂત આગળ આવ્યો, અને પ્રણિપાત કરી કહેવા લાગ્યો 'હે વ્યોમ અને ભોમના માલિક! સ્રી માટે હુ કઈ સોગાદ લઈ જાઉ ?'

બ્રહ્માએ કહ્યુ : 'એના માટે તુ જાતે જ કોઈ ચીજ પસદ કર.'

'શીલ ?' દેવદૂતે પૂછયુ

'ના. એ ચીજ તો હું પહેલેથી જ સ્રીને આપી ચૂકયો છું.'

'પ્રેમ ?'

'પ્રેમ પણ સ્રીના સ્વભાવમા છે જ '

'ત્યારે સ્રી માટે હુ કઈ સોગાદ લઈ જાઉ, મારા નાથ ?'

'તેનુ દિલ બહેલાવવા માટે એક સુદર નાનુ બાળક '

પછી ત્રીજા દેવદૂતે આગળ આવી પૂછયુ 'અને બાળક માટે હુ કઈ સોગાદ લઈ જાઉ, મારા સ્વામી ?'

'તું જ વિચારીને કહે '

'સ્વર્ગ–વાટિકાના થોડા સુદર ફૂલ ?'

'ના.'

'અપ્સરાઓના હાથે બનેલા સુદર રમકડા ?'

'ના. એ પણ નહી '

'ત્યારે નિર્દોષ બાળકો માટે હુ કઈ સોગાદ લઈ જાઉં, પ્રભુ ?'

'તેમના માટે તુ નચિતાઈ અને આનદ ભર્યું દિલ લઈ જા.'

હવે ચોથા દેવદૂતનો વારો આવ્યો. સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને પૂછયું : "હે જળ અને સ્થળના સ્વામી ! કવિ માટે હુ કઈ સોગાદ લઈ જાઉં ?"

'તું જ કોઈ સારી ચીજ શોધી કાઢ.'

દેવદૂતે વિચારીને કહ્યું : 'ગૂઢ અર્થના આકાશના થોડાક તારલા ?'

'ના'

'હવી કલ્પનાઓ ?'
'એ તો મેં કવિને આપી જ છે.'
'અક્ષય કીર્તિ ?'
'એ પણ હું કવિને આપી ચૂક્યો છું.'
દેવદૂતે મૂંઝાઈને પૂછ્યું, 'ત્યારે કવિ માટે
હું કઈ સોગાદ લઈ જાઉં, મારા નાથ ?'
ત્યારે બ્રહ્માએ કહ્યું : 'કાવ્ય-સર્જન માટે કવિ રાતોના ઉજાગરા વેઠે છે. એના માટે તું 'આરામની નિદ્રાની સોગાદ લઈ જા.'

અનુ૦ અંજુમ વાલોડી

☆

## ભમતાં પંખીડાં

० ગ્રીષ્મનાં ભમતાં પંખીડાં, થોડુંક ગાઈને ઊડી જવા માટે મારી બારી સામે આવી એસે છે અને જેમની પાસે ગાવાને કોઈ ગીત નથી એવાં પાનખરનાં પીળાં પાંદડાં ગણગણીને નિસાસા નાંખતાં ત્યાં ખરી પડે છે

० 'તારી ભાષા કઈ છે, હે સમુદ્ર?'
'અનંત પ્રશ્નની ભાષા.'
'અને તારી ભાષા કઈ છે એ કહે, ગગન!'
'અનંત શાન્તની ભાષા '

० 'અમે ખખડતાં પર્ણો એક અવાજ ધરાવીએ છીએ, જે તોફાનોને જવાબ આપે છે; પણ આવું શાંત તું છે કોણ?'
'હું એક પુષ્પમાત્ર છું'

० 'ચંદ્રમા! તું શાની વાટ જુએ છે?'
'સૂર્યને પ્રણામ કરવાની જેને માટે મારે માર્ગ કરી આપવો જ જોઈએ.'

० પોપ ગાય છે: 'જ્યારે હું મારું સ્વાતંત્ર્ય મેળવું છું ત્યારે મને મારું ગીત મળી જાય છે '

० પોતાનાં શસ્ત્રોને જ જેણે દેવ બનાવી દીધાં છે, તેનાં શસ્ત્રો જીતે છે ત્યારે તે પોતે હાર પામે છે

० 'વહી જતી ક્ષણોથી કદાપિ બીશો નહિ.'—અનંતનો નાદ એમ ગાય છે.

० પ્રભુ, મનુષ્યને કહે છે : 'હું તને સાજો કરું છું, માટે ઇજા કરું છું; ચાહું છું, માટે શિક્ષા કરું છું.'

० તાજું ખીલેલું પુષ્પ પોકારીને કહે છે : 'વહાલી દુનિયા! કૃપા કરીને કરમાઈ જઈશ નહિ '

० અસત્ય પોતાનો પરાજય ખમી શકતું નથી; સત્ય ખમી શકે છે.

० 'આનંદમાં આવી જઈને હું મારું બધુંયે પાણી આપી દઉં છું;' ધોધ ગાય છે. 'જો કે તરસ્યા માટે એમાંનું બહુ થોડું યે પૂરતું છે.'

० કઠિયારાના કુહાડાએ પોતાને જોઈતા હાથાની વૃક્ષ પાસે ભીખ માંગી વૃક્ષે તે આપી દીધો.

० 'આપણી વચ્ચે કેટલું અંતર છે, હે ફળ?'
'હું તો તારા અંતરમાં જ છુપાયું છું, હે પુષ્પ!'

० શક્તિએ દુનિયાને કહ્યું : 'તું મારી છે.'
અને દુનિયાએ એને કેદ કરીને પોતાના સિંહાસન ઉપર બેસાડી દીધી
પ્રેમે દુનિયાને કહ્યું: 'હું તારો છું'
અને દુનિયાએ પોતાના ઘરમાં મુક્ત-વિહાર કરવાની એને સ્વતંત્રતા આપી દીધી.

રવીન્દ્રનાથ ટાગોર

અનુ૦ અંજુમ વાલોડી

## જીવન-પરિવર્તન

મુકુલભાઈ

એક લૂંટારાનો સરદાર હતો. તે ફકીરના વેશમાં રહેતો અને હાથમાં માળા રાખતો. તે ધનિકોને લૂંટતો, પરંતુ એ ધનમાંથી ગરીબ-ગુરબાને ખેરાત કરતો. તે આમ તો ધાર્મિક વિચારનો હતો શુક્રવારે નમાજ પણ પઢતો અને તેની ટોળીના બધા સાગરીતો માટે શુક્રવારની નમાજ ફરજિયાત હતી.

એક વાર એની ટોળીએ વેપારીઓના કાફલા પર હુમલો કર્યો વેપારીઓ ગભરાઈ ગયા અને જાનમાલ છોડીને ભાગંભાગા કરવા લાગ્યા તેઓમાંનો એક વેપારી પૈસાની થેલી લઈને છટકી ગયો અને જ્યાં પેલો સરદાર માળા જપતો બેઠો હતો એ તંબૂમાં દાખલ થયો. ફકીરને માળા ફેરવતો બેઠેલો જોઈને તે એની પાસે ગયો અને પગે પડી કરગરતો બોલ્યો 'ફકીરબાબા, રહેમ કરો. અમારા કાફલા પર લૂંટારાઓએ હુમલો કર્યો છે. હું માંડ માંડ મારા પૈસાની થેલી લઈને ભાગી છૂટ્યો છું. આપ આ થેલીને આપના તંબૂમાં રાખવા દો. હું થોડા વખત પછી બધું શાંત પડશે ત્યારે લેવા આવીશ'

ફકીરના વેશમાં બેઠેલા લૂંટારાના સરદારે ધીમેથી કહ્યું: 'તમે પેલા ખૂણામાં થેલી મૂકીને જાઓ તમને જ્યારે વખત મળે ત્યારે આવીને લઈ જજો."

પેલો વેપારી થેલીને એક ખૂણામાં મૂકીને ફકીરનો આભાર માનતો બહાર ચાલ્યો ગયો.

એકાદ કલાક પછી બધે શાંતિ થઈ, એટલે પેલો વેપારી થેલી પાછી લેવા તંબૂમાં દાખલ થયો. પરંતુ આ શું? તંબૂમાં તો બધા લૂંટારાઓ ભેગા થઈ પેલા ફકીરની આજુબાજુ બેસીને લૂંટનો ભાગ પાડતા હતા! પેલા વેપારીને સમજાઈ ગયું, કે, ફકીરના વેશમાં તો લૂંટારાઓનો સરદાર જ છે! હવે તેને તેની થેલી શાની પાછી મળે? તે હતાશ થઈને છાનોમાનો બહાર જતો હતો, એવામાં સરદારે તેને કહ્યું: "અરે ભાઈ, તમારી પેલી થેલી લઈ જાઓને! એ તો હજી ત્યાં જ પડી છે."

વેપારી તો એ સાંભળી વિમાસણમાં પડી ગયો! શું એ સરદાર સાચું કહે છે કે તેની મશ્કરી જ કરે છે? તેણે ખૂણામાં નજર કરી તો સાચેસાચ થેલી ત્યાં જ પડી હતી તેણે ત્યાં જઈને ગભરાતા ગભરાતા થેલી લીધી અને પેલા સરદારનો અહેશાન માની તે પાછો બહાર ચાલ્યો ગયો

આ જોઈને લૂંટારાઓએ પોતાના સરદારને કહ્યું "અરે આપે આ શું કર્યું? હાથમાં આવેલો માલ નકામો શા માટે જવા દીધો?"

સરદારે ધીમે અવાજે કહ્યું 'દોસ્તો, તમે બરાબર કહો છો પરંતુ પેલા વેપારીએ મને ફકીરના વેશમાં જોઈને એમ માની લીધું કે હું ખરેખર ખુદાનો બંદો હોઈશ અને એને જરૂર મદદ કરી શકીશ. એટલે તેણે મારા પર ભરોસો રાખીને પોતાની થેલી અહીં મૂકી તેથી ખુદાને પ્રસન્ન કરનારા આ વેશ તરફ માણસોને જે સદ્‌ભાવના છે, તેને જાળવી રાખવા માટે પણ મારે ફકીરને શોભે એવું વર્તન કરવું જોઈએ માટે મેં જે કંઈ કર્યું એ બરાબર જ છે અને હવે પછી ખુદાને એ જ અરજ કરું છું કે મને એ વેશને લાયક માણસ બનાવે.'

ત્યાર બાદ એ સરદારે લૂંટનો ધંધો છોડી દીધો અને આગળ જતા તે મહાત્મા ફજલ અયાઝ તરીકે જાણીતો થયો

✲

એ જ સુધો, એ જ મોંઘી, છૂત, હાર;
એક એની ધૂન ને લાખો ખુવાર! —અનંત

બલ્ખનો સુલતાન ઈબ્રાહિમ એક દિવસ દરબારમાં બેસી દરબારીઓ ને અમલદારો સાથે રાજ્યવહીવટ અંગે ચર્ચા-વિચારણા કરતો હતો. તેની આસપાસ તેના અંગરક્ષકો ઊભા હતા.

એવામાં એકાએક દરબારમાં એક તેજસ્વી પુરુષ એવા તો ઠસ્સાથી, વેગથી સુલતાનની પાસે આવી ઊભો કે કોઈ પહેરેગીર તેને અટકાવવાનું સાહસ કરી શક્યો નહીં

સુલતાન પોતાની વાતચીત પડતી મૂકી તેને જોઈ જ રહ્યો. થોડીવારે આશ્ચર્ય શમતાં સુલતાને તે પ્રતિભાશાળી પુરુષને પૂછ્યુ. 'અરે તમે કોણ છો? અહીં આમ એકાએક શા માટે આવ્યા? તમારે શું જોઈએ છે?'

'હું એક મુસાફર છું, મારે ઉતારો જોઈએ છે, માટે અહીં આવ્યો છું. મને આ સરાઈમા ઊતરવા દેશો?' તે દિવ્ય પુરુષે કહ્યુ.

'ભાઈ, આ તો મહેલ છે—રાજ્ય દરબાર છે, આ કાંઈ સરાઈ-ધર્મશાળા નથી. સુલતાને કહ્યુ

'એમ? વારુ ત્યારે તમારા પહેલા અહીં કોણ રહેતું હતું?'

'મારા પિતાશ્રી'

'તેમના પહેલાં કોણ રહેતુ હતુ?'

'મારા પિતામહ.'

'અને પિતામહના પહેલાં?'

'તેમના પિતાશ્રી.'

આમ પેલો દિવ્ય પુરુષ પૂછતો ગયો તેમ તેમ સુલતાન પોતાનાં પૂર્વજોનાં નામ દેતો ગયો.

પછી પેલા દિવ્ય પુરુષે સુલતાનને પૂછ્યું: 'ભાઈ, હવે તું જ કહે છે કે તમારા કેટલાય પૂર્વજો અહીં આવ્યા, રહ્યા અને ચાલ્યા ગયા. વારુ, જે સ્થળે કોઈ માણસ ઊતરે, રહે અને પાછો ચાલ્યો જાય તેને સરાઈ-ધર્મશાળા નહીં તો બીજું શું કહે?' એટલું કહીને જવાબ સાંભળવા ન થોભતાં તે દિવ્ય પુરુષે વેગથી પાછા ફરવા માંડ્યું.

સુલતાનને લાગ્યુ કે આ કોઈ દિવ્ય પુરુષ છે તેને આમ જવા ન દેવાય તે સિંહાસન પરથી ઊતરીને તેની પાછળ દોડયો અને પૂછ્યું: 'કૃપા કરીને મને એ કહેશો કે તમે કોણ છો?'

'હુ ખિજર (એક અમર ફિરસ્તો) છું.' એમ કહીને તે ઝડપથી જોતજોતામાં દૂર અદ્રશ્ય થઈ ગયો

આ પ્રસંગથી સુલતાનના આંતરચક્ષુ ઊઘડી ગયા. અને તેણે પેલા દિવ્ય પુરુષની શોધ કરવા માડી પણ તેનો પત્તો ન લાગ્યો. ત્યારે તે રાજપાટ છોડીને ફકીરી ધારણ કરી સાધના ને તપશ્ચર્યામા દિવસો ગાળવા લાગ્યો

આનંદ, આઝાદી અને સ્નેહ

પોતાની વાસનાઓના મૂળ લક્ષ્યને શોધી કાઢો. પછી તમે માયાના મોહમાં ભરમાશો નહીં.

તમે દુઃખના સાગરમાં ડૂબકી નહીં મારો તો આનંદને તમે કેવી રીતે સમજી શકશો?

પરાધીનતાની વેદનાથી પીડાઈને તમે ચીત્કાર નહીં કરો તો સ્વાધીનતાનો અનુભવ તમને કેમ થશે?

સ્નેહના બંધનમાંથી છૂટવા માટે વ્યાકૂળ થયા વિના સ્નેહને તમે કેવી રીતે જાણી શકશો?

મેં તો નિસ્તબ્ધ રાત્રિના ઘોર અંધકારમાં ફૂલોને ખીલતાં જોયાં છે! —કૃષ્ણમૂર્તિ

# ચાચાજીની વાતો

વિમળા પટેલ

ચારેક દાયકા પહેલાની વાત છે ત્યારે ચાચાજી જુવાન ગુરુદયાળ હતા

ચાચાજીના પિતા ખૂબ જ સ્નેહાળ, તેમ સ્વભાવે આકરા પણ એવા જ! ક્રોધે ભરાય ત્યારે દુર્વાસા ને ક્રોધ શમી જાય ત્યારે રડી યે પડે એવા ફૂલથી યે કોમળ'

ગુરુદયાળ પિતાના લાડકા દીકરા ઘરમા મરચાનો ચાળ જરા વધારે બધાને જ તીખુ તમતમતુ જોઈએ પિતા પણ આખુ ને આખુ મરચુ જ સ્વાદ માટે મોમા નાખે! માત્ર ગુરુદયાળ જ એમા અપવાદ! શાકમા જરા મરચુ વધારે આવ્યુ કે જોઈ લો મઝા! મોઢુ લાલ ચોળ થઈ જાય, આખમા આસુ આવી જાય, નાક પણ ગળવા માડે ને વ્યાકુળ થઈ જાય એટલે પિતાનો હુકમ હતો કે દાળ શાકમા મરી મસાલા સાવ ઓછા નાખવા ગુરુદયાળ ખાઈ શકે એટલુ જ તીખુ ભોજન કરવુ

એક દિવસની વાત છે

રસોડામા બધા જમવા બેઠા હતા તે દિવસે ભૂલથી જરા વધારે મરચા નખાઈ ગયેલા ચાચાજીએ જેવો કોળિયો મોમા નાખ્યો કે જીભ ચચરી ઊઠી! આખે લાલ પીળા દેખાવા લાગ્યા, લાય બળવા લાગી. આખમા પાણી આવી ગયા જીવ અકળાવા લાગ્યો

પિતાજીએ એ જોયુ ને તરત પૂછ્યુ 'કેમ ગુરુદયાળ મરચા વધારે છે શુ ?'

ગુરુદયાળને લાગ્યુ—પિતાજી માની હવે ખેર નથી કઈ કઈ કહી નાખશે માતાજી પણ ગભરાયા હમણા વરસી પડશે

પણ ગુરુદયાળે તરત રુમાલ કાઢી આખનુ પાણી લૂછતા લૂછતા સ્વસ્થ થતા જવાબ આપ્યો 'ના, ના, ખાસ એવુ નથી જરા પડી ગયુ હશે પણ ચાવશે એ તો સહેજ લાગ્યુ, પણ વાંધો નહી '

અને પિતાજીને ગળે એ વાત સદ્ભાગ્યે ઊતરી ગઈ એટલે કશુ બોલ્યા નહી.' વાદળ વરસ્યા વિના જ વીખરાઈ ગયા

જીભે થોડુ ખમ્યુ એમા શુ ? મા, દીકરા ખાતર કેટલુ સહન કરે છે ? એના હિસાબે તો એ કઈ જ નથી આ હતા ગુરુદયાળના મનોભાવ

આજે યે ચાચાજીમા એવી, બલ્કે એથી વધારે ઉદારતાના દર્શન થાય છે

☆

'બાબુજી, સબ લોગ જેલમે છૂટકર આ ગયે હૈ સિર્ફ મેરા લાલ–પુત્ર નહી આયા કૃપા કર કે બતલાઈયે, ક્યા બાત હુઈ હૈ ?'

એક ડોશી, મળુ ફૂટતી, કલ્પાંત કરતી પંડિત જવાહરલાલ પંડિત માલવિયાજી વિગેરે બેઠા હતા ત્યા આવીને કહેવા લાગી ૧૯૧૯મા લાહોર મુકામની આ વાત છે

'માતાજી, આપ શાન્ત હો! મે અભિ પતા લગાતા હુ કે બાત ક્યા હૈ !' પંડિત માલવિયાજીએ ડોશીને સાંત્વન આપતા કહ્યુ અને તે ડોશીની વાત પૂરેપૂરી સાંભળીને સમજી લીધી પછી પાસેના ખંડમા હુ કામ કરતો હતો ત્યા મને હાક મારી 'ગુરુદયાળ યહા આવ!' અને હુ સૌ મોવડીઓ બેઠા હતા ત્યા ગયો

'જાઓ, યહ માતા કહેતી હૈ ઉસકે બારેમે સબ કુછ જાચ કરો.' માલવિયાજીએ મને કહ્યુ

'જી' કહીને હુ પાછો વળ્યો ત્યા માલવિયાજીએ ફરી બોલાવ્યો ને સૂચના આપી 'ગુરુદયાળ, લાટસાહબ કે પાસ જાવ ઔર સબ હકીકત માલૂમ કરકે આવો!'

હિમાલયની એક નાનકડી ટેકરી જેવો હુ, અને પર્વતરાજ જેવા લાટસાહેબ પાસે મારે જવાનુ! હુ મૂઝાયો ત્યા તો એ કહી જઈને માલવિયાજીએ કહ્યુ 'મે કહતા હૂ કી તુમ

લાટસાહેબકે પાસ જાવ.

હું શ્રદ્ધા ને વિશ્વાસ સાથે જવા નીકળ્યો.

લાટસાહેબ બે માઈલ દૂર રહે, ત્યાં ટાંગો કરીને જ જઈ શકાય. ત્યા એક ટાંગાવાળો મને જોઈને પૂછવા લાગ્યો: 'બાબુજી, ટાંગા ચાહીયે?'

'જી હા. બોલિયે કયા દામ લોગે? લાટસાહબ કે ઘર જાના હૈ.'

મારું કહેવું સાભળી ટાંગાવાળો મને જોઈ જ રહ્યો! લાટસાહેબને ત્યા જનારના દીદાર તો જુઓ! 'બડે આદમી ભી જાનેસે ગભરાતે હૈ. ઔર યે લેબાસ........ઠીક, પાચ રૂપિયે પડેંગે!'

મારે તો કોઈ પણ હિસાબે જવુ હતું એટલે હું તો ટાગામા ચઢી બેઠો ટાગો ચાલ્યો. લાટસાહેબના ભવનથી એકાદ માઈલ છેટે ટાગો ઊભો રાખી ટાગાવાલાએ ભાડું માગી ઊતરી જવા કહ્યું. અને ધમકી પણ આપી: 'મેરા કિરાયા દે દીજીયે. જ્યાદા બાત મત કરીએ!'

મે રકઝક કર્યા વિના પૈસા આપી ચાલવા માડયું. રસ્તામા જ પોલીસે મને રોકયો: 'અરે એ પાગલ, કહા જાતે હો?'

ટાંગાવાલાએ બાકી રાખેલું પોલીસે પૂરુ કર્યું. પણ એમ મિજાજ ગુમાવ્યે કંઈ પાલવે? 'મંય પડિત માલવિયાજીકી ઔરસે લાટસાહબ કે પાસ જા રહા હુ!' સ્વસ્થતા જાળવીને મે જવાબ આપ્યો.

માલવિયાજીનું નામ સાભળીને એ વધુ કંઈ ન બોલ્યો અને મને સઘાત કરી આપ્યો. તેની સાથે લાટસાહેબના બંગલે પહોંચ્યો ત્યાં મને એક બાંકડા પર બેસવાની સૂચના મળી. અને હું બેઠો. વૃદ્ધ માનું આક્રંદ અને માલવિયાજીનો આદેશ આ બે વાતો મને ધીરજ, પ્રેરણા ને હિંમત આપતી હતી.

લાટસાહેબનો રહસ્યમંત્રી ક્રિકેટ કલબમાં હતો એવા સમાચાર મળ્યા. પણ મારે તો કામ કરીને જ પાછું ફરવાનું હતું એટલે રોકાયો. એક કલાક, બે કલાક, ત્રણ કલાક, ચાર કલાક! ધીરજ ખૂટાડી દે એવી આકરી પ્રતીક્ષા! આખરે એ ભાઈ આવ્યા ને મુલાકાત થઈ—હું રાજી થયો. મેં ડોશીના દીકરાની હકીકત ને માલવિયાજીનો આદેશ તેને કહ્યાં. પછી એ ભાઈ મને લાટસાહેબ પાસે લઈ ગયા. લાટસાહેબે પ્રેમથી બધી હકીકત સાંભળી અને એ સંબંધે જેલ સુપરિ૦ને ફોન કરી ડોશીના દીકરા વિશે પૂછપરછ કરી ઘટતું કરવાની સૂચના આપી અને એમણે આપેલો સંદેશો લઈને ઈશ્વરનો આભાર માનતો હું પાછો ફર્યો.

માલવિયાજીને મળીને બધી વાત વીગતે કહીને લાટસાહેબનો સંદેશો આપ્યો. બધા ખુશ થયા. પછી પેલી ડોશીને બોલાવીને એના દીકરાના શુભ સમાચાર આપ્યા. ડોશીએ આશીર્વાદ આપ્યા ને અમે તે માથે ચડાવ્યા.

ફરજ કહો કે આદેશ કહો, એનું પાલન કરવાની આવી જ શુભાનષ્ઠા ને હિંમત આપણામાં આવે તો?

*

હજરત ઉમર એક દિવસ લોકોને જમાડતા હતા. ખાનારાઓમાં એક માણસ ડાબા હાથે ખાતો હતો તે જોઈને હજરત ઉમર તેમની પાસે ગયા અને તેને પૂછયુ: 'ભાઈ તુ ડાબા હાથે કેમ ખાય છે?'

'જમણો હાથ નથી'

'કેમ નથી?'

'લડાઈમાં કપાઈ ગયો.'

'અરે રે! નમાજ વખતે તને વજૂ કોણ કરાવતુ હશે? માથુ કોણ ધોતુ હશે? કપડાં કોણ પહેરાવતુ હશે?'

પછી તે માણસ માટે હજરત ઉમરે એક નોકરનો બંદોબસ્ત કર્યો અને તેને જરૂરી ચીજો પોતાની પાસેથી આપી

# પ્રભુ પર વિશ્વાસ

ખંડેરાવ માનાજી પવાર

એક વેળા અફઘાનિસ્તાન દેશની રાજધાની ગિજની હતુ સુલતાન મહમદગ્યાનો બાદશાહ હતો. તેણે હિંદુસ્તાન પર ચડાઈઓ કરી કરીને અઢળક ધન મેળવ્યુ હતુ આખુ ગિજની આબાદ હતુ

ગિજનીને સીમાડે એક ઘર હતુ તે બિસ્મ ર હાવતમા અવાવરુ પડયુ હતુ તેમા ત્રણ મુસાફરોએ મુકામ કર્યો હતો રાત આદરણી હતી ત્રણે જણ જમીપરવારી ઘરના આંગણામા ચટાઈ પાથરી બેઠા હતા તેઓ કાબૂલથી આવેલા હતા બેઠા બેઠા આમતેમની વાતો કરી રહ્યા હતા

એટલામા બાદશાહ ત્યા આવી ચડ્યો વેશ બદલી નગરચર્યા કરવા નીકળ્યો હતો ત્યા તે ઘડીક ઊભો તેણે પ્રશ્નો પૂછી જાણી લીધુ કે એ ત્રણે કોણ છે અને ક્યાથી આવ્યા છે બાદશાહે ત્રણેને ઉદ્દેશીને કહ્યું

"આ શહેરના રહેવાશીઓ કોઈને પણ મદદ કરવા એક પગે તૈયાર હોય છે તમને શુ જોઈએ, તે કહેશો તો તે મેળવી આપવાનો હુ પ્રયત્ન કરીશ."

તે સાભળી એકે કહ્યુ 'હુ પહેલા ઘણો જ શ્રીમત હતો પરતુ મારા કર્મની કઠણાઈને લીધે સઘળી સપત્તિ નાશ પામી આવી પડેલા દારિદ્ર્યથી કટાળ્યો સુલતાન મહમદની ઉદારતાની કીર્તિ સાભળી હુ અહી આવ્યો છુ મને કોઈ દશ હજાર દિનાર આપે તો તેટલાથી હુ સુખી થાઉં, મારી ઈચ્છા પૂર્ણ થાય '

બીજાએ કહ્યુ 'મારી પત્ની ઘણી જ રૂપાળી અને સદ્ગુણી હતી, પરતુ કરાળ કાળે તેને ઝડપી લીધી! બીજી તેવી જ રૂપે ગુણે ઉત્તમ પત્ની મળે, તો મારો સસાર સુખે પાર પડે. મારા જેવો સુખી હુ જ છુ એમ લાગે સુલતાન આટલુ મારુ કામ કરી આપે એટલે બસ '

ત્રીજાએ તો કાઈ જ કહ્યુ નહિ અતે સુલતાને પૂછ્યુ "તમારે શુ જોઈએ?"

તેણે ગભીરતાથી કહ્યુ "મને કનક કે કાંતા બેમાથી એકે ન જોઈએ આપણને શુ જોઈએ તે આપણા કરતા ઈશ્વરને સારુ સમજાય છે તે જે કંઈ આપે છે તેમા જ હુ સતુષ્ટ રહુ છુ શુ આપવુ ને શુ ન આપવુ એ એકલો ઈશ્વર જ જાણે છે '

એ સાભળી સુલતાન ત્યાથી ચાલતો થયો

બીજે જ દિવસે સુલતાને પેલા ત્રણે પ્રવાસીઓને દરબારમા બોલાવી મગાવ્યા સુલતાને તેમને પૂછ્યુ તમે મારી રાજધાનીમા શી ઈચ્છાથી આવ્યા છો, તે વિના સકોચે કહો."

પહેલા બેએ તો આગલી રાતે જે કહ્યુ હતુ તે જ કહ્યુ પણ ત્રીજાએ કહ્યુ સુલતાન, તમને ઐશ્વર્ય પ્રાપ્ત થયુ છે, તો તેનો સદ્વ્યય કરી પ્રજાને સુખી રાખો મારા વિષે પૂછતા હો, તો હુ સમાધાન વૃત્તિમા સુખ માનનારો છુ મારી ગરજ જેટલુ મળ્યા કરશે ત્યા સુધી મને આપની મદદની જરૂર નથી આવશ્યકતા જેટલુ ઈશ્વર મને આપ્યા કરે છે '

સુલતાને તેને કઈ પણ માગવાનો ઘણો ઘણો આગ્રહ કર્યો પરતુ તેણે કાઈ જ માગ્યુ નહી જેને દ્રવ્યની અપેક્ષા હતી તેને દસ હજાર દિનારની કોથળી અપાવી જેને પત્નીની અપેક્ષા હતી, તેને એક સરદારની સુશીલ કન્યા અપાવી; અને તે ત્રણેને પોતાના વતનમા જવાની પરવાનગી આપી.

તે ત્રણે ગયા પછી સુલતાન બોલ્યો મારુ આટલુ બધુ ઐશ્વર્ય હોવા છતા ત્રીજા મુસાફરે કાઈ જ માગ્યુ નહી, એ મારે માટે શરમજનક છે "

એ સાભળી એક સરદાર બોલી ઊઠ્યો સુલતાન એ પ્રભુના પ્રતિનિધિ છે ગરજવાને

તમારી પાસે માંગવું જોઈએ અને તમારે તે આપવું જોઈએ. સુલતાને આપવા કહેલું જે સ્વીકારતો નથી તે પ્રભુનો તિરસ્કાર કરે છે! મને લાગે છે કે એ ઉદ્ધત માણસનો તો શિરચ્છેદ જ કરવો જોઈએ "

સુલતાનને એ સૂચના વાજબી લાગી તેણે એક સિપાઈને હુકમ કર્યો : " અહીંથી હમણાં જે ત્રણ પ્રવાસીઓ ગયા, તેમની પાછળ પાછળ જા, અને તેમાંનો જે ખાલી હાથે અને એકલો જતો હોય તેનું માથું ઉડાવી દે ! "

સિપાઈ ઝટપટ જઈ તેમની પાછળ ચુપચુપ પહોંચી જવા ઊપડયો.

જેની પાસે દ્રવ્યની કોથળી હતી, તે ઊંચકીને થાકી ગયો હતો, તેણે પેલા ખાલી હાથે ચાલતા ત્રીજા પ્રવાસીને કહ્યું : " મિત્ર, મારો હાથ આ કોથળીના ભારથી દુઃખી ગયો છે. માટે મહેરબાની કરી થોડી વાર સુધી તું લઈ લે. "

ત્રીજાએ તે ઉપાડી અને ત્રણે આગળ ચાલ્યા એટલામાં પેલો સિપાઈ ત્યાં પહોંચી ગયો. તેણે જોયું કે એક જણ બાયડી સાથે ચાલે છે, બીજો કોથળી ઉપાડી ચાલે છે, એટલે ત્રીજો ખાલી હાથે ચાલતો હતો તેનું માથું એક ઝટકે ઉડાવી દીધું અને તે માથું લઈ સુલતાન પાસે દોડી ગયો.

સુલતાને માથું જોઈ કહ્યું : " આ તો દિનાર લેનારાનું માથું! '

સુલતાને સિપાઈને ધમકાવી કાઢી મૂકયો અને બીજા સિપાઈને બોલાવી કહ્યું : " જેની સાથે બાયડી ન હોય, તેનું ડોકું કાપી અહીં હાજર કર "

સિપાઈ તો તલવાર લઈ ઊપડયો. રસ્તે આગળ જતાં બાયડીવાળા માણસને કોઈ કામ નિમિત્તે થોડી વારને માટે જવું પડયું. તેણે પોતાની પત્નીને પેલા ત્રીજા પ્રવાસીની સાથે ધીમે ધીમે આગળ ચાલવાનું કહ્યું અને થોડીવાર પછી આવી મળવાનું જણાવ્યું. એટલે તેઓ બંને ચાલતાં થયાં.

પાએક કલાક થયો હશે. પેલો માણસ કામ પતાવી પેલાંઓને પકડી પાડવા ઉતાવળે પગલે જઈ રહ્યો હતો, અને તેમને ઊભાં રહેવાનું બૂમ પાડીને કહી રહ્યો હતો. એવામાં બીજો સિપાઈ ત્યાં પહોંચી ગયો. પેલા સિપાઇએ જાણ્યું કે જે સ્ત્રી પુરુષ જાય છે તેમની પાછળનો માણસ ખાલી હાથે જ છે, એટલે તેણે ઝટ તલવાર ખેંચી પેલા માણસનું ડોકું ધડથી છૂટું પાડયું. તે દડાની પેઠે ઊછળીને નીચે પડયું! પેલાં બે પાછાં વળીને જોઈ જ રહ્યાં અને સિપાઈ ડોકું ઉપાડી ઊપડી ગયો!

સરદાર કન્યા અને ત્રીજો પ્રવાસી તો આભા જ બની બની ગયાં! ત્યાં જ બેસી પડયાં. જાણે તેમના પગ જ ભાંગી ગયાં!

પેલો સિપાઈ ડોકું લઈ સુલતાન પાસે હાજર થયો. ડોકું જોતાં જ તે બોલી ઊઠયો : 'આ બીજી ભૂલ થઈ! મને લાગે છે કે ત્રીજા પ્રવાસી પર પ્રભુની જ કૃપા છે. તે જ તેનું રક્ષણ કરે છે!'

સુલતાને સિપાઈને પાછો દોડાવ્યો. સરદાર-કન્યા અને ત્રીજા પ્રવાસીને તેડી લાવી સુલતાન પાસે હાજર કર્યાં.

સુલતાને ત્રીજા પ્રવાસીને પૂછયું : "તમારા બંને સોબતી કયા ગયા ?"

પ્રવાસીએ ગંભીરતાથી કહ્યું : 'જેણે તેમને કનક અને કાંતા આપ્યાં, તેણે તેમનો જીવ લીધો! પ્રભુ પર વિશ્વાસ ન રાખી માણસનો આસરો શોધે છે, તેમની આવી જ દશા થાય છે!'

એ સાંભળી સુલતાનને જ્ઞાન થયું. ખરેખર માણસ, માણસને કશું જ આપી શકતો નથી. તેણે તેને પોતાની પાસે રાખી લીધો અને ઘણા માનપાનથી નવાજ્યો.

રાત-દિનનું ચક્ર ફરતું, એ જ સાર !
જિંદગી શું માત્ર નભ્યા ને નવાજ ? —અનિલ

# નેકકમાઈનો એક પૈસો

રતિલાલ-અનિલ

અબૂ અલ્ અબ્બાસ મહાત્માની અને ત્યાગી પુરુષ હતા. તે હંમેશ ખુદાની બંદગીમા લીન રહેતા, તેમને શિષ્યો હતા અને કોઈ કોઈ તો શ્રીમંત પણ હતા, પણ તે કોઈની એક પાઈની પણ મદદ સ્વીકારતા નહીં; પણ પોતે ટોપી સીવવાનુ કામ કરતા દરરોજ નિયમિત એક ટોપી સીવતા અને તેની મજૂરી માત્ર બે જ પૈસા લેતા, કોઈ એથી કંઈક વધારે આપે તો તે કદી સ્વીકારતા નહીં એક ટોપીની મજૂરી બે પૈસા મળતી તેમાનો એક પૈસો રસ્તામાં જે પહેલો ભિખારી મળે તેને આપી દેતા

મુસ્લિમો જે કઈ કમાય તેના ચાળીસ ભાગ પાડી તેમાનો ઓછામાં ઓછો એક ભાગ ખરેખરા હાજતમદને દાન દેવો એવો નિયમ છે. એને તેઓ 'જકાત' કહે છે.

અબૂ અલ્ અબ્બાસનો એક શ્રીમંત શિષ્ય હતો તેણે આવીને તેમને પૂછયુ કે, 'મારે જકાત કોને આપવી?' તો તેમણે કહ્યું 'તમને ઠીક લાગે તેને આપી દો!'

પેલો શ્રીમંત વિદાય થયો રસ્તામા તેને એક કગાળ અંધ ભિખારી મળ્યો તેને તેણે એક સોનામહોર આપી દીધી. પેલો ભિખારી તો આવી મોટી, વણકલ્પી રકમ મળતા રાજી-રાજી થઈ ગયો. અને દાતાનો આભાર માનીને ચાલતો થયો.

બીજે દિવસે પેલો શ્રીમત કામસર બહાર નીકળ્યો ત્યારે પેલા ભિખારીને એક માણસ સાથે વાત કરતો જોયો. ભિખારી કહેતો હતોઃ 'કાલે કોઈ એક ભલા માણસે મને આખી એક સોનામહોર જ દાનમા આપી હતી! મે તો પેટ ભરીને દારૂ પીધો અને પછી વેશ્યાને ત્યા રાત ગાળી ખૂબ મઝા કરી.'

પેલા શ્રીમતને એ સાંભળી-પોતાના દાનનો આવા ખરાબ કામમાં દુરુપયોગ થયો જાણી-અપાર શોક થયો તે અબૂ સાહેબ પાસે ગયો અને બધી હકીકત કહી સંભળાવી.

અબૂ સાહેબે કશો જવાબ ન આપતા પોતાના શિષ્યને પોતે સીવેલી ટોપીની મજૂરી પેટે મળેલા બે પૈસામાંથી એક પૈસો આપ્યો અને સૂચવ્યુ કે, 'જાવ આ એક પૈસો રસ્તામા કોઈ હાજતમદ માણસ મળે તેને આપી દેજો અને તે માણસ પ્રસ્તુત પૈસાનો શો ઉપયોગ કરે છે તે જોજો.'

શિષ્ય તો ગુરુની સૂચનાનુસાર રસ્તે પડ્યો ત્યા એક શિયા પથનો માણસ મળ્યો તેને પૈસો આપી દીધો પેલો માણસ તે લઈ રાજી થઈ દુઆ દેતો આગળ ગયો.

તે માણસ પૈસાનુ શુ કરે છે તે જોવા પેલો શિષ્ય તેની પાછળ પાછળ ગયો ચાલતા ચાલતા વસ્તીથી ઘણે દૂર ગયા પછી એક નિર્જન સ્થાન આવ્યુ, ત્યા પેલો ગરીબ માણસ થોભ્યો અને પોતાની પાસે એક નાનકડી પોટલી હતી તે છોડી. તેમા એક મરેલુ પક્ષી હતુ તે કાઢી તેને ફેંકી દીધુ

શિષ્યે એ જોયુ અને તેનુ કારણ જાણવાની અદમ્ય ઇચ્છા થઈ તરત પેલા ગરીબ પાસે જઈને પૂછ્યુ કે, 'ભાઈ, તે આ મરેલા પક્ષીને શા માટે રાખ્યુ હતુ? અને રાખ્યુ હતુ તો પછી તે આમ ફેંકી શા માટે દીધુ? કૃપા કરી જે હોય તે સાચુ કહેજો, છુપાવશો નહી'

'ભાઈ, જ્યારે તમે આગ્રહ કરી જાણવા જ માગો છો તો તમને પેટછૂટી વાત કરું છુ. હુ અને મારું આખુ કુટુબ, આજે સાત દિવસથી ભૂખે મરીએ છીએ હુ ગરીબ છું પણ ખાનદાન છું ભીખ માગવા કરતા તો ભૂખે મરી જવું સારું એટલે ભૂખે દહાડા કાઢતો હતો આજે રસ્તામાં આ મરેલું પક્ષી જોયું. કોઈ જુએ નહીં એમ છાનુંછપનુ મે બગલમા બાંધી લીધું. મને એમ કે, એનાથી

## 'માગનારો અપ્રિય થાય' — જ્ઞાનબિંદુ

બોધિસત્ત્વ કાશીનગરમાં એક ધનવાનને ત્યાં જન્મ્યા બાળક જ્યારે હરવાફરવા લાગ્યું ત્યારે એક બીજા પુત્રનો પણ તેની માને પ્રસવ થયો બંને બાળકો મોટા થયા ત્યારે માતા પિતા અવસાન પામ્યા બેઉ બાળકોને, માતા પિતા અત્યંત વહાલા હતા, તેથી તેમના અવસાનથી બેઉ ભાઈઓને ઘણો શોક થયો ને છેવટે તે વૈરાગ્યમાં પરિણમ્યો

દીક્ષા લઈને બંને ભાઈઓ ગંગાકિનારે એક પર્ણકુટિ બનાવી રહેવા લાગ્યા મોટા ભાઈની પર્ણકુટિ ગંગાના ઉપરવાસ પર હતી અને નાના ભાઈની પર્ણકુટિ ગંગાના નીચેના ભાગમાં હતી.

એક દિવસ મણિકંઠ નામનો નાગ ગંગામાંથી બહાર આવ્યો અને બ્રહ્મચારીનું રૂપ ધારણ કરીને ગંગાકિનારે ફરવા લાગ્યો ફરતો ફરતો તે નાના ભાઈની પર્ણકુટિએ આવી પહોંચ્યો નાના ભાઈને બ્રહ્મચારી પ્રણામ કરી ત્યાં બેઠો. બંનેએ પરસ્પર એકબીજાના ક્ષેમકુશળ–અરસપરસ પૂછ્યા અને થોડીવાર પછી છૂટા પડ્યા. પછી તો બંને વચ્ચે એવી સ્નેહની ગાંઠ બંધાઈ ગઈ કે બંનેને એકબીજાને મળ્યા વિના ચાલતું નહીં નાગરાજા રોજ બ્રહ્મચારીના રૂપે મળવા આવતો પછી તો બંનેને એકબીજા પર એટલો બધો વિશ્વાસ બેસી ગયો કે નાગરાજાએ બ્રહ્મચારીનું રૂપ છોડી દીધું અને પોતાના મૂળ સ્વરૂપે જ આવવા લાગ્યો એ આવતો અને પેલા નાના ભાઈના માથે પોતાની મોટી ફેણ કાઢી તેના શરીરે વીંટળાઈ વળી સ્નેહ કરતો, પછી તે તેને પ્રણામ કરી ચાલ્યો જતો. નાગરાજા તો એમ જ માનતો કે હું આને વહાલ કરું છું ને વાતેય સાચી હતી પણ પેલો નાનોભાઈ તો નાગ તેના શરીરે વીંટળાય કે થથરી ઊઠતો, મોટી ફેણ પોતાને માથે લબકારા મારતી હોય ને એના તો હોશ ઊડી જતા ! આમ, તેને તો નાગમિત્રનું વહાલ બહુ ભારે પડી ગયું તે ભયમાં ને ભયમાં શરીરે સુકાતો ગયો ને ક્ષયનો રોગી હોય એવા તેના હાલ થઈ ગયા

એક દિવસે તે પોતાના ભાઈને મળવા માટે ગંગાના ઉપરવાસે, તેના આશ્રમે ગયો મોટા ભાઈએ તેને જોતા જ પૂછ્યું 'ભાઈ, તારું શરીર આવું કેમ થઈ ગયું ? શું કોઈ રોગ લાગુ પડ્યો છે ?'

ત્યારે નાના ભાઈએ પોતાના નાગમિત્રના વહાલની ને તે કારણે ભયને કારણે પોતે રોજ રોજ કેમ સુકાતો જાય છે તે કહ્યું

તો પછી તારો એ નાગમિત્ર તને મળવા આવે એમ તું ઇચ્છે છે ?' મોટાભાઈએ પૂછ્યું

ના રે ના, બિલકુલ નહીં એને જોઈને જ મને ભય થાય છે ભલે એનો મારા પર ગમે તેટલો પ્રેમ હોય '

'વારુ એ તને મળવા આવે છે ત્યારે એ કંઈ પહેરીને આવે છે કે ?

'હા એના માથે મણિ હોય છે

તે હું કહું તેમ કરજે હવે એ જ્યારે તને મળવા આવે ત્યારે એ બેસે તે પહેલાં જ તું એની પાસે મણિ માગજે એ તારે શરીરે વીંટળાયા વિના જ ચાલ્યો જશે ફરી વાર જ્યારે મળવા આવે ત્યારે એ હજી ઊંબરમાં હોય ત્યાં જ મણિની માગણી કરજે ત્રીજી વાર જ્યારે એ ગંગામાંથી બહાર આવે કે તરત, કિનારા પર ઊભો રહીને જ મણિ માગજે—એ આવતો બંધ થઈ જશે '

વારુ ભાઈ તમે કહો છો એમ જ કરીશ.' કહીને ઊઠ્યો અને પોતાની પર્ણકુટિ પર આવ્યો

બીજે દિવસે જેવો નાગરાજા તેને મળવા આવ્યો કે તરત મોટા ભાઈની શિખામણ

એણે નાગ પાસે મણિની માગણી કરી. એટલે નાગ વધુ વાર થોભ્યા વિના ને કશી ખાસ વાતચિત કર્યા વિના જ ચાલ્યો ગયો.

નાગરાજા ફરી મળવા આવતો હતો ત્યાં જ પેલા નાના ભાઈએ ઊંબરે જઈને જ, નાગ પાસે આવ્યો કે તરત કહ્યું . 'ભાઈ, કાલે મેં મણિની માગણી કરી હતી પણ તે દીધા વિના જ તું ચાલ્યો ગયો, પણ હવે તો મને મણિ આપ જ.' તે સાભળી નાગ, ઘરમા પ્રવેશ્યા વિના બહારથી જ ચાલ્યો ગયો.

ત્રીજે દિવસે નાનો ભાઈ પોતે ગંગાકિનારે ગયો અને જેવો નાગરાજા નિયત સમયે, પાણીની બહાર આવ્યો કે તરત તેની પાસે મણિની માંગણી કરી, ત્યારે નાગે પાણીમા રહી જ કહ્યું : ' ભાઈ, આ મણિ છે તો મને અન્ન મળે છે, એ તો મારો આધાર છે. તે જ તું માંગે છે વળી તું તો ચોકખો યાચક છે. રોજરોજ માગીને મને ત્રાસ આપે છે. આજથી આપણી દોસ્તી ખતમ. મારે મણિ પણ નથી આપવો ને તારે ઘરે તને મળવા પણ હવે આવવુ નથી.' અને એટલું કહી તે પાણીમાં સરકી નાગલોકમાં ચાલ્યો ગયો.

થોડા દિવસ પછી, મોટો ભાઈ ગંગાના ઉપરવાસથી, નાના ભાઈને મળવા માટે આવ્યો ત્યારે તેને પહેલાં કરતાં તદુરસ્ત અને શરીરે સુખી જોયો ત્યારે તેણે નાના ભાઈને કહ્યું : 'આપણે ખબર પડે કે અમુક ચીજ અમુક માણસને અતિ પ્રિય છે, તે એની પાસેથી માગવી નહીં. એક વાર માગવાથી તે આપશે નહીં, અને વારંવાર માગવાથી તેના મનમાં યાચક પ્રત્યે તે તેનો મિત્ર હશે તોયે, અભાવ થશે, દ્વેષ પણ થશે. તારો નાગમિત્ર સાત પ્રકારનાં રત્નોથી જડેલા ભવનમાં રહેતો હતો છતાં એને તારી માગણી ગમી નહીં. એ ઠીક છે કે તારે એની મિત્રતાની જરૂર ન હતી એટલે એવું આચરણ કર્યું. પણ સાચા મિત્ર સાથે એવો વર્તાવ કયારેય ન કરવો—કેમકે, વારંવાર માગનારો યાચક હંમેશાં અપ્રિય થાય છે.'

☆

## બુદ્ધનું ભિક્ષાપાત્ર

છેક કેલ'ડરમહીં' આવી ગયા એ બુદ્ધ!
દાર્જીલિંગ કે નીલગિરિની એ ટસ્ટ ચાની મ્હેંકતી જાહેર ખબરે.
કેટલાં વર્ષો વીંધીને 'આજ' માં આવી ગયા.
દિન ઉપર દિન તારીખના ફાટી રહ્યા–
તોયે ઉભા એવા અચળ તો આપ
–દઢ કાયના પ્રતિમા સ્વરૂપે–
–હાથમાં સાહી અરે પણ પાત્ર તો ભિક્ષા તણું બસ સાવ ખાલી
એવા અચળ તો આપ જાણે
વિશ્વની છેલ્લી ક્ષણે પણ ત્યાં હશો...
વિશ્વની છેલ્લી ક્ષણે પણ ત્યાં હશો
એની પ્રતિતિ કાજ કે દધ આ સંસારનો ઉપચાર કેવળ પ્રેમ
સર્વ દુઃખોની દવા બસ એક કેવળ પ્રેમ
એ ઉપચાર અંતે લે કંઈ રહેને વેદના આ વિશ્વમાં
તો–તો પછી આપો મને આ પાત્રમાં.

પ્રિયકાન્ત મણિયાર

☆

ભોજ, એક રસિક રાજવી હતો. એની જ્ઞાનપિપાસા અજબ હતી. એની તૃપ્તિ માટે પોતાના દરબારમાં અનેક વિદ્વાનો, કવિઓને રાખતો અને જ્ઞાનચર્ચા કરતો. ખુદ તે પોતે પણ વિદ્વાન હતો અને ક્યારેક તો તે પોતાના જ્ઞાન, ચાતુર્યથી વિદ્વાનોને પણ મૂંઝવણ કે આશ્ચર્યમાં નાખી દેતો.

એકવાર એને એક તર્ક સૂઝ્યો કે લાવ આ વિદ્વાનોને એક સમસ્યા મોકું. ભોજને સુંદર પક્ષીઓ પાળવાનો પણ શોખ હતો. એની પાસે એક સરસ, ચતુર પોપટ હતો તેને એણે શ્લોકપંક્તિ ગોખાવી: 'એકો ન ભવ્ય:' પોપટ તો ઘણું ચતુર પક્ષી છે એણે એ વાક્યખંડ ગોખી નાખ્યો અને ભોજ જ્યારે તેને બોલવા કહેતો ત્યારે તે લહેકાભર્યા અવાજે 'એકો ન ભવ્ય:' ઉચ્ચારતો.

એક દિવસ ભોજનો દરબાર ભરાયો હતો અને બધા દરબારીઓ હાજર હતા અને જ્ઞાનવિનોદ ચાલતો હતો ત્યારે ભોજે પેલા પોપટને દરબારમાં મંગાવી તેની પાસે પેલી શ્લોકપંક્તિ બોલાવી પોપટ તો તરત બોલ્યો: 'એકો ન ભવ્ય:'

ભોજે દરબારમાના વિદ્વાનોને કહ્યું કે 'આ પોપટ બોલ્યો ને તમે સાંભળ્યું ને? એનો અર્થ મારે જાણવો છે અહીં હાજર રહેલા પંડિતોમાંથી કોઈ મારી જિજ્ઞાસા તૃપ્ત કરશે એવી હું આશા રાખું છું.'

પંડિતો વિચારવા લાગ્યા પણ તત્કાળ કોઈને એનો ઉકેલ સૂઝ્યો નહીં, ત્યારે પંડિતોએ ભોજને કહ્યું: 'મહારાજ! અમને છ માસની મુદત આપો તો અમે એનો જવાબ શોધી કાઢીશું.'

'વારુ, હું છ માસની મુદત આપું છું.' ભોજે કહ્યું.

ભોજના પંડિતોમાં વરરુચિ નામનો મુખ્ય પંડિત હતો તે પેલી શ્લોકપંક્તિનો અર્થ જાણવા માટે પ્રવાસે નીકળી પડ્યો એને લાગ્યું કે 'બહુ રત્ના વસુંધરા' આવી મોટી પૃથ્વી પડી છે ક્યાંક તો એનો ઉત્તર મળી જશે ફરતો ફરતો એ દૂર નીકળી ગયો ને એક વગડામાંથી એ પસાર થતો હતો ત્યાં એક ગોવાળ સાથે એનો ભેટો થયો.

'એ રામરામ બાપુ! આમ વગડામાં આવા ટાણે કાં હાલ્યા?'

'ભાઈ, કામસર જ તો નીકળ્યો છું—' અને પછી તો વાતચિત થાતી ને પોતાના પ્રવાસનો ઉદ્દેશ તેણે ગોવાળને કહ્યો

'બાપુ, હું તો રહ્યો અભણ, તમારી સામે અમારું તો શું ગજું? તોય, તમે કહો તો મારા ગજા પ્રમાણે એનો ઉત્તર હું આપીશ.'

'તો તો બહુ સારું!'

'પણ બાપુ, એમાં એક મુશ્કેલી છે'

'કઈ મુશ્કેલી?'

'આ મારી સાથે જે ગલૂડિયું છે એ મને બહુ વહાલું છે—ને હું તો હવે ખર્યું પાન છું, ભોજ બાપાના દરબારમાં હું તો હાલતો જેમ-તેમ કરી આવીશ, પણ આ ગલૂડિયું નહીં હાલી શકે, ને એને મેલીને તો મારાથી ત્યાં ન અવાય—'

'તે હું ગલૂડિયું ઊંચકી લઈશ—એમાં મૂંઝાયા શું!' પંડિતે તરત કહ્યું અને પછી પંડિત ને પેલો વૃદ્ધ ધારાનગરી જવા ઊપડ્યા ગોવાળ ચાલે છે ને સાથે પંડિત પણ કાંધે કુતરાને ઉપાડીને ચાલે છે—એમ પ્રવાસ કરતા કરતા બેઉ ધારાનગરીમાં આવી પહોંચ્યા ને એક દિવસ બંનેએ વિરામ કર્યો અને ભોજના દરબારમાં જવા તૈયાર થયા.

'ચાલો હવે આપણે ભોજના દરબારમાં

જઈશું,' અને જો જો હોં, મહારાજને બરાબર જવાબ આપજો! કાંક હસવા જેવું ન થાય!'

-'હા, બાપુ હા. રાજ-દરબારના મામલા છે એ હું ન જાણું! હું તો તૈયાર છું. તમે આ કૂતરાને ઉપાડી લ્યો એટલે ચાલીએ.'

'કાં, ત્યાં વળી આ કૂતરાનું શું કામ છે? દરબારમાં સાથે કૂતરું લઈ જવું એ શોભે નહીં.'

'મેં તમને નો'તું કહ્યું કે આ ગલૂડિયું મને બહુ વહાલું છે? એને સાથે લીધા વિના તો હું દરબારમા ન આવું!'

'આ તો ભારે થઈ! ઠીક ભાઈ, આટલે સુધી આવ્યા પછી, કાંઠે આવેલું વહાણ ફરી મધદરિયે જાય એ ઠીક નહીં. કો'કની પાસે કૂતરું ઉપડાવી લઈશું.'

'ના, એમ નહીં. જેમ તમે ઠેઠ વગડેથી ધારાનગરી સુધી ઉપાડી લાવ્યા તેમ, તમારે જ દરબારમાં પણ એ કૂતરું ઉપાડી લેવાનું, તો જ મારાથી સમસ્યાનો જવાબ અપાય.'

'ઠીક ભાઈ, તું કહે એ ખરું! હવે આના કાની કર્યે પાર નહીં આવે! ચાલો હું કૂતરું ઉપાડી લઉં છું.' અને પંડિત તથા ગોવાળ બને ભોજના દરબારમાં પહોંચ્યા.

'કાં પંડિતજી, આવી પહોંચ્યા કે? પોપટ કહે છે એનો જવાબ શોધી લાવ્યા હશો!'

'પણ આ નવલી નવાઈ શી! કૂતરું ભારે ભાગ્યશાળી જણાય છે!' ભોજે પંડિતજીને કહ્યું—ટકોર કરી

'હા, મહારાજ! પોપટની સમસ્યાનો જવાબ મળ્યો છે, પણ તે હું નહીં, પણ આ મારી સાથે આવેલો ગોવાળ તમને

ભોજે પેલા પોપટને

તરત તે બોલ્યો: 'એકો ન ભવ્ય'

ધ્યાન દોરતાં ભોજે ગોવાળને પૂછ્યું પોપટ બોલ્યો એનો અર્થ શો!'

'મહારાજને ઘણી ખમ્મા!' રે

રાજને જુહાર કરતાં કહ્યું: 'પોપટ એનો અર્થ તો હું કહું તે કરતાં . જુવોને, આ પંડિતજીને!'

'હા, એમણે ઠીક ભર્યા દરબારમાં ઉપાડી રાખ્યું છે!' ભોજે હસતાં કહ્યું.

'એ જ એનો અર્થ છે. મહારાજ! દુનિયામાં માત્ર લોભ જ એક એવી જે સારી નથી. જુઓ, પંડિતજી તો ભણેલા, ને એમનાથી થોડું અજાણ્યું હોય એ જાણથી કૂતરાને તો અડાય પણ નહીં શાસ્ત્રો કહે છે—અને છતાં અડવાનું તો દૂર પણ ઊલટું, એને મારા ગામથી તે અહીં, લોભને કારણે એમણે ઉપાડી રાખ્યું છે! કારણે એમણે વિવેક ખોયો ને ન કરવાનું કર્યું. લોભથી વિવેક ગયો ને વિવેક ગયા બધું જાય છે. આમ લોભ જ એક એવી છે જે બિલકુલ સારી નથી.'

ભોજ સહિત આખો દરબાર અને પંડિત પણ પેલા ગોવાળનો જવાબ સાંભળી રાજી થયો. સૌને લાગ્યું કે 'એકો ન ભવ્ય' આ જ સાચો અર્થ છે.

ભોજે ખુશ થઈ કીમતી ભેટ આપી કદર કરી.

☆

૧૧૭મા પાનાથી ચાલુ

ગાંધીજીના હસ્તાક્ષરો કોતરાવી પેલા બે છુપી પોલીસોને ભેટ આપ્યાં.

આખા મુંબઈમાં માત્ર બે જ બે વિલાયતી ઘડિયાળો હતાં—જેને માટે મુંબઈના ઘડિયાળીઓની દુકાનો ફેંદવી પડી.

કલાક પછી એ જ તંબૂમાંથી સરકારે ગિરફતાર કર્યા દીધા—ત્યાંથી એ જીવતા ટકાર જ કહેવાય. (હિન્દી

☆

વાત્સલ્યમૂર્તિ તથાગતને મન તો બધા સરખા જ સમાન હતા. નાના, મોટા, ઊંચ, નીચ એવા કોઈ ભેદ એમને હતા જ નહી ઊલટા એતો એવી પક્ષાપક્ષી ને ભેદના પ્રખર વિરોધી અને વિધ્વંસક હતા તે સાથે જ માનવીના પ્રત્યેક આચારમા વિવેક હોવો જોઈએ એવો એમનો આગ્રહ હતો એટલુ જ નહી, એવુ એમનુ વર્તન પણ હતુ ઉપાલિ હજામ હોય કે આમ્રપાલી વારાગના હોય, અગુલિમાલ લૂટારો હોય કે, પ્રતિહિંસાથી બળતો દેવદત્ત હોય, એ મહાકા રુણિકના મનમા તો સૌના પ્રત્યે સરખો જ દયા ભાવ હતો. પણ તે સાથે જ તથાગત અપૂર્વ વિવેકી હતા કારણ કે તે અપૂર્વ સયમી પણ હતા એમની પ્રત્યેક ક્રિયામા સયમ ને વિવેક જણાતા તે જ પ્રમાણે તેવા સરખા સયમ ને વિવેકની, એમના પરિચયમા આવનાર પાસેથી પણ આશા રાખતા ને સામો માણસ જો ઉદ્ધત હોય તો તેને પોતાની અદ્‌ભુત દૃષ્ટાતશૈલીથી હૈયાસોસરો ઊતરી જાય એવો બોધપાઠ આપતા

તથાગતના સયમ અને વિવેકના આગ્રહમાથી જ બુદ્ધ-સઘના નિયમો ધીરે ધીરે જેમ જેમ અનુભવ થતો ગયો તેમતેમ તેઓ ઘડતા ગયા

વિહારમા ઘોઘાટ કરતા ઉચ્છૃખલ નવદીક્ષિત ભિખ્ખુઓને એમણે વિહાર છોડી જવા એકવાર કહેલુ એ સુવિદિત છે એવા તો બીજા દાખલા પણ નોધી શકાય પણ એવા વિવેકશિક્ષણનો સ્મરણીય એક પ્રસગ જ અહી નોધીએ વિવેકશિક્ષણ ઉપરાત જાતિભેદની નિરર્થકતાનો બેવડો બોધ એ પ્રસગ આપે છે

તથાગત ધર્મોપદેશ આપતા ફરતા ફરતા એક વાર કોસલ દેશના ઈચ્છાનગલ ગામમા આવ્યા અને ત્યા ઊતર્યા એ ગામમા મોટે ભાગે બ્રાહ્મણોની જ વસ્તી હતી કેમ કે પ્રસેનજિત રાજાએ પુષ્કરસાદિ બ્રાહ્મણને તે ગામ દાનમા આપ્યુ હતુ એ બ્રાહ્મણ વિદ્વાન હતો અને અનેક વિદ્યાર્થીઓ તેને ત્યા ભણતા હતા જ્યારે એણે સાભળ્યુ કે તથાગત પધાર્યા છે ત્યારે એને વિચાર આવ્યો કે તથાગતને વિવેક ખાતર પણ મળવુ તો જોઈએ જ—પણ એને પોતે બ્રાહ્મણ હોવાનુ અભિમાન હતુ એટલે સામે મળવા જવામા નાનમ લાગી ત્યારે પોતાના પ્રિય શિષ્ય અબષ્ઠને તથાગતને મળવા માટે મોકલ્યો એ બધા શાસ્ત્રોમા પ્રવીણ હતો તેથી તેને પોતાના જ્ઞાનનો મદ પણ હતો—એતો, શાસ્ત્રાર્થમા તથાગતને પરાજિત કરવાના સ્વપ્ના સેવતો તથાગતના ઉતારે પહોચ્યો એ સમય હરવાફરવાનો ન હતો, એટલે તથાગત પોતાની ઓરડીમા હતા ભિખ્ખુઓએ અબષ્ઠને કહ્યુ 'પેલી બધ ઓરડી છે ત્યા હળવે પગલે જઈ ધીરેથી બોખારો ખાઈ સાકળ ખખડાવો, તથાગત બારણુ ઉઘાડશે

અબષ્ઠે એમ જ કર્યુ તથાગતે ધીરેથી બારણુ ઉઘાડ્યુ અને અબષ્ઠ અદર ગયો પણ એણે તથાગત પ્રત્યે કોઈ જાતનો શિષ્ટાચાર ન કર્યો એટલુ જ નહી, તથાગત વિહરતા હતા ત્યારે એ બેસી ગયો અને બેઠા બેઠા જ સીધા સવાલો જ પૂછવા માડ્યા!

વિવેકમૂર્તિ તથાગતને એ ન જ ગમે એ સ્વાભાવિક હતુ—અને તે પણ આવો સસ્કારી, વિદ્વાન ગણાતો માણસ આમ વર્તે એતો વળી બહુ જ ખરાબ કહેવાય તથાગતે અબષ્ઠના સવાલોના જવાબ ન આપતા ઊલટો એને જ સામે સવાલ કર્યો અબષ્ઠ! તમારા આશ્રમમા વૃદ્ધ માનનીય આચાર્યો સાથે તુ અહી જે રીતે મારી સાથે વર્તે છે, એવી જ રીતે વાર્તાલાપ કરવાનો રિવાજ છે?'

'ના, ગૌતમ. અમારે ત્યા તો ચાલતા

બ્રાહ્મણ સાથે ચાલતાં ચાલતા, ઊભેલા બ્રાહ્મણ સાથે ઊભાં ઊભાં, બેઠેલા બ્રાહ્મણ સાથે બેઠાં બેઠાં, વાત કરવાનો રિવાજ છે. પણ હે ગૌતમ, જે મુંડિયો, નીચ સાધુ, બ્રહ્માના પગમાંથી જન્મેલો છે એની સાથે, જેમ હમણાં તમારી સાથે વાત કરું છું, એ જ રીતે વાત થાય ' ઉદ્ધત અંબષ્ઠે જવાબ આપ્યો.

તથાગત એના તોછડા અપમાનજનક જવાબ છતાં પૂર્વવત્ સ્વસ્થતાથી બોલ્યા . 'અંબષ્ઠ તું અહીં યાચકની જેમ આવ્યો છે-તુ કઈ મનલબથી આવ્યો છે એ તારે યાદ રાખવું જોઈએ. મને લાગે છે કે તુ આચાર્યની પાસે નથી રહ્યો ગુરુકુળમા રહ્યાનું અભિમાન તું ન કરે એ જ ઠીક છે '

અંબષ્ઠે તો ગુરુ પાસે રહી વેદાભ્યાસ કર્યો હતો અને એમાં પારંગત થયો હતો એટલે તથાગતના શબ્દો એને હૈયે લાગ્યા એટલે એણે નિંદા કરી : 'હે, ગૌતમ ! શાક્ય લોકો ચંડ છે, શૂદ્ર છે. એ બકવાદ કરનારાઓ બ્રાહ્મણને સત્કારતા નથી, માનતા-પૂજતા નથી, એ અનુચિત છે. શાક્યો નીચ છે '

'અંબષ્ઠ ! શાક્યોએ તારુ શું બગાડયું કે તુ એમને ભાંડે છે ?' તથાગતે પૂછયું.

'એક વાર હું આચાર્યના કામ અંગે કપિલવસ્તુ શાક્યોના સંસદગૃહમા ગયો હતો ત્યારે શાક્યો ને શાક્યકુમારો મોટાં આસનો પર બેસીને આપસમાં ઠઠ્ઠા-મજાક કરતા હતા, કોઈએ મને આસન પર બેસવા પણ કહ્યું નહીં. શાક્યો ખરેખર નીચ છે.'

'અંબષ્ઠ ! નાની ચકલી પણ પોતાના માળામાં સ્વચ્છંદપણે વર્તે છે કપિલવસ્તુ તો શાક્યોનું છે. એટલે એ લોકોએ એવું કર્યું હોય એ શક્ય છે પણ તેટલા પરથી તારે આવો મત ન બાંધવો જોઈએ-અને સામે અનુચિત વર્તાવ પણ ન કરવો જોઈએ.'

'ગૌતમ ! ચાર વર્ણોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. એટલે શાક્યોનું મારા પ્રત્યેનું વર્તન અનુચિત હતું.'

આમ અંબષ્ઠ પોતાની જીદમાં અક્કડપણે દલીલ કરતો ગયો. તથાગતને લાગ્યું કે આને જાતિનો ગર્વ છે. તે કેટલો ખોટો છે તેનું ભાન કરાવવું જોઈએ. તથાગતે એને પૂછયું : 'અંબષ્ઠ ! તારું ગોત્ર કયું ?'

'હું, કૃષ્ણાયન ગોત્રનો છું.'

'અંબષ્ઠ ! તારા કથન પરથી તો જણાય છે કે શાક્યો સ્વામી (આર્યો) પુત્ર છે અને તું શાક્યોનો દાસીપુત્ર છે ! શાક્યરાજા ઈક્ષ્વાકુનો વંશજ છે. પૂર્વકાળમાં ઈક્ષ્વાકુ રાજાએ પોતાની પ્રિય રાણીના પુત્રને ગાદી મળે એ માટે પોતાના ઉલ્કામુખ, કરણ્ડુ, હસ્તિનિક, અને સિનીપુર નામના ચાર છોકરાઓને કાઢી મૂકયા. એ છોકરા હિમાલય તરફ ગયા ને એક મોટા સરોવર પાસે શાકવનમાં રહેવા લાગ્યા.

એક દિવસ ઈક્ષ્વાકુએ પોતાના દીવાનને પૂછયું કે, 'કુમારો હાલ કયાં રહે છે ?'

'હિમાલય પાસેના સરોવર કાંઠેના મહાશાકવનમા !' દીવાને જવાબ આપ્યો.

'ખરે જ કુમારો શાક્ય (સમર્થ) છે, મહાશાક્ય છે.' રાજા બોલી ઊઠયો. હે અંબષ્ઠ, ત્યારથી એ કુમારોના વંશજો શાક્યોને નામે ઓળખાય છે.

એ ઈક્ષ્વાકુ રાજાને દિશા નામની એક દાસી હતી એનાથી કૃષ્ણ નામનો પુત્ર જન્મ્યો. પુત્રે જન્મતાં સાથે જ માને કહ્યું : 'મા, મારા શરીરે ચોંટેલી ગંદકી દૂર કર, મને નવાડ.' અંબષ્ઠ, આજકાલ આપણે જેને પિશાચ કહીએ છીએ એ સમયે તે 'કૃષ્ણ' કહેવાતા. મા બોલી : ' આ તો જન્મતાં વેંત જ બોલવા લાગ્યો ! આ તો કૃષ્ણ પેદા થયો, પિશાચ પેદા થયો !' અને તે પુત્રનું નામ કૃષ્ણ પડયું.

એ કૃષ્ણનો વંશ ચાલ્યો એ કૃષ્ણાયન કહેવાયો. આમ જોતાં તો તું દાસીપુત્ર છે, અને શાક્યો આર્યપુત્ર છે-જાતિની દૃષ્ટિએ શાક્યોએ તારું શી રીતે અપમાન કર્યું ?' તથાગતે

આવેલા બીજા વિદ્યાર્થીઓએ એ સાંભળી હો હા કરવા માંડી 'અંબષ્ઠ દાસીપુત્ર છે!' 'અંબષ્ઠ દાસીપુત્ર છે!' ત્યારે તથાગતે તેમનો ય મદ ગાળવા ને તેમને વારવા શરણભૂત બનેલા અંબષ્ઠનો પક્ષ કરતા વિદ્યાર્થીઓને કહ્યુ " વિદ્યાર્થીઓ! તમે તમારા મિત્રને દાસીપુત્ર કહીને શરમાવો નહી. એ આગળ કહ્યુ તે કૃષ્ણ તો મહાઋષિ થયો દક્ષિણમા જઈ બ્રહ્મવિદ્યા ભણી તે ઇક્ષ્વાકુ રાજા પાસે ગયો અને પોતાને માટે કન્યાની માગણી કરી તે સાંભળી રાજાને ખૂબ જ ક્રોધ થયો 'દાસીપુત્ર થઈને કન્યા માગવા આવ્યો?' એણે તરત બાણ ચઢાવ્યુ પણ એ તીર ફેંકી શક્યો નહી તેમ પાછુ લઈ પણ શક્યો નહી

પ્રધાનો ને દરબારીઓએ એ કૃષ્ણ ઋષિને પ્રાર્થના કરી કે, 'દેવ કોપ શાંત કરો અને રાજાને મુક્ત કરો!'

ત્યારે કૃષ્ણે કહ્યું 'તમારી પ્રાર્થનાથી હુ અનુગ્રહ કરુ છુ.

'રાજા જમીન પર તીર છોડી શકશે પણ એના રાજ્યની જમીનનો નાશ થશે '

'દેવ કૃપા કરો, રાજ્ય નાશ પામશે '

'તો રાજા આકાશમા તીર છોડે—પણ રાજ્યમા સાત વર્ષ સુધી વરસાદ નહી પડે '

'દેવ દયા કરો આમ તો વસ્તી ભૂખે મરી જશે. વરસાદ વરસે એવું કરો!'

'રાજા પોતાના પાટવીપુત્ર પર તીર છોડે તો વરસાદ વરસે '

'દેવ, વારસનુ કલ્યાણ કરો તીર વાગતા એ જીવતો નહી રહે '

'જાવ મારુ વરદાન છે એ જીવતો રહેશે, પણ સાત વર્ષના દુષ્કાળથી જેમ ધરતી સુકાઈ જાય તેમ એનુ માથુ ગંજુ થઈ જશે

અને અંતે ઇક્ષ્વાકુ રાજાએ પોતાના પાટવી પુત્ર પર તીર છોડ્યુ—પુત્ર ગંજો થઈ ગયો પણ એ તો મુક્ત થયા

અંતે ઋષિનો પ્રતાપ જોઈ ઇક્ષ્વાકુએ તેને કન્યા આપી

માટે વિદ્યાર્થીઓ! તમે અંબષ્ઠને દાસીપુત્ર કહી શરમાવો નહી—કેમ કે કૃષ્ણ મહાન, સમર્થ ઋષિ હતો ' અને બધા વિદ્યાર્થીઓ શાંત થયા

શાસ્ત્રાર્થ કરી તથાગતને પરાજિત કરવાની ઇચ્છાથી આવેલો ઉદ્ધત અંબષ્ઠ બુદ્ધને ચરણે ઢળી પડ્યો—પોતાના વર્તનની ક્ષમા માગી મહાકારુણિક તથાગતે તેને ક્ષમા બક્ષી આશીર્વાદ આપ્યા

વિવેક અને જાતિભેદની નિરર્થકતાનો બોધપાઠ શીખી સહુ વિદ્યાર્થીઓ આશ્રમે પાછા વળ્યા

*

## એક પરશ

તવ એ એક પરશ હે નિર્મલ!
મગરો પરમ શુદ્ધ અંતસ્તલ તવ૦

ભયના ભૂખ્યા માનવનાં મન,
ભમતા વેરઝેરના વનવન
એમાં અભય ભરો આનંદન,
પ્રસરી પ્રસન્ન પ્રેમલ અચલ તવ૦

નિજ અજ્ઞાન અને નિજ બંધન,
ને અભિમાન અહંના અંજન,
સરલ શીખવો આત્મ વિલોપન,
મુક્ત ચિત્ત હે સત્ય અનર્ગલ! તવ૦

પિનાકિન્ ઠાકુર

## 'ધર્મના કામમાં ઢીલ ન થાય' — અ જુમ વાલોડી

એક સ્ત્રી હતી છેલ્લા અઢાર વરસોથી તેના શરીરમા પ્રેતાત્મા વસી રહ્યો હતો, અને એ કારણે તે એટલી બધી અશક્ત અને દુ ખી થઈ ગઈ હતી કે, મહામુશ્કેલીથી પણ તેનાથી ટટ્ટાર ઊભુ રહેવાતુ નહોતુ

રવિવારના એક દિવસે ઇશુ ખ્રિસ્તે એ સ્ત્રીને જોઈ, અને તેને પોતાની પાસે બોલાવી તેના માથા પર હાથ મૂકતા કહ્યુ, "બહેન! તારી આ અશક્તાવસ્થામાથી આજે તને મુક્ત કરવામા આવે છે" અને તરત જ પેલી સ્ત્રીના શરીરમા શક્તિનો સ ચાર થઈ ગયો તે ટટાર ઊભી થઈ ગઈ, અને પ્રભુના ગુણગાન ગાવા લાગી

એ જોઈને, ઈશુના યહુદી ઈર્ષાખોરો બળી ઊઠયા અને ત્યાના યહુદી ધર્મમદિરના આચાર્યે, ઈશુએ રવિવારના પવિત્ર દિવસે એ કાર્ય કર્યાનો અપરાધ કરવા બદલ, ઈશુ પર પોતાનો ક્રોધ અને તિરસ્કાર ઠાલવી, ત્યા જમા થયેલી મેદનીને ઉદ્દેશીને કહ્યુ "અઠવાડિયામા માત્ર છ જ દિવસ લોકોએ કામ કરવા જોઈએ, ખાસ આરામ માટે જ નિર્માયલા રવિવારના દિવસે તો કશુ કામ થઈ શકે જ નહી તમારો ઈલાજ કરાવવા માટે પણ તમારે રવિવારના દિવસે આવવુ જોઈએ જ નહી"

પછી ઇશુએ શાતિપૂર્વક એનો જવાબ આપતા કહ્યુ "કેવા ઢોગી છો તમે પણ! રવિવારના દિવસે તમારા બળદ, અથવા ગધેડાને બધન-મુક્ત કરીને, તમે લોકો શુ તેમને પાણી પાવા માટે નથી લઈ જતા? તો પછી, અઢાર વર્ષથી જેને પ્રેતાત્માએ દુ ખ અને અશક્તિના બધનમા જકડી રાખી હતી એવી એ સ્ત્રીને રવિવારના દિવસે બધન મુક્ત કરવામા ખોટ શુ થઈ ગયુ?

અને ઈશુની આ દલીલ સાભળી તેમના ઈર્ષાખોરો શરમાઈને નીચુ જોઈ ગયા

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬ પરદેશ માટે શિલિગ ૧૨ લવાજમ મનીઓર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવુ પ્રથમ અકથી જ ગ્રાહકો નોધાય છે દર માસની બારમી તારીખે અક પોસ્ટ થાય છે થોડી નકલો હાથકાગળ પર છપાય છે તેનુ વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા આઠ, પરદેશ માટે શિલિગ ૧૬ પત્રવ્યવહારમા ગ્રાહક નબર અવશ્ય લખવો
'પ્યારા બાપુ' કાર્યાલય રૂપાયતન, જૂનાગઢ

અનુક્રમણિકા — ૧૭ જૂન ૧૯૫૧



પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાધી રૂપાયતન મુદ્રણાલય જૂનાગઢ

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૯ | ૧૫-જુલાઈ-૧૯૫૬ અંક - ૬૧


જીવનને પવિત્ર બનાવવાનો માર્ગ અગીઆર વ્રતોનું ચિંતન ને તેનું અતિ શુદ્ધ પાલન છે

બાપુ

જીવનને પવિત્ર બનાવવાનો માર્ગ અગીયાર વ્રતોનુ ચિંતન ને તેનુ અતીશુદ્ધ પાલન છે —બાપુ




[ શ્રીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક ]

# ઉપનિષદોની પ્રેરણા

કાકા કાલેલકર

તત્ એતત્ પદનીયમ્ અસ્ય સર્વસ્ય યત્ અયમ્ આત્મા,
અનેન હિ એતત્ સર્વં વેદ (બૃહદ આરણ્યક ૧-૪ ૭)

જ્યારે આત્મા શ્વાસ લે છે ત્યારે એને 'પ્રાણ' નામે ઓળખીએ છીએ, જ્યારે એ બોલે છે ત્યારે એને આપણે વાણી કહીએ છીએ, જુએ છે ત્યારે ચક્ષુ કહીએ છીએ, સાભળે છે ત્યારે શ્રોત્ર કહીએ છીએ આ બધા આત્માના કર્મનામ છે

પ્રાણ, વાણી, ચક્ષુ, શ્રોત્ર, મન આદિ એક એક ભાગને જ જે જાણે છે એ આત્માને પૂર્ણપણે નથી જાણતો, એનુ જ્ઞાન અધૂરુ હોય છે જ્યારે એને એકત્ર કરીને આત્માના નામથી અને રૂપમા એને આપણે ઓળખીએ ત્યારે એકાગી જ્ઞાન સર્વાગીણ થાય છે અને દરેક પ્રકારની શક્તિ આપણામા પ્રગટ થાય છે

આપણી અદર જે આત્મા રહે છે એ જ બહારની દુનિયામા બ્રહ્મનુ રૂપ ધારણ કરે છે; એટલા માટે આત્માને ઓળખવાથી આખા વિશ્વને જાણી શકાય છે આત્માનુ સ્વરૂપ, આત્માની શક્તિ, અને આત્માનુ સાર્વભૌમત્વ સમજવાથી આખા વિશ્વનુ સ્વરૂપ, એની શક્તિ અને વિસ્તાર અસલ રૂપમા આપણે સમજી શકીએ છીએ

આજકાલ પશ્ચિમમા ભૌતિક શાસ્ત્રની શોધ ચાલી છે, એ આત્મજ્ઞાન દ્વારા નહી પણ કે બાહ્ય પ્રયોગો દ્વારા ચાલે છે એટના માટે એ જ્ઞાન શુદ્ધ ન હોઈ શકે

કોઈના મનની વાત, અતરની વાત જાણવી હોય તો એના બે ઉપાય છે પોલીસો કોઈ તહોમતદારની પાસેથી બધી હકીકત કઢાવવા માગે છે ત્યારે એને ચાલાકીથી પ્રશ્નો પૂછે છે, પછીથી ધમકાવે છે, મારે છે, ભૂખ્યો રાખે છે, પાણી નથી આપતા, ઊઘવા નથી દેતા એવી રીતે પરેશાન થયેલો એ આદમી પોતાના પરનો કાબૂ ખોઈ બેસે છે અને ડરનો માર્યો નિદ્રાનાશથી મનનો કાબૂ ખોવાને કારણે ઘણી ખરી વાતો કહેવા માડે છે શરાબી માણસ પણ ન કહેવાની વાત નશામા બકી જાય છે કોઈ ગુનેગાર પાસેથી એની ગુપ્ત વાત કઢાવવા માટે પોલીસ એને પીડે છે અથવા છેતરે છે

એનાથી વિરુદ્ધ, જ્યારે કોઈ મા, કોઈ વાત્સલ્ય પોતાના બાળકનુ હૃદય—એના દિલની વાત જાણવા ચાહે છે ત્યારે એને વહાલ કરે છે, એના સુખ દુ ખ સાથે સમરસ થાય છે અને પછી બાળક આપોઆપ દિલની બધી વાત માને કહેવા માડે છે એને વિશ્વાસ હોય છે કે માતા દરેક રીતે મારી હિતકર્તા છે મારુ ભલુ જ ઇચ્છે છે હૃદયની વાત માને કહેવામા લાભ જ છે—ડર, નુકસાનનો ભય બિલકુલ નથી

અને જ્યારે માતાનો પ્રેમ વધીને ઉચ્ચ કોટિ સુધી, દૈવી કોટિએ પહોચે છે ત્યારે બાળકના કહ્યા વિના જ માતા એના હૃદયની વાત સમજી જાય છે હૃદય સાથે હૃદયનુ મિલન થવાથી એક હૃદયની વાત બીજા હૃદયમા આપોઆપ ઊઠવા લાગે છે એ છે પ્રેમની રીત

આજે દુનિયાભરમા વિજ્ઞાનની જે શોધ ચાલી રહી છે એ પોલીસ ઢગની છે, રસાયણ શાસ્ત્રી ચીજને લઈને અફાળે છે, તપાવે છે, એના પર તેજાબ નાખે છે—પદાર્થને પરેશાન કરવાના દરેક ઉપાયો અજમાવે છે અને એ પદાર્થ ગભરાઈને પોતાનુ બધુ રહસ્ય ખુલ્લુ કરી દે છે

જ્યારે ગાય દૂધ નથી આપતી ત્યારે ગોવાળ ક્યારેક ક્યારેક એને મારે છે, અને ગાય ડરની મારી દૂધ આપે છે અને સાથે પેશાબ પણ કરી દે છે કુદરત સામે ઘાતક દૃષ્ટિએ પ્રગ-

શું છે એ છે આજનું વિજ્ઞાન.

વિજ્ઞાનિક એને પ્રયોગ કહે છે. એ પ્રયોગ પદ્ધતિથી વિપરીત યોગ પદ્ધતિ છે, જેની મારફત પોતાનો સંબંધ બીજા સાથે અને બાહ્ય સૃષ્ટિ સાથે જોડી દે છે—બંનેનો યોગ કરે છે ત્યારે દરેક ચીજનું રહસ્ય જેટલું આપણે ચાહીએ તેટલું આપણી સામે પ્રગટ થાય છે, થવું જ જોઈએ. આ યોગ પદ્ધતિ આદિકાળથી બધા દેશોના ઋષિમુનિઓએ થોડી થોડી પ્રાપ્ત કરી હતી આત્માનું ધ્યાન ધરીને એ શક્તિ ફરી લાવવી પડશે.

એ જ રીતે કોઈ જંગલી, જંગલમાં કોઈ જાનવરનું પદચિહ્ન જોઈને એને ઓળખી કાઢે છે, અને આગળ વધે છે અને જાનવરને મેળવે છે. એ જ રીતે જો આપણે આત્માને ઓળખીએ તો સમસ્ત વિશ્વને ઓળખવાનું એ સાધન બને છે.

પ્રાચીન કાળના લોકોને આ વાત પર એટલી શ્રદ્ધા હતી કે એ લોકો માનતા હતા કે જો યોગી ધ્યાન ધરવા બેસી જાય તો દુનિયાની બધી વાતો એના ધ્યાનમાં આવી જાય.

કોઈ રાજ્યનો રાજા ગુપ્ત સાધના માટે મહેલમાંથી ભાગી ગયો. તેની શોધ માટે રાણીએ બધી દિશાઓમાં અનુચરોને દોડાવ્યા, પણ ભાળ મળી નહીં. રાણી યોગીણી હતી. એણે વિચાર્યું કે આ બધી મહેનત નકામી જ હતી. જો પિંડે તે બ્રહ્માંડે એ ન્યાય સાચો હોય તો હું ધ્યાનમાં બેસીને મારા મનમાં જ રાજાને કેમ ન શોધું? મનમાં એની ભાળ મળતાં જ બ્રહ્માંડમાં એ ક્યાંય પણ ભાગી ગયો હશે તો પણ એની ભાળ મળશે જ. એણે એમ જ કર્યું અને રાજાને શોધવામાં એને સફળતા મળી.

આવી આવી કથાઓ આપણાં પુરાણો અને અન્ય સાહિત્યમાં મળી આવે છે. એ પરથી આપણે સમજી શકીએ છીએ કે આપણા પૂર્વજોમાં એ પદ્ધતિમાં કેટલી શ્રદ્ધા હતી. એમને કેટલી સિદ્ધિ મળી હતી એ તો આપણે નથી કહી શકતા, પરંતુ એ જમાનાના થોડા માણસોનું સૂક્ષ્મ જ્ઞાન જોઈને આશ્ચર્ય થાય છે. અને મન કહે છે કે એ બધું એ લોકોએ પ્રયોગો દ્વારા નહીં મેળવ્યું હોય.

કંઈ પણ હોય, આત્માની શક્તિનો ખરો તાગ હજી સુધી આપણને નથી મળ્યો. અણુને મુક્ત કરવાથી એનો પ્રભાવ આપણે કંઈક જાણી શક્યા છીએ. આત્માના પ્રભાવની તો મર્યાદા જ નથી. આત્માને સમજવા અને મુક્ત કરવાની રીત હાથમાં આવવી જોઈએ. (મંગલ પ્રભાત)

☆

સહુ ભોજનમાં જેટલો પ્રેમભાવ જન્મે છે એનાથી વધારે સમૂહપ્રાર્થનામાં જન્મે છે. જાનવરોની પેઠે માણસ પણ આહાર લે છે, ઊંઘે છે, શરીરની માવજત કરે છે છતાં જાનવર અને માણસના જીવનમાં ઘણો ભેદ છે. માણસને ખાવાથી સમાધાન નથી થતું, જ્યારે બીજાને ખવડાવવામાં અને ભૂખ્યા રહેવામાં સમાધાન થાય છે. જંગલમાં, જાનવરને શિકાર ન મળવાથી ઉપવાસ તો થઈ જાય છે, પરંતુ ઘરમાં ખાવાના પદાર્થો ભરેલા હોય તો પણ માણસ કહે છે કે આજે એકાદશી છે, માટે ખાઈશ નહીં. જાનવરોને આ આનંદ નથી મળ્યો. એનો અર્થ એ છે કે માણસના જીવનનો મૂળ આધાર જાનવરોના જીવનઆધારથી ભિન્ન છે. માણસના જીવનનો મૂળ આધાર એ છે કે એ પોતાને દેહમાં કેદ થયેલો નથી માનતો. એ પોતાનામાં સૌને અને સૌમાં પોતાને જોવાની કોશિશ કરે છે, આપણા મંત્રોએ એ જ સમજાવ્યું છે કે આત્મામાં સર્વભૂત અને સર્વભૂતોમાં આત્મા રહેલો છે, એટલે કે આપણે અને આસપાસનાં પ્રાણી એકબીજા સાથે સંકળાયેલાં છીએ. જેમ તાણામાં વાણો હોય છે એ જ રીતે તમારામાં અમે, અને અમારામાં તમે છો એને જ વેદાંત કહે છે, જેનો માનવમાત્ર અનુભવ કરે છે.

–વિનોબા

### જેવા વાંચક તેવી શૈલી

ગુજરાતી સાહિત્ય શૈલી વિશે અમારી વાતચીત ચાલતી હતી મેં બાપુજીને કહ્યું. 'તમે નવજીવનમાં જે ગુજરાતી લખો છો એનો વિચાર કરીને કહેવું પડે છે કે દક્ષિણ આફ્રિકામાં તમે તમારા 'ઇન્ડીયન ઓપિનિયન'માં જે ગુજરાતી લખતા હતા તે બહુ જ કાચી ગુજરાતી છે.'

ગાંધીજીએ હસીને કહ્યું કે, 'શું તમે એમ માનો છો કે હિન્દુસ્તાન આવ્યા પછી મારી ગુજરાતી ભાષા સુધરી ગઈ? ખરી વાત તો એ છે કે દક્ષિણ આફ્રિકામાં જે લોકોને માટે હું લખતો હતો એ બધા લગભગ અભણ હતા મજૂરી કરનાર, નાનીનાની દુકાનો ચલાવનારા અને આખો દિવસ પ્રવૃત્તિમાં ગૂંથાયેલા લોકો માટે મારે લખવું પડતું હતું. એમાં મુસલમાનો હતા, થોડા પારસી પણ હતા. એવા બધા લોકો સહેલાઈથી સમજી શકે એવી તરેહ શૈલીમાં મારે પ્રયત્નપૂર્વક લખવું પડતું હતું. હું મારા કામની દૃષ્ટિએ લખતો હતો.'

બાપુજીની વાત મારે ગળે ઊતરી ગઈ દક્ષિણ આફ્રિકામાં તામિલ મજૂરોની સાથે મીઠી વાત કરી શકે એટલા માટે એમણે તામિલ ભાષા પણ થોડી શીખી લીધી હતી

જ્યારે મેં મારા એક ગુજરાતી લેખમાં 'જમુના' ને માટે એકવાર 'કાલિન્દી' શબ્દ વાપર્યો ત્યારે બાપુજીએ મને પૂછ્યું કે, 'શું તમારો આ 'કાલિન્દી' શબ્દ ગામડિયો સમજી શકશે? 'તમારી ભાષા એને માટે ભારી થઈ પડે એ શું કામનું?'

### સૂક્ષ્મ વિવેક

શ્રી મગનલાલ ગાંધી પાસેથી મેં નીચેની વાત સાંભળી હતી

કોઈ મહત્ત્વના મામલામાં બાપુજી અને જનરલ સ્મટ્સ વચ્ચે વાતચીત થઈ હતી એનો સાર ગાંધીજીએ પોતાના સાપ્તાહિક 'ઇન્ડીયન ઓપિનિયન'માં આપ્યો જ્યારે જનરલ સ્મટ્સને ખબર પડી કે પોતાની સાથેની મુલાકાતનો સાર ગાંધીજીએ પોતાના પત્રમાં આપ્યો છે ત્યારે એને કંઈક ખોટું લાગ્યું ગાંધીજી ફરી મળ્યા ત્યારે જનરલ સ્મટ્સે બાપુને ફરિયાદ કરી કે, 'જે વાતચીત જાહેર માટે ન હતી એ એમને જાહેર કરી દેવી તમારા માટે ઉચિત ગણાય?'

ગાંધીજીએ જવાબ આપ્યો કે 'તમારી ટીકા બરાબર નથી આવી બાબતોમાં હું હંમેશા સજાગ રહું છું જો તમે તપાસ કરશો તો જણાશે કે મારા પત્રના અંગ્રેજી વિભાગમાં આપણી મુલાકાતનો ઉલ્લેખ સુદ્ધાં આવ્યો નથી આપણી મુલાકાત વ્યક્તિગત તો ન હતી જે ગરીબ લોકોનો પ્રતિનિધિ થઈને હું તમારી સાથે વાતચીત કરવા આવ્યો હતો એમને ખબર તો પડવી જોઈએ કે એમના સવાલોની બાબતમાં સરકારનું વલણ કેવું છે? જો હું અંગ્રેજી વિભાગમાં એ બધું લખત તો બધા ગોરા પણ એ વાંચી લેત. આપણી ખાનગી વાતો એમના કાનો સુધી પહોંચાડત તો તે અનુચિત થાત'

જનરલ સ્મટ્સે પોતાનો વાંધો પાછો ખેંચી લીધો અને ગાંધીજીને એમના સૂક્ષ્મ વિવેક માટે ધન્યવાદ આપ્યા

*

- વર્ણવી ન શકાય એવી જટીલતાને હું કળાકૃતિ માનતો નથી
- ખરી નિર્ભયતા પ્રેમ વિના શક્ય નથી
- સાચું પૌરુષ, સાચી બહાદુરી આપણી અંદર રહેલા પશુને કાઢી નાખવામાં છે
- હિંસાની પદ્ધતિ માનવગૌરવ સાથે સુસંગત નથી
- હું માનું છું કે જ્યાં આગેવાનો લાયક હોય ત્યાં સિપાઈ મળી રહે છે —ગાંધીજી

# બાપુનાં સંભારણાં — વિમળા પટેલ

હરિજન આશ્રમ ગાંધીજીનું ધામ એટલે નાના, મોટા, દેશ-પરદેશના અનેક જિજ્ઞાસુઓ, શ્રદ્ધાળુઓ, મુમુક્ષુઓ તો રાજરોજ આવે કોઈ દર્શન કરવા, કોઈ એ પુણ્યધામની રજ માથે ચઢાવવા, કોઈ મહાત્માજીનું પુણ્યસ્મરણ તાજું કરવા, તો કોઈ ત્યાંથી પ્રેરણાનું ભાતું બાંધી જવા આવે. આમ હરિજન આશ્રમ એ એક તીર્થધામ બની ગયું છે.

જાણીતા લેખિકા શ્રી. વિનોદિની બહેન નીલકંઠ એકવાર આશ્રમમાં આવી ચડયાં. અમે એમને અમારી શાળામાં બોલાવ્યા. એમણે પૂ૦ બાપુજીનાં સંભારણાં કહ્યાં તેમાંથી કેટલાક પ્રસંગો લગભગ એમના જ શબ્દોમાં અહીં ઉતારું છું.

–વિ૦

અમે ખૂબ નાના હતા ત્યારની આ વાત છે. ત્યારે અહીં મકાનો હજી બંધાવાના હતાં, કાચા મકાનો હતા. એમાં આશ્રમ ચાલતો. ત્યારે કંઈ આશ્રમનો વિસ્તાર મોટો નહીં. એટલે બા-બાપુજીને જગ્યા ઓછી અમે સૌ રમતા રમતા તરસ્યા થઈએ એટલે બા કને દોડી જઈએ. બા અમને ખૂબ પ્રેમથી પાણી પાય. તે સ્નેહ તો હજી એવો ને એવો યાદ છે. મારા પિતા સ્વ૦ શ્રી રમણભાઈ નીલકંઠને બાપુ સાથે સારો સંબંધ એટલે અમારા પગ આશ્રમમાં જવા ઝટ ઊપડતા. અને અમે બાને પાણી પીવા ના બહાના હેઠળ ઠીકઠીક ઊઠવેઠ કરાવીએ. પણ બા કંટાળે જ નહીં. બા તો બસ, એ જ પ્રેમથી જ્યારે જઈએ ત્યારે પાણી પાય. એવો પરમ પ્રેમ શી રીતે ભૂલી શકાય? * *



બીજો પ્રસંગ પ્રાર્થનાનો છે. ત્યારે પ્રાર્થના બાપુ પોતે કરાવતા. અમે ભાઈબહેને કોઈકોઈ વાર પ્રાર્થનામાં જઈ ચઢતાં. ત્યારે અમે બહુ નાના. બાપુ અમને શીખવે: 'પ્રાર્થનામાં આંખ મીંચીને બેસીએ તો આપણે સહેલાઈથી એક ચિત્ત થઈ શકીએ. કોઈની સામે નજર ન પડે અને મન વિચારે ન ચઢે'

એક દિવસ એક બહેને પ્રાર્થનામાં આંખ ઉઘાડી રાખેલી. બાપુ તે જોઈ ગયા. પ્રાર્થના પૂરી થઈ કે તરત બાપુએ મીઠી ટકોર કરી: 'પેલા બહેને આજે પ્રાર્થનામાં આંખ મીચી ન હતી!'

'બાપુ, ત્યારે તમેય આંખ નહીં મીચી હોય! નહીં તો તમને કેમ ખબર પડે કે અમુક જણે આંખ ઉઘાડી રાખી છે?' પેલા હાજરજવાબી બહેને તરત બાપુને જવાબ આપ્યો.

બાપુ ખડખડાટ હસી પડ્યા. શું તેમનું એ મુક્ત હાસ્ય! આખા યે જગતમાં મહાન પુરુષ ગણાતો એક

વિભૂતિ નાનકડી બાળાના કહેવા પર આવુ, મોકળા મને હસે એ અમારા માટે બહુ મોટી વાત ગણાય.

બાપુનુ એ મુક્ત હાસ્ય હજી મારા કર્ણપટે અથડાયા કરે છે! * * *

વડોદરાના માજી દીવાન મનુભાઈ મહેતાના પુત્રી એકવાર અમારે ત્યા આવ્યા અમે એમને આશ્રમમા લઈ ગયાં બાપુની નજર બહુ ઝીણી નવો ચહેરો આવ્યો કે તેના પર દૃષ્ટિ પડયા વિના રહે નહી. અમને તરત પૂછયુ 'તમારી સાથે આ કોણ આવ્યુ છે?'

'વડોદરાના અમારા બહેનપણી છે પ્રજ્ઞા એમનુ નામ' અમે જવાબ આપ્યો.

'પ્રજ્ઞા એટલે ડાહી જણાય છે તો એવી જ.' બાપુએ હસતા હસતા કહ્યુ પછી પૂછયુ 'પ્રજ્ઞા, તુ કાતે છે ખરી?'

'ના' પ્રજ્ઞાએ શરમાતા શરમાતા કહ્યુ

'મારી દીકરી ગમે તેવી હોય પણ જો તે કાતે નહી તો હુ એને પ્રજ્ઞા (ડાહી) ન કહુ!' બાપુએ ટકોર કરી * * *

અને છેલ્લે એક વિદેશનો પ્રસગ યાદ આવે છે

હું અમેરિકા ભણવા ગઈ હતી. તે વખતે મારે કેટલીક સસ્થા જોવા જવાનુ થયુ હું એક કેળવણી સસ્થામા ગઈ અને મારે બોલવાનો પ્રસગ આવ્યો. વિદ્યાર્થીઓએ પહેલો જ પ્રશ્ન પૂછયો 'તમે તો ગાધીના દેશના છો ગાધી કેવા છે તે કહો!'

બાપુ વિશે હુ જે કઈ જાણતી હતી તે બધું મે કહ્યું એ સાભળી એક બદામી ભુખરા રગના વાકડિયા વાળવાળા ને ભૂરી—આસમાની રગની આખવાળા એક મઝાના છોકરાએ આગળી ઊંચી કરી એને પ્રશ્ન પૂછવો હતો મે પ્રશ્ન પૂછવા કહ્યું

'મારી મમ્મી કહે છે કે જે માણસે પૂરો પોશાક પહેર્યો હોય તે જ માણસ સભ્ય અને સજ્જન કહેવાય ત્યારે ગાધી આવડા મોટા માણસ ગણાય તોયે ઢીચણની ઉપર રહે એવુ ટૂંકું કપડુ કેમ પહેરે છ? એવા કપડા પહેરનારને સભ્ય, સજ્જન કહી શકાય ખરા કે?'

એનો પ્રશ્ન. અમેરિકન સમાજની રહેણી કરણી, રીતરિવાજ જોતા સાવ સ્વાભાવિક હતો

મે, બાપુ શા કારણે માત્ર એક ટૂકી ધોતી પહેરે છે ને માત્ર એક પછેડી ઓઢે છે તે માટેની એમની પ્રતિજ્ઞા કહી સભળાવી જ્યા સુધી કરોડો હિન્દીઓને પૂરતા વસ્ત્ર ન ન મળે ત્યા સુધી હુ પૂરતા વસ્ત્રો નહી પહેરુ એવી બાપુની પ્રતિજ્ઞા હતી

પેલો છોકરો ને બધા વિદ્યાર્થીઓ મારો ખુલાસો દગ થઈને સાભળી રહ્યા

પ્રશ્ન પૂછનાર છોકરો કહે 'ત્યારે તો હવે તમને થોડા દિવસમા જ સ્વરાજ મળવાનુ, ને ત્યારે દેશમા સૌને પૂરતા કપડા મળવાના અને ગાધી પણ પૂરો પોશાક પહેરશે એમનો એ પૂરા પહેરવેશવાળો ફોટો પડાવીને તમે મારા પર મોકલી આપશો?'

'જરૂર' મે ખુશીથી હા પાડી

સ્વરાજ તો મળ્યુ પણ બાપુએ પૂરા કપડા પહેર્યા હોય એવી એમની છબિ પાડવાનુ ન બન્યુ!

હજી મને એ અમેરિકન બાળકની વાતો યાદ આવે છે! એ બાળ વિદ્યાર્થીના મનોરથ પાર પડે તે પહેલા જ ઈશ્વરે બાપુને પોતાના દરબારમા બોલાવી લીધા

*

• માણસને પડવાની લાલચ એટલી બધી હોય છે, અને પોતાને છેતરવાની એટલી બધી સગવડ કુદરતે જ તેને કરી આપી છે, કે સાવધાન રહેનાર માણસ પણ જો નબળો હોય અથવા એના બધા ત્યાગો વૈરાગ્ય વિનાના હોય તો એ અવશ્ય પડે

• જગતમાં એકે માણસ 'હું દુષ્ટ છું' એમ સમજીને દુષ્કાર્ય કરતો નથી

• હિંસા કરવી એ તો આપણામાં રહેલા પશુનો સ્વભાવ છે —ગાંધીજી

# ઉપદેશ

**—અંજુમ વાલોડી**

એકવાર એક માણસ હઝરત ઈબ્રાહીમ અદ્દમની સેવામાં હાજર થયો, અને કહેવા લાગ્યો: "હે શેખ! હું પાપી છું. મારા જાન પર મેં ઘણો જુલ્મ ગુજાર્યો છે. પાપ કરવાનું છોડી દેવાના ઘણા પ્રયત્નો હું કરુ છું, પણ છોડી શકતો નથી. મને કાંઈક ઉપદેશ આપો."

ત્યારે હઝરત ઈબ્રાહીમ અદ્દમે તેને કહ્યું: "ભાઈ! હું કહું તે છ વાતો તમારા વર્તનમાં ઉતારી લો, અને પછી તમારે જે કાંઇ કરવું હોય તે સુખેથી કરજો; એથી તમને જરા યે નુકશાન થશે નહિ" અને પછી પોતાની વાત માંડતાં તેમણે કહ્યું: "સૌ પ્રથમ મારે તમને એટલું જ કહેવાનું છે કે, જ્યારે પણ તમે કોઈ પાપ કરો ત્યારે સર્વશક્તિમાન ખુદાએ બક્ષેલી હોય એવી કોઈ પણ ચીજ ખાશો નહિ."

અને પેલા માણસે નવાઇ પામી પૂછયું: "પણ શેખ સાહેબ! દરેકે દરેક ચીજ ખુદાએ જ પેદા કરીને પ્રાણીમાત્રને બક્ષી છે. તેનું બક્ષેલું રોજીને હું શું ખાઇશ?"

ત્યારે હઝરત ઈબ્રાહીમ બોલ્યા: "પણ જેનું તમે ખાવ તેની જ આજ્ઞાનું ઉલ્લંઘન કરો એ બહુ જ ખરાબ કહેવાય. બીજી વાત એ છે કે, જ્યારે તમને પાપ કરવાની ઇચ્છા થાય ત્યારે ખુદાના રાજ્યની બહાર જઇને આચરવું."

પેલો માણસ કહેવા લાગ્યો: "આખી પૃથ્વી પર તેનું જ રાજ્ય ચાલે છે. તેના રાજ્ય બહાર શી રીતે જઈ શકાય?"

"પણ જેના રાજ્યમાં રહીએ તેનો હુકમ તો માનવો જ જોઈએ ને?" હઝરત ઇબ્રાહીમે તેને જવાબ આપતાં કહ્યું, "અને ત્રીજી વાત એ છે કે, તમારે પાપ કરવું હોય તો એવા સ્થાને જઇને કરવું કે જ્યાં ખુદા તમને જોઇ શકે નહિ."

"પણ જનાબ, તે તો બધે જ જોઈ શકે છે. તે સર્વવ્યાપી છે."

અને હઝરત ઇબ્રાહીમે તેને જવાબ આપતાં કહ્યું: 'તેનું આપેલું જ તમે ખાવ, તેના રાજ્યમા જ તમે વસવાટ કરો અને તેની નજર સામે જ તમે પાપ આચરો; એ તો બહુ જ ખરાબ કહેવાય. હવે ચોથી વાત સાંભળો, જ્યારે મૃત્યુનો દૂત તમારુ મોત નીપજાવવા આવે ત્યારે તમે તેને કહી દેજો કે, "મને થોડા સમયની મહેતલ આપો કે જેથી હું મારાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરી લઉં."

પેલાએ કહ્યું: "એવી મહેતલ ન જ મળે!"

હઝરત ઈબ્રાહીમે કહ્યું: "એવું જ છે તો પછી મૃત્યુ સમય અગાઉ જ તમે પ્રાયશ્ચિત્ત કરી લો ને! અને પાંચમી વાત એ છે કે, તમારા મૃત્યુ બાદ તમારી કબરમાં જ્યારે મુન્કર અને નકીર (ઈસ્લામી ધર્મશાસ્ત્ર પ્રમાણે મરનાર વ્યક્તિના જીવનનો હિસાબ લેવા એ નામના બે ફરિસ્તાઓ કબરમા આવે છે) આવે તો તેમને કાઢી મૂકજો."

પેલાએ કહ્યું: "તેમને કાઢી મૂકવાનું શક્ય નથી."

ત્યારે હઝરત ઇબ્રાહીમે કહ્યું: "ત્યારે તેમને જવાબ આપવા માટે તમે અત્યારથી જ તૈયાર થઈને રહો. અને હવે છઠ્ઠી અને છેલ્લી વાત એ છે કે, કયામતને દિવસે જ્યારે ખુદાપાક પાપીઓને નર્કમાં લઈ જવાને પોતાના દૂતોને હુકમ આપે ત્યારે નર્કમાં જવાની તમે ના પાડી દેજો."

પેલો માણસ બોલ્યો: "પણ તો યે તેઓ બળજબરીથી મને નર્કમાં ધસડી જશે."

અને હઝરત ઇબ્રાહીમે કહ્યું: "આ બધું તમે જાણો જ છો તો પછી પાપ કરવાનું જ શા માટે છોડી દેતા નથી?"

અને હઝરત ઇબ્રાહીમની એ વાતો સાંભળી પેલા માણસે તરત જ સાચા દિલથી પશ્ચાત્તાપ કરી લીધો અને પછી જીવનપર્યંત એમના ઉપદેશને તે વળગી રહ્યો.

# શ્રમનો ચમત્કાર

મુકુલભાઈ

ઇટલીમા કેસિન નામનો એક ખેડૂત રહેતો હતો તેની સ્થિતિ દિવસે દિવસે સુધરતી જોઈને અને તેની પાસે સંપત્તિ વધતી જોઈને કેટલાક માણસોને થયુ કે, જરૂર આ કેસિન જાદુ જાણતો હોવો જોઈએ નહિ તો આમ કશા ચમત્કાર વિના તેની પાસે આટલી બધી સંપત્તિ શી રીતે ભેગી થાય?

એટલે કેટલાક ઈર્ષાખોર લોકોએ તેની સામે કચેરીમા એવો દાવો માડયો કે, 'કેસિન કશો ચમત્કાર કરીને પૈસો ભેગો કરે છે તેથી અમને અમારી સલામતી અંગે ભય લાગે છે માટે ન્યાયાધીશે એ બાબતની ઘટતી તપાસ કરવી જોઈએ' ન્યાયાધીશે કેસિનને કચેરીમા હાજર થવાનો હુકમ કર્યો અને તેની સંપત્તિ શી રીતે ભેગી થાય છે તેનો ખુલાસો કરવાનુ કહ્યુ જો તે જાદુ જેવુ કશુ જાણતો હોય તો તે અંગે પણ એકરાર કરવાનુ ફરમાન કર્યું

કેસિન પોતાની સશક્ત પુત્રી, ખેતીના ઓજારો અને ઘોડાની જોડ લઈને કચેરીમા હાજર થયો

ન્યાયાધીશે તેને ખુલાસો કરવા કહ્યું ત્યારે કેસિન બોલ્યો 'સાહેબ, હું જાતે મહેનત કરીને ખેતરને ખેડુ છુ અને ખાતર વગેરે નાખી જમીનને ખેતી માટે લાયક કરુ છુ મારી આ પુત્રી બી રોપે છે અને મારી સાથે મહેનત કરે છે મારા ઓજારો પણ મારા કામમા ઉપયોગી થાય એવા છે વળી મારી આ ઘોડાની જોડ પણ કોઈને ય અદેખાઈ ઉપજાવે એવી છે હુ મારા ઘોડાને બરોબર ખવડાવુ-પીવડાવુ છુ અને તેમની જાતે સભાળ રાખુ છુ તેથી એ ઘોડા પણ મને ખેતીના કામમા ખૂબ મદદરૂપ થઈ પડે છે આમ હું સખત ઉદ્યમ કરીને ધન મેળવુ છુ આ જ મારો ચમત્કાર કહો તો ચમત્કાર છે મારા વિરોધીઓને એ જાદુનો ઉપયોગ કરવો હોય તો કરે અને તેનો લાભ ઉઠાવે, તેઓ આમ કરશે તો તેમને સાચી વસ્તુ શી છે એ સમજાશે"

કેસિનની આ વાત સાભળી ન્યાયાધીશ રાજી થઈને બોલ્યા 'આજ સુધીમા મારી પાસે ઘણા અપરાધીઓ આવી ગયા પરંતુ પોતાના અપરાધ સામે તમારા માફક કોઈએ આવો પ્રબળ પુરાવો હિંમતપૂર્વક રજૂ કર્યો નથી હુ તમને નિર્દોષ જાહેર કરુ છુ અને તમારી ઉદ્યમપરાયણતાની કદર કરુ છુ"

*

શ્રાવસ્તીના અનાથપિંડિકના આરામમા આવેલ ઉપસ્થાન શાળામા એકવાર નંદક નામનો ભિક્ષુ, અન્ય ભિક્ષુઓને ઉપદેશ આપતો હતા. ભગવાન તથાગત એટલામા ત્યા આવી પહોચ્યા. ઉપદેશ ચાલુ હતો એટલે અંદર જવુ એ ઉપદેશમા વિક્ષેપ પાડનારુ, અવિવેકી કાર્ય ગણાય તેથી તથાગત શાંતિથી બારણાની બહાર ઊભા રહ્યા નંદકને કશી ખબર નહી કે તથાગત બહાર ઊભા છે એટલે એ તો એકધારો ઉપદેશ આપતો રહ્યો અને તેમાં સમય આ રીતે જ્યારે ઉપદેશ સમાપ્ત થયો ત્યારે તથાગતે ધીરેથી બારણાની સાકળ ખખડાવી. ભિક્ષુઓએ બારણુ ઉઘાડ્યુ

તથાગત અંદર જઈને આસન પર બેઠા. પછી નંદકને કહેવા લાગ્યા 'નંદક' તે ભિક્ષુઓને ઠીક લાબો ઉપદેશ દીધો. બારણા આગળ ઊભા રહી મારી પીઠ દુખવા લાગી'

ભદંત' આપ બહાર ઊભા છો એવી મને ખબર હોત તો ઉપદેશ ટૂંકાવી દેત.' એમ કહેતા તો નંદક ગળગળો થઈ ગયો

તથાગતે તેને તરત સાંત્વન આપતા કહ્યું નંદક' તે તને શોભે એવુ જ કર્યું છે ત્યાગી ભિક્ષુઓ ભેગા મળ્યા હોય ત્યારે બે જ વાતો શોભે, એક ધાર્મિક સંભાષણ બીજું આર્યમૌન'

# ઉપાસના



અનેક વર્ષો પહેલાં તામિલનાડમાં કૂર્મા નામનો એક રાજા રાજ્ય કરતો હતો તે મહાદાનેશ્વરી તથા ધાર્મિકવૃત્તિનો હતો. આથી જતે દિવસે તેની લશ્કરી સત્તા તૂટતી ગઈ અને પાડોશના એક પરાક્રમી રાજાએ તેના પર હલ્લો કર્યો. કૂર્માએ તે આક્રમણનો જવાબ વીરતાથી વાળ્યો પરંતુ તેની હાર થઇ ને જીવ બચાવવા ખાતર તેને તેની પત્ની સુચરિતાને લઈને દૂર જંગલમાં નાસી જવું પડયું.

જંગલમા જઈને તેણે ગરીબજીવન શરૂ કર્યું. કઠિયારાનો ધધો સ્વીકાર્યો ને જીવનજ્યોતને સળગતી રાખી. આમ કરતાં પાચ વર્ષ વીતી ગયા. તે દરમ્યાન સુચરિતાએ એક તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. કૂર્માએ તેનું નામ પારાશર્ય રાખ્યું. પારાશર્ય પાંચ વર્ષનો થતાં કૂર્મા મૃત્યુ પામ્યો. પારાશર્યને ઊછેરવાનુ કામ સુચરિતાને માથે આવી પડયું; જે તેણે હસતે મુખે ઉઠાવી લીધું. વર્ષો વીત્યાં. પારાશર્ય ચૌદ વર્ષનો થયો.

એકવાર તે જંગલમાંથી પાછો ફર્યો ત્યારે સુચરિતાએ તેને પોતાની પાસે બોલાવ્યો. પારાશર્યે જોયું તો મા પથારીવશ હતી. તે પાસે જઈને બેસી ગયો. સુચરિતાએ તેને આખી વિતકકથા સંભળાવીને કહ્યુ, "બેટા! તુ મારો પુત્ર હોય તો વેર વાળજે ને ગાદી પાછી મેળવજે." પારાશર્યે તેને વચન આપ્યુ ને સુચરિતા દેવલોક પામી.

અંત્યેષ્ટિક્રિયા પતાવ્યા પછી પારાશર્ય માને આપેલા વચનને પૂર્ણ કરવાના ઉપાયો શોધવા લાગ્યો. આખરે તેને એક માર્ગ સૂઝ્યો ને તે ઊપડ્યો.

હિમાલયની તળેટીમાં જઈને તેણે અઘોર તપ આદર્યું. તેના તપથી પ્રસન્ન થઈ ભગવાન શંકરે તેને દર્શન દીધાં. ને કહ્યું, "માગ માગ માગે તે આપુ!"

"પ્રભુ!" પારાશર્યે હાથ જોડીને કહ્યું, "આપનું રૂદ્ર સ્વરૂપ દેખાડો—તેનાં દર્શન દો."

શંકરના આશ્ચર્યનો પાર ન રહ્યો, "તારે? પારાશર્યને રૂદ્ર સ્વરૂપનાં દર્શન કરવા છે?"

"હા દેવ! મારે જ એ રૂદ્ર સ્વરૂપનાં દર્શન કરવાં છે. ને એમાંથી પ્રેરણા મેળવી મારે મારો વેરાગ્નિ શમાવવો છે. મારા દુશ્મનોનો વિનાશ મારે નોતરવો છે. મને દર્શન દો, પ્રભુ!" તેણે હઠ લીધી

આખરે શકરને તેની હઠ આગળ નમતું તોળવું પડયુ, તેમણે કહ્યું, "એનાં દર્શન તને થોડાક દિવસો પછી થશે. એ વખતે તારા હૃદયમા એક તેજસ્વી જ્યોત પ્રકટશે, એમાંથી એક કૃત્યા જન્મશે. એને કહીશ તેનો તે નાશ કરશે જ." આટલું કહી શકર અંતર્ધાન થઈ ગયા. આનંદ પામતો પારાશર્ય પાછો આવ્યો

થોડાક દિવસો પછી તેને લાગ્યું કે તેના હૃદયમા એક જ્યોત સળગે છે! એક કૃત્યા ધીરે ધીરે આકાર પકડતી જાય છે! તેના આનંદનો પાર ન રહ્યો

કૃત્યાએ બહાર આવી તેની આગળ મસ્તક નમાવ્યું, "દેવ, આજ્ઞા આપો!"

"કૃત્યા!" ગર્વથી ફૂલાતા પારાશર્યે કહ્યું. "મારા પિતાની ગાદી છીનવી લેનારનો નાશ કર–એને માટે તું વિનાશરૂપ નીવડ ને પછી સૃષ્ટિના તમામ પાપીજીવોનો નાશ કર."

"જેવી આજ્ઞા." કૃત્યાએ કહ્યુ ને પારાશર્યને જ હણવા તે ધસી! પારાશર્ય ગભરાયો.

"કૃત્યા! આ શું? તારે તો મેં આજ્ઞા કરી છે તેમને જ મારવાના છે, મને નહિ."

"પરંતુ દેવ!" કૃત્યાએ પારાશર્યની ગરદન પકડતાં કહ્યું, 'એમનો વિનાશ સરજવા ખાતર પરમપુણ્યમય સત્ત્વની જરૂર પડશે. જે આપની પાસે છે. ને એટલે જ, આપને સૌ પ્રથમ હણવા પડશે. ત્યારબાદ હું આપની આજ્ઞાને પૂર્ણ કરીશ.'

'રહેવા દે, કૃત્યા! થોડીવાર થોભ! મારે એક કામ છે. મારે વેર લેવુ નથી તેના ફળ મને સમજાઈ ચૂક્યા.' પારાશર્યે આંસુભરી આંખે વિનંતિ કરી.

'કેમ?' કૃત્યાએ હોઠમા હસતા કહ્યું, 'હજુ તો રૂદ્ર સ્વરૂપના દર્શન બાકી છે!'

'ના, મારે તેનાં દર્શન નથી કરવા. મને તેની ઝાંખી થઈ ચૂકી. એક બે પળ માટે તુ મને છોડ'

કૃત્યાએ તેની ગરદન છોડી દીધી મુક્ત થયેલા પારાશર્યે શકરના મગલ સ્વરૂપની આરાધના શરૂ કરી!

મદમદ હસતા અદશ્ય થતી કૃત્યા તેની તરફ જોઈ રહી!

---

ખોરાસાનના એક અધર્મી માણસને અબૂ ઉસમાનની ઠેકડી કરવાનુ મન થયુ એ માટ એણે એમને, પોતાને ઘરે જમવા આવવાનુ નોતરુ દીધુ અબૂ ઉસમાને તો તે ભોળા ભાવે સ્વીકારી લીધુ અને નક્કી કરેના સમયે તેના ઘરના બારણે જઈ ઊભા.

પેલો માણસ સત્કાર કરવાને બદલે જાણે કઈ જાણતો ન હોય તેમ સામેથી ટોણો મારી કહેવા લાગ્યો "કેમ રે પેગંબરા! પેટ ભરવા આવ્યો છે કેમ? પણ અહી કઈ ખાવાપીવાનુ નહી મળ, સમજ્યો? સીધો સીધો હાલતો થા અહીથી"

અબૂ તો કશુ બોલ્યા વિના ચાલવા લાગ્યા. થોડે દૂર ગયા હશે ત્યા તો પેલાએ ફરી હાક મારીને બોલાવ્યા અને ત્યા પહોચ્યા ત્યારે પેલો ફરી ઠેકડી કરી કહેવા લાગ્યો તારે ખાવુ છે કમ? જો આ પથરા પડયા છે તે ખા!" અને હસવા લાગ્યા.

અબૂએ કશુ બોલ્યા વિના ફરી ચાલવા માડયુ પેલાએ ફરી તેમને બોલાવીને ઠેકડી કરીને કાઢયા. એ રીતે ત્રીસ વખત બોલાવીને ઠેકડી કરી કાઢયા છતા અબૂ સાવ શાત રહ્યા એટલે પેલો થાકયો અને તેને પોતાના ગેરવર્તન માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે અબૂના ચરણોમા પડીને મોકળે મને રડી પડ્યો ને માફી માગવા લાગ્યો. અને અબૂએ તેને શુદ્ધ દિલે તેની ઉદ્ધતાઈની માફી બક્ષી

પેલા માણસે પૂછ્યુ 'ગુરુ મે ત્રીસ-ત્રીસ વાર તમારુ ફરીફરીને અપમાન કર્યું, ઠેકડી કરી તોય તમારા મનોભાવ લેશ ન બદલાયા! તમે તે કેવા અદ્ભૂત પુરુષ છો!'

'એમા તે શી મોટી વાત છે! એવા અપમાનો તો કૂતરા પણ સહી લે છે કૂતરાને તમે જેટલી વાર બોલાવશો તેટલી વાર તે તમારી પાસે આવશે, અને કશુ આપ્યા વિના જ હાંકી કાઢશો તોયે તે તમારા પર ગુસ્સે નહી થાય. આમ એક કૂતરા કરતા મે વિશેષ કાંઈ નથી કર્યું આપણે કૂતરા કરતા કાંઈ બાબતમા ચડીયાતા છીએ?'

માણસ તો કશો જવાબ આપી શક્યો નહી, મનમા ને મનમા જ તેમની અપાર નમ્રતાને સત્કારતો તે તેમનો શિષ્ય બની ગયો.

*

ભીંજવશે!

"આ જગમા વણસમજ્યુ જશે, બધુ બોલાયુ,
ઃ અવગુ સમજાશે હૈયે હેત ધરી જે ગાયુ'?
ુ કરે સમજવામાં બીજા, દંડ બીજાએ દેવા,
ંમળ પ્રીત કરી ઉપરથી તિરસ્કારને સ્હેવા!
ા, ના, એક દિવસ સૌ હૈયે સમજાશે એ વાણી
ાં પથ્થર વજ્ર ભીંજવશે પ્રીત સુમંગલ પાણી!

પિનાકિન્ ઠાકોર

આમ તો કવિ કાલિદાસ ભોજને અતિપ્રિય હતા, પણ અતિપરિચયનો જ્યારે અભાવ થાય એવું બને છે એ જ ન્યાયે મનમાં ય એકવાર કાલિદાસ વિશે અણબનાવ થયું અને કાલિદાસ ધારાનગરી છોડીને બીજે રાજ્ય રહેવા લાગ્યા.

આ વાતને થોડો કાળ થયો અને ભોજને કાલિદાસની ગેરહાજરી સાલવા લાગી. ત્યારે કાલિદાસ ક્યાં રહે છે તેની તપાસ કરાવી પણ કોઈ પણ ખબર મળી નહીં. હવે શું થાય? ભોજને લાગ્યું કે આમ શોધવાથી તો કાલિદાસનો પત્તો નહીં લાગે. માટે એક યુક્તિ કરવી જોઈએ કે જેથી કાલિદાસની ભાળ મળે. કાલિદાસ કવિ છે, વળી તે એવા કવિ છે કે એમની કવિતા બીજા કોઈ પણ કવિતા કરતાં જુદી જ તરી આવે છે. એ કવિતા દ્વારા જ એમને શોધી કાઢવા સહેલ છે—અન્યથા મુશ્કેલ. બસ ભોજને યુક્તિ જડી ગઈ. એણે જાહેર કર્યું કે જે કોઈ કવિ નવો શ્લોક બનાવી લાવશે તેને એક લાખ રૂપિયા ઇનામ આપીશ.

આ જાહેરાત સાથે બીજી બાજુ દરબારમાં એણે ત્રણ ધુરંધર પંડિતોની શ્લોકની પરીક્ષા માટે વરણી કરી. ત્રણેમાંથી એકને એકવાર સાંભળેલો શ્લોક યાદ રહી જતો, બીજાને બે વાર સાંભળવાથી યાદ રહી જતો ને ત્રીજાને ત્રીજી વાર સાંભળવાથી યાદ રહી જતો.

લાખ રૂપિયાના ઇનામની જાહેરાત સાંભળીને અનેક કવિઓ ભોજના દરબારમાં આવવા લાગ્યા અને શ્લોક સંભળાવવા લાગ્યા પણ કોઈને ઇનામ મળતું નહીં કેમ કે જેવો કોઈ કવિ શ્લોક સંભળાવતો કે પહેલો પંડિત કહેતો કે આ તો જૂનો શ્લોક છે અને એમ કહીને એ આખો શ્લોક ફરી કહી સંભળાવતો. બીજો અને ત્રીજો પંડિત પણ એમ જ કરતો. બિચારા નવા શ્લોક બનાવી લાવેલા લાખ રૂપિયાનું ઇનામ મેળવવાની આશા લઈને આવેલા કવિઓ ભોંઠા પડીને ચાલ્યા જતા.

જ્યારે તે કાલિદાસના સાંભળવામાં આવ્યું ત્યારે એ ભોજની કરામત તરત સમજી ગયા અને એમણે એક ગરીબ બ્રાહ્મણને બોલાવ્યો અને કહ્યું કે હું તને એક શ્લોક બનાવી આપું છું તે લઈ તું ભોજ પાસે જા અને કહી સંભળાવ જા, તને જરૂર એક લાખ રૂપિયા ઇનામ મળશે. બ્રાહ્મણ તો શ્લોક લઈને ભોજના દરબારમાં ગયો. 'કાં મહારાજ શ્લોક બનાવી લાવ્યા છો કે?' ભોજે બ્રાહ્મણને પૂછ્યું.

હા મહારાજ લો સાંભળો.

સ્વસ્તિ શ્રીભોજરાજ ત્રિભુવનવિદિતો ધાર્મિકસ્તે પિતાભૂત
પિત્રા તવે ગૃહીતા નવનવતિમિતા રત્નકોટ્યો મદીયાઃ
તા મે દેહીતિ રાજન્ સકલબુધજનૈર્જ્ઞાયતે સત્યમેતત્-
નો વા જાનન્તિ તે તન્મમ કૃતિમથવા દેહિ લક્ષં તતો મે

હે ભોજરાજા! દુનિયા જાણે છે કે તમારા પિતા અત્યંત ધાર્મિક અને સત્યવાદી હતા. તમારા એ પિતાએ મારી પાસે નવ્વાણું કરોડ રૂપિયા કરજ લીધા હતા. કદાચ એ વાત તમારી સભામાં બેઠેલા બધા પંડિતો જાણતા હશે પરંતુ જો એ શ્લોક નહીં જાણતા હોય તો આ શ્લોક મારો બનાવેલો છે એમ સમજી મને એક લાખ રૂપિયા આપો.

પેલા ત્રણે પંડિતો એ સાંભળી મૂંગા થઈ ગયા. જો એ લોકો એ શ્લોકને જૂનો શ્લોક કહે તો ભોજને નવ્વાણું કરોડ રૂપિયા આપવા પડે!

ભોજ પણ આ શ્લોકની ચાતુરીભરી રચના જોઈ મુગ્ધ થઈ ગયા. 'આ કોઈ કારીગર મળ્યો ખરો! પણ આ બ્રાહ્મણ એવો ચતુર નથી જણાતો. ગમે તેમ હોય આ રચના કાલિદાસની જ છે, એના વિના કોઈ આવો શ્લોક લખી શકે એમ છે જ નહીં!'

'બ્રાહ્મણ! તારો કહેલો શ્લોક તો નવો જ છે અને તે માટે તને લાખ રૂપિયા ઇનામમાં આપીશ જ પણ એ તારો બનાવેલો શ્લોક નથી માટે તને જેણે એ શ્લોક બનાવી આપ્યો હોય તે કહે.'

અને બ્રાહ્મણે કાલિદાસે શ્લોક આપ્યાની હકીકત કહીને તેમનું ઠેકાણું આપ્યું.

ભોજે બ્રાહ્મણને લાખ રૂપિયા આપી વિદાય કર્યા અને તે જાતે બ્રાહ્મણે આપેલા સ્થળે ગયા તો ત્યાં કાલિદાસને જોતાં તરત બંને ભેટી પડ્યા. અને ભોજ ફરી કાલિદાસને માનપૂર્વક ધારાનગરીમાં તેડી લાવ્યા.

# કાગડો અને મોર

જ્ઞાનભિક્ષુ

પહેલાના વખતમા ચાંગેરુ નામનો એક પ્રદેશ હતો ત્યા પક્ષીઓનુ નામનિશાન ન હતુ એ દેશમા પરદેશથી વેપાર કરવા માટે કેટલાક વાણિયાઓ કેટલીક ચીજો લઈ આવ્યા તેની સાથે એક પાળેલો કાગડો પણ હતો.

જ્યારે વાણિયા શહેરમા આવ્યા ત્યારે તેમની પાસે કાગડાનુ પીજરુ જોઈને સૌ આશ્ચર્યથી જોવા લાગ્યા અને પ્રશસા કરતા કહેવા લાગ્યા 'અરે વાહ આ કેવુ સરસ પખી છે! એનો મઝાનો કાળો વાન, ઠેઠ ગળા સુધી પહોચતી લાબી, અણીદાર ચાચ' અને એની આખ પણ કેવી અદ્ભુત છે! કેવી ચપળતથી આમતેમ ફરે છે! વાહ ભાઈ વાહ!'

આખરે શહેરના લોકોએ વાણિયા પાસેથી પેલો કાગડો ખરીદી લેવાનુ નક્કી કર્યુ ભાઈ વાણિયા તારી પાસેનુ આ સુદર પક્ષી તુ અમને આપ! તારા દેશમા તો એવા ઘણા પક્ષીઓ હશે'

'આપીએ તો ખરા પણ પૂરી કીમત જોઈએ'

'વારુ પાચ મુદ્રા લેજે!'

'ના ના આ પક્ષી કઈ એવુ રેઢુ નથી પડયુ કે પાચ મુદ્રામા આપીએ'

'ત્યારે દસ લેજે!

ના ના એટલામા નથી વેચવુ'

આમ ખૂબ રકઝક ચાલી છેવટે સો મુદ્રા લઈને વાણિયાએ કાગડો આપ્યો.

શહેરના લોકોએ તો કાગડા માટે સરસ મઝાનુ સોનાનુ નકશીદાર પીજરુ બનાવ્યુ અને તેમા કાગડાને રાખ્યો તેને સારી નાની નાની માછલીઓ ને માસ ઉપરાંત ફળોનુ ભોજન આપવા લાગ્યા

આમ તે પ્રદેશમા પક્ષીઓ ન હોવાથી અપલક્ષણો કાગડો પણ માનપાન પામી પૂજાવા ને પોષાવા લાગ્યો તેથી કાગડભાઈ તો મારા જેવો અહી કોઈ નથી માનીને અભિમાનથી ફૂલાવા લાગ્યા—એના ગર્વનો પાર રહ્યો નહી

થોડા સમય પછી પેલા સફરી વાણિયાઓ ફરી વેપારઅર્થે આવ્યા. આ વખતે તેમની પાસે એક અતિ સુદર પાળેલો ને કેળવેલો મોર હતો તે જાતજાતના ટહુકા કરતો, કળા કરતો ને સૌના મન હરણ કરતો

શહેરના લોકો એને જોઈને રાજીરાજી થઈ ગયા 'અરે, આ તો વળી પેલા કરતા યે અતિ સુદર પક્ષી છે! ભાઈ વાણિયા, અમને આ પક્ષી તુ આપી દે! તારા પ્રદેશમા તો આવા પક્ષી ઘણા હશે!'

ભાઈ, પહેલા તમે મારો પાળેલો કાગડો લઈ લીધો, હવે આ મોર માગો છો તમારે ત્યા પક્ષી લઈને આવવુ જ ન જોઈએ! તમને શી ખબર કે એ અમને કેટલો વહાલો છે!'

'ભાઈ ગમેતેમ પણ અમને મોર આપી દે! તને તો તારા દેશમા બીજા મળી જશે'

પેલા વાણિયાઓએ એ લોકોની ગરજ પારખી મોરની પૂરી હજાર મુદ્રા કીમત લીધી!

લોકોએ તો એટલા પૈસા ચૂકવીને રાજી થઈ મોરને ખરીદી લીધો. અને તેને અમૂલ્ય રત્નોથી જડેલા સરસ પીજરામા રાખી મનભાવતા ભોજનો આપવા લાગ્યા. અને તેમા પેલો કાગડો સાવ વીસરાઈ ગયો! અભિમાનથી ફાટફાટ થતા કાગડનો બધો ગર્વ ગળી ગયો. એની તરફ કોઈ નજર પણ નોતુ નાખતુ!

*

એકવાર ભારત સરકારે પ્રગટ કરેલુ ગાધીજીનુ અતિશય મોટુ આલબમ મારી પાસે આવ્યુ હતુ મોટામોટા સુદર ચિત્રો એમા હતા પરતુ જ્યારે હુ સૂતરની આટી જોઉ છુ ત્યારે ગાધીજીનુ જેટલુ અનોખુ રૂપ એમા દેખાય છે, એવુ રૂપ બીજે કયાય મે જોયુ નથી

—વિનોબાજી

તપસ્વી હાતમને એકવાર કામસર બહારગામ જવાનું થયું. તે જતા હતા ત્યારે એક શિષ્યે તેમને કહ્યું કે, 'ગુરુ, જતાં જતાં અમને કંઈક ઉપદેશ આપતા જાવ!'

'તમારી માગણી વ્યાજબી છે,' તપસ્વી હાતમે કહ્યું—'તો બરાબર સાંભળ. ટૂંકાણમાં જ' કહું છું, પણ એટલુ હુ ધારું છું કે ઘણું છે. જો માણસને મિત્રની જરૂર હોય, તેને મિત્ર જોઈતો હોય તો એક અલ્લાહ્ જ તને માટે બસ છે, સન્માન જોઈતુ હોય તો આ દુનિયા જ તેને માટે બસ છે, કોઇ દિલાસો આપનાર જોઈતું હોય તો તે માટે કુરાન બસ છે, કોઈ ઉદ્યોગ કરવો હોય તો તપશ્ચર્યા બસ છે, અને જો ઉપદેશ જોઈતો હોય તો મૃત્યુનુ સ્મરણ માત્ર તેને માટે બસ છે. અને છેલ્લે કહું છું કે મારો આ ઉપદેશ તમારે ગળે ન ઊતરે તો તમારે માટે જહન્નમ બસ છે.'

☆

એક જણે તપસ્વી હાતમ પાસે આવીને તેમના પ્રત્યેનો પોતાનો સદ્‌ભાવ વ્યક્ત કરવા અને કંઈક સેવા કરવાની ઇચ્છાથી તેમને કહ્યું· 'તમારે કંઇ જોઇતુ કરતુ હોય તો કહેજો, ખુશીથી મારી પાસે માગી લેજો.'

'તમારે મારી પાસે માગવા ન આવવું પડે અને મારે તમારી પાસે કંઈ માગવા આવવું ન પડે, એટલુ જ માત્ર હું તમારી પાસે માગું છુ.' તપસ્વી હાતમે જવાબ આપ્યો.

☆

તપસ્વી હાતમ એકવાર બગદાદ પધાર્યા ત્યારે ખલીફાએ તેમનો એક મહાન ત્યાગી તરીકે આદર-સત્કાર કરી પોતાને ત્યાં તેડ્યા.

હાતમ જેવા ખલીફા પાસે પહોંચ્યા કે તરત તેમણે તેને ઉદ્દેશીને કહ્યું: 'હે ત્યાગી પુરુષ! હું તમને સલામ કરું છું.'

ખલીફાએ પૂછ્યું: 'ત્યાગી–વૈરાગી હું કે તમે? હું તો સત્તાધારી છું ને લાખો નરનારીઓ મારી આજ્ઞા પાળે છે. હું વૈરાગી શાનો!'

'તે ગમે તે હોય, ખરા વૈરાગી તો તમે જ!'

'પણ તે કેવી રીતે? કંઈ સમજાવશો?'

'ખુદાએ પોતે કહ્યું છે કે દુનિયાની દોલત તો કંઇ વીસાતમાં નથી, તમે તો જન્નતની દોલત છોડીને એ તુચ્છ દોલતને પોતાની માની લીધી, એ તમારો ત્યાગ નથી તો બીજું શું છે? હું કાંઈ વૈરાગી નથી. કેમકે પરલોકની ઉમદા દોલત મેળવવાનો હું ઉમેદવાર છું. આમ ખરી રીતે તમે જ ત્યાગી પુરુષ છો.' હાતમે જવાબ આપ્યો.

☆

હરમના પુત્ર હયાન જ્યારે હઝરત આબિસને મળ્યા ત્યારે તેમણે હયાનને પૂછ્યું, 'હયાન, તમને અહીં કોણ લઈ આવ્યું?'

'આપની સાથે સ્નેહ-સંબંધ બાંધી હું સુખી થઇશ એ આશાથી હુ અહીં આવ્યો છું.' હયાને જવાબ આપ્યો.

'હું એ નથી સમજી શકતો કે જેણે પ્રભુને ઓળખ્યા છે તે માણસ પ્રભુને છોડીને અન્ય સાથે સ્નેહ સંબંધ બાંધી શી રીતે સુખી થઈ શકે?' આબિસે કહ્યું.

હયાન કશો જવાબ આપી શકયો નહીં, પણ તેણે પોતાને કંઇક ઉપદેશ દેવાની વિનતિ કરી ત્યારે આબિસે કહ્યું·

'જ્યારે સૂવા જાવો ત્યારે મૃત્યુને ઓશિકે રાખજો, ઊઠો ત્યારે આંખ સામે રાખજો, નજીવા પાપને પણ નાનું-નજીવું માની લેવાની ભૂલ ન કરશો. ઇશ્વરના મહત્વ તરફ હમેશ દૃષ્ટિ રાખજો. દરેક પાપ આપણને ઈશ્વરના ગુનેગાર બનાવે છે એ ધ્યાનમાં રાખજો. પાપને નાનું ગણશો તો તમારો ઈશ્વર એટલો જ નાનો બની જશે.'

### અશાંતિ

સુખના સાધનો ખૂબ જ વધી ગયાં છે છતા આજે દુનિયામાં કોઇ દેશ સુખી નથી. એનો અર્થ એ છે કે ક્યાંક ને ક્યાંક કોઇ ભૂલ થઈ રહી છે. આજે તો જેટલાં સુખના સાધન વધતાં જાય છે, તેટલાં જ દુઃખો પણ વધતાં જાય છે દુનિયામાં ચારે તરફ અશાંતિ અને ડર ફેલાયેલા નજરે પડે છે

મહાભારતમા એક કથા છે. સત્યભામાએ દ્રૌપદીને પૂછ્યું કે, 'તું જંગલમાં રહીને પણ શી રીતે સુખી રહી શકે છે? હું તો દ્વારકામા પણ સુખી નથી. તારા સુખની કૂચી શી છે. તે તું મને બતાવ'

દ્રૌપદીએ કહ્યું:

'દુઃખેન સાધ્વી લભતે સુખાનિ'—દુઃખથી જ સુખ પ્રાપ્ત કરી શકાય છે'

એટલે કે જે બીજાઓ માટે તકલીફ ઉઠાવવા માટે તૈયાર થાય છે તે જ સુખી થઇ શકે છે. સુખથી સુખ પામી શકાતુ નથી સુખ જોઈતું હોય તો બીજાને સુખી કરવાની કોશિશ કરો. આપણા ભૂખ્યા પાડોશીની પરવા કર્યા વિના આપણે ક્યારેય સુખી નહીં થઇ શકીએ. બીજાઓને લૂટીને આપણે ક્યારેય સુખી નહીં થઈ શકીએ આપણે બીજાની ચિંતા કરીશું તો તે આપણી ચિંતા કરશે. વાવશું તે જ લણશું * * *

### ઉત્પાદન કે રૂપાંતર?

આજે આપણે શરીરશ્રમ કરનારાઓને હલકા માનીએ છીએ, એટલું જ નહીં, માતાઓને પણ હલકી માનીએ છીએ. શાસ્ત્ર કહે છે:

ઉપાધ્યાયાન્ દશાચાર્યઃ આચાર્યાણાં શતં પિતા,
સહસ્રં તુ પિતૄન્ માતા ગૌરવેણાતિરિચ્યતે.

દસ ઉપાધ્યાયોની બરાબરીમા એક શિક્ષક છે, અને સો શિક્ષકોની બરાબરીમા એક પિતા છે, અને હજાર પિતાઓથી વધીને એક માતા છે

માતાનું આવું ગૌરવ છે. એ શાસ્ત્રની વાત છે, પણ આજે આપણે સ્ત્રીઓને એટલું ગૌરવ આપતા નથી. સ્ત્રીઓ ખેતરે મજૂરીએ જાય છે ત્યારે એને પુરુષ કરતા ઓછી મજૂરી આપવામાં આવે છે ખરી રીતે બહેનોને વધારે મજૂરી આપવી જોઇએ—કેમકે, એને ઘરકામ પણ કરવાના હોય છે, બાળ-બચ્ચાં લાલન-પાલન પણ કરવાનું હોય છે. પણ વધારે તો ઠીક, સરખી મજૂરી પણ એમને અપાતી નથી. બધે જ આવું છે. આને સારરૂ' માનવામા આવે છે—સ્ત્રીઓ રાતદિવસ મજૂરી કરે છે તો પણ એ ભારરૂપ લાગે છે, કેમકે એના કામની પ્રતિષ્ઠા નથી કહે છે કે, 'સ્ત્રીઓ કોઈ ઉત્પાદનનુ કામ કરતી નથી, માત્ર રસોઈ જ કરે છે' રસોઇનું કામ ઉત્પાદનનું નથી તો પછી વણકરનું કામ શુ ઉત્પાદનનુ કામ છે? વણકર શું કરે છે? સુતર લઈને તેનું કાપડ વણે છે. એ જ રીતે આ પણ લોટ લઇને રોટલી બનાવે છે નવી ચીજ પેદા કરવાની ક્રિયાને જો કોઈ ઉત્પાદન કહેતુ હોય તો બ્રહ્મા સિવાય એવા બીજા કોઈ ઉત્પાદકની મને ખબર નથી. ખેડૂત શુ કરે છે? પરમેશ્વરની પેદા કરેલી ચીજ ખેતરમા વાવી અનેક ઘણી એ મેળવે છે

લાકડાની ખુરસી અને ચામડાના જોડા બનવવા એ એક વસ્તુનું બીજી વસ્તુમાં રૂપાતર કરવું એ સિવાય બીજુ શું છે? આપણે કોઈ નવી વસ્તુ નથી બનાવી શકતા, કેમ કે, ખુદ આપણને પણ બનાવવામાં આવેલા છે. આપણે 'કૃતિ' છીએ, 'કર્તા' નથી. જેમ લાકડાની ખુરસી બનાવવી એ રૂપાંતર છે તેમ ઘઉંના લોટની-રોટલી બનાવવી એ પણ એક રૂપાતર જ છે. શુ આપણી બહેનો આપણને કહેશે કે અઢાર આના દાનયું મળશે ત્યારે જ અમે રોટલી બનાવીશુ, ત્યારે જ એને ઉત્પાદન ગણીશું? * * *

### કંજુસ અને ચોર

'ન મે સ્તેનો જનપદે ન કદર્ય'

ઉપનિષદમાં એક રાજા કહે છે કે 'મારા રાજ્યમાં કોઈ ચોર ન હોય.' એમ પણ કહે છે કે 'મારા રાજ્યમા કોઈ કંજુસ પણ ન હોય.' કેમકે જ્યા કંજુસ હોય છે ત્યાં ચોરોનું હોવું યોગ્ય જ છે. કંજુસો ચોરોને પેદા કરે છે. કંજુસને 'ચોરનો બાપ કહેવો જોઈએ. કેમ કે, ચોર એનો વારસ—પુત્ર છે. આપણે એ પુત્રને જેલમાં મોકલીએ છીએ અને બાપને છોડી દઈએ છીએ. બાપ સરકારી થઇને સમાજમાં ફરે છે, ગાદી પર બેસે છે—આ કયાનો ન્યાય? [ગીતામા કહ્યું છે કે સ્તેન એવસ' એ ચોર જ છે. આપણે એને ઓળખતા નથી કે તે ચોર છે, તે છતા તે ચોર જ છે. આજે તો આપણે માનીએ છીએ કે ગીતા સન્યાસીની પોથી છે. એ ગૃહસ્થોના કામની નથી. આ રીતે આપણે ગીતાને સંન્યાસ આપ્યો છે.]

આજે દુનિયા પરિગ્રહને ચોરી નથી માનતી આજે તો પરિગ્રહનું રાજ્ય ચાલે છે પરિગ્રહ માટે કાયદા કર્યા છે કે એ ખોટું નથી પણ કાયદેસર છે. કાયદો ચોરીને ગુના માને છે, પણ જે સંઘરો કરે છે અને ચોર તથા ચોરીને પ્રેરણા આપે છે એને આજનો સમાજ ચોર નથી માનતો અને સંગ્રહખોરી ગેરકાયદે છે એવુ પણ કોઈ માનતુ નથી. પરંતુ સઘરો કરનાર પણ ચોર છે એ આપણે સારી રીતે સમજી લેવું જોઇએ. * * *

### શાસકનું કાર્ય

આપણી જે પ્રાચીન વર્ણવ્યવસ્થા બની છે એમાં ક્ષત્રીને સેવક મનવામા આવ્યા છે. એમાં હિન્દુસ્તાનમાં જે ત્રણ ચારમહાન સમ્રાટો થઇ ગયા તેમાં હર્ષ પણ એક છે. હર્ષનાં કપડાંનું વર્ણન એવું છે કે તે મારી પેઠે જ એક ધોતી પહેરવા માટે અને એક ધોતી ઓઢવા માટે રાખતો, અને ખેડૂતની પેઠે સાદાઇથી રહેતો હતો. રાજાની એક ખૂબી હતી કે સંપત્તિનું સર્વસ્વ દાન આપતાં જવું અને ફરી કમાવું અને વળી ફરીથી દાન આપવું—આ ક્રમ ચાલતો હતો

સૂર્યનારાયણ સમુદ્રમાંથી પાણી ખેંચી લઇ જાય છે, અને જેટલું લઈ જાય છે એટલું વળી વરસાદ રૂપે પાછું આપે છે. ખારું પાણી લઇ જાય છે અને મીઠું પાણી આપી જાય છે. રાજાએ—શાસનકર્તાએ એવું જ બનવું જોઈએ. સમાજમાથી પેદા કરીને સમાજને જ પાછું આપી આખરે એણે વનમાં જવુ જોઈએ, નહીં તો એ નર્કે જશે.

### રાજ્યાંતે નરકપ્રાપ્તિઃ

આનાથી મોટો શ્રાપ બીજો કયો હોઈ શકે? એટલા માટે શાસકનું કાર્ય માત્ર સેવા કરવાનું છે. * * *

### કમાઓ—દાન આપો

શતહસ્ત સમાહર સહસ્રહસ્ત સંકિર.

સો હાથે કમાઓ અને હજાર હાથે દાન આપો.

સમાજસેવાનો એ જ ન્યાય છે. જેટલું લેવું એનાથી દસઘણું દાન આપવું. એ જ ન્યાયે સમાજને આપો. એનો હિસાબ ન માગો એનાથી તમને અમૂલ્ય ચીજ મળશે. એ છે ચિત્તનું સમાધાન. ગીજનીના મહંમદ અને મોટા મોટા સમ્રાટોને પણ એ સમાધાન પ્રાપ્ત થયું ન હતું.

ઇશ્વર જ આપણને એ રીતે આપે છે. એ કંઈ વાણિયો નથી. પરમેશ્વરની આપવાની તરકીબ ખેડૂતને પૂછો. ખેડુત કહેશે કે, 'હું એક બીજ વાવું છું તો ઇશ્વર મને સો ઘણું આપે છે.' સમાજ રૂપી ઇશ્વર પણ એકના સો બનાવી આપે છે. એટલા માટે આપણે પણ એ જ ન્યાયે સમાજને આપવાનું છે. પછી આપણે ભરી ભરીને પાછું પ્રાપ્ત કરીશું.

☆

શુષ્ક જીવન, તાપ પાછો ઉચ એ પર જ્ઞાનનો!
પ્રકૃતિ પેઠે કર્યાં છે માનવે પણ નાંણવાં! —અનિલ

એક શહેરમા દર શુક્રવારે ગુજરી ભરાય, જાતજાતનો માલ સામાન ત્યા વેચાય, લોકો પણ પુષ્કળ આવે માલની દુકાનો સાથે ખેલ તમાશા ય ચાલે માગણો પણ ભીખ માગવા બેસે તેમને પણ લોકો પાઈ પૈસો આપી જાય, કોઈ ઠેકાણે જાદુના ખેલો ય થાય, સાપ નોળિયાની લડાઈ ચાલે આમ ભારે રમઝટ જામતી.

એ ગુજરીમા ત્રણ આધળાઓ પણ જુદે જુદે સ્થળે ચાદર પાથરીને બેઠા હતા ત્રણે જણ પાસે એક એક પતરાનો ડબ્બો હતો તે ખખડાવી બોલતા 'આવો, આવો ખેલ જુઓ, એક પૈસા, એક આના, એક ગીની વાળા ખેલ જુઓ–પસદ ન પડે તો પૈસા પછા.'

ગુજરીમા ફરતો ફરતો એક માણસ એક આધળા પાસે આવી પહોચ્યો. એ માણસ ભારે ઠગ હતો એણે વિચાર્યું, લાવ જોઉ તો ખરો આ આધળો કયો ખેલ બતાવે છે–જોયા પછી કહીશ કે ખેલ નથી ગમ્યો, પૈસા પાછા લાવ આધળાને છેતરવામા શી વાર! અને એણે એક ગીની આધળાને આપી કહ્યુ 'એક ગીની વાળો ખેલ મને બતાવ.'

આધળાએ ગીની હાથમા લઈ કહ્યુ 'ઉપર જુઓ!'

પેલા માણસે આકાશ તરફ જોયુ કે તરત આધળાએ ગીની મોમા છુપાવી દીધી ત્યા પેલો માણસ બોલ્યો 'અલ્યા, ઉપર તો કાઈ નથી દેખાતુ, ગીની પાછી લાવ!'

'બરાબર ધારીને જુઓ, ઉતાવળા ન થાવ, દેખાશે '

'અરે કાઈ નથી દેખાતુ તુ તારે મને ગીની પાછી આપ પેલા માણસે અધીરાઈથી કહ્યુ

'અલ્યા, મને આધળો જાણી છેતરવા આવ્યો છે કે? ખેલ જોઈ લીધો અને હવે ગીની પાછી માગે છે? જા નથી આપતો!'

આમ બને લડવા લાગ્યા અને તમાશાને કાઈ તેડુ હોય? ખૂબ માણસો ભેગા થઈ ગયા. બધાએ આધળાનો પક્ષ લીધો 'માળો, આધળાને લૂટવા આવ્યો છે!' કહીને પેલા માણસને સૌએ લોઠો પાડ્યો.

પેલા માણસને ન છૂટકે હાર કબૂલવી પડી પણ તે એમ હારી જાય એવો ન હતો સાજ પડી–ગુજરી વિખેરાવા લાગી ત્રણ આધળાઓ બિછ વેરી ચાદર ને ડબ્બુ લઈને ઘર તરફ ચાલી નીકળ્યા. પેલો માણસ પણ જે આધળાએ ગીની લઈ લીધી હતી તેની પાછળ પાછળ ગયો વસ્તીથી થોડે દૂર એક ઝૂપડી હતી આધળાએ અટકળે તેનુ બારણુ ખોલ્યુ અને અદર ગયો પેલો માણસ પણ હળવેથી ઝૂપડીમા ઘૂસ્યો આધળાએ બારણુ બધ કરી દીધુ પછી તે ધીરે ધીરે ખૂણામા ગયો ત્યા એક પેચદાર લોટો સતાડેલો હતો તે કાઢ્યો અને ધીરેથી ખોલ્યો. જાતજાતના સિક્કાઓથી ભરેલો હતો આધળાએ લોટો ઊધો વાળી બધા સિક્કા બહાર કાઢ્યા અને ગણ્યા અને છેવટે મોમાથી આજની ગીની કાઢીને મૂકી પછી તણ લોટો બધ કરીને પાછો સભાળીને મૂળ સ્થાને મૂકી દીધો ત્યા તો તરત જ પેલા માણસે એ લોટો લઈ લીધો અને ખૂણામા લપાઈ ગયો. આધળાને ફરી કઈ યાદ આવ્યુ એટલે એણે લોટો લેવા હાથ નાખ્યો તો લોટો જ ન મળે! અરે આ શુ થયુ? મારો લોટો! એણે બહાવરા બની બૂમરાણ મચાવી મૂક્યુ એટલે નજીક રહેતા માણસો દોડી આવ્યા ને પૂછવા લાગ્યા 'અરે શુ થયુ? બારણુ તો ખોલો!'

આધળાએ વિચાર્યું કે લોકોને પૈસા ગુમ થયાનુ કહીશ તો તો એ લોકો સામે બગડશે. આધળા પાસે આટલા પૈસા! અને કો'ક છાનુ છપનુ આવીને ચોરી જશે 'ભાઈ, કઈ નથી, એ તો ઓચિતુ પેટમા દુખી આવ્યુ એટલે

રાડ પડી ગઈ' એમ કહીને એણે સહુને કાઢ્યા, બારણું ન જ ખોલ્યું પણ બીજો આંધળો હાથમાં દંડો લઈને આવ્યો. 'કાં ભાઈ શું છે? કહીને બારણું ખખડાવ્યું.

'તારી સાથે બીજું કોઈ છે કે?' પહેલા આંધળાએ અંદરથી પૂછ્યું.

'નારે, હું એકલો જ છું. બીજા બધા તો ચાલ્યા ગયા.'

અને આંધળાએ બારણું ઉઘાડ્યું ને જેવો બીજો આંધળો અંદર દાખલ થયો કે તરત બંધ કરી દીધું

'કાં ભાઈ શું થયું? રાડ કાં પાડો?'

'અરે, ભારે થઈ. આજની કમાણી મેં મારા પૈસાના લોટામાં મૂકી તે પાછો મૂક્યો ને પછી જોઉં તો ગુમ થયો હવે શું કરવું?'

'તુ તો મૂરખ છે. કહેવત નથી સાંભળી કે ગરથ ગાંઠે ને વિદ્યા સાથે? પૈસા વળી જુદા રખાય? જોયો મારો આ દંડો? એ કાંઈ જોવાની ડાંગ નથી. જો આ શું છે?' એમ કહી એણે ઉપરનું ઢાંકણુ ખોલ્યું તો અંદર પૈસા ભર્યા હતા! આંધળાએ જેવો દંડો બીજા આંધળાને બતાવવા માટે લંબાવ્યો કે તે તરત ખૂણામાં ઊભેલા માણસે લઈ લીધો! અને પાછો છુપાઈ ગયો. પેલો આંધળો પૂછવા લાગ્યો, 'કેમ જોયો મારો કરામતી દંડો?'

'કયા દંડાની તું વાત કરે છે?'

'હેં! અલ્યા હમણાં તેં મારા હાથમાંથી લીધો ને મને છેતરે છે?' અને બે આંધળાઓ વચ્ચે લાંબી તકરાર ચાલી. લોકોને આશ્ચર્ય થયું: અરે આંધળો તો એકલો છે ને બે જણ શેના લડે છે? અને ફરી જોવા આવ્યા. ત્યારે ફરીથી બંને આંધળાઓએ, 'એ તો અમારી અંગત વાત હતી. જરા ગરમ થઈ ગયા એટલું જ.' કહ્યું. ફરી લોકો ચાલ્યા ગયા. લોકોને સાચી વાત તો કહેવાય જ નહીં!

હવે ત્રીજો આંધળો એ ટંટો સાંભળી બંનેને ટાઢા પાડવા આવ્યો. બારણું ખખડાવ્યું ને પ્રથમની જેમ જ પૂછીને એને દાખલ કર્યો ત્રીજાએ બેઉને ઝઘડાનું કારણ પૂછયું ત્યારે તેઓએ ખુલાસો કર્યો. ત્યારે ત્રીજો આંધળો એ બેને કહેવા લાગ્યો: 'તમે પણ મોટા મૂરખ જ છોને? પૈસા વળી આમ રખાય? લોટો ખોવાય, લાકડી યે ગુમ થાય, પણ આમ જુઓ–' કહીને એણે પોતાના માથા પરની ટોપી ઉતારી તો એમાં પોતાના પૈસા છુપાવ્યા હતા! પણ એ થોડું પેલા આંધળા જોવાના હતા? 'જુઓ આ ટોપી, એમાં કેવી રીતે મેં પૈસા છુપાવ્યા છે!' એમ કહીને એણે જોવા માટે ટોપી લંબાવી કે તરત ખૂણામાં ઊભેલા માણસે તે લઈ લીધી!

'કેમ ટોપીની કરામત જોઈ?' ત્રીજા આંધળાએ પૂછ્યું.

'કેવી ટોપી ને કેવી કરામત? શું બોલે છે તું?' બેઉ આંધળા અચંબાથી બોલી ઊઠયા.

'હેં! તમે મને ઠગો છો?' એમ કહીને તે પેલા બંનેને મારવા ગયો. અને ભારે શોરબકોર થયો એટલે ફરી લોકો ભેગા થયા ને બારણુ ઉઘાડવા માટે દબાણ કરવા લાગ્યા. પણ પેલા આંધળા બારણાં ખોલે નહીં. ત્રણેએ વિચાર્યું કે આપણા પૈસા આટલામાં જ પડયા હશે. પણ આપણને દેખાય નહીં એટલે લડીએ છીએ. લોકો અંદર આવશે તો ઉપાડી લેશે ને ખબર પણ પડશે નહીં.

લોકોએ, આખરે મામલો શું છે એ જાણવાને બારણાં તોડવા માંડયાં. પેલો ખૂણામાં છુપાયેલો માણસ વિચારવા લાગ્યો કે હવે શું કરવું? તરત એણે માથે પેલી ટોપી પહેરી, હાથમાં દંડો લીધો અને બીજા હાથમાં લોટો પણ પકડયો અને પેલા ત્રણ આંધળાઓની હારમાં આંખ મીંચીને બેસી ગયો.

લોકો બારણું ખોલી અંદર ઘૂસ્યા અને સૌની પ્રથમ પેલા આંખ મીંચીને બેઠેલા માણસને જ મારવા લાગ્યા! તેનાથી માર સહન ન થયો એટલે આખરે એણે આંખ ઉઘાડી–લોકો આશ્ચર્ય પામ્યાં–અને સૌનો આભાર માનતો

કહેવા લાગ્યો: 'ભાઈઓ! હું તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે! તમે મને માર્યો ને મારો અંધાપો ગયો! ભગવાન તમારું ભલું કરે!'

લોકોએ રાજી થઈને વિચાર્યું કે ત્યારે તો સારું! લાવો, આ ત્રણેને પણ માર મારી દેખતાં કરીએ!—અને ત્રણેને મારવા લાગ્યા.

એટલામાં પેલો માણસ છટકી ગયો. જ્યારે ત્રણેને માર્યાં છતાં તેમની આંખો ન ખૂલી ત્યારે લોકો કહેવા લાગ્યા: 'અરે, આંધળાઓ! પેલા એક આંધળાની આંખ અમારા મારથી ખૂલી ગઈ, તો તમારા ત્રણની આંખ કેમ ખૂલતી નથી?'

'એ આંધળો વળી કયો?' ત્રણે એક સાથે બોલી ઊઠ્યા. અને ત્યારે લોકોએ ખુલાસો કર્યો. અને તરત આંધળાઓના ધ્યાનમાં આવી ગયું કે એ જ માણસે અમારા પૈસા લીધા છે. પછી આંધળાઓએ લોકોને સાચી બીના કહી દીધી.

માણસો તેમને પકડવા દોડ્યા.

પેલા ત્રણ આંધળા વિચારતા હતા: અમે આંધળાઓ, એકના બહાને આંખવાળાને ઠગતા હતા! આજે અમને એક આંખવાળો ઠગી ગયો! ખરેખર જે બીજાને ઠગે છે તે પોતે કોઈ ને કોઈ વખતે ઠગાયા વિના નથી રહેતો. માટે આજથી એવી ઠગાઈ છોડીને, લોકો પાસે પાઈ-પૈસો માગવો ને જે મળે તે ઈશ્વરેચ્છા ગણી નિર્વાહ કરવો.

અને ત્રણે આંધળાઓએ બીજા દિવસથી દાન માગવા માંડ્યું. અને દયાળુ લોકોએ યથાશક્તિ આપવા માંડ્યું

★

# અંગનાં ઓસિસાં આપ્યાં

ભજન

અંગના ઓસિસાં આપ્યાં એને પાષાણો લાગ્યાં,
જેને ફૂલડાં દીધાં એ બાણે બોલ્યા રે;
અંગનાં ઓસિસાં આપ્યાં ...

આંખમાં અમૃતને રાખ્યાં, ખીલે એને છે ઠોક્યા,
આ તો ચઢી છે અમૃતને શૂળ ગાળી રે;
ઝેરની વાળોને જેણે ઉમરે સંતાડી,
એ તો થયા છે પૃથ્વીના પાલણહાર રે;
અંગનાં ઓસિસાં આપ્યાં ...

મોહરી બિંધાણું જરા બાણથી દેવાઈ,
આ તો નીકળ્યો અબળાનો મોહક સાર રે;
ગીતા ગાળીને જેણે જ્ઞાનની ગાંઠ્યું રે થીપી,
એનાં મોત તો દેવાં થયાં નિરાધાર રે;
અંગનાં ઓસિસાં આપ્યાં

બુદ્ધ રે બનીને અનંત ગાંધીમાં સમાધિ લીધી,
એને કષ્ટે આપ્યા છે કારાગાર રે;
રામમાં રમતો સાધુ ગોળીએ દેવાણો,
અને શીતળ ઓરતા રુધિર વિહાર,
અંગનાં ઓસિસાં આપ્યાં ...

સુધાંશુ

પશ્ચિમમાં ડૂબતા સૂર્યે દિવસભર તપેલા એક વિશાળ રણને પોતાનાં સોનેરી કિરણો પાથરીને લાલ લાલ કરી મૂક્યું. તેથી રણ જાણે રક્તનો મહાસાગર હોય એવું બની ગયું. એક સિંહ ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. એ અદ્‌ભુત દૃશ્ય જોઈને એનો લોહી તરસ્યો સ્વભાવ ઝળકી ઊઠયો. સૂર્ય તરફ જોઈને એ વિચારવા લાગ્યો' પેલા લાલ લાલ ગોળાએ જ આ રક્તનો મહાસાગર વહાવ્યો છે, જો એ અહીંથી ચાલ્યો જશે તો એની સાથે બધું લોહી પણ ચાલ્યુ જશે ને બધી મજા મારી જશે, માટે લાવ એને જ મારા મજબૂત જડબાંમાં જકડું કે જેથી તે ક્યાંય જઈ શકે નહીં. અને એ ઝડપભેર સૂર્યની તરફ દોડવા લાગ્યો. પણ આ શું? જેમ જેમ એ સૂર્યની પાસે જવા પગ ઉપાડતો, સૂર્ય પણ તેમતેમ તેનાથી દૂર ને દૂર જતો! ને એમ કરતાં કરતાં તો એનો લાલચોળ રંગ પણ ઝાંખો પડી ગયો, તે સાથે રણ પણ રક્તવરણું મટી ગયુ!

અંતે દોડતો દોડતો સિંહ રણ વટાવી એક નિર્મળ નદીના કિનારે આવી પહોંચ્યો. નદીનો સ્થિર પટ જાણે એક અતિસુંદર અરીસા જેવો લાગતો હતો. તેથી આકાશમાંની એક રમણીય ગુલાબી વાદળીનું સ્પષ્ટ પ્રતિબિંબ તેમાં પડયુ હતું. સિંહે જોયું, એને લાગ્યુ કે ઓહ! મારો શિકાર તો આ અહીં પડયો છે! અને એણે એક મોટી છલાંગ મારી ને પાણીમાં પડયો. આખું પ્રતિબિંબ વિખરાઈ ગયું ને સિંહ ઊંડા જળમાં ડૂબવા લાગ્યો ત્યારે આત્માને સાંત્વન આપતો તે સ્વગત કહેવા લાગ્યો: એક ભ્રમ પાછળ મરવું, એનાથી આરૂં મૃત્યુ બીજું કયું હોઈ શકે?

ઈતિહાસ જોઈએ તો, જણાય છે કે પ્રજામાં એક શક્તિશાળી વર્ગ જન્મે છે. આખી પ્રજામાં એ ઊંચે સ્થાને હોય છે. પછી એ કહેવાતી ઉચ્ચતાનો કાળે કરી અંત નજીક આવે છે— ત્યારે એ જતી વસ્તુને જકડી રાખવા માટે પોતે શૂરવીર છે એવા ઘમંડમાં મથે છે-પોતાની જાતને છેતરે છે અને અંતે એમને ખુદને જ મટી જવું પડે છે; અને એમની આસપાસ શહાદતનું સુંદર જાળું ગૂંથી લેવામાં આવે છે....

*

### ભાગેડુ રાજકુમાર

એક હતું હતું બતકનું બચ્ચું. ભાઈઓ સાથે ઝઘડો થતાં એને કાઢી મૂકવામાં આવ્યું. ત્યારે તે નજીકના ઝાડ પાસે ઊભું રહી રડવા લાગ્યું. ત્યાંથી પસાર થતાં એક નોળિયાએ એ જોયુ. તરત એ ઊભો રહ્યો અને અત્યંત લાગણીભર્યા અવાજે બચ્ચાને કહેવા લાગ્યો: 'અરે બચ્ચા! તું તો રાજકુમાર છે રાજકુમાર! મને લાગે છે કે તારો હક છીનવીને તારું સિંહાસન પચાવી પાડવા માટે તને કાઢી મૂકવામાં આવ્યું છે, ખરુ ને?'

બચ્ચાને નોળિયાના શબ્દો બહુ ગમ્યા. તે કહેવા લાગ્યું: 'હા, તમે કહો છો એ સાચું છે, ખરો રાજકુમાર હું જ છું, પણ મારા ભાઈઓ દુષ્ટ છે, એ લોકોએ મને ક્રાન્તિ કરીને કાઢી મૂકયો છે.'

'મારી ધારણા સાચી પડી. ખરેખર, તને ઘોર અન્યાય કરવામાં આવ્યો છે. તું એ ક્રાન્તિને કચડી નાખવા નેતાગીરી કર, હું ને મારા મિત્રો તને સાથ આપીશું. તને ફરી સિંહાસન પર બેસાડીશું.'

બતકનું બચ્ચું તો રાજીરાજી થઈ ગયુ અને પડતું આખડતું દોડવા લાગ્યું-કેમ કે હજી એ એટલું નાનું હતું કે પૂરું દોડી શકતું ન હતું-એને લાગ્યું કે હું ખરેખર રાજકુમાર છું ને સિહાસન હવે હાથવેંતમાં છે. એની પાછળ પાછળ નોળિયો ચાલ્યો. બેઉ થોડે દૂર ગયાં ને નોળિયાએ એક જબરી તરાપ મારી

ને પેલા બચ્ચાને પકડયુ—બચ્ચુ તરફડવા લાગ્યુ—જાણે કહેવા માગતુ હતુ કે, નોળિયા તુ તો સામ્રાજ્યવાદી છે

'તુ પે ભારે મૂરખ જણાય છે! હુ તો જરા તારો ખેલ જોતો હતો—તને એટલુ તો ભાન હોવુ જોઈતુ હતુ કે હુ કોણ છુ!' નોળિયો ધીરે ધીરે બોલ્યો—કેમ કે એના મોઢામા શિકાર હતો

*

## સાપ અને સસલુ

ઘરના આમનામા બહારનુ કોઈ દખલ ન કરે એટલા માટે સાપે, સસલા માટે એક કાયદો ઘડી કાઢયો અને જાતે જઈને સસલાને કહેવા લાગ્યો 'જો સાભળ, હુ તારા ઘરનુ બારણુ ખખડાવુ અને તુ અદર આવવાની રજા આપે ત્યાર પછી જ હવેથી હુ ઘરમા અદર પ્રવેશી શકુ, આજથી એવો કાયદો કરુ છુ બારણુ ખખડાવ્યા વિના ને તારી રજા વિના જ જો ઘરમા હુ પ્રવેશુ તો તને મારી વિરૂદ્ધ ફરિયાદ કરવાનો અધિકાર રહેશે'

સાપે કાયદો સભળાવી તો દીધો પણ એને તાલાવેલી લાગી કે સસલુ આ કાયદો પાળશે કે નહી? અને મારા કહ્યા પર વિશ્વાસ મૂકશે કે નહી? મારે એની પરીક્ષા કરવી જોઈએ અને બારણુ ખખડાવ્યા વિના ને સસલાની રજા વિના જ એના દરમા સાપ ઘૂસ્યો એણે ધાર્યુ કે સસલુ હમણા ફરિયાદ કરશે એણે બહુ વાર સુધી રાહ જોઈ કે સસલુ કઈક કહેશે, પણ સસલુ તો ઊડે ઊડે દરમા જ રહ્યુ બહાર આવ્યુ જ નહી, તો બોલવાની તો વાત જ ક્યા રહી? બસ, સાપનો ગુસ્સો સાતમે આસમાને પહોચી ગયો, અને એ સીધો દરમા ઊડે સસલા પાસે જઈ તેને ધમકાવવા લાગ્યો અ ના, કાયદો કેમ પાળતો નથી?'

'તમે કયો કાયદો પાળવાની વાત કરો છો? અને કોની બાબતમા? સસલાએ પૂછ્યુ

'મે તને કાયદો સભળાવ્યો, અને તુ તે પાળે છે કે નહી તે જાણવા માટે મે તેનો ભગ કર્યો, પણ તે તો એનો રિપોર્ટ જ ન કર્યો!'

'પણ આ તમે કાયદો ઘડનાર હતા, વચમા કાયદાનો ભગ કરનાર હતા અને અત્યારે ન્યાયાધીશ છો હવે તમે જ કહો, હુ કયા ગુનેગારને પકડી લાવી કોની સામે ફરિયાદ કરુ?'

સસલાનુ કહેવુ સાભળી સાપનો ગુસ્સો છેલ્લી હદે પહોચી ગયો અને એક ભયકર ફૂફાડો મારી તેણે સસલાને પકડયુ ને ખતમ કરી નાખ્યુ

શિકાર પતાવ્યા પછી એણે જાહેર કર્યુ 'અત્યારે પે સસલાને માર્યુ એ હુ અગાઉ મારતો એના કરતા સાવ જુદુ છે આ વખતે એને મે કાયદેસર માર્યુ છે! ધરપકડથી માડી સજા સભળાવવા સુધીનુ કાર્ય બરાબર કાયદાનુસાર થયુ છે!'

*

## સુથાર, જગલ અને ઝાડ

ઇમારતી કામ માટે એક ખાસ જાતના લાકડાની શોધમા એક સુથાર જગલમા ગયો ફરતો ફરતો આખુ જગલ એ ખૂદી વળ્યો પણ એને જોઈતા લાકડાનુ ઝાડ ન મળ્યુ લગભગ બધા ઝાડ સરખા હતા એમા સૌથી અલગ તરી આવે એવુ ઊચુ ઝાડ નજરે પડયુ નહી તેથી તે નિરાશ થઈને પાછો ફરતો હતો ત્યા જગલને છેડે એને જોઈતુ હતુ તેવુ જ ઝાડ નજરે પડયુ 'અહા! સરસ ઝાડ છે! અતે મળ્યુ ખરુ! આની જોડનુ બીજુ એકે ઝાડ જગલમા નથી!' સુથાર બોલી ઊઠયો

'ના' ઝાડે જવાબ આપ્યો—'એ તારી ભૂલ છે તે પણ પેલા કહેવાતા જ્ઞાનીઓના પુસ્તક વાચ્યા લાગે છે! એમા લખ્યુ છે કે આ ઝાડનુ પોતાનુ વ્યક્તિત્વ કઈ જ નથી જો કે હુ જગલમા બીજા ઝાડો જેવુ જ છુ, ભલે હુ એનાથી અલગ રહ્યુ મારા એકલામા આખી ઇમારતનો ભાર ઉઠાવવાની તાકાત છે તો પણ બધા સાથે રહીને મારા ઊચા એકાકીપણાનો

અંત આવી જાય છે. તમે એમ માનો કે આ કોઈ ખાસ વાત નથી. તો પછી આપણા સૌમાં પણ ખાસ કંઈ જ નથી. પણ જો તું માનતો હોય કે મારામાં કંઈક વિશેષતા છે. તો પછી આપણા સૌમાં એ વિશેષતા છે.'

મહેનત કરનારા મજૂરો અને એમની પ્રતિભા બાબતમાં આડના આ દૃષ્ટિબિંદુ સાથે હું સંમત છું.

✿

## સાચો કલાકાર

એક ખેડૂત પોતાના ખેતરમા ઘઉંનો પાક લણતો હતો. એવામા ચકલીઓનું એક મોટું ટોળું ઘઉંના ઢગલા પર આવી બેઠું અને કલશોર કરતું ખેડૂતની પ્રશંસા કરતુ ગીત ગાવા લાગ્યું : 'વહાલા ખેડૂત ! તું તો અમારો અન્નદાતા છે. અમે તારો ઉપકાર નહીં ભૂલીએ અમે સારી રીતે જાણીએ છીએ કે તે પરસેવો પાડીને અમને પોષી છે. સદ્ભાગ્યે પાકની ઋતુ આવી છે અને તને તારી મહેનતનુ ફળ મળ્યું છે-તું પાક લણી રહ્યો છે. આ શુભ અવસર પર અમે ગીત ગાવા આવી છીએ. કેમકે અમે તારી હીતેચ્છુ છીએ.'

આમ કહીને ચકલીઓ ઘડી ગાય ને પછી ચપોચપ ઘઉંના દાણા ચણે !

ખેડૂત ચકલીઓના ગીતથી રાજી થવાને બદલે ઊલટો ગુસ્સે થયો ને સૌને ઉડાડવાને પથ્થર ફેંકતો બોલ્યો : 'વાહરે મારી હિતેચ્છુઓ ! તમારુ ગીત સાંભળવા માટે હું મારો પાક બગડવા દઉં ? મારે એવા મિત્રો નથી જોઈતા. તમારી કવિતા ને તમારા સંગીતની મને કશી જરૂર નથી.'

અને ખેડૂતને ક્રોધે ભરાયેલો જોઇને બધી ચકલીઓ ઊડી ગઈ. એ સૌના ગયા પછી લાંબી ચાંચવાળી કેટલીક બીજી ચકલીઓ પણ ભોજન માટે ખેતરમાં ઊતરી ને આમતેમથી વીણીવીણી ને કીડા અને બીજાં જીવજંતુઓને ચપોચપ ખાવા લાગી. ખાઇ રહ્યા પછી ઊંચે ઊડી ને ઠીક ઠીક ઊંચે ગયા પછી તે તીવ્ર સૂરે ગાવા લાગી. જેણે જેણે એ ગીત સાંભળ્યું તે તે બધાં ડોલી ઊઠ્યા.

પાક લણવામા મશગૂલ ખેડૂત એ સાંભળી અટકી ગયો કમરે હાથ ટેકવી એ આકાશમાં ચાલી જતી પેલી ચકલીઓને જોઈ રહ્યો. એના મોઢામાથી પ્રશંસાના શબ્દો સરી પડ્યા 'ખરેખર, વિદ્વાનો કહે છે તેમ આ ચકલીઓ ઘણી સારી છે. પાકને અડતી નથી ને ઊલટી, પાકને નુકસાનકર્તા જંતુઓને તે ખાઈ જાય છે અને એમ કરી અમને તે મદદ કરે છે વળી એ જાતે પોતાની પ્રશંસા નથી કરતી. અને વળી કેવું સરસ ગાય છે ! ખરેખર એમના મધુર ગાન માટે જ આ આકાશ રચાયું લાગે છે !'

પેલી કીડાખાઉ ચકલી જેવા કળાકારો જ જનતાના સાચા મિત્રો છે. એમને જ સાચા કલાકારો કહેવા જોઈએ, પેલી ઘઉંના દાણા ચણી જનાર ચકલીઓ જેવાને નહીં.

✿

મહાત્મા ઈબ્રાહીમ પાસે એક શ્રીમંત આવીને એક હજાર રૂપિયાની થેલી તેમને ધરતા વિનંતિ કરી· 'કૃપા કરી આપ આ રકમ સ્વીકારી લો.'

'હુ ગરીબ લોકો પાસેથી એક પણ પાઈ નથી લેતો' ઈબ્રાહીમે કહ્યુ

'હું કઈ ગરીબ કે દરિદ્ર નથી. મારી પાસે પુષ્કળ ધન છે'

'તમે ધનવાન હશો એ હુ માની લઉં છુ, પણ તમે તમારા ધનભંડારમા ઉમેરો થયા કરે એમ તો ઈચ્છો છો ને ?' '

'હા.'

'જે લોકોની ધનસ્પૃહા જ્યા સુધી નાશ નથી પામી તે સૌને હું દુનિયાના સૌથી વધારે ગરીબમાં ગરીબ માણસ માનું છુ' ઈબ્રાહીમે કહ્યુ

# આતિથ્ય — ગેરાલ્ડ કર્શ

વાર્તાકળાના સુંદર નમૂના સરખી આ ટૂંકી વાર્તા તેની રચનાકળાને કારણે જ વિશેષ ગમશે. વાચક આર્મેનિયન આતિથ્યભાવનાની મુક્ત કંઠે પ્રશંસા કરવા સાથે વેરના બદલાના આર્મેનિયન માનસથી ભિન્ન થવાનો જ એવું મન બોલી ઊઠવાનું.

ન હિ વેરેન વેરાણિ સમન્તીધ કુદાચન
અવેરેન ચ સમન્તિ એસ ધમ્મો સનન્તનો.

સનનન્ કરતી એક ગોળી આવી. ગેવિકો ઝડપથી જમીનસરસો ચંપાઈ ગયો, અને એ બચી ગયો, પણ એનો ભોમિયો વિંધાઈ ગયો.

ડુંગરાળ પ્રદેશ—ગીચ જંગલ, મહામુસીબતે તે કાપતો હતો ત્યાં અણધારી આફત આવી પડી. ગેવિકોએ ઝૂંડમાં લપાઈ દૂરબીનથી ચોતરફ નજર નાખી. પણ કોઈ દેખાયું નહીં, પણ હજારેક વારના અંતરેથી કોઈ આદિવાસીએ રાયફલમાંથી ગોળી છોડી હતી એ ચોક્કસ.

દુશ્મિનાનો થેલો તપાસી ગેવિકોએ તેમાંથી ખાવાની જરૂરી ચીજો કાઢી લીધી, અને એના શબને પથ્થર નીચે ધકેલી દીધું. અને એ સભાનપૂર્વક લપાતો છૂપાતો આગળ વધ્યો. થોડું ચાલ્યો અને એ થાકી ગયો. એટલે ત્યાં લંબાવ્યું ને તરત ઘસઘસાટ ઊંઘી ગયો. થોડી વાર આરામ લઈને એ ફરી ચાલવા લાગ્યો. નજર પહોંચે ત્યાં સુધી કોઈ મકાન કે વસ્તીનું ચીહ્ન દેખાતું ન હતું. આશાની આશામાં એ આગળ ને આગળ વધવા લાગ્યો—એમ ને એમ એ એકધારું બાર કલાક સુધી ચાલ્યો! ત્યારે તો તે એટલો બધો થાકી ગયો હતો કે તે એકે ડગલું આગળ ભરી શકવા અસમર્થ થઈ ગયો—હમણાં હૈયાની ધમણ ફાટી પડશે ને જીવ નીકળી જશે એવું એને લાગવા માંડ્યું. વળી આસપાસમાં ક્યાંયે પાણી દેખાતું ન હતું—ને પાણીનું ટીપું ય ખૂટી ગયું હતું—આ તે આફત હતી—જીવલેણ મટની

ફરી એણે દૂરબીન કાઢ્યું, અને અત્યંત ઉત્સુકતાથી તેનાથી આમ તાણીતાણીને ચોમેર જોવા લાગ્યો ત્યાં તો એના નેત્રો ઓચિંતા ઠરી પડ્યાં—દૂરદૂર કોઈ ઘરનું છાપરું આછું આછું દેખાયું! એના જીવમાં જીવ આવી ગયો. ભલે એ દુશ્મનનું ઘર હોય—ભૂખે તરસે મરવા કરતા અને હાથે મરવું બહેતર છે અને એણે પગ ઉપાડ્યા—પગ જો કે, કહ્યું માનવાનો સ્ફુટ ઇનકાર કરતા હતા, તોયે તે લગભગ ઘરડાતો ઘસડાતો આગળ વધ્યો. એમ કરતાં કરતાં તે પેલા મકાનના દરવાજા સુધી મહાપરાણે પહોંચ્યો. પહોંચતાં જ એણે જોરથી બારણાની સાંકળ ખખડાવી, ને તે સાથે જ ત્યાં ને ત્યાં જ તે બેહોશ થઈને ઢળી પડ્યો.

ચોવીસ કલાક પછી ગેવિકો ભાનમાં આવ્યો ત્યારે પેલા મકાનમાં, સરસ પલંગ પર, સુંવાળા બિછાના પર એ સુતો હતો. એણે આંખ ઉઘાડી ત્યારે એની પાસે એક પહાડી ડોસો ચૂપ થઈને ઊભો હતો—તેને જોતા જ એના શરીરમાંથી ભયથી એક તીખી ધ્રુજારી વીજળીવેગે પસાર થઈ ગઈ.

એ ડોસો આર્મેનિયન હતો. અને આર્મેનિયા પર જ તો, ઇટાલીએ હુમલો કર્યો હતો અને એ જ હુમલાખોર સેનાનો પોતે કેપ્ટન હતો! આ ડોસાને એની જાણ થતાં જ મારો રામ રમાડી દેવાનો એવો વિચાર ગેવિકોના મનમાં દૃઢ થયો.

'જરા પહેલાં આ સૂપ પી લો અને પછી

આરામ કરો!' પેલા ડોસાએ ગેલિકોને કહ્યું.

'તમને ખબર છે કે હું કોણ છું?' ગેલિકોએ તેને પૂછ્યું.

'તમે જે હો તે—પહેલા આ સૂપ પી લો!'

'પણ હું, ઇટાલિયન સેનાનો કૅપ્ટન છું.'

'હશે, પણ સૌથી પ્રથમ તમે મારા મહેમાન છો અને મહેમાનગત કરવી એ તો પ્રત્યેક આલબેનિયનની પવિત્ર ફરજ છે તમે કોઈ પણ જાતનો ડર રાખ્યા વિના અહીં આરામ કરો.' *

'પણ હું તમારો દુશ્મન !'

'તે હું જાણું છું.'

'તો, શું હું તમારો કેદી છું?'

'ના, મહેમાન છો. તમે ઇટાલિયન છો એ જાણ્યા છતાં મેં ને મારી પત્નીએ તમને ભાનમાં લાવવા માટે અથાક પ્રયત્નો કર્યા છે માટે તમે સુખે આરામ કરો—અમે જીવ સાટે તમારું જતન કરીશું.' ડોસાએ ખાત્રી આપી.

ગેલિકોએ ઉત્તર ન આપ્યો. ઓરડામાં ચોમેર નજર ફેરવવા લાગ્યો—ઓરડો ઇસ્લામી ઢબે શણગારેલો હતો.

ગેલિકોએ ડોસાના હાથમાંથી સૂપનો પ્યાલો લઈ લીધો. કોઠે શેરડો પડી ગયો—એ સ્ફૂર્તિ અનુભવવા લાગ્યો.

'તમે હમણાં જમશો કે વાર છે? તમે તો ખ્રિસ્તી છો એટલે શરાબ પીતા હશો, પણ અમારે તો હરામ એટલે એ ન પીરસી શકીએ, તે માટે માફ કરશો. તમારાં ફાટેલાં કપડાં મારી દીકરીઓ સાંધે છે, તમારા જોડા સાવ નકામા થઈ ગયા હતા એટલે તે ફેંકી દીધા, તમારે જોઈતા હશે તો મોરોક્કોના ચામડાના નવા જોડા અહીં મળશે.' ડોસાએ એક સાથે ઘણા ખુલાસા કરી નાખ્યા.

'જમવાનું તો ઠીક, મારે વહેલામાં વહેલી તકે કૅમ્પમાં પહોંચવું છે.'

'તે જજો ને! અમે તમને નહીં રોકીએ, પણ પહેલા જમી લો.' કહીને ડોસાએ તાળી પાડી અને રસોઈયો ભોજનનો થાળ લઈને આવ્યો. ગેલિકોએ પેટભરીને ખાધું—એ વિશેષ સ્ફૂર્તિ અનુભવવા લાગ્યો. 'આજના શા સમાચાર છે?' એણે ડોસાને પૂછ્યું.

'અમારા શહેનશાહ આલબેનિયા છોડી ગયા છે, અમે હારી ગયા—આલબેનિયા પર ઇટાલિયન વાવટો ફરકે છે.'

ડોસાનો એ જવાબ સાંભળી તરત ગેલિકોના મનમાં વિચાર ઝબકી ગયો: 'ઓહ! એમ વાત છે! એટલે જ આ ડોસો મારી આટલી બધી આગતા સ્વાગતા કરે છે! એની છાતી ગર્વથી ફુલી-ફાલી તે ડોસાને કહેવા લાગ્યો: 'હું તમને ખાત્રી આપું છું કે તમે મારા પર ઉપકાર કર્યો છે એ હું કદાપિ નહીં ભૂલું.'

ડોસો ગેલિકોનો મનોભાવ તરત કળી ગયો. એણે તરત સ્પષ્ટતા કરી: 'મને લાગે છે કે તમે અમને સમજી શક્યા નથી. તમે અમારા મહેમાન છો એટલે અમારા ધર્મ પ્રમાણે અમે મહેમાનગત કરીએ છીએ—તમે ઇટાલિયન છો એને હું મારી કમનશીબી સમજું છું.'

'તમે જરા સમજી વિચારીને બોલો!' એટલું કહેતાં તો ગેલિકો ગુસ્સાથી લાલચોળ થઈ ગયો.

ડોસા પર એની જરા પણ અસર ન થઈ. એ તો પૂર્વવત્ સ્વસ્થતાથી કહેતો રહ્યો: 'હા, અમારી કમનશીબી જ તો વળી! ઘરમાં તમે મહેમાન, પણ રણમેદાનમાં તો અમારા દુશ્મન જ. મહેમાનનવાજી એ અમારો ધર્મ છે, અને તે અમે અદા કરીએ છીએ, એને તમે ખુશામદ ન સમજો.'

ગેલિકો કાંઈ બોલ્યો નહીં.

'થોડી મિઠાઈ ચાખો ને!' ડોસાએ આગ્રહ કર્યો.

ગેલિકોએ મિઠાઈ લીધી. ખાતાં ખાતાં એ કહેવા લાગ્યો: 'તમે લોકો બહુ સ્વાદિષ્ટ મિઠાઈ બનાવો છો. આ તે કંઈ સુદ્ધ કહેવાય? તમારો જ કહો ને! તમે લોકોએ સામનો જ

ન કર્યો હો, તમને નાયફન વાપરતા સરસ આવડે છે '

ડોસો કંઈ જવાબ આપે તે પહેલા ઘરના પાછળના ભાગમા સ્ત્રીઓએ રોકકળ આરંભી વાત એમ હતી કે ઇટાલી સામેની લડાઈમા ડોસાના પાંચે દીકરા ખપી ગયા હતા તેથી તેમની મા હૈયાફાટ રુદન કરતી હતી ડોસો રુદન સાભળી વ્યાકુળ થઈ ગયો, પણ તરત સ્વસ્થતા મેળવી કહેવા લાગ્યો 'માફ કરજો, અમે તમને શાતિથી આરામ લેવા દેતા નથી દીકરાઓ ભેડે હુયે યુદ્ધમા ગયો હતો પણ કમનશીબ એવો કે હેમખેમ પાછો ફર્યો '

ગેવિકો ગમગીન થઈ ગયો 'ભગવાન તમને સો વરસના કરે! તમારા પ્રત્યે મને સહાનુભૂતિ છે આ તો યુદ્ધ હતુ શી ખબર કે મે જ તમારા દીકરાઓને ન માર્યા હોય? આડેધડ ગોળી છૂટતી હોય ત્યા કોણ કોને જોવા બેસે છે!'

'તમે દુખી ન થાવ તમે અમારા મહેમાન છો અમે સારા વર્તનની ખાત્રી આપીએ છીએ ' ડોસાએ કહ્યુ

'ના, ના મને ડર છે જ નહી પણ તમારી આવી સરસ સેવાનો બદલો '

'હુ સમજી ગયો તમે તમારી સ્થિતિ સમજો છો લો આ સરબત પીઓ '

'ભાઈ, તમારી મહેમાનનવાજી તો ભારે! હુ ખાત્રી આપુ છુ કે તમારી સેવા હુ નહી ભુલુ મારી સરકાર તમને યોગ્ય બદલો આપશે '

ડોસાએ ગેવિકોના શબ્દોથી જરા પણ પ્રભાવિત થયા વિના કહ્યુ 'તમે જોઈ શકો છો કે અમારી આ વસ્તી પહાડની ઊચામા ઊચી જગ્યાએ છે અમને ચડી કોઈનો પણ ભય નથી અહી આવવાનો માત્ર એક જ રસ્તો છે અને અમારા સિવાય માત્ર અમારો નોકર જ એ જાણે છે અમને જીતવા માટે તમારી સરકારને મોટી ફોજ મોકલવી પડે!

'અને હા, અમારી મહેમાનનવાજી વિશે જાણવા જેવુ છે અહીના એક માણસે પોતાની પડોશણનુ ખૂન કર્યુ—એના પતિએ તેને મારી નાખવાની પ્રતિજ્ઞા કરી પણ પેલો ખૂની ડાહ્યો, તે તેને ત્યા મહેમાન તરીકે રહેવા લાગ્યો મહેમાન તો અમારા માથા પર એની કાઈ હત્યા થાય? બસ, પૂરા વીસ વર્ષ સુધી એ નચિતપણે એના ઘરે રહ્યો '

'તમે મને હજામતનો સામાન લાવી આપશો?' ગેવિકોએ ડોસાને વચ્ચેથી અટકાવીને કહ્યુ

'જરૂર, જરૂર ' કહેતો ડોસો હજામતનો સામાન લેવા ગયો—અને થોડી વારે બધુ સાહિત્ય લઈ આવ્યો

દાઢી કરી લીધા પછી ગેવિકોએ કહ્યુ હવે મારે જવુ જોઈએ!

'જેવી તમારી મરજી ' કહી ડોસાએ નોકર પાસે બે સરસ ઘોડા મગાવ્યા અને તેને તે સજાવવા લાગ્યો—દરમ્યાન ગેવિકોએ નહાઈ લીધુ

ગેવિકોએ કમરે રિવોલ્વર બાધી અને ઘોડા પર સવાર થયો ડોસો પણ બીજા ઘોડા પર બેઠો

ઘોડા પાણીદાર હતા એટલે જોતજોતામા બન્ને ઘરથી દૂરદૂર નીકળી ગયા સૂર્ય પશ્ચિમમા ડૂબતો હતો હારોહાર ઘોડો દોડાવતા ડોસાએ ગેવિકાનુ ધ્યાન ખેચતા કહ્યુ 'હવે મારી જમીન પૂરી થઈ '

'તમે આ શુ કરો છો?' ગેવિકોના મોઢામાથી ચીસ નીકળી ગઈ એણે જોયુ તો ડોસાએ પોતાની તરફ રિવોલ્વર તાકી હતી

'પેલો ખૂની—' ડોસો પૂર્વવત્ સ્વસ્થતાથી કહેવા લાગ્યો—'હુ તમને ઘરે જેની વાત કરતો હતો ને? તે-વીસ વર્ષ સુધી મહેમાન રહ્યા પછી એક દિવસ એ દુનિયા ફરવા નીકળી પડ્યો એનો મીજબાન પણ પાછળ પાછળ ગયો, પોતાની હદ પૂરી થઈ કે તરત તેણે મહેમાનને ગોળીથી ઠાર કરી નાખ્યો—કેમ કે તે મહેમાન મટી ગયો હતો અને પોતાની પ્રતિજ્ઞા પૂરી

હતી. તમે પણ હવે મારા મહેમાન નથી રહ્યાં. તમે મૃત્યુ પહેલાં પ્રાર્થના કરશો?"

ગેલિકાએ માથું ધુણાવ્યું.

ડોસો ફરી કહેવા લાગ્યો: 'મારા પાંચ પુત્રોની લાશોમાંથી નીકળેલી પાંચે ગોળી તમારી જ રાયફલમાંથી છૂટેલી છે. મારા પાંચે પુત્રોને તમે માર્યા છે. મારા દરેક પુત્રના નામે તમને એકેક ગોળી મારીશ.' અને ડોસાએ ગોળી મારી—ગેલિકો તરત ઘોડા પરથી ઢળી પડયો. તોય ડોસાએ બીજી ચાર ગોળી તેના શરીર પર છોડી.

ગેલિકોના શબને તિરસ્કારથી, એક ધક્કો મારી નીચે ગબડાવી, બીજા ઘોડાને દોરીને ડોસો ઘરે પાછો ફર્યો ત્યારે સ્ત્રીઓએ હૈયાફાટ રુદનથી ઘરને ભરી દીધું હતું.

ડોસો ભારે પગલે ઘરમાં ગયો. કફનમાં લપેટાએલા પોતાના મોટા પુત્રના શબ ઢળીને એ પોક મૂકીને રડવા લાગ્યો.

☆

માણસને પડવાના સાધનો તો ઘણાં છે, અને પડવાને સારુ પ્રયત્ન પણ નથી કરવો પડતો, ચઢવાને સારુ જ પ્રયત્ન કરવો પડે છે. જે ધર્મપુસ્તકથી આપણુ જ શ્રેય થવાનું છે એમ આપણે માનીને તેના આદર કરીએ, તેને યોગ્ય સ્થાને મૂકીએ, પણ તેના બાહ્ય આદરમાં જ બધુ સમાવી દેનારને એ સાધન બંધનરૂપ થાય છે. માટે આદરમાં પણ વિવેક હોવો જોઈએ; તો જ એ આદર આપણને આગળ વધારે. એની બાહ્યપૂજા કરવામાં જ બધુ સમાઈ જતું નથી. આપણે તેથી આગળ વધવુ જોઈએ. ગ્રંથમાં લખ્યા પ્રમાણે અનુસરવાનો પ્રયત્ન કરીએ, ઈશ્વર પોતે સર્વશકિતમાન છે. આપણે એની કૃતિ છીએ. પણ જ્યારે આપણે બધા તેની કીડીઓ જેવા અને જ ખાઈ જવાને ઇચ્છીએ ત્યારે એની શેષ શકિતનો એ ઉપયોગ કરે છે. ઈશ્વર એટલો બધો નજીક છે, કે આ દેખાય, આ દેખાય, એમ લાગે, છતા એ હાથ આવતો નથી, એટલો દૂર પણ છે. જેમ આકાશ અને વાયુ અરસપરસ અડીને રહેલાં છે, તેમ ઈશ્વર અને જગતનું છે. જે માણસ શ્રદ્ધાળુ છે એ ઇશ્વરને વિશે જ છે. જે અશ્રદ્ધાળુ છે તે ઇશ્વરમાં નથી, ઇશ્વર કોઇની ઉપર જઇને પડતો નથી, પણ જેને એનામા ભળવુ હોય એને માટે જગ્યા બંધ પણ કરતો નથી. એવો ઇશ્વરનો સ્વભાવ છે

—ગાંધીજી

☆

કોઇ મહેમાન આપણે ત્યા આવે તેનો આદરસત્કાર કર્યો ત્યારે જ ગણાય કે તેને પ્રેમભાવથી ઘરમા લઇ જઇ, તેના હાથપગ ધોવડાવી, સ્વચ્છ આસન પર બેસાડી, આપણે માટે જે સારામાં સારું ભોજન કર્યું હોય તે તેને જમાડીએ, અને પછી તેમાંથી જે શેષ બચે તે આપણે જમીએ. આમ કર્યું હોય તોજ આદરભાવ કર્યો કહેવાય. તેજ સત્ય કર્યું કહેવાય. પણ જો પુરુષ કે સ્ત્રી મહેમાન આવે ત્યારે તેના ઉપર મોં ચઢાવે, તેની સાથે પ્રેમભાવથી ન બોલે, થાળી મેલી અને ગંદી આપે, ખાવાનું વાસી હોય તે આપે, અને ફરી પૂછે પણ નહીં. આમ કરીને તે કહે કે અમે મહેમાનને જમાડ્યા, એમ કહેનારે ન જમાડ્યા ગણાય, એટલું જ નહીં, પણ તેનું અપમાન કર્યું કહેવાય. એટલે તે અસત્ય જ ગણાય. સડી ગયેલું, ગંધાતું, એવું અનાજ તો ભિખારીને પણ ન અપાય. આપણે આપવું જ હોય, તો સ્વચ્છ અનાજ અપાય. આપવાની મરજી ન હોય તો વિવેકપૂર્વક તેને જણાવી દેવું કે હું નહીં આપી શકું. આમ કર્યું હોય તે સત્ય ગણાય. આમ વિવેકદૃષ્ટિથી સત્ય અસત્ય વચ્ચે નિર્ણય કરી શકાય.

—ગાંધીજી

☆

માનવીઓ વિશ્વમાં મળશે નવાં,
કોઈની પાસે હશે હૈયું નવું? —અનિલ

# ન્યાયી યુધિષ્ઠિર

પાંડવો વનવાસ કરતા હતા ત્યારની આ વાત છે

ઉનાળાના દિવસો, તાપ કહે કે મારુ કામ પાંડવો વનમા ફરવા નીકળેલા, ને સૌને આકરી તરસ લાગી યુધિષ્ઠિર કહે, 'નકુલ! ઝાડ પર ચઢીને જો, આસપાસ ક્યાંક જળાશય છે '

નકુલ ઝાડ પર ચઢયો–ચોમેર નજર કરી તો થોડે દૂર એક તળાવ જણાયુ 'થોડે દૂર તળાવ જેવુ લાગે છે' નકુલે કહ્યુ

'તો જા, સૌને માટે પાણી લઈ આવ ' યુધિષ્ઠિરે આજ્ઞા આપી

નકુલ તો આવ્યો પાણી લેવા જઈને જુએ તો નિર્મળ પાણી તળાવમા લહેરાતુ હતુ અને પાણી લેવા તળાવમા ઊતરવા લાગ્યો ત્યા જ આકાશવાણી સભળાઈ 'ભાઈ પાણી લેવા પછી ઊતર, પહેલા મારા સવાલના જવાબ આપ પછી પાણી પીજે મારો એવો નિયમ છે '

નકુલે એ આકાશવાણી પર બિલકુલ ધ્યાન આપ્યુ નહી, કેમ કે એને એટલી બધી તરસ લાગી હતી કે એક મિનિટ થોભવુ એને આકરુ લાગતુ હતુ એ તો તળાવમા ઊતર્યો અને પાણી પીધુ પાણી પીતા જ એને મૂર્છા આવી ગઈ

ઘણી વાર થવા છતા નકુલ પાછો ન ફર્યો તેથી યુધિષ્ઠિરને ચિંતા થઈ 'જા તો સહદેવ, નકુલ હજી કેમ ન આવ્યો ' એમણે સહદેવને આજ્ઞા કરી સહદેવ તરત તળાવ તરફ ચાલ્યા

સહદેવની બાબતમા પણ નકુલ જેવુ જ થયુ, આકાશવાણી થઈ, પણ સહદેવે તે ગણકારી નહી ને પાણી પીધુ ને તેને પણ મૂર્છા આવી

સહદેવને ગયાને ઠીકઠીક સમય થયો તો પણ તે પાછો ન ફર્યો એટલે યુધિષ્ઠિરને ફરી ચિંતા થઈ એમણે અર્જુનને તપાસ કરવા મોકલ્યો અર્જુન તળાવે ગયો ત્યારે ફરી આકાશવાણી થઈ અર્જુને તો બાણ ચઢાવી ટંકાર કર્યો કે એવુ તે કોણ છે અમને મારનારુ? શબ્દવેધ કરીં પણ અદૃશ્ય હોય તે કેમ, શી રીતે વીંધાય? એનો પ્રહાર ખાલી ગયો હશે પહેલા પાણી પીવા દે, તરસે જીવ જાય છે, ત્યા વળી સવાલ જવાબ કોણ કરવા બેસે? પાણી પીધા પછી જોયુ જશે એમ વિચારી અર્જુને પણ પાણી પીધુ ને એની પણ નકુલ સહદેવ જેવી જ હાલત થઈ

યુધિષ્ઠિર તો રાહ જ જોતા રહ્યા અરે, આ શુ થયુ? ત્રણ–ત્રણ ભાઈઓ ગયા તે ગયા હજી કોઈ પાછુ ન ફર્યું ? 'જા તો ભીમ, શો મામલો છે, જો જે, તુ રોકાતો નહી, મને ચિંતા થશે જેમ બને તેમ વહેલો આવજે '

ભીમ તો હાથમા ગદા લઈને ઊપડયો એને ય આકરી તરસ લાગી હતી જેવો એ તળાવ પાસે ગયો કે ફરી આકાશવાણી થઈ ભીમને ભારે ક્રોધ ચઢયો અહી તરસે જીવ જાય છે અને આને જવાબ આપવા બેસુ? પાણી પીધા પછી વાત મારા ત્રણ–ત્રણ ભાઈ મૂર્છા પામ્યા છે! જોઉં તો ખરો મને કોઈ શુ કરે છે! અને એને પણ પાણી પીધુ ભીમ પણ મૂર્છા ખાઈને પડયો

અહી યુધિષ્ઠિર અત્યંત વ્યાકુળ થઈ ગયા અરે આ શુ થયુ? ચારેય ગયા તે ગયા! લાવ હવે હુ જ જાઉ, જોઉં તો ખરો શી વાત છે એમ વિચારી યુધિષ્ઠિર ચાલ્યા તળાવ પાસે ત્યારે ભાઈઓને મૂર્છા પામેલા જોઈને એમને ઘણુ દુખ થયુ એમણે ઘણો વિચાર કર્યો કે આ ભાઈઓ શેથી અચેત થયા? પણ કઈ કારણ સમજાયુ નહી ત્યારે તેમણે વિચાર્યું કે લાવ પાણી પી લઉ પછી વાત અને એ તળાવમા ઊતરવા લાગ્યા ત્યા જ આકાશવાણી થઈ 'હું યક્ષ છુ તારા ચારે ભાઈને મે ચેતવ્યા હતા કે તમે પહેલા મારા સવાલના

જવા આપો. પાણી પીજો. નહીં તો મરશો. પણ કોઈએ મારુ કહ્યું માન્યું નહીં. અને તમે પણ મારા સવાલના જવાબ નહીં આપો તો તમારા પણ તમારા ભાઈઓ જેવા જ હાલ થશે.'

'ભાઈ, તારી રજા વિના હું પાણી નહીં પીઉ. જો કે હુ એટલો બધો બુદ્ધિશાળી નથી કે તારા સવાલોના ઉત્તર આપી શકુ છતા યથાશક્તિ પ્રયાસ કરીશ '

અને યક્ષે પ્રશ્નો પૂછવા માડયા ને યુધિષ્ઠિર જવાબ દેતા ગયા યક્ષને જવાબોથી ઘણો સતોષ થયો. એણે કહ્યુ 'યુધિષ્ઠિર ! તમારા વિવેક-જ્ઞાનયુક્ત જવાબોથી હું અત્યત પ્રસન્ન થયો છુ, તમારા ચારે ભાઈમાથી ગમે તે એકને હુ ફરી સજીવન કરીશ કહો, કોને સજીવન કરુ ?'

'નકુલને !' યુધિષ્ઠિરે તરત કહ્યુ

'યુધિષ્ઠિર ! ચારે ભાઈઓમા ભીમ, અર્જુન જેવા તમારા અતિપ્રિય બળવાન ભાઈઓમાથી કોઈ ને સજીવન કરવાનુ કહો તો કઈક સમજાય એવું છે એ તમને ભવિષ્યે નકુલ કરતા વિશેપ ઉપયોગી થઈ પડે તેમ છે માટે વિચાર કરીને કહો.' યક્ષે કહ્યુ

ભાઈ ભીમ-અર્જુન મને જરૂર અતિપ્રિય છે પણ મારે તો ધર્મ પ્રમાણે વર્તવું જોઈએને ?

'મારે મન તો બધા ભાઈ સરખા. જેમ કુંતા મારી માતા છે, તેમ માદ્રિ પણ મારી માતા છે. કયો એવો અભાગી પુત્ર હશે કે જે પોતાની માતાને પુત્રવિહોણી કરે ? જો નકુલ જીવશે તો બંને માતા પુત્રવતી કહેવાશે. માટે હે યક્ષ, તુ નકુલને સજીવન કર !'

યુધિષ્ઠિરનો ધર્મ-ન્યાય યુક્ત નિર્ણય સાભળી યક્ષ અત્યંત પ્રસન્ન થઈને કહેવા લાગ્યો 'હે યુધિષ્ઠિર, તમે ખરેખર ધર્મ-ન્યાય પ્રમાણે ચાલનારા છો. જાવ મારું વરદાન છે. તમારા ચારે ભાઈઓ સજીવન થાવ!'

અને ચારે ભાઈઓ નિંદરમાથી ઊઠતા હોય તેમ આળસ મરડી ઊભા થયા

યુધિષ્ઠિરે પૂછ્યુ 'ભાઈ યક્ષ, તુ કોણ છે એ મને કહીશ ?'

હુ તો તમારો પિતા ધર્મરાજા છુ. તમે ધર્મમા, ન્યાયમા સ્થિર છો કે કેમ, તેની પરીક્ષા લેવા માટે મે યક્ષનુ રૂપ ધારણ કર્યું હતું.'

કસોટીમા પાર ઊતરવા માટે યુધિષ્ઠિરે ઈશ્વરનો આભાર માન્યો

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬ પરદેશ માટે શિલિંગ ૧૮. લવાજમ મનીઓર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવુ. પ્રથમ અકથી જ ગ્રાહકો નોધાય છે દર માસની બારમી તારીખે અક પોસ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા આઠ. પરદેશ માટે શિલિંગ ૧૬. પત્રવ્યવહારમા ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારા બાપુ' કાર્યાલય. રૂપાયતન. જૂનાગઢ

અનુક્રમણિકા ... ... ... ........૧૨ જુલાઈ ૧૯૫૧



પ્રકાશક અને મુદ્રક – ધીરેન ગાંધી. રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ

## વસ્તુનું સાચું મૂલ્ય — મુકુલભાઈ

એક ધનવાનને હીરા, માણેક વગેરે બહુ કીમતી ઝવેરાત ખરીદવાનો શોખ હતો. જે કોઈ માણસ એને ત્યા મહેમાન તરીકે આવે એને તે પોતાનુ કીમતી ઝવેરાત બતાવે. પેલો મહેમાન એ ઝવેરાતનાં વખાણ કરે ત્યારે, તેને ખૂબ જ આનંદ થતો.

હવે એક વાર તેને ત્યા એક સાધુપુરુષ પધાર્યા. એ સાધુને પણ તેણે પોતાનો એ કીમતી ખજાનો બતાવ્યો. સાધુએ હીરા, માણેક વગેરે બતાવીને પૂછ્યુ: 'તમને આ શા ઉપયોગમા આવે છે? એમાંથી તમને કશો ફાયદો થાય છે ખરો ?'

પેલો ધનવાન માણસ બોલ્યો: 'મહારાજ, એમાથી કશી ઉપજ થતી નથી. ઊલટું એ કીમતી વસ્તુઓ સાચવવા માટે મારે બીજો ખર્ચ કરવો પડે છે. આટલો ખર્ચ કરવાનું સાધારણ માણસને ન પરવડે.'

ધનવાન માણસને આ રીતે પોતાની બડાઈ હાંકતો જોઈને પેલા સાધુપુરુષે કહ્યું: 'તમે જરા મારી સાથે આવો હું તમને કશુંક બતાવું.'

એમ કહીને સાધુપુરુષ તેને એક ઝૂંપડીમાં લઈ ગયા. ત્યાં એક વિધવા બાઈ ઘંટી પર અનાજ દળી રહી હતી. એ બતાવીને સાધુ બોલ્યા: 'આ ઘંટી પથ્થરની છે અને એ આ ગરીબ બાઈને પોતાના ભરણપોષણ જેટલું મેળવવામાં મદદરૂપ થાય છે. ત્યારે તમારી પાસે જે કીમતી પથરાઓ છે એ તો કશા ઉપયોગમાં આવવાને બદલે નકામો ખરચ વધારે છે! તેથી તમારા એ નકામાં પથરાઓ કરતાં વિધવાનો આ પથરો ઘણો કીમતી છે. કારણ કે તે વિધવાને આધારરૂપ નીવડે છે.''

સાધુ પુરુષનાં આ વચનો સાંભળીને પેલા ધનવાનનું ખોટું ગુમાન ક્યાંનું ક્યાં જતું રહ્યું.

☆

## એકલનો બેલી

: ભજન

એકલનો બેલી આ મારો સૂનકાર છે,
જેમ હલેસું છે હોડીનું સાથી રે;
આધેના ઘેરાવા મારી મજલુ છે,
જાવું મારે સોંસરવું સીમમાંથી રે;
એકલનો બેલી આ મારો સૂનકાર છે

કાદવ કે કમલોમાં મારે કલ્લોલ છે,
જેમ પરિમલ પાંદડી સંગાથી રે;
પવનવનની છે પગદંડી પહોળતી,
વિલાતો ને વહેતો વ્યોમના વા–થી રે;
એકલનો બેલી આ મારો સૂનકાર છે.

અંધારે અજવાળે મારે મદા મોહમ છે.
જેમ જ્યોત આતમમાં ઝબકતી રે;
ક્ષરમાં અક્ષરના ગરથો ઊટે,
તેમ મારી અલખ ખંડમાં જાતી રે;
એકલનો બેલી આ મારો સૂનકાર છે.

સુધાંશુ

## લોકસેવક અમીર

ખલીફા હઝરત ઉમરે હઝરત સલમાન ફારસીને મદાઈનના વહીવટદાર તરીકે નીમ્યા હતા, અને તેમને વાર્ષિક પાંચ હજાર દિરહમનો પગાર બાંધી આપ્યો હતો પરંતુ હઝરત સલમાન, પોતાને મળતા એ પગારમાંથી એક દિરહમ પણ પોતાના ઉપયોગમાં લેતા નહીં એ બધી યે રકમ ગરીબો, મોહતાજો અને મુસાફરોની જરૂરિયાતો પૂરી કરવામાં જ તેઓ ખરચી નાખતા, અને ઊંટના વાળની દોરીઓ તેમ જ જબીલો બનાવી બજારમાં વેચી આવતા અને એમાંથી ઉપજતા નાણામાંથી જ પોતાનું ગુજરાન ચલાવતા હતા

સાદાઈ, નમ્રતા અને લોકસેવાની ભાવનાને એમણે આબાદ રીતે પોતાના જીવનમાં ઉતારી હતી એક દિવસે શરીરે એક કામળી વીંટાળીને તેઓ મદાઈનના બજારમાંથી પસાર થઈ રહ્યા હતા એક માણસે, કોઈ મજૂર હશે એમ ધારી એમને પાસે બોલાવ્યા અને તેના ઘર સુધી પોતાનો સામાન ઉપાડી લેવા કહ્યું

અને મદાઈનના એ ફકીર વહીવટદારે જરા યે શરમ કે સંકોચ અનુભવ્યા વિના પેલા માણસનો બધો સામાન પોતાને માથે લઈ લાદી લીધો, અને પછી તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા! રસ્તામાં કેટલાક ઓળખીતાઓ તેમને સામા મળ્યા અને કહેવા લાગ્યા "હે અમીર! આટલો બધો સામાન આપે શા માટે ઉપાડ્યો? લાવો અમે ઘર સુધી લઈ જઈશું "

અને એ સાંભળીને પેલો માણસ તો હેબતાઈ જ ગયો તરત જ હઝરત સલમાનના પગે પડી ગળગળા સાદે કહેવા લાગ્યો 'હજૂર મને માફ કરજો આપનાથી હું તદ્દન અજાણ હતો '

ત્યારે હઝરત સલમાને નમ્રભાવે કહ્યું 'ભાઈ, એમાં મારી મહેરબાની જેવું છે શું? તમે આ સામાન ઉપાડી લેવા મને કહ્યું અને મેં ઉપાડી લીધો એ કામ મારે માટે કાંઈ અઘરું થોડું જ છે? તમારે ત્યાં એ સામાન મૂકીને હું મારે પાછો ચાલ્યો આવીશ " અને પેલા માણસે ઘણી યે વિનવણી કરી છતાંએ લોકસેવક અમીર તેના ઘેર સુધી સામાન ઉપાડી જ ગયા

## સચ્ચાઈનો પ્રભાવ

હઝરત અબ્દુલ્લા અહમદ મગરિબીને વારસામાં એક મકાન મળ્યું હતું તેમણે તે મકાન પચાસ દીનારમાં વેચી નાખ્યું, અને એ પૈસા લઈ મુસાફરીએ નીકળી પડ્યા ચાલતા ચાલતા તેઓ જંગલમાં પહોંચ્યા ત્યાં એક લૂંટારાએ એમને પડકાર્યા 'ઊભા રહો, તમારી પાસે શું છે?"

અને એ સંત પુરુષે સાચે સાચું જણાવી દીધું "મારી પાસે ફક્ત પચાસ દીનાર છે"

"મને એ આપી દો " લૂંટારાએ કહ્યું

હઝરત અબ્દુલ્લાએ જરા ય વિલંબ કર્યા વિના પોતાની દીનાર ભરેલી થેલી લૂંટારાને હવાલે કરી દીધી લૂંટારાએ પ્રસન્નભાવે દીનાર ગણી જોયા,—તે પૂરા પચાસ દીનાર નીકળ્યા પછી તો લૂંટારો બહુ ગંભીર બની ગયો તેની બધી પ્રસન્નતા ક્યાંય જતી રહી તેણે પોતાના ઊંટને બેસાડી દીધું, અને હઝરત અબ્દુલ્લાને પચાસ દીનાર પાછા આપતા ગળગળા સાદે કહેવા લાગ્યો "ચાલો, ઊંટ પર બેસી જાવ તમારે જ્યાં જવું હોય ત્યાં હું તમને પહોંચાડી દઈશ''

હઝરત અબ્દુલ્લા તો નવાઈ પામી તેનું મોં જ જોતા રહી ગયા પછી તેમણે પૂછ્યું "ભાઈ! તમને અચાનક આ શું થઈ ગયું કે લઈ લીધેલા દીનાર મને પાછા આપી દીધા?"

ત્યારે લૂંટારાએ જવાબ આપ્યો "તમારી સચ્ચાઈએ મારી આંખ ખોલી દીધી છે "

પછી તો પોતાના આગલા પાપોનું પ્રાયશ્ચિત કરીને તે હઝરત અબ્દુલ્લાની સાથે જ રહીને પવિત્ર જીવન ગાળવા લાગ્યો.

# સો રૂપિયાનું શિરામણ

અનિલ

હમણાં જ શિંગવીને ખેતરના માચડા પર બેઠેલા રામજી પટેલ હુક્કો ગગડાવતા ગગડાવતા ઊંડા વિચારમાં ડૂબી ગયા હતા આ વર્ષે કંઈક ઊંચા જવાશે એવું ધારતો'તો ત્યાં તો ઊલટું જ થયું, આ વર્ષે ચકલીઓ આડી આવી, મોલને ઠીકઠીક નુકસાન કર્યું વરસાદે ય પાધરો ન પડ્યો, તોય ભગવાનની મે'ર કે થોડું ઘણું પાક્યું, તેમાંથી વાણિયો કરજ પેટે કેટલુંક અનાજ લઈ ગયો. કેટલુંક મહેસૂલ ભરવા માટે વેચવું પડ્યું—બાકી રહ્યું છે તે ય થોડા મહીના ચાલશે, આખું વરસ કોણ જાણે કેમ જશે, ચોમાસું આવતા આવતા તો ફરી વાણિયાનું દેવું કરવું પડશે, ફરી વાણિયો ફસલ થશે કે અનાજ ઉપાડી જવાનો! સામે બહેન દીકરીના મોટા પ્રસંગ ઉકેલવાના છે મૂઈ, કંઈ કરમે લખાવી લાવી હોય તો પામે ને! હશે ભગવાન કરે ઈ ખરું!—અને ફરી હુક્કાનો જોરથી એક દમ માર્યો ત્યાં એમના કાને રૂપિયા ખખડવાનો અવાજ આવ્યો ને રામજી પટેલ ચોંક્યા ચારેતરફ નજર કરી તો વાડની ઓથમાં એક સાધુ રૂપિયા ગણતો હતો! રામજી પટેલ તો અચંબાથી જોઈ જ રહ્યા! આ તો ભારે કૌતુક! મારા જેવા સંસારી પૈસેટકે બાવા થયા ને આ બાવા પાસે લક્ષ્મી!

બાવાએ પૂરા સો રૂપિયા ગણી લીધા પછી માથેથી જટા બાંધવા વીંટાળેલું કપડું કાઢી તેને છેડે રૂપિયા બાંધી ફરી માથે કપડું વીંટાળી દીધું-રૂપિયાની પોટલી છુપાવીને

રામજી પટેલ ફરી વિચારમાં ગૂંથાઈને હુક્કો ગગડાવવા લાગ્યા ત્યાં તો થોડી વારમાં 'બમ ભોલા! ભગત, કુછ દેગા?' કરતો બાવો તેની સામે આવીને ઊભો!

રામજી પટેલને મનમાં તો એવો ગુસ્સો ચડ્યો કે ન પૂછો વાત! ગાંઠે સો રૂપિયાની રકમ બાંધી છે તોય ધરાતો નથી! આવાને તો બરાબર સીધા કરવા જોઈએ. એમાં કાંઈ પાપ નથી એના મનમાં એક વિચાર આવ્યો અને એણે અમલમાં મૂકવાનો નિર્ણય કરી લીધો

'આવો આવો મહારાજ! ભગવાને જ તમને મોકલી આપ્યા લાગે છે મહારાજ, ચાલો ઘરે, જમીને, દક્ષિણા લઈને જજો!'

'ભગત, ખાને કી ઈચ્છા નહી હૈ, કુછ દછના દો તો હમ ચલે!'

'બાપજી, એમ શું કરો છો? દક્ષિણા યે આપીશું, પણ જમાડ્યા પછી'

'કયા દોગે?'

'બાપજી, અમે તો સાધુને જમાડીને રૂપિયો દઈએ—અમારા ગજા પ્રમાણે આજે અગિયારસ છે ને પટલાણીને વરત છે કે એક સાધુને જમાડીને જ જમવું—હજી એ ઘરે ભૂખી બેઠી કોઈ સાધુની રાહ જોતી હશે—ચાલો મારા ઘરે'

બાવાને ભૂખ તો લગારેય ન હતી પણ રૂપિયો એક દક્ષિણા મળે એ કેમ જતી કરાય? એ તો ચાલ્યો રામજી પટેલ સાથે એના ઘરે

ઘર પહોંચીને રામજી પટેલે, પટલાણીને ઝટ ઝટ લાપસી ભજિયાનું જમણ તૈયાર કરવાનું કહ્યું અને પોતે શેરીના ભગતબાપા પાસેથી ચલમ ગાંજો લઈ આવી સાધુને આપ્યું ને વાતોના તડાકા ચાલ્યા સાધુ કંઈ બોલે ને રામજી પટેલ અર્ધા અર્ધા થઈ જાય—બાવો મનમાં વિચારે આવા ભગત તો આ કળી યુગમાં બહુ ઓછા! ત્યાં પટલાણીએ સાદ કર્યો 'એ ચાલો જમવા, રસોઈ થઈ ગઈ!' અને મહારાજ જમવા બેઠા થોડું ઘણું પહેલાં જ દાબેલું પણ ગાંજાના દમ મારીમારીને તે પચાવી દીધેલું એટલે ફરી સારી પેઠે હાથ માર્યો ખાઈ રહ્યા પછી બાવાએ પટલાણીને સાચા દિલે આશીર્વાદ આપ્યા. 'માઈ, તુમ તો લછમી હૈ

લછમી! ભગવાન તેરા ભલા કરેગા!'

અને બાવાજી જમી પરવારીને બેઠા પટેલે સોપારી દીધી તે ખાઈ બાવાજીએ ગાંજાના દમ પણ માર્યો અને પટેલ ક્યારે દક્ષિણા આપે કે જાઉં એની રાહ જોવા લાગ્યા

પટેલના પાડોશીઓ પણ, કોઈ યોગી મહારાજ આવ્યા છે જાણી ભેગા થયા હતા ત્યા પટેલે હાક મારી 'એ પટલાણી, મહારાજ ખોટી થાય છે, જો જારના આ મોટા ગોળામા દોણી મૂકી છે તેમા રૂપિયા છે તેમાથી મહારાજ માટે દક્ષિણાનો રૂપિયો ને બીડુ લાવ'

પટલાણી આવ્યા ને જારના ગોળામા દોણીમા હાથ નાખ્યો ને ચીસ પાડી ઊઠયા 'અરે, આમા તો એક પાઈ યે નથી!'

'હે! શુ કહે છે? બરાબર જો, મે ગણીને એમા સો રૂપિયા મૂક્યા છે'

'હું શુ જૂઠું બોલુ છુ? તમે જ જુઓને, એક પાઈ યે નથી'

પટેલ ઊઠયા ને જોયુ તો ખરેખર, દોણીમા એક પાઈ પણ ન હતી!

'પટેલ, તમે ક્યારે રૂપિયા મૂકેલા?' ત્યા હાજર પાડોશીએ પૂછયુ

'અરે ભાઈ, મૂકેલા તો કે દિ'ના પણ આજે સવારે જ મે પૂરા સો રૂપિયા ગણી જોયેલા, એ રકમ મે વાણિયાને દેવા માટે જુદી જ રાખેલી'

'ત્યારે સવાર પછી અહી બીજુ કોઈ આવેલુ ખરુ કે?'

'અરે ભાઈ, કોઈ યે નહી! હુ ને પટલાણી તો ઘરના, બહારમા તો આ મહારાજ સિવાય કોઈ આવ્યુ જ નથી'

'બાવાજીની તપાસ કરો ત્યારે—' પાડોશી બોલી ઊઠયો

'ના ના' પટેલે કહ્યુ

'એમ તો સાધુના રૂપમા કઈ કેટલાય ઠગ ચાલ્યા આવે છે લાવ, હું જ તપાસુ' કહીને પડોશી તો બાવાનો સર સામાન તપાસવા લાગ્યો, ઝોળી જોઈ તો કઈ ન મળ્યુ, કમંડળમાથી યે કશુ ન મળ્યુ–બધુ તપાસ્યુ પણ કઈ ન મળ્યુ ત્યારે રામજી પટેલ બોલી ઊઠયા 'ભાઈ બસ થયુ હવે મહારાજ કઈ એવુ કરે? બધુ તપાસ્યુ તો તપાસ્યુ, માથાબાધણુ ન ઉતારશો આવેલા અભ્યાગતનુ આવુ અપમાન ન થાય'

'હા, ભલા, તપાસો ફેંટો—' એ કહેતા જ પાડોશીએ બાવાજીના માથે બાધેલુ કપડુ કાઢ્યુ તો છેડે ખાસ્સુ વજન!

'અલ્યા, આ રહ્યા રૂપિયા!' પાડોશી ને શેરીના બીજા માણસ બોલી ઊઠયા

બાવાજીનુ તો મોઢુ પહોળુ થઈ ગયુ–કાપો તો લોહી ન નીકળે!

'જોયુ, મે નો'તુ કહ્યુ? આ બાવાને વેશે ઠગ લોકો નીકળી પડે છે, આવા ભામટાને તો કોઈ દિ' ઘરમા ન ઘાલવા છે ને, પૂરા એકસો રૂપિયા! મારો સાલાને'

'ના, ના ભાઈ એવુ ન કરો! એકાદશીનો દિ' છે હશે જે થયુ તે થયુ મા'રાજ કોઈ દિ' આવુ ન કરતા, બીજો કો'ક મળશે ને તો ઝુડી નાખશે' રામજી પટેલે ઢાવકા થઈને કહ્યુ

સાધુ મહારાજ એક ભારે નિસાસો નાખીને ઊઠયા રામજી પટેલે પૂછયુ 'મહારાજ, ફરી ક્યારે આવશો?'

'દુસરા સો રૂપિયા જમા હોગા તબ' કહીને ભારે હૈયે 'હે ભોળાનાથ!' નો પાઠ કરતા બાવાજી ચાલ્યા

✿

કોઈએ હજરત આબિદને પૂછ્યુ 'ઉપાસના વખતે ઉપાસકની ચીતવૃત્તિ કેવી હોવી જોઈએ?'

'તે વખતે કોઈ કરડી ખાય તો પણ તેની તેને ખબર ન પડવી જોઈએ.' આબિદે કહ્યુ

# આતિથ્ય

—ચી૦ વા૦ શિખાડકર

ગતાંકમાં આ જ નામની અપાયેલી વાર્તા સાથે આશ્ચર્યકારક સામ્ય ધરાવતી આ વાર્તા યુરોપીય માનસ તથા જીવનદષ્ટિ, અને ભારતીય માનસ તથા જીવનદષ્ટિમાં કેવો મૂળભૂત તફાવત છે તે અસરકારકપણે બતાવી આપે છે તે સાથે યુદ્ધની ભયાનક અમાનુષિતાને છતી કરીને એ જ બુદ્ધવાણીની યાદ આપી જાય છે—**નહિ વેરેણ વેરાણી સમન્તીધ કુદાચન......**

બર્માનું ગીચ જંગલ અને રાતનો સમય, આંખે પડયું દેખાય નહીં, એ તો રાજેન્દ્ર લશ્કરનો સિપાહી એટલે હિંમતથી ચાલતો હતો. સાધારણ માણસનું તો કલેજું ફાટી જાય. પોતે છાવણીથી ખૂબ દૂર નીકળી ગયો હતો, રસ્તો જડતો ન હતો, શરીરમાં જ્યાં ત્યાં વાગ્યું હતું અને લોહી વહી જતું હતું—પોતાના ખાખી કપડામાંથી લીરા કાઢી કાઢી તે ઘા પર બાંધ્યે જતો હતો તોય લોહી સાવ બંધ થયું નો'તું. મૃત્યુને સાવ નજીક જોઈ એના હોશ ગગડી ગયા. વતન ને બૈરી બચ્ચાં સાંભરી આવ્યાં. તરસથી ગળું સૂકાતું હતું ને ભૂખે જીવ જતો હતો. માત્ર સંકલ્પના બળથી જ તે પગને ઉપાડી આગળ વધતો હતો.

ગજવામાંથી ક્યારેક ક્યારેક એ બુદ્ધની નાનકડી મૂર્તિ કાઢીને આશ્વાસન મેળવતો: આ મને બચાવશે. વળી શંકા જતી જેની પાસે એ હતી એને ન બચાવ્યો તો મને શું બચાવશે? ને એના હૃદયમાં થડકો લાગતો. બિચારો માલધારી હતો! પણ હું યે શું કરું? બીજો હોત તો હું મરત ને? યુદ્ધમાં તો આવી કરુણતાઓ રહેવાની જ.

સાવ નિરાશ થઈને એ થોભ્યો ને ચારે તરફ નજર કરવા લાગ્યો: ત્યાં તો દૂર દૂર કંઈક દીવો બળતો હોય એવું લાગ્યું. પણ દુશ્મનનું ઘર હશે તો? ભલે હોય, આમે ય ભૂખ–તરસથી મરવા કરતાં એ સારું!

રાજેન્દ્રે બધું બળ એકત્ર કરીને પગ ઉપાડ્યા. પડતો આખડતો થોડા સમય પછી એ ઝૂંપડી આગળ આવવા લાગ્યો. બારણાં ખુલ્લાં જ હતાં. ખૂણામાં એક તૂટચોફૂટ્યો ખાટલો અને કુહાડી પડયાં હતાં. એણે હાક મારી: 'ઘરમાં કોઈ છે કે?'

એક ડોસો બહાર આવ્યો અને રાજેન્દ્રને તાકીને જોતો પૂછવા લાગ્યો: 'ભાઈ, તું કોણ છે? કોને હાક મારે છે?'

'હું લશ્કરી સિપાહી છું.'

'તો અહીં કાં આવ્યો? લડવા?'

'ના. લડાઈથી કંટાળીને, દિશા ભૂલ્યો છું, ને માંડ અહીં પહોંચ્યો છું, ભૂખ–તરસથી જીવ જાય છે. રાત પડી છે. રે'વા દો તો સારું.'

'સાચું કહો છો?'

'હા ભગવાનને નામે મારા પર વિશ્વાસ રાખો.'

'તો અંદર આવ. તારું જ ઘર છે એમ માન.' એટલું કહી ડોસો અંદર ગયો તેની પાછળ રાજેન્દ્ર પણ ગયો.

ડોસાએ ખાટલો ઢાળ્યો, એ પર ચટાઈ પાથરીને ઓશીકે તકિયો ગોઠવી કહેવા લાગ્યો: 'ભાઈ, તું આરામ કર, ખાવાનું પણ તૈયાર છે. પણ ગરીબનો રોટલો છે—મીઠો માનીને ખાજે.'

એવામાં અંદરથી ડોસીનો અવાજ આવ્યો 'કાં દીકરો આવી ગયો?'

'દીકરો તો નહીં, પણ એક અતિથિ આવ્યો છે.'

'અતિથિ?' ડોસીએ આશ્ચર્યથી પૂછ્યું.

'હા, બિચારો થાક્યોપાક્યો છે. ખાવાનું લાવજે.'

ડોસી એ સાંભળી ઉંબર પર આવી. રાજેન્દ્રને ધારીધારીને જોવા લાગી.

'ભાઈ કવખતે આવી ચડ્યો છું. બહુ ક્ષોભ થાય છે. તમને તકલીફ આપી.' રાજેન્દ્રે બેઉને

ઉદ્દેશીને કહ્યુ

'એમા તકલીફ શાની! અતિથિ તો ભગવાનનુ સ્વરૂપ છે' અને ડોસાએ ડોસીને પૂછ્યુ 'ખાવાનુ તૈયાર છે ને?'

'હા તૈયાર છે પણ' ડોસી અટકાઈ

'પણબણ વળી શુ?'

'છોકરા પૂરતુ જ છે એ આવશે ને' ડોસીએ ધીમેથી કહ્યુ

'એતો થઈ રે'શે તારો દીકરો છે ને મારો નથી? જા જા અતિથિ માટે ખાવાનુ લાવ'

ડોસી કશુ બોલ્યા વિના ધીરે પગલે અંદર ગઈ રાજેન્દ્ર બહુ શરમાયો 'મને માત્ર પાણી આપો ચાલી રે'શે'

'અરે પાણી પીવા માટે કોઈ માણસ ઘર શોધતો નથી એ તો નદી-તળાવ કે ચોકમા મળી રહે તુ તારે જમ' એટલુ કહીને ડોસો અંદર ચાલ્યો ગયો થોડી વારે પાણી અને એક પોટલી લઈને પાછો આવ્યો એક પછી એક પટ્ટી ઉખેડીને રાજેન્દ્રના ઘા ધોવા લાગ્યો પોટલીમાથી થોડી દવા કાઢી ઘા પર લગાવી નવી પટ્ટીઓ બાંધીને અંદર ગયો અને ફરી ભોજનની થાળી લઈને પાછો ફર્યો

રાજેન્દ્રે જમતા જમતા ઘરમા ચારેતરફ નજર ફેરવી કાંઈ જ ઘરવખરી ન હતી 'સાવ ગરીબ છે, શિકાર કરી દિ કાઢતા હશે' એવો વિચાર પણ આવી ગયો વળી ડોસાનો દીકરો ભૂખ્યો આવશે' એ વિચારે એના ગળે કોળિયો ન ઊતર્યો જેમતેમ બે કોળિયા ખાઈ એંઠો હાથ ધોઈ નાખ્યા 'તમારો આ ઉપકાર હુ કદી ન ભૂલુ તમે તમારા દીકરાનુ ભોજન આપીને મારો જીવ બચાવ્યો'

'એમા અમે ખાસ કંઈ કર્યુ નથી હા, આટલી રાત ગઈ પણ હજી એ કેમ ન આવ્યો? ખૂબ ચિંતા થાય છે'

'ભગવાન સૌ સારા વાના કરશે, ચિંતા ન કરો' કહી રાજેન્દ્રે સિગાર માટે ગજવામા હાથ નાખ્યો ત્યા એના હાથમા બુદ્ધની મૂર્તિ આવી તરત એને થયુ, લાવ આ ડોસાને ભેટ આપુ! બીજુ તો આપવા જેવુ હાલ પાસે કંઈ નથી વળી આ લોકો બુદ્ધના ભક્તો છે

'જુઓ, તમે મારાપર બહુ મોટો ઉપકાર કર્યો એનો બદલો તો વાળી શકુ એમ નથી પણ અત્યારે મારી પાસે એક તુચ્છ ભેટ છે તે–'

'ગાંડો ન થા અત્યારે મૂગો મૂગો આરામ કર આતિથ્યનો તે બદલો હોય?' ડોસો બોલ્યો

'ના રે આ તો યાદગીરી માટે આપુ છુ અને તે સાવ સાધારણ છે'

'ઠીક ભાઈ આપ પણ કોઈ કીમતી ચીજ ન હોવી જોઈએ'

'અરે સાવ મામુલી ચીજ છે પણ છે તમારા કામની'

એવુ તે શુ છે?

'બુદ્ધની નાનકડી મૂર્તિ'

'બુદ્ધની મૂર્તિ?' ડોસાએ આશ્ચર્યથી પૂછ્યુ કેમ નથી જોઈતી?

'અરે, ભગવાન ઘર બેઠા ચાલીને આવે અને ન લઉ એવુ બને? મારા દીકરા પાસે પણ એક બુદ્ધ મૂર્તિ છે'

'પણ આવી સરસ નહી હોય' કહીને રાજેન્દ્રે મૂર્તિ કાઢીને ડોસાની સામે મૂકી

ડોસો આંખો ફાડીને જોઈ જ રહ્યો! 'અરે, આતો મારા દીકરા પાસે હતી તેવી જ મૂર્તિ છે! ના, ના, તે જ મૂર્તિ છે!'

'તે જ મૂર્તિ!' રાજેન્દ્ર ચોંક્યો

ડોસાએ મૂર્તિ હાથમા લઈ તપાસી 'ભાઈ, આતો તે જ મૂર્તિ છે મારા દીકરાના ગળામા મે જ બાંધી હતી, તને ક્યાંથી મળી?'

રાજેન્દ્ર સ્તબ્ધ થઈ ગયો શુ જવાબ આપે? ઓહ આતો ભારે થઈ! ડોસાએ મારો જીવ બચાવ્યો ને મે એના દીકરાનો જીવ લીધો! ભગવાન! ભગવાન! ખોટી વાત જોડી કાઢુ? પણ એ તો ક્રૂર છેતરપીંડી કહેવાય શુ થાય? આમ વિચારોની ઘમસાણ ચાલવા લાગી

'બાપુ તને આ મૂર્તિ ક્યાંથી મળી ?' ડોસાએ ફરી કંઈક અધીરાઈથી પૂછ્યુ.

'એ છોકરાના ગળામાંથી.'

'એ તો મારો દીકરો ! ક્યાં છે એ ?'

'અહીં થી થોડે દૂર. પણ ..'

'પણ શું ? જલ્દી કહે ભાઈ !'

'એ હવે જીવતો નથી ...' રાજેન્દ્રે સાહસ કરીને કહ્યુ.

ખરેખર સાચું કહો છો ?'

'સાવ સાચુ કહુ છુ

'કોણે માર્યો મારા દીકરાને ? બતાવ એ હરામજાદાને, હમણાં એનુ કુહાડીથી, ધડથી ડોકું જુદુ કરી નાખુ !' એટલુ કહેતા તો ડોસાનો સાદ ભારે ક્રોધ ને પીડાથી ઘણો ઉગ્ર થઈ ગયો '

'એ હરામજાદો તમારી સામે જ બેઠો છે.' એટલુ કહી રાજેન્દ્રે ડોસા સામે નજર ઝુકાવી દીધી

'તુ ? તે !' ડોસાએ દાંત કચકાવીને પૂછ્યુ.

'હા, હું. જે સજા કરવી હોય તે સુખે કરો ' રાજેન્દ્રે શાંત સ્વરે કહ્યું.

ડોસો ખાટલાનો આશરો લઈને ઢગલો થઈ જમીન પર બેસી ગયો બે ઘૂંટણ વચ્ચે માથુ નમાવી ક્યાં સુધી પુતળા જેવો બેસી રહ્યો. પછી થોડી વારે માથું ધીરેથી ઊંચું કરી બોલ્યો. 'જેવી ભગવાનની મરજી ! તું મારો અતિથિ છે, મારા દીકરાની થાળીમાં જ તેં ખાધુ છે . તને શું સજા કરુ .' એટલું કહેતા ડોસાનુ હૃદય ભરાઈ આવ્યું અને એની આંખમાંથી ટપટપ આંસુ ખરી પડ્યાં. રડતા રડતાં પૂછ્યું : 'પણ તેં એને માર્યો શા માટે ? એણે તારું શું બગાડ્યું ?'

'ભૂલથી માર્યો. દુશ્મનના પ્રદેશમાં એકલો પડી ગયો. દૂર અંધારામાં એને ઊભેલો જોયો મને લાગ્યું કે દુશ્મનનો માણસ હશે, અને મેં એને ગોળીથી ઠાર કરી નાખ્યો ..'

'એ બનાવ ક્યાં બન્યો ?'

'અહીંથી થોડે આઘે. કેડીની એક બાજુ પર.'

ત્યારે એની લાશ લાવવી પડશે.'

'ચાલો હુ સાથે આવું છું.'

'ના, ના એ ન બને. મારી એક વિનંતિ છે કે હવે તું અહીંથી ચાલ્યો જા. કેમ કે મારું મગજ કાબૂબહાર થતું જાય છે. ને દીકરાની મા હમણા જ ચૂલા પાસે ધાબળી ઓઢીને સૂતી છે એ જાગશે ને સાંભળશે તો ગાંડી થઈ જશે '

'તો શું તમે એકલા જશો ?'

'ના. કોઇ પાડોશીને સાથે લઈશ.' એટલુ કહીને ડોસો ઊઠ્યો. ડોસાનો સંયમ જોઈને રાજેન્દ્રે એનો ચરણસ્પર્શ કરતા કહ્યું : 'બાબા, મને માફ કરો !'

'માફ તો આ જ કરશે.' બુદ્ધની મૂર્તિ તરફ આંગળી ચીંધી ડોસાએ કહ્યુ.

'એ તમારું પણ ભલુ કરશે, વારું જાવ.' એટલું કહી રાજેન્દ્રે રસ્તો પકડ્યો. વારંવાર એની આંખ અંધારામા ચાલ્યા જતા ડોસા પર ઠરતી અને દર વખતે એક એક આંસુ આંખોમાંથી ટપકી પડતું.

☆

એક સાધુ મહારાજ થોડું જ્યોતિષ પણ જાણતા હતા તેમની પાસે એક દુખી માણસ હાથ બતાવતાં કહ્યુ 'મહારાજ, જરા મારો હાથ જુવોને, ભવિષ્ય કેવુ છે? કોઇ દિ' સુખી થઈશ ખરો ?'

સાધુ મહારાજે તેનો હાથ જોઈ જવાબ આપ્યો 'ભાઈ, તારી હસ્તરેખા તો બળવાન છે, તુ જરૂર સુખી થશે'

'પણ મહારાજ ! ક્યારે સુખી થઈશ ?'

'એ નક્કી કરવુ તો તારા હાથમાં છે તુ તો કામકાજ વિના રખડે છે. પહેલાં તારું ધ્યેય નક્કી કર,—તારું ભવિષ્ય પણ નક્કી થઈ જશે,—ને તરત કામે ચડ, તું જરૂર સુખી થશે' સાધુ મહારાજે કહ્યુ.

## ભમતાં પંખીડાં — રવીન્દ્રનાથ ટાગોર

○ વિશ્વ સમસ્તમાં ભમતા હે નટરાજ! મારા શબ્દોમાં તમારા પદચિહ્નો મૂકતા જજો.

○ પોતાના પ્રેમી સમક્ષ દુનિયા પોતાની વિશાળતાનો ઘૂંઘટ કાઢી નાખે છે. અને એક ગીત જેટલી અનંતના એક ચુંબન જેવી એ નાની થઈ જાય છે.

○ સૂર્યનાં દર્શન કરવાનું ચૂકી જતા જો તમે અશ્રુ સારવા બેસશો તો તારલાઓનાં દર્શન પણ કરી શકશો નહીં.

○ નૃત્ય કરતાં વહી જતા હે પાણી! તમારા માર્ગમાં પથરાયેલી રેતી તમારાં ગીત અને ગતિની ભીખ માગે છે. એની અપંગતાનો બોજ તમે વહી જશો?

○ તમે જે કાંઈ છો તે જોઈ શકતા નથી, જે કાંઈ જુઓ છો તે તમારો પડછાયો છે.

○ તારા ગીતોની વચ્ચે ચીસો પાડતી મારી આ ઇચ્છાઓ તો મૂર્ખ છે, નાથ!—પણ મને તો સાંભળવા જ દે.

○ શ્રેષ્ઠને પસંદ કરવાનું મારું ગજું નથી, એ પોતે જ મને પસંદ કરે છે.

○ પીઠ પાછળ ફાનસ રાખનાર, પોતાની સામે પોતાનો પડછાયો જ નીરખે છે.

○ હે સૌંદર્ય! તારી જાતને તું પ્રેમમાં શોધ તારા આયનાની ખુશામતમાં નહીં.

○ તમને રુચિ ન હોય તો તમારા ભોજનને બદનામ ન કરો.

○ તારલાઓ જેના તણખા છે એવી અંધકારની એ અદીઠ જ્વાળા શું છે?

○ વિદાય જતા દિવસને ચુંબન દઈ રાત્રિ કહે છે: "હું મૃત્યુ છું—તારી માતા, મારે તને નવો જન્મ આપવાનો છે."

○ શક્ય, અશક્યને પૂછે છે "તારું નિવાસસ્થાન ક્યાં છે?" અશક્ય જવાબ આપે છે "વીર્યહીનના સમણામાં."

○ પ્રભુની મહાન શક્તિ મંદમંદ વાતા સમીરમાં છે, આંધી-તુફાનમાં નહીં,

○ જ્ઞાનીઓ કહે છે કે, "એક દિવસે તમારો પ્રકાશ નાશ પામશે" આગિયાએ તારલાઓને કહ્યું તારલાઓએ એનો કશો ઉત્તર વાળ્યો નહીં

○ અંધકાર પ્રકાશ પ્રતિ પ્રયાણ કરે છે, ને અંધતા મૃત્યુ પ્રતિ

○ બળતું લાકડું ભડકો કરીને કહે છે "આ મારું ફૂલ છે—મારું મોત"

○ "તારી લહેરોને હું રાખી શકતો નથી," કિનારો સરિતાને કહે છે,—"પણ તારા પદચિહ્નોને મારા હૃદયમાં સંઘરી રાખવા દે"

(અનુ॰ "અનુપમ" ત્રિવેદી)

☆

- યજ્ઞ એટલે કોઈ પણ પારમાર્થિક પ્રવૃત્તિ.
- સ્વાર્થનો વિચાર કર્યા વિના કરેલું કર્મ તે યજ્ઞ
- પરોપકારાર્થે કરેલાં બધાં કર્મો યજ્ઞ છે
- કામને જીતવો એ પણ યજ્ઞ છે
- આ યુગનો યજ્ઞ રેંટિયાયજ્ઞ છે
- જ્યાં શરીરયજ્ઞ નથી ત્યાં ઈશ્વર પણ નથી
- જેણે આખા જીવનનો યજ્ઞ કરી દીધેલ છે તેને નવો યજ્ઞ શેનો કરવાનો હોય?
- છોડિયા બાળીને યજ્ઞ થતો હોય એમ મારી સમજમાં આવતું નથી
- જે માણસ શરીરને કષ્ટ નથી આપતો તેને સારુ કોઈપણ પ્રકારનો યજ્ઞ નથી

ગાંધીજી

## ખરો સમ્રાટ

—અનુ. કમલવદન દેવરૂપ

એક વખત શિકારે નીકળેલો એક રાજા જંગલમાં ભૂલો પડ્યો. એવામાં કોઈ તપસ્વીની એક પર્ણકુટિ તેની નજરે પડી. ત્યાંની શીળી વનછાયા જોઈને એને આનંદ થયો. ધીમે પગલે એ ત્યાં ગયો. વનછાયા જેવી જ તપસ્વીની શાન, મધુર નિ:સ્વાર્થ વાણીએ એને શાંતિ આપી. તપસ્વીએ એનું ભાવભીનું આતિથ્ય કર્યું.

તપસ્વીના આ આતિથ્યથી રાજા તો ખુશ થઈ ગયો. તપસ્વીને પોતાને ત્યાં લઈ જવાનું એણે મનમાં વિચાર્યું. "પ્રભુ! એક વાર તો આ ગરીબનું ઘર પાવન કરો." બે હાથ જોડીને એણે વિનતિ કરી. તપસ્વીએ એને ઘણું સમજાવ્યું કે દરેક પોતપોતાને સ્થાને જ સારા. પણ રાજાએ તો રઢ લીધી. આખરે તપસ્વી રાજદરબારમાં આવ્યા. થોડા દિવસો ત્યાં રહ્યા. સમય જેમ જેમ થતો ગયો તેમ તેમ રાજાને એવું લાગવા માંડયું કે આ તપસ્વી પણ એક સામાન્ય માણસ જ છે! રાજાએ એના ઉપર વધારે ઉપકાર કરી એને પોતાનો કરી લેવાનું વિચાર્યું.

એકવાર પોતે રાજદરબાર ભરી તમામે તમામ નોકરોને બક્ષીસ આપવાની શરૂઆત કરી. રાજકવિને હાથી આપ્યો, ગવૈયાને હાર આપ્યો, નર્તકાઓને અલંકારો આપ્યાં, કોઈને ગરાસ તો કોઈને સુવર્ણ તો કોઈને જમીન, ઘર. જેવી જેની સેવા તેવા તેના માન થયાં.

છેવટે એણે તપસ્વીને પણ કહ્યું, "પ્રભુ! આપને પણ મારે કાંઈક આપવું છે; પરંતુ શું આપવું એની કંઈ સૂઝ પડતી નથી. તેથી આપ માગો તે આપું. માગો પ્રભુ!"

તપસ્વી થોડીવાર તો રાજાની સામે તાકી રહ્યો પછી ધીમેથી બોલ્યો, "રાજન! હું જે માગીશ તે તમે નહી આપી શકો."

"એવું તે હોય, પ્રભુ! આખું ય રાજ આપને ચરણે છે. જે જોઈએ તે માગો, ખુશીથી માગો."

"રાજન! સમૃદ્ધિને અહીં સ્થાન નથી. આમાં તો નિરખવાની વાત છે! એટલે જ હું કહું છું કે તમારું એ કામ નથી. તમારા સેવકગણને સમજાયા છો એ જ ઘણું છે."

"પણ પ્રભુ! હવે તો આપને મારે આપવું જ છે. કાંઈક તો છેવટે માગો જ." રાજાએ વધુ આગ્રહ કર્યો.

"તો રાજન!" તપસ્વીએ શાંત અવાજે કહ્યું, "તમારા ઉપર હકૂમત ચલાવનાર બે સમ્રાટ મારે ચરણે પડે એટલું કરો."

રાજાના ક્ષોભનો પાર ન રહ્યો! એ પોતે જ સમ્રાટ હતો! એના વળી સમ્રાટ કેવા? ઉતાવળે એણે કહ્યું, "મારા ઉપર રાજ કરનાર બે સમ્રાટ? આ શું બોલો છો, મહારાજ?

"તમને ખબર હોય તેમ લાગતું નથી. હું જ ચક્રવર્તી છું. મારા ઉપર કોઈ બીજો સમ્રાટ છે જ નહિ. મારા ચક્રવર્તીપણાને શોભે એવી ચીજ, પ્રભુ તમે માગી લ્યો."

"રાજન! માગવાનું તો મેં માગી લીધું. એ જ આપોને!"

"તમે તે શું માગ્યું છે? પગમાથા વગરની આપની વાત છે!"

અત્યંત શાંતિથી તપસ્વીએ પૂછ્યું, "રાજન! તમે જેનો હુકમ ઉઠાવો એ તમારો સમ્રાટ ખરો કે નહિ?"

"ખરો, પ્રભુ!" રાજાએ કહ્યું.

"ત્યારે અહીં રહ્યો હું જોઉં છું કે તમારા ઊપર બે સમ્રાટનો હુકમ ચાલ્યા કરે છે. એમાનો એક છે કામ અને બીજો છે ક્રોધ. આ બંને શું તમારા સમ્રાટ નહિ?"

તપસ્વીની નિસ્પૃહી વાત સાંભળીને રાજા

તો છક્ક થઈ ગયો તપસ્વીએ આગળ કહ્યુ, 'રાજન! તમારી પાસે કાંઈક રાજ હશે એ આશાએ હુ તો આવી આવ્યો હતો પરતુ જોઉ છુ કે તમારી પાસે રાજપાટ જેવુ કાંઈ છે જ નહી ને જે જે મારા ગુલામ છ, એ તો તમારા સમ્રાટ છે! હવે હું તમારી આગળ શુ માગુ?' એટલુ બોલીને તપસ્વી તરત ચાલી નીકળ્યો

પોતાના અદ્વિતીય વૈભવ વિશેનો રાજાનો ગર્વ તે જ દિવસે ગળી ગયો

☆

## વિલોપન

પર્વતના ભવ્ય શૃંગેથી નીકળેલુ એ ઝરણુ ઊછળાતુ, કૂદતુ ને કિલકિલાટ કરતા વહેતુ નદી કિનારે આવીને ઊભુ રહ્યુ એ વખતે સાગરને મળવાના તનસાટ સાથે સરિતા ધીરગભીર ગતિએ વહેતી હતી

ઝરણે પૂછ્યુ, "દેવી! ક્યા ચાલ્યા?"

ધીમુ ઘુઘવતી સરિતા ધીરી પડી તેના પ્રવાહમા આછા વમળો ખેચાયા "સાગરદેવને મળવાને" તેણે જવાબ આપ્યો

'સાગરદેવને! શા માટે?

"વિલીન થવા—સાગરમા ભળી સાગરમય બની જીવનનુ અધૂરાપણુ દૂર કરવા"

ઝરણના આશ્ચર્યનો પાર ન રહ્યો એના રૂપાળા શ્વેત શરીરે એક આચકો અનુભવ્યો તેણે પૂછ્યુ, "દેવી! એમા જીવનની સાર્થકતા શી?'

"ભાઈ! એ જ સમજવા જેવુ છે," સરિતાએ સહેજ વળાંક લેતા કહ્યુ "આપણે પાણીની જાત રહ્યા ઊચ્ચ શિખરોથી પડતા આખડતા આપણે અવનિ પર આવ્યા છીએ અને અજબ એવી આ અવનિના પાપ ધોતા આપણે જ પાપથી સભર બન્યા છીએ મન વિચારે છે પાપનો આ ટોપલો ક્યા ઠાલવવો? ત્યા તો સાગર દેવનો ઘોરનિનાદ સભળાય છે મારી પાસે મારી પાસે ભાઈ! આપણાથી એ મહાન છે ને આપણાથી મહાનમા આપણી લઘુતા શમાવીએ તો આપણે પણ મહાન બનીએ ને એ જ શ્રદ્ધાને દોરે હુ દોડી દોડી જાઉ છુ" એટલુ કહીને સરિતાએ ગતિ વધારી

વિચારો સાથે અકળાતુ ઝરણુ થોડીવાર ઊભુ રહ્યુ પછી એકાએક જ 'દેવી! મને પણ સાથે લઈ લો' કહેતા આખી જાત સકેલીને નાનકડા ખડક પરથી સરિતાના શ્વેત પ્રવાહમા કૂદી પડ્યુ

☆

## અદ્વૈત

સાગર ને વાદળ ઝઘડતા હતા!

ઘુઘવાટા કરતો સાગર કહેતો હતો, "તારો આખો ય દેહ મારા જળને આભારી છે ગુમાન કરવુ રહેવા દે"

"અરે! હું ન હોત તો તું પણ ન હોત મારી સમગ્ર જીવનશક્તિથી હું તને સભર કરું છુ મિથ્યાભિમાન છોડી દે!" વાદળ ગર્જના કરતુ જવાબ દેતુ હતુ

ત્યા તો ઠડો પવન ફૂકાયો ને વાદળે વરસવા માડ્યુ ને જેવા તેના બુદ સાગરને સ્પર્શ્યા તેવા જ બને બોલી ઊઠ્યા "આપણે તો એકમેકમા સમાયેલા છીએ આપણે નાહક ઝઘડ્યા'

—કમલવદન દેવરૂપ

○ જીવનકલહ એટલે વ્યવસ્થા માટે ઝંખતી અવ્યવસ્થા.

○ એક વાર મેં ઝરણાની સમક્ષ સમુદ્રનું વર્ણન કર્યું. અને ઝરણાને લાગ્યું કે હું કલ્પનાશીલ ગપ્પીદાસ છું. અને જ્યારે મેં સમુદ્રને ઝરણાની વાત કહી ત્યારે તેને લાગ્યું કે હું કૃપણ અવગણના કરનાર છું.

○ મૃત્યુ એ તાજા જન્મેલા બાળક કરતા વૃદ્ધની વધુ સમીપ છે એવું નથી. તેવું જ જીવન વિષે પણ કહી શકાય કે તે વૃદ્ધ કરતા બાળકની વધુ સમીપ નથી

○ સૌંદર્યની બહાર ધર્મ નથી. અને વિજ્ઞાન પણ નથી

○ હું જ્વાલામુખી અને શુષ્ક તણખલું પણ છું. અને મારું એક અંગ બીજા અંગનું ભક્ષણ કરે છે.

○ જન્મ અને મૃત્યુ એ શૌર્યના સર્વોચ્ચ એવા બે આવિષ્કાર છે.

○ રસ્તાની માહિતિ તો અમલા કરતા કાચબો જ વધુ આપી શકે.

○ તમારા ઘરની અટારીએ બેસીને તમે રસ્તેથી પસાર થનારાઓને જોશો. તો એક બાજુ ભિક્ષુણી અને બીજી બાજુ વેશ્યાને ચાલતી જોશો. અને સહજ નિર્દોષતાથી તમે બોલી ઊઠશો કે એકનું જીવન કેવું ઉન્નત અને બીજીનું કેવું હીન! પણ તમારી આંખ બંધ કરી અંતરિક્ષનો ગેબી અવાજ સાંભળશો તો તમને સંભળાશે કે એક પ્રાર્થના દ્વારા મને શોધે છે જ્યારે બીજી વેદના દ્વારા. બંનેનાં હૃદયમાં મારું મંદિર છે.

○ જે જે વિચારોને મેં શબ્દબદ્ધ કર્યા છે તેને ક્રિયા દ્વારા મારે મુક્ત કરવા જોઈએ.

○ જ્યારે ઈશ્વરે મને એક કાંકરાની જેમ અદ્દભૂત સરોવરમાં ફેંક્યો ત્યારે તેની સપાટી અસંખ્ય વર્તુળોથી મેં હલાવી નાખી. પણ જ્યારે તેના ઊંડાણમાં હું પહોંચ્યો ત્યારે મને ઘણી જ શાન્તિ મળી.

○ લાખો વર્ષ પહેલાં આપણે પાંખ ફફડાવનારા, જગતમાં ભટકતાં અને વાસના પૂર્ણ મૂંગાં પ્રાણી હતાં. સમુદ્રના મોજાં અને વનના વાયરાએ આપણને વાણી આપી. તો જે વાણી હજી કાલે જ ફૂટી તેના બળથી આપણામાં રહેલા અતીતને આપણે કેવી રીતે વ્યક્ત કરી શકીએ ?

○ જો તમે ખરેખર તમારી આંખો ઉઘાડીને જોશો તો બધાંના ચહેરામાં તમે તમારો પોતાનો ચહેરો જોશો. અને કાન ખુલ્લા કરી સાભળશો તો બધાંની વાણીમાં તમારી પોતાની વાણી તમને સંભળાશે.

○ ચાલો હવે આપણે સંતાકુકડી રમીએ. જો તમે મારા હૃદયમાં સંતાઈ જશો તો તમને શોધવા મુશ્કેલ નથી. પણ તમે તમારી પોતાની જાતના કવચ નીચે સંતાઈ જશો તો તમને શોધવાનો બીજાનો પ્રયત્ન એળે જશે.

○ જે તારી સેવા કરે છે તેને થોડી સોના મહોર આપવાથી ઋણમુક્ત થતો નથી. જો કંઇ આપવું જ હોય તો તેને તારું હૃદય આપ, નહીં તો તેની સેવા કર.

○ જો તમે વેરાન વગડાની ભીતરમાં સૌંદર્યનુ ગીત ગાશો તોયે તે ગીતને સાંભળનાર શ્રોતા તમને મળી રહેશે.

○ જ્યારે તમારું સુખ કે દુઃખ તમને બહુ મોટું લાગે ત્યારે દુનિયા તમને નાની લાગે છે.

○ આજના શોકનો અતિશય કટુ ભાગ તે કાલના આનંદની સ્મૃતિ છે.

○ બુદ્ધિનો કાફલો જ્યાં ન પહોંચી શકે એવા હૃદયપ્રદેશનો રણદ્વીપ તે શ્રદ્ધા.

○ પિતાની કિર્તી અને કાકાની સંપત્તિ પર તમે જીવતા નથી એ માટે પ્રભુનો આભાર માનો, પણ તમારી કિર્તી અને સંપત્તિ પર કોઇને જીવવું ન પડે તે માટે પ્રભુનો વિશેષ આભાર માનજો.

○ આપણે સત્કૃત્યો કરતાં દુષ્કૃત્યોનો વધુ જોરથી બચાવ કરીએ છીએ એ કેવી વિચિત્ર વાત!

# દરબારશ્રીની નગરચર્યા

રતિલાલ-અનિલ

રાજા ભોજ અને વીર વિક્રમ વિશે કહેવાય છે કે તેઓ પોતાની પ્રજાના સુખ-દુઃખ જાણવા માટે રાત્રે નગરચર્યા કરવા નીકળતા

અત્યારે આપણા દેશમા રાજાશાહી રહી નથી પણ આપણે આઝાદ થયા તે પહેલા આપણે ત્યા ઘણા રજવાડા ને રાજાઓ હતા પણ વિક્રમ કે ભોજ જેવા પરદુઃખભંજન રાજા તો તેમા કો'ક જ

ઢસા દરબાર ગોપાળદાસને તો એક પ્રજાપ્રેમી રાજા અને વિરલ દેશભક્ત તરીકે બધા દેશવાસીઓ જાણે છે તેઓ જ્યારે દરબાર હતા ત્યારે ક્યારેક કયારેક ઢસામા રાત્રે નગરચર્યા કરવા નીકળતા

એક દિવસ દરબાર સાહેબ પોતાના મિત્રો સાથે રાત્રે ફરવા નીકળ્યા ફરતા ફરતા સીમમા નીકળી ગયા પાસે જ એક ખેતર હતુ એમા શેરડીનો સારો પાક ઊભો હતો દરબાર ને મિત્રો સાથે વાડમા પેસી શેરડી વાઢવાનુ કોઈ સાધન તો પાસે હતુ નહી, પણ દરબારનો નોકર ભીખો સાથે હતો તેની પાસે સૂડી હતી તેના વડે શેરડી કાપી અને સહુએ મીઠી મીઠી શેરડીઓ સારી પેઠે ખાધી ને અને મોડી રાત્રે સહુ પાછા ફર્યા

ખેડૂત તો આવ્યો ને કરી ફરિયાદ 'બાપુ મારા ખેતરમાથી શેરડી ચોરાઈ છે '

'શ યા પણ ચોરની કાઈ ભાળ મળી કે ?' દરબારે પૂછ્યુ

'ભાળ મળી છે બાપુ !'

કોણે શેરડી ચોરી છે ?

વચન આપો તો કહુ !

'જા વચન આપ્યુ '

બાપુ તમે જ મારા ખેતરમાથી શેરડી વાઢી છે !'

'શ્યા માણસ પર ચોરીનુ આળ મૂકે છે ? તને જોખમનુ ભાન છે કે ?

'હા, બાપુ ભાન છે પણ સાચુ ઈ સાચુ એમા મીનમેખ નહી શેરડી તમે જ વાઢી છે અને તે પણ તમારા નોકરની સૂડીથી જ

દરબાર સાહેબને ખરેખર આશ્ચર્ય થયુ

'અરે ભાઈ આટલી ચોકસાઈથી તુ કયા આધારે કહે છે ?

બાપુ તમે પહેરો છો એવા બૂટ આખા ગામમા કોઈ પહેરતુ નથી અને એની જ છાપ ખેતરમા પડેલી છે પછી મે તમારા નોકર પાસેથી સૂડી માગીને જોઈ ને વાડી જોઈ તો શેરડીનો સ્વાદ આવ્યો પછી કેમ ખાતરી ન રહુ ?

દરબાર સાહેબ પોતાના ખેડૂતો આવી સૂક્ષ્મ અવલોકન શક્તિ ને ખબરદારી રાખે છે એ જાણી રાજી રાજી થઈ ગયા ખેડૂતને કહેવા લાગ્યા ભાઈ તારી વાત સાચી છે શેરડી મે જ મારા નોકરની સૂડીથી જ વાઢી છે પણ ચોર ન્યાય કરે એ ઠીક નહી માટે તુ જ ચોરીની સજા નક્કી કર તુ જે કહે એ મને મંજૂર છે '

બાપુ સજા તો એટલી જ કે મારા ખેતરે હુ હોઉ ત્યારે તમારે તમારા મિત્રો સાથે શેરડી ખાવા આવવુ '

વાહ તે મારો ન્યાય કર્યો ! આ તો ખોટનો ધધો ! જા હુ તારા ખેતરે જરૂર આવીશ '

અને ખરેખર દરબાર સાહેબ એ ખેડૂતના ખેતરે મિત્રો સહિત શેરડી ખાવા પધાર્યા

ખેડૂત તો કૃતકૃત્ય થઈ ગયો

*

એમ જ એક રાત્રે ફરી વાર દરબાર મિત્રો સાથે નગરચર્યા કરવા નીકળ્યા ફરતા ફરતા એ ખેતરે જઈ પહોચ્યા અને મિત્રે

સાથે તે ખેતરમાં દાખલ થયા. ખેતર સાચવવા ખેડૂત સૂતો હતો તે હજી જાગતો હતો. તેણે સૌને ખેતરમાં દાખલ થતા જોયા. અંધારામાં, આવનાર કોણ છે એ તો પારખી શકાય નહીં, એટલે હશે કોઈ ઢોરો એમ સમજી ખેડૂત સૌને જેમ આવે તેમ અપશબ્દો કહી ભાંડવા લાગ્યો. દરબાર સાહેબ તો મૂંગા જ રહ્યા પણ એમના સાથીઓને ખૂબ ગુસ્સો ચઢ્યો દરબારના સાથી એટલે પાસે હથીયાર તો હોય જ; એમના હાથ તરત તરવારની મૂઠ પર ગયા, પણ દરબારે સૌને વાર્યા અને નિરાંતે ખેતરમા જઈને બેઠા. અને મોટું તાપણું કરી વાતો કરવા લાગ્યા.

તાપણાના લાલલાલ પ્રકાશમાં બધાના ચહેરા સ્પષ્ટ દેખાવા લાગ્યા ખેડૂતે જોયું કે આ તો દરબાર સાહેબ! અરર પાપી જીવ, આ શું કર્યું? મેં તો ન કહેવા જેવું કહ્યું. શું થશે? દરબાર તો ભગવાનના માણસ છે—લાવ ક્ષમા માગી લઉં! અને ખેડૂત દોડતો જઈ દરબારના ચરણોમાં પડી કહેવા લાગ્યો: 'બાપુ માફ કરો! મેં તમને ભાળ્યા નંઈ!'

'અરરા તું અમને અંદર આવતાં રોકે એ બરાબર છે, કેમ કે ખેતર તારું છે, પણ ગાળો કાં દીધી?'

'બાપુ, ભૂલ થઈ ગઈ!'

'જા હવે એવી ભૂલ ન કરતો. ગામનું કુતરું ય ખેતરમાં ઘૂસે તો પણ ગાળ ન દેતો!'

'બાપુ નંઈ દઉં!'

અને દરબાર સાહેબે બીજે દિવસે ગામમાં ઢંઢેરો પીટાવ્યો કે, 'કોઈએ અપશબ્દો બોલવા નહીં.' પ્રજા દરબારની ભક્ત. લોકોએ રાજ્યાજ્ઞા શિરોમાન્ય કરી અને ઢસામાંથી અપશબ્દોને દેશવટો મળ્યો.

(દરબાર ગો૦ સ્મારક ગ્રંથ પરથી)

☆

ગીતાજી એક મોટામાં મોટું માનસિક ભાતું છે. રેંટિયો એ મોટું શારીરિક ભાતું છે ....

ગીતાજી મોઢે નથી થઈ ત્યાં સુધી વિઘ્ન નડશે તો, ગીતાજી ઉઘાડીને વાંચજો એક જ જણ તેને જગતશ્રોતા માનીને બેઠો બેઠો સંભળાવે જે પોતાનું જીવન અહિંસક ગાળવા ઇચ્છે છે તેને માટે આ જ યોગ્ય છે. જેને આધ્યાત્મિક સામ્રાજ્ય ભોગવવું છે તેને સારુ આ છે. જેને બીજાં સામ્રાજ્યો મેળવવાં હોય તેને માટે નથી. દિવસે દિવસે એમાં વધારે રસ રેડતા જજો, વધારે ચેતનમય કરતા જજો

ગીતાજી મેં કહ્યું તેમ મોટામા મોટું જ્ઞાન–ભોજન છે, જ્ઞાનામૃત છે. તે એક દૃષ્ટિ રાખીને કર્યું હશે. મોઢે તો ઘણા કરી શકે. મોઢે કરવું એ રાક્ષસ અને દેવ બંનેને સામાન્ય છે, સદુપયોગ કરવાને માટે વાત થયેલી છે, આડંબર કરવા માટે નહીં. પણ યાદ રહી ગયું હોય તો ચોવીસ કલાકમાંથી કંઈક ને કંઈક વીજળી મળ્યા જ કરે. કોઈક શ્લોક તો યાદ આવે જ, અને આપણું રક્ષણ કરે. એ તો પ્રાણવાયુ છે. જે માણસ શ્રદ્ધાપૂર્વક વાંચે તેને સારુ એ કલ્પદ્રુમ છે. આપણા ત્રણે પ્રકારના તાપ એનાથી જઈ શકે એ પરિણામ આ ભવમાં ન આવે, તેથી એ શ્રદ્ધા ચળે એમ નથી. એ ન થાય તો આપણા પ્રયત્નની ત્રુટી હશે, એ વસ્તુની ત્રુટી નથી. એ રીતે જ વાંચશું તો જ એ જ્ઞાનામૃત છે

--ગાંધીજી

☆

બે શે'ર

અંતનો આરંભ અહિંયાં જન્મ સાથે થાય છે,
ક્યાંય આવી જિંદગાનીની પ્રથા મળશે નહીં!
આગ હૈયામાં બળે ને હાસ્ય ફરકે મુખ ઉપર
પ્રકૃતિમાં માનવી જેવી કળા મળશે નહીં!–અનિલ

એક વાર એક રાજાના મનમા ત્રણ પ્રશ્નો ઊઠ્યા. તેના જવાબ માટે તેણે રાજ્યમા ઢઢેરો પીટાવ્યો કે કોઈ મણુસ મારા ત્રણ સવાલો ૧ કોઈ પણ કામ શરૂ કરવાનુ શુભ મૂહુર્ત કયુ ? ૨ કઈ વ્યક્તિ એ કામ માટે સૌથી વધારે લાયક છે? અને ૩જુ, કયુ કામ સૌથી વધારે મહત્વનુ ? છે આના યોગ્ય જવાબ આપશે તેને સરુ ઇનામ આપીશ

અનેક વિદ્વાનો અને પડિતોએ પોત પોતાના જવાબો રાજાને કહ્યા પણ એકેય જવાબથી રાજાને સતોષ થયો નહી કેમકે બધાના ઉત્તરો, મોટેભાગે પરસ્પર વિરોધી હતા કહેવત છે ને કે કૂતરુ તાણે ગામ ભણી ને શિયાળ તાણે સીમ ભણી, તેમ જોશી જ્યોતિષ પ્રમાણે જવાબ આપે, તા કાયદા શાસ્ત્રી કાયદા પ્રમાણે જવાબ આપે પુરાણી વળી પુરાણ પ્રમાણે જવાબ આપે પણ સપૂર્ણ સતોષકારક જવાબ એકેના નહી એટલે કોઈને ઇનામ મળ્યુ નહી

રાજાને ખબર પડી કે શહેરથી દૂર એક તપસ્વી રહે છે તે પરમ જ્ઞાની છે જરૂર મારા પ્રશ્નોનો ઉત્તર આપશે એવુ ધારી પોતાના અગરક્ષકો સાથે તે તપસ્વીને મળવા ઊપડ્યો

આશ્રમ થોડો દૂર રહ્યો એટલે એ ઘોડા પરથી ઊતરી પડ્યો અને પોતાના અગરક્ષકોને ઘોડો સોપી તેમને ત્યા થોભવાનુ કહી, પોતે પગપાળા ચાલ્યો આશ્રમે પહોચ્યો ત્યારે થોડે દૂર પેલો તપસ્વી ક્યારાની જમીન ખોદતો હતો રાજા ત્યા ગયો અને પોતાના આગમનનો હેતુ કહી પોતાના ત્રણ પ્રશ્નો તપસ્વીને પૂછ્યા પણ તપસ્વી તો જાણે કઈ જ સાભળ્યુ ન હોય તેમ જમીન ખોદતો રહ્યો રાજા ક્યા સુધી તેને ખોદતા જોઈ રહ્યો, એણે જોયુ કે તપસ્વી વૃધ્ધ છે અને શ્રમથી સાવ થાકી ગયો છે પરસેવે નહાઈ ગયો છે ત્યારે એણે તેના હાથમાથી કોદાળી લઈ લીધી અને પોતે ખોદવા માડ્યુ તપસ્વી જમીન પર બેસી થાક ખાવા લાગ્યો રાજાએ ખોદતા ખોદતા ફરી પોતાના ત્રણ સવાલો તપસ્વીને પૂછ્યા તોયે તે સાવ મૌન જ રહ્યો થોડી વાર પછી એણે રાજાને માત્ર એટલુ જ કહ્યુ 'તુ થાકી ગયો હશે લાવ હવે મને ખોદવા દે!' પણ રાજાએ તેને કોદાળી આપી નહી આમ ને આમ ઠીક સમય વહી ગયો સૂર્ય આથમણી કોર ડૂબવા આવ્યો, ત્યારે રાજાએ તપસ્વીને ફરી આગ્રહપૂર્વક ત્રણ સવાલો પૂછી કહ્યુ તમે જો જવાબ ન આપી શકતા હો તો ના કહો, હુ પાછો ફરુ પણ કૈંક કહો તો ખરા!'

એવામા કોઈ તે તરફ દોડતુ આવતુ હોય એવુ લાગ્યુ તપસ્વીએ કહ્યુ 'ચાલો આપણે જોઈએ કે કોણ છે'

થોડે દૂર ગયા પછી બેઉએ જોયુ કે એક દાઢીવાળો મણુસ બન્ને હાથે પેટ દબાવીને દોડતો આવતો હતો એના પેટમાથી લોહી વહેતુ હતુ રાજા અને તપસ્વી પાસે આવીને તે મૂછા ખાઈને ઢળી પડ્યો બન્ને તરત તેની સારવારમા લગી ગયા એના પેટમા મોટો ઘા પડ્યો હતો તેમાથી લોહી વહેતુ હતુ રાજાએ ઘા સાફ કરી પાટો બાધ્યો પણ લોહી અટકે જ નહી, ફરી એણે પાટો બદલ્યો એમ એણે ઘણીવાર ઘા ધોઈ ધોઈને ફરી ફરી પાટા બાધ્ય, અતે લોહી અટકી ગયુ પેલા માણસને કળ વળી અને પાણી માગ્યુ રાજાએ તેને પાણી આપ્યુ પછી તપસ્વીની મદદથી તેને તપસ્વીની ઝૂપડીમા પહોચાડયો ત્યા એણે પથારી પર સૂવડાવતાની સાથે જ તે ઊઘવા લાગ્યો. રાજાએ કોઈ દિવસ શ્રમ કરેલો નહી,

એટલે તે પણ આરામ લેવા બેઠો, પણ એવો તો થાક ચઢેલો કે ત્યાંને ત્યાં જ તે ઊંઘી ગયો! સવારે આંખ ઉઘાડી ત્યારે એણે જોયું કે પેલો સામે સૂતેલો ઘાયલ પોતાને ધારીધારીને જુએ છે થોડીવાર પછી રાજાને કંઈશાને તે બોલ્યો 'મને ક્ષમા કરો!'

'શેની ક્ષમા? રાજાએ પૂછ્યુ

'તમે તો મને નહી ઓળખતા હો, પણ હુ તમને ઓળખુ છુ તમે મારા ભાઈને મારી નાખ્યો હતો અને મે બદલામા તમારો જીવ લેવાની પ્રતિજ્ઞા લીધી હતી મને ખબર પડી કે તમે તપસ્વી પાસે આવ્યા છો એટલે હુ તમારી હત્યા કરવા પાછળ પાછળ આવ્યો રસ્તે તમારા નોકરો મળ્યા એમની સાથે ઝપા ઝપી થઈ, એમાથી છટકી તો આવ્યો પણ પેટ પર એવો ઘા વાગ્યો કે તમે મારી સાર-વાર ન કરી હોત તો હુ મરી જાત એટલા માટે હુ તમારી ક્ષમા માગુ છુ'

'ઓહો!' રાજાને આશ્ચર્ય થયુ મારો કટ્ટર વેરી મારો કાયમનો મિત્ર બની ગયો! મને કાયમ એનો ભય રહેતો હતો

'ભાઈ, એમાં હુ શુ ક્ષમા કરુ? એ તો ભગવાનની મહેર હશે એટલે આમ બન્યુ હુય હવે આગલી વાત ભૂલી જા થયુ તે થયુ મારો એક નોકર તારી ચાકરી માટે અહી મૂકી જાઉ છું અને વૈદ્યની પણ ગોઠ વણ કરુ છુ સાજો થઈ જાય એટલે મારી પાસે આવજે. તને યોગ્ય પદ આપીશ' એટલુ કહી તે તપસ્વીને શોધવા બહાર ગયો તપસ્વી ગઈ કાલે જ્યાં જમીન ખોદતો હતો ત્યા ક્યારીઓ કરતો બેઠો હતો.

'મહારાજ! મારા ત્રણ પ્રશ્નોનો ઉત્તર આપવા માટે હુ કાલનો તમને કહુ છ કૃપા કરી મને ઉત્તર આપો અથવા ના કહો. હું ચાલ્યો જાઉ!' રાજાએ કહ્યું. 'ભાઈ, તારા સવાલના જવાબ તને મળી ગયા છે' તપ-સ્વીએ કહ્યુ

'ક્યારે? તમે તો કાંઈ કહ્યુ નથી!'

'અરે રામ! હજી તું ન સમજ્યો? જો, કાલે તને મારા પર દયા ન આવત અને જમીન ખોદવાને બદલે તુ પાછો ચાલ્યો જાત તો તારો શત્રુ તારા પર હુમલો કરી તને મારી નાખત અને તને પશ્ચાત્તાપ થાત કે, સાધુ પાસે રોકાયો હોત, તેની સેવા કરી હોત તો ઠીક થાત એટલે તુ જમીન ખોદતો હતો એ જ કામનુ ખરુ મૂહુર્ત હતુ, અને હું ત્યારે જરૂરી માણસ હતો, અને મને મદદ કરવી એ ત્યારે મહત્ત્વનું કાર્ય હતું. પછી જ્યારે પેલા ઘાયલ પાસે આપણે ગયા ત્યારે તે એની સેવા કરી એટલે એ જીવી ગયો, નહી તો એ તારું વેર મનમા રાખીને જ મરી જાત એટલે ત્યારે એ માણસ જરૂરી હતો અને એની સેવા કરવી એ મહત્ત્વનું કાર્ય હતુ.

'આ દાખલા પરથી બોધ એ જ લેવાનો કે વર્તમાન સમય જ વધારે મહત્ત્વનો છે, અને તે સમયે જે વ્યક્તિ સામે હોય તે જ વિશેષ મહત્ત્વની છે, અને એ વ્યક્તિની ભલાઈ કરવી એ જ મહત્ત્વનું કાર્ય છે— કેમ કે. ઇશ્વરે માણસને ભલાઈ કરવા માટે જ દુનિયામે મોકલ્યો છે.' તપસ્વીએ પરમ ઉપદેશ આપ્યો.

રાજા એ સાભળી કૃતકૃત્ય થયો. સંતોષ થયો કે મારા ત્રણ સવાલોના સાચા જવાબ છે.

☆

હજરત મહમદ સાહેબ બેઠા હતા ત્યાંથી એક જનાઝો નીકળ્યો
સાહેબ તરત તેના માનમા ઊભા થઇ ગયા એમની સાથે એક બાજુ હતા તેમણે મહમદ
કહ્યું 'આ તો યહૂદીનો જનાઝો છે આપ એના માનમા શા માટે ઊભા થયા?
'શુ યહૂદીમા જીવ નથી હોતો?' મહમદ સાહેબે પૂછ્યુ
પેલો માણસ શો જવાબ આપે?

અને પેલા મહાજનો એમ થતાં જરૂર હુકમનામું મેળવી લેશે. એમને કયાંથી વિચાર આવે કે એ લોકો પાસે વકીલ રોકવાના પૈસા નથી. લખનૌ જવાના પૈસા પણ કયાં છે? એક માણસનું લખનૌ જવા આવવાનું ટ્રેનભાડું આઠ દસ રૂપિયા થાય, અને ચાર પાંચ રૂપિયા વકીલ ફીના. કાગળપત્તર ને ખાવા પીવાનો ખર્ચ અલગ. એક એક માણસને એક એક ઠરાવમાં વીસ રૂપિયાથી ઓછો ખર્ચ નહીં આવે. અને ચારેક હજાર થયા વિના તો ફેંસલો નહીં જ આવે દરેક માણસ પાસે એંસી રૂપિયા હોય તો કેમ પતે, ફેંસલા થાય. અને એ ફેંસલો શો આવે એ તો વળી સાવ અચોક્કસ.

એમનામાંના ભગેલા નામના એક હરિજનને મે પાંચ રૂપિયાનું ચામડું ઉધાર અપાવ્યું હતું. એ રોજ આ તરફ ચંપલ વેચવા આવતો હતો, વેચાણમાંથી એને રોજ રૂપિયો સવા રૂપિયો મળી જાય છે. પણ મને આપવા માટે એ પાંચ રૂપિયા ભેગા કરી ન શક્યો એટલે એણે આ તરફ આવવાનું જ છોડી દીધું! આખરે મે એને કહેવડાવ્યું કે ભલા માણસ, આ તરફ આવતો રહે! જા, તારા પાંચ રૂપિયા હું છોડી દઉં છું. તો પણ એ શરમનો માર્યો આવ્યો નહીં. જ્યાં એંસી આનાની આવી હાલત છે, ત્યાં એંસી રૂપિયા કયાંથી લાવે? પાછલા દિવસોમાં અહીંના એક મહાજને-શેઠિયાએ-ચાર પાંચ પર કેસ કર્યો. કોઈ પર ચારસોનો, કોઈ પર ત્રણસોનો, કોઈ પર બસોનો. સ્થાનિક મામલો હતો એટલે હરિજનોએ કયાંકથી ઊછીનાં લઈને બચાવ કર્યો ત્યારે જેના પર ચારસોનો દાવો થયો હતો એના પર બત્રીસનું, ત્રણસો વાળા પર પચ્ચીસનું, બસેંવાળા પર સોળનું હુકમનામું થયું. પણ એટલા રૂપિયા પણ એ લોકો કયાંથી લાવીને ચૂકવે?

મારે તો ધર્મસંકટ આવી પડયું, શી સલાહ આપું? એમ તો ન જ કહી શકાય કે જાવ ભાઈ, મને આમાં કાંઈ સમજ પડતી નથી. છેવટે મેં કહ્યું: 'આ સમન્સોને ઘરે જઈ દીવાસળી ચાંપી દો અને કામધંધે લાગી જાવ.'

'ત્યારે તો લખનૌમાં મહાજનોને એકતરફી હુકમનામું મળી જાય ને?' એક જણ બોલ્યુ.

'હા. પણ હુકમનામું કરાવી તમારી પાસે એ લેશે શું? તમારી પાસે છે જ શું?'

'છે તો કશું નહીં પણ ખાવા રાંધવાનાં પાંચ દસનાં વાસણ અને બસેં-ચારસેનાં મકાનો છે. લીલામ કરાવીને એ વેચી દે તો છોકરાં સાથે જઈએ કયાં? ઘર છે તો વળી અંદર ભૂખ્યાં પણ પડી રહીએ છીએ.'

'જ્યારે લીલામ થાય ને ઘરનો કબજો લેવા આવે ત્યારે બધાએ ભેગા થઈને ભાર પૂર્વક કહી દેવું કે અમે અહીંથી હરગિજ નીકળવાના નથી. અમારી લાશ જ ઘરમાંથી નીકળશે.'

'તો પછી એ લોકો મારપીટ નહીં કરે?' એકે શંકા વ્યક્ત કરી.

'બનતા સુધી શાંતિથી કામ લેવું, અને મારપીટ થાય તો તે સહન કરવી-જેથી લોકોને ખબર તો પડે કે તમારી શી અવદશા છે.'

એ લોકોમાંથી એકે કહ્યું: 'સાહેબ, શ્રી રામસિંહજી (કમ્યુનિષ્ટ કાર્યકર) કહે છે કે તમે બધા મોચીઓ અમારી સભાના, એક એક આનો આપીને સભાસદ થઈ જાવ. હું બધો મામલો પતાવી દઈશ.'

મનમાં થયું કે આ ગરીબો માટે જ્યારે કોઈ રસ્તો નથી. ત્યારે, આફત ટળતી હોય તો ભલે કમ્યુનિષ્ટ પાર્ટીના સભાસદ થઈ જાય. હમણાં આ લોકની કોઈને પડી નથી. પણ એ લોકો કમ્યુનિષ્ટ પાર્ટીમાં જશે કે લોકો પોકાર પાડશે: 'અરે, આતો કમ્યુનિષ્ટ થઈ ગયા!' ખરી રીતે કોઈ કમ્યુનિષ્ટ થતું નથી. લાચારી કમ્યુનિષ્ટ બનાવે છે. કયો ધનવાન કમ્યુનિષ્ટ થાય છે? એને એમાં શો ફાયદો? શી જરૂર? પણ ગરીબો માટે બીજો રસ્તો જ કયાં છે? હું

માનુ છું કે ગરીબો જુલ્મોથી બચવા માટે સંગઠન કરે એજ કમ્યુનિઝમ હશે. વિદેશીઓના ઝુલ્મોથી બચવા તિરંગી ઝંડો અપનાવ્યો, પણ દેશીઓના ઝુલ્મોથી બચાવવામા એ બહુ મદદ કરતો નથી.

એક મિત્રે કહ્યું· 'તમે પંતજીને આ બધી હકીકત કેમ લખી જણાવતા નથી?'

મેં કહ્યું· 'ભાઈ, એમની પાસે આવી નાનીનાની બાબતો પર ધ્યાન આપવાનો સમય જ નથી.'

મોર્ચાઓએ મને કહ્યું કે, 'છેલ્લે કેળવણી પ્રધાનના પાર્લામેન્ટરી સેક્રેટરી અહીં આવ્યા ત્યારે તેમને બધી હકીકત કહી હતી. પણ એમને ય એ પર ધ્યાન દેવાની ફુરસદ ન હતી.'

શામસિંહને તો ફુરસદ જ છે એ આ લોકોનો પ્રશ્ન હલ કરશે.

આ લેખ વાંચી એક મિત્રે કહ્યું· 'અરે, તમે તો 'સો ટકા' આના કમ્યુનિસ્ટો જેવી વાત કરો છો' વાસ્તવમા કમ્યુનિઝમ શું છે તે હું નથી જાણતો. પણ આવા પ્રશ્નને ખરી રીતે જોવો ને રજુ કરવો એ જ જો કમ્યુનિઝમ કહેવાતુ હોય તો મને કમ્યુનિસ્ટ કહેવડાવવામા કંઈ વાંધો નથી' મે જવાબ આપ્યો

☆

## સેવક સરદાર

એક વાર હઝરત અબ્દુલ્લા રાઝી મુસાફરીએ જવાની તૈયારી કરી રહ્યા હતા. હઝરત અબુ અલી રબાતીએ આ વાત જાણી ત્યારે તેમને પણ અબ્દુલ્લા રાઝી સાથે જવાનુ મન થયુ આથી તેમણે અબ્દુલ્લા રાઝી પાસે જઈ પોતાની ઈચ્છા દર્શાવી.

ત્યારે અબ્દુલ્લા રાઝીએ કહ્યુ "હા, તમે મારી સાથે આવી શકો છો, પણ એ મુસાફરીમા, આપણા બેમાંથી સરદાર કોણ બને એનો નિર્ણય અગાઉથી થવો જરૂરી છે"

અબુ અલીએ તુરત જ કહ્યું "હુઝૂર સરદારી તો તમારે જ લેવાની '

"ત્યારે તમારે મારી આજ્ઞા પાળવી પડશે"

"ઘણી ખુશીથી પાળીશ" અબુ અલીએ કહ્યુ

અને પછી જ્યારે એમણે પ્રયાણ આદર્યું ત્યારે હઝરત અબ્દુલ્લા રાઝીએ મુસાફરીમા ખપ લાગે એવા સામાનનો થેલો પોતે જ પોતાની પીઠ ઉપર લાદી લીધો, અને ચાલવા લાગ્યા. અબુ અલીએ આગળ આવી અરજ ગુજારી "હુઝૂર, મને આ થેલો ઊંચકી લેવા દો." ત્યારે તેમણે ના પાડી. પછી જ્યારે અબુ અલીએ ઘણોજ આગ્રહ કરવા માંડ્યો ત્યારે તેમણે કહી દીધુ "હું સરદાર છુ, અને તમારે મારો હુકમ માનવોજ જોઈએ" આ સાંભળી અબુ અલી ચૂપ થઈ ગયા.

આમ ને આમ તેઓ પોતાનો પંથ કાપી રહ્યા હતા એવામા એક રાત્રે ધોધમાર વરસાદ તૂટી પડ્યો. અબ્દુલ્લા રાઝીએ અબુ અલીને એક વૃક્ષ નીચે બેસાડી દીધા અને પોતાની ચાદર કાઢી તેમના માથા ઉપર ધરીને ઊભા થઈ ગયા. અબુ અલીએ ઘણીયે ના પાડી, પણ તેમણે માન્યુ નહિ અને વરસાદ બંધ પડ્યો નહિ ત્યા સુધી તેવી જ રીતે ચાદર ધરીને ઊભા રહ્યા. અને અબુ અલી રબાતી પોતાના મનમા વિચારવા લાગ્યા કે એના કરતા તો હઝરત અબ્દુલ્લા રાઝીને પોતે સરદાર નહિ બનાવ્યા હોત તો સારું થાત'

—અંજુમ વાલોડી

☆

• આપણામા વ્યાપક મજૂરી ખેતીની છે, તેને યજ્ઞ રૂપે ગણવી જોઈએ.

• જે માણસ આપણને જ્ઞાનથી ભરી દે, જે માણસ આપણા હૃદયમાં દયા ભરી દે કે દેહ આપણાથી જુદો છે એ માણસે ભારે યજ્ઞ કર્યો કહેવાય.

—ગાંધીજી

પ્રાચીન કાળમા, કાશી નગરીમા એક બ્રાહ્મણ શેઠ રહતા હતા તેને એક અતિ સ્વરૂપવાન સુન્દર કન્યા હતી તેને પોતાના રૂપનુ ઘણુ અભિમાન હતુ વળી પાછી શ્રીમતાઈ એટલે પૂછવુ જ શુ ? એના તોરનો પાર નહી

દરેક અગત્યનુ કામ તે મગળ ચોઘડિયે જ કરે એટલે એનુ નામ પડયુ દૃષ્ટમાગલિકા આપણે એને માગલિકા જ કહીશુ

કાશીના અનેક બ્રાહ્મણ યુવાનોએ એના હાથની માગણી કરી પણ એની પરીક્ષામા એક પણ યુવાન પૂરો ઊતર્યો નહી

એક વાર બ્રાહ્મણોને દાન દેવા માટે તે દાનની વસ્તુઓના વાહનો ભરી, પોતે રથમા બેસી રથ રાજમાર્ગ પર પહોંચ્યો ત્યારે રસ્તામા ભીખ માગવા નીકળેલો એક કુબડો ચડાળ સામે મળ્યો

માગલિકાને અપશુકન થયા વહેલી સવારમા આ કુબડો ઢેઢ સામે મળ્યો! 'અરે આ તુ કોણ છે? ને કયા જાય છે?'

'હુ માતગ ચડાળ ભીખ માગવા નીકળ્યો છુ '

'ના, અપશુકન થવા ગુસ્સામા માગલિકા બોલી ઊઠી અને રથને ફરી ઘર તરફ વાળવા સારથિને આજ્ઞા કરી, દાનની ચીજોના વાહનો પણ પાછા વળાવ્યા

બ્રાહ્મણોએ એ જોયુ—એમણે વિચાર્યુ આ કુબડા ઢેઢને કારણે જ આપણને આજે, પુષ્કળ દાન મળતુ રહી ગયુ—મારો સાલાને! અને બ્રાહ્મણો માતગ પર તૂટી પડયા સૌએ તેને સારી પેઠે માર્યો અને જ્યારે તે સાવ બેશુદ્ધ થઈ ગયો ત્યારે તેઓ ચાલ્યા ગયા

કેટલાક કલાક પછી માતગ શુદ્ધિમા આવ્યો ત્યારે એના અગો મારને કારણે કળતા હતા માગલિકાને કારણે જ, મને વિના વાંકે માર પડયો એ બ્રાહ્મણી છે એટલે એને અભિમાન છે અને હુ ચડાળ છુ એટલે જ મને એ હડકો અને અપશુકનિયાળ ગણે છે— અને એટલે એ મારો તિરસ્કાર કરી પાછી વળી પરિણામે પોતાને દાન ન મળતા બ્રાહ્મણોએ મને માર્યો શુ હુ ચડાળ થયો તેથી માણસ મટી ગયો? બીજો કોઈક હોત તો માગલિકા અને બ્રાહ્મણો તેની સાથે આવો વર્તાવ કરતે કે ?'

એ ઊઠયો અને નગરમા ફરતો ફરતો સૌને એ જ પ્રશ્ન પૂછવા લાગ્યો છેવટે રાત પડી ત્યારે એ માગલિકાના ઘરે આવી પહોંચ્યો અને તેના દ્વાર આગળ જ થાકને કારણે ઊઘી ગયો

પ્રાત કાળે માગલિકાના પિતાએ બારણુ ઉઘાડતા માતગને ત્યા પડેલો જોઈ તેને પૂછયુ 'અલ્યા, અહી કેમ પડયો છે ?'

માતગે માગલિકાએ કરેલો પોતાનો તિરસ્કાર અને બ્રાહ્મણોએ કરેલી મારપીટની વીગત કહી પોતાનો નિર્ણય સભળાવ્યો 'હવે હુ અહીથી માગલિકાને મારી સાથે મારી પત્ની તરીકે લઈને જ પાછો ફરીશ, અથવા અહી જ પ્રાણ આપીશ '

માગલિકાનો પિતા તો એના કહેવા પર ઉપેક્ષાથી હસતો હસતો ચાલ્યો ગયો અને ઘરમા વાત કરી માગલિકાની મા કેટલુક નાણુ લઈ માતગ પાસે જઈને વિનવવા લાગી 'ભાઈ, મારી દીકરીથી ભૂલ થઈ લે આ નાણુ અને અહીથી ચાલ્યો જા '

પણ માતગ એકનો બે ન થયો

આખા નગરમા આ વાત ફેલાઈ ગઈ જે જે બ્રાહ્મણ કુમારોની માગણી માગલિકાએ પાછી ઠેલી હતી તે તો આ બનાવથી બહુ રાજી થયા અને તેમણે માતગને પોતાની માગણી પર મક્કમ રહેવા ચઢાવ્યો પણ ખરો

એમ ને એમ ૭ દિવસ નીકળી ગયા માતગ ભૂખ્યો-તરસ્યો પડયો છે એક તો એ મૂળે નિર્બળ હતો તેમા વળી બ્રાહ્મણોએ તેને સારી

પેઠે મારેલો તેવી અવસ્થામા છ દિવસના નિર્જળા અપવાસ ! એના જીવનની ઘડીઓ ગણાવા લાગી મહોલ્લાના બ્રાહ્મણોની ચિતાનો પાર ન રહ્યો ! ત્યારની ધાર્મિક માન્યતાનુસાર, જે બ્રાહ્મણના ઘર આગળ કોઈ ચડાળ મરે તો તેની ચારે દિશાના સાત સાત ઘરમા રહેનારા તે બ્રાહ્મણ હોય તો પણ ચડાળ જ કહેવાય ! સૌએ માગલિકાના પિતાને કબાલુ કરી કહ્યુ 'તમારી દીકરીને કારણે અમે ચડાળ થવા નથી માગતા, અને તમારે પણ ચડાળ થવુ ન જોઈએ કયા તો માતગને સમજાવો, કયા તો એને તમારી પુત્રી વરાવો '

આખરે માતગની જીત થઈ બ્રાહ્મણે માગલિકાને તેની સાથે વરાવવાનુ નક્કી કર્યુ માગલિકા તો ચોધાર આસુએ રડવા લાગી પણ એણે જોયુ કે આ સિવાય કોઈ બીજો માર્ગ જ નથી ત્યારે આસુ લૂછી સ્વસ્થ થઈ અને માતગને કહેવા લાગી 'ચાલો, હુ તમારી સાથે આવુ છુ અને જીવનપર્યંત મારે જ રહીશ '

માતગની આખમા તેજ આવ્યુ પણ તે ઊઠી શક્યો નહી, 'મારામા તો ઊઠવાની યે શક્તિ નથી તુ મને ઊઠાડીને તારી પીઠ પર લાદીને ઘરે લઈ જા '

કૃતનિશ્ચયી માગલિકા તેને ઊઠાડી, પીઠ પર નાખીને ચાલી નીકળી સહુ વિસ્ફારિત આખે જોઈ રહ્યા માથે માતા પિતાના દુખનો તો કોઈ પાર નહી

શહેરને નાકે આવેલી માતગની ભાગીતૂટી ઝૂપડીમા માગલિકા આવી તેની સેવાચાકરીથી માતગ સ્વસ્થ થયો માગલિકાના ત્યાગે એને વિચાર કરતો કરી મૂક્યો માગલિકાના દુખે એ દુખી થયો એણે પરપરાગત નીતિ પ્રમાણે સ્વભાવ પ્રમાણે મારો અનાદર કર્યો, એની સજા એને જિદગી ભર ભોગવવાની ના, ના, હુ એમ તો નહી જ થવા દઉ ! બ્રાહ્મણો માને છે કે માણસ જન્મથી ઊચ કે નીચ હોય છે ના હુ કર્મથી ઊચ્ચ બનીશ અને માગલિકાને સુખી કરીશ ! એવો નિશ્ચય કરીને માતગ 'થોડો સમય આરામ માટે હુ કયાક જાઉ છુ એમ કહીને ઘરેથી નીકળી ગયો અને વનમા જઈ ધ્યાન ધરવા લાગ્યો એની અદ્ભૂત નિષ્ઠા અને તપને કારણે થોડા જ સમયમા એને પરમ જ્ઞાન પ્રાપ્ત થયુ અને એ ઘરે પાછો ફર્યો

થોડા સમયમા જ માતગ ચડાળની માતગ ઋષિ તરીકે દૂર દૂર સુધી ખ્યાતિ ફેલાઈ ગઈ બ્રાહ્મણો આવીને એના ચરણે મસ્તક નમાવવા લાગ્યા

માતગને એક પુત્રની પ્રાપ્તિ થઈ એણે એને વિદ્યા શીખવી અને કર્મને જ શ્રેષ્ઠ માનવાનો આદેશ આપ્યો, અને પછી સન્યાસ લઈ લીધો

જ્ઞાની પતિ અને સુશીલ પુત્ર પામીને માગલિકાનો જાતિ અહકાર સમૂળો દૂર થઈ ગયો

☆

ઉપનિષદમાં જ્ઞાનની સાથેસાથે અજ્ઞાનનો મહિમા પણ ગાવામા આવ્યો છે મનુષ્યમા જ્ઞાન સાથે અજ્ઞાન પણ હોવુ જોઈએ કેવળ જ્ઞાન કે કેવળ અજ્ઞાન અધકારમા લઈ જાય છે ઉપયુક્ત જ્ઞાન અને ઉપયુક્ત અજ્ઞાનના સયોગમા જ અમૃતત્વ ભરેલુ છે આમ જોઈએ તો દુનિયામા જ્ઞાન એટલુ બધુ ભરેલુ પડ્યુ છે કે એ બધાને મગજમા ઠાસવાનો પ્રયાસ કરે તો માણસ ગાડો જ થઈ જાય એટલા માટે, સ્મરણની સાથે વિસ્મરણની પણ એટલી જ જરૂર છે વિદ્યાર્થી ગોખેલી વિદ્યા જેમની તેમ ઓકી જાય તે મને ગમતુ નથી એને હુ ચામોફોન કહુ છુ એ તો યત્ર થઈ ગયુ હુ એને ચેતન ન કહુ, એ ચૈતન્ય હોત તો કેટલુક ભૂલી ગયો હોત ને કેટલુક જોડી કાઢ્યુ હોત — વિનોબા

☆

શેતાનની સાથે શેતાનીયેથી નહી, પણ ઈશ્વરની મદદ લઈને જ લડત જીતી શકાય, શેતાનને મજબૂર કરી શકાય અને ઈશ્વરની મદદ એને જ મળે, જેના દિલમા મહોબત છે — ગાધીજી

# દાટેલુ ધન

વૃદ્ધ ખેડૂત મૃત્યુશૈયા પર પડચો હતો અને છે઼ ! શ્વાસ લેતો હતો એણે પોતાના બે જુવાન પુત્રોને બોલાવ્યા અને ધીરા સાદે કહેવા લાગ્યો 'ભાઈ, મારુ જે કાઈ છે એ બધુ હવે તમારુ જ છે, ખેડૂતના દીકરા પાસે બીજુ તો શુ હોય? આપણુ ખેતર છે એ જ મારી સપત્તિ એણે આજ સુધી આપણા પેટ ભર્યા છે તે તમનેય, મહેનત કરશો તો ભૂખ્યા નહી રાખે બાકી મારી પાસે જે કઈ હતુ તે પણ એ જ ધરતીની કમાઈ એટલે તે લક્ષ્મી મે એ જ ખેતરમા દાટી છે જ્યારે જરૂર પડે ત્યારે ઉપયોગમા લેજો

પુત્રોએ હકારમા માથા ઝુકાવ્યા અને ખેડૂતે નિરાતે પ્રાણ છોડ્યો

અત્યેષ્ટિ ક્રિયા પતાવ્યા પછી તરત પુત્રોના દિલમા પિતાએ ખેતરમા દાટેલ ધન શોધી કાઢવાની તાલાવેલી લાગી

બને ભાઈઓએ દાટેલ પૈસા શોધવા માટે ખેતરની જમીન ખોદવા માડી પૈસાની શોધમા ને શોધમા આખુ ખેતર ઠીક ઠીક ઊડે સુધી ખોદી નાખ્યુ પણ ક્યાય દાટેલ પૈસા મળ્યા નહી !

પુત્રો વિમાસણમા પડ્યા 'અરે, આમ કેમ? પિતાજી આખી જિદગીમા ક્યારેય ખોટુ બોલ્યા નથી તો વળી મરતી વખતે ખોટુ બોલે? જરૂર આમા કઈ ભેદ છે હશે, આપણા નશીબમા એ પૈસા નહી હોય!

એવામા વરસાદની મોસમ આવી લાગી પૈસા શોધવા માટે પુત્રોએ આખુ ખેતર તો પહેલા જ ખોદી રાખેલુ એટલે થોડી સાફસૂફી કરી, ઢેફા વગેરે સરખુ કરી જ્યા વરસાદ પડ્યો કે તરત વાવણી કરી દીધી

ચોમાસુ પૂરુ થતા તો, આ પથકમા ક્યાય ન થયો હોય એવો મબલખ પાક એ ખેતરમા થયો! બધા વિચારવા લાગ્યા કે, આમ કેમ? મેઘો કાઈ એના જ ખેતરમા વરસ્યો એવુ થોડુ છે?

ઊભો મોલ જોઈ બેઉ ભાઈઓ કહેવા લાગ્યા 'અરે હા, હવે સમજાય છે ! પિતાજીએ કહ્યુ હતુ ને કે ખેતરમા જ લક્ષ્મી દાટી છે? એ લક્ષ્મી તે આ મોલ! આપણે એ લક્ષ્મી લેવા આખુ ખેતર ઊલેચી નાખ્યું, તેથી જ આવો સરસ પાક થયો!

પૈસા મળવાની આશાએ જે ઊલટ ને નિષ્ઠાથી આપણે ખેતર ઉલેચ્યુ તેટલી જ ઊલટ ને નિષ્ઠાથી આપણે દર વર્ષે ખેડ કરીએ તો ઈશ્વર કૃપાથી દર વર્ષે આવો જ મબલખ પાક નીપજે!

☆

મહાત્મા ઈબ્રાહિમ તેમના એક ધર્મભાઈ સાથે યાત્રાએ નીકળ્યા હતા રસ્તામા એ સાથીનો માંદો પડી ગયો એટલે મસ્જિદમા રોકાઈ ઈબ્રાહિમે તેની સારવાર કરવા માડી. પેલા સાથીની જરા આખ મળી એટલે ઘરના દરવાજે જઈને ઊભા—કેમ કે તેને બારણુ જ હતુ નહી, અને કોઈ પરદો પણ ન હતો કે જેનાથી ઠડા પવનને ઘરમા આવતો રોકી શકાય ઈબ્રાહિમ આખી રાત સાથે જ પવનને રોકતા ઊભા રહ્યા

સવારે પેલા સાથીએ તેમને ત્યા ઊભા રહેલા જોઈને પૂછ્યુ 'અરે, તમે ત્યા કેમ ઊભા છો?

'રાત્રિનો ઠડો પવન તમારા નબળા શરીરને નુકસાન ન કરે એટલા માટે અહી ઊભો છુ' ઈબ્રાહિમે જવાબ આપ્યો.

---

તમે અસ્થિરતાને દોષ ના દો,
જળબિન્દુ ય નિશ્ચિત થઈ શકે છે! — અનિલ

# વિશેષતા

—શશિન્ પટેલ

અનેક વર્ષો પહેલા કપિલવસ્તુમા સુભદ્ર નામે એક ધર્મપ્રચારક રહેતો હતો તે મહા જ્ઞાની અને વાચસ્પતિ તરીકે ઓળખાતો હતો પ્રચાર કરવા તે ઊઠતો ને જનતા હર્ષના પોકારો કરતી એ બોલતો ને જનતા ડોલી ઊઠતી એ ઉપદેશ પૂરો કરતો ને જનતા તાળીઓના ગડગડાટ કરતી સદાય તેની આજુબાજુ લોકોના ટોળા ભમતા રહેતા, પડયો બોલ ઝીલતા, સુભદ્રના મદ તથા હાકને પોષતા

પરતુ આમ છતાય સુભદ્રના દિલમા ઊડે ઊડે એક વેદના ઘર કરી બેઠી હતી એનુ ચકચકતુ હૃદય હમેશા કપિલની ઈર્ષા કરતું હતું' સુભદ્રને સમજાતુ નહોતુ કે શા માટે જનતા પોતાના કરતાય કપિનના ઉપદેશ પર વધુ ધ્યાન આપતી હતી! એને જ અમનમા મૂકવા તૈયાર રહેતી હતી!

એક વાર પોતાના સ્વમાનનો ખ્યાલ ત્યજીને તે કપિનને મળવા ઉપડયો કપિલને ત્યા પહોચ્યો ત્યારે એક ચોતરાની આસપાસ ભેગા મળેના ચારસો પાચસો માણસોને કપિન કંઈક ઉદેશી રહ્યો હતો, લોકો ભેગો જઈને તે ચુપ ચુપ બેસી ગયો

એણે જોયુ તો સાદી અને સરળ એવી વાણી હતી કપિનનો દેખાવ પણ સામાન્ય હતો અડધુ સાધેલુ અને અડધુ ફાટેલુ એક મેલુ ઘેલુ ઉપવસ્ત્ર કૃશ દેહ પર લટકતું હતું! ચહેરો પણ તેજસ્વી તો ન કહેવાય! હા, આખો પ્રેમ ઝરતી ખરી!

આ કપિલ!" સુભદ્ર હરખો મનમા કઈક વિચારી રહ્યો એટલામા કપિલે ઉપદેશ પૂરો કર્યો. લોકો એક એક પછી વિખેરાવા લાગ્યા સુભદ્રે એક વેધક નજર તેમના તરફ ફેકી ને તેને અચરજ થયુ આ કપિલે દરેકને વિચાર કરતા તો નથી કરી મૂકયા ને? પોતાના શ્રોતેજનો ઊઠતા ત્યારે તો આનદની કિકિયા રીઓ પાડતા ને આ!

કપિલ પાસે તે ગયો ને હાથ જોડયા "ભદત! આપને વદન કરુ છુ'

કપિલે પણ સામા હાથ જોડયા, ને તરફથી હેત હાલવતા અવાજે પૂછયુ, "ભાઈ! મને પાપીને તે વદન શા? એ તો ભગવાન તથાગતને શોભે! કયાથી આવો છો?

"કપિલવસ્તુથી"

'શુ નામ?"

"ભદત! લોકો મને ધર્મ પ્રચારક સુભદ્રના નામે ઓળખે છે"

"એમ? તો તો મારા ધન્ય ભાગ્ય, કે સુભદ્ર! આપના વાચસ્પતિના દર્શનનો મને લાભ મળ્યો" કહેતા કપિન સુભદ્રના પગે પડયો કપિલની નમ્રતા જોઈ સુભદ્ર મૂઝાયો કપિનને ઊઠાડવાનુ ભાન પણ તેને ન રહ્યુ!

ત્યા તો ઊભા થતા પ્રેમાળ અવાજે કપિલે પૂછયુ "સુભદ્ર! પધારશો મારી ગરીબની ઝૂપડીએ?"

વિચારમા ડૂબેના સુભદ્રે હા પાડી બને ઝૂપડીએ આવ્યા સુભદ્રે જોયુ તો કપિલ જેટલી જ સાદી તેમની ઝૂપડી હતી! સપત્તિમા માત્ર ચાર ગાયો હતી ને ઝૂપડીની આગળના ભાગમા એક નાનો સરખો ભાગ હતો

કપિલે સુભદ્રને આસન આપ્યુ ફળાહાર કરાવ્યો ને બને વાતો કરવા બેઠા ઠીક ઠીક વાતો કર્યા પછી સુભદ્રે પોતાના હૃદયની વાત આગળ મૂકી "કપિલ! મને એક વાત સમજાતી નથી"

"કઈ વાત સુભદ્ર!"

જવાબમા સુભદ્રે લોચા વાળ્યા પૂછવુ કે ન પૂછવુ એના વિચારમા પડયો પરતુ આખરે તો હૃદય ખોલી નાખ્યુ, "કપિન! જનતા મારા કરતા આપના વિચારો, ઉપદેશો સિદ્ધાતોને શા માટે વધુ પ્રમાણમા અપનાવે છે? આમ

તો હું પણ..........'

'એ તો જનતાને પૂછો.' કપિલે હસીને કહ્યું.

"પરંતુ આપના ઉપદેશમાં કંઈક વિશેષતા તો હશે જ ને?" સુભદ્રે ગળગળા થઈ પૂછ્યું.

"વિશેષતા?" કપિલે ગંભીર થતાં કહ્યું. "સુભદ્ર! એને વિશેષતા કહેવાય કે કેમ એ મારે મન પ્રશ્ન છે. છતાંય આટલું તો હું કહું જ છું. કે સૌ પ્રથમ હું લોકમાનસને ધ્યાનમાં લઉં છું. તેમના વિચારો, વ્યવહારો તથા રૂઢિગત સંસ્કારો સમજી લઉં છું. ત્યારબાદ તેમના જીવન-ધોરણનો ખ્યાલ બાંધતાં તેમને મારો ઉપદેશ ઉપયોગી નીવડશે કે કેમ તે જોઈ લઉં છું. પછી તેમને ઘટતો-તેમના જીવનને ઝેર તેવો કપરો નહિ પણ જીવનને ઊંચે ચઢાવે તેવો ઉપદેશ તેમની જ વ્યવહારુ ભાષામાં કરું છું. ને બીજું સૌ તરફ સરખો ભાવ રાખી સૌને મારાં નિકટનાં સગાં માની મને જે જે બાબતોના અનુભવો થયા છે ને મને સાચા લાગ્યા છે તેટલાનો જ ઉપયોગ બીજી લાંબી નિરર્થક વાતોને દૂર ફેંકી દેતાં કરું છું." આટલું કહી કપિલ અટક્યો.

સુભદ્ર સાંભળી જ રહ્યો! તેના દોષો તેની નજર સામે તરવરી રહ્યા. પુલકિત હૃયે તે કપિલવસ્તુ જવા તૈયાર થયો. * *

[૧૭૦ મા પાનાનું ચાલુ]

આમાંથી કયો સાર કાઢીશું? આજે તો એક જ વિચાર રજૂ કરીશ. ગીતા કર્મપ્રધાન છે એમ નથી, જ્ઞાનપ્રધાન પણ નથી. એ બધું યે છે. જેમ હવામાં ઓક્સિજન સરસમાં સરસ વસ્તુ છે, પણ એકલા તેથી ન ચાલે, બીજાં તત્ત્વોની પણ એટલી જ જરૂર છે, તેમ ગીતાજીમાં જે જે વસ્તુ મૂકેલી છે તે બધાંની જરૂર છે. કર્મ, જ્ઞાન, અને ભક્તિ ત્રણેની જરૂર છે, અને પોતપોતાને સ્થાને રહેલી બધી વસ્તુ પ્રધાન છે. ભક્તિ વિના પ્રયત્ન નથી ફળવાનો, જ્ઞાન વિના ભક્તિ નથી ફળવાની. આ કારણે કોઈકોઈ વાર ભક્તિ કે જ્ઞાન કર્મનું સાધન જોઈએ છીએ.

પણ આમાંની એકે વસ્તુ ન હોય તોયે ચાલી શકે. એવી એક વસ્તુ કહી દીધેલી છે. જ્ઞાન ન સમજી શકીએ. જ્ઞાન સમજી શકીએ. એ બેની સરખામણીમાં કર્મને વધારે સમજી શકીએ છીએ. મૂર્તિને શણગારવી રામ-નામ લેવું. એ બધું કર્મ છે. પ્રવૃત્તિમાત્ર કર્મ છે. કર્મ એટલે દેહ છે. કોઈપણ વિચારે દેહ ધારણ કર્યો, સ્વરૂપ પકડયું એટલે તે કર્મ થાય છે. દેહ એ દૃશ્ય પદાર્થ છે. જેટલે અંશે દેહને જોઈ શકીએ છીએ તેટલે અંશે કર્મને જોઈ શકીએ છીએ. એટલે કર્મ વિના ન જ ચલાવી શકીએ. તેથી ગીતાજીમાં કર્મની ઉપર ભાર મૂક્યો છે એમ કહેવાય. પણ ભક્તિ અને જ્ઞાન વિનાયે નહીં ચાલે. વહાણમાં બેઠા એ તો ખરું. પણ એને ગતિ કોણ આપે? કોણ ચલાવે? વહાણ જોઈ ને રાજી થઈને બેસીએ છીએ. શ્રદ્ધા રાખીએ છીએ. એમ કર્મ કરવાપણું તો છે જ. પણ જ્ઞાની ચલાવનાર ચલાવે ત્યારે પહોંચીશું. કર્મસંન્યાસની વાત મફતની છે. સંન્યાસીને પણ કર્મ છૂટતું નથી. પણ એ વાત તો પાછળથી આવી.

ગીતાનું કર્મ એ બળાત્કારે કરેલું કર્મ નથી, એની પાછળ થોડું તો જ્ઞાન હોવું જોઈએ.

અનુક્રમણિકા..........................................................................................૧૨ ઑગષ્ટ ૧૯૫૬



પ્રકાશક અને મુદ્રક :: ધીરેન ગાંધી. રૂપાયતન મુદ્રણાલય,જૂનાગઢ

## ભારતની એકતાનું રહસ્ય

મૌન પ્રાર્થનાથી એવો અનુભવ થાય છે કે આપણે બધા એક જ છીએ અને જાણે આપણે જ બોલીએ છીએ અને આપણે જ સાંભળીએ છીએ. આ એકતા જ ભારતની વિશેષતા છે. ભારતમાં અનેક ભાષાઓ છે. યુરોપમાં પણ અનેક ભાષાઓ છે પરંતુ એ લોકો પોતાને અલગ અલગ માને છે, અને આપણે કન્યાકુમારીથી લઈને કાશ્મિર સુધી પોતાને એક જ માનીએ છીએ. એકતાની આ ભાવના દસ હજાર વર્ષોથી ચાલી આવે છે. ઋગ્વેદમાં એનું વર્ણન છે કે: "હિમાલયની ગુફાથી લઈને સમુદ્ર સુધી એક જ પ્રદેશ છે—જ્યાં બંને બાજુએથી પવન વાય છે." સમુદ્ર તરફથી પશ્ચિમ કિનારેથી અને ઉત્તર પૂર્વ કિનારેથી. જેમ યોગી પ્રાણાયામમાં શ્વાસ લે છે અને છોડે છે એ જ રીતે ભારતરૂપી મહાયોગીનો એ બંને હવાઓથી પ્રાણાયામ ચાલી રહ્યો છે. એક જમાનામાં ભારતના એક ખૂણેથી તે બીજે ખૂણે જવામાં વર્ષો લાગતાં હશે, છતાં દક્ષિણનો યોગી હિમાલય સુધી જતો હતો અને હિમાલયનો યોગી દક્ષિણ જતો હતો. ધર્મ પ્રચાર અને વિચાર પ્રચાર આ ખૂણેથી તે પેલે ખૂણે સુધી આપણા પૂર્વજોએ આ દેશને એક જ સમજીને કર્યો હતો. ભારતની એ શક્તિ આપણે ગુમાવવી ન જોઈએ. બંગાલ, તામિલનાડ, મહારાષ્ટ્ર, કર્ણાટકની જુદી જુદી શક્તિઓ છે—જે કાન, આંખ, હાથ-પગની છે. એ બધી શક્તિઓને ભેગી કરીને આપણા પૂર્વજોએ આ દેશનું સર્જન કર્યું. જો શંકરાચાર્યે એક પ્રાંતને એક દેશ માન્યો હોત તો તે હિમાલય સુધી જાત નહીં. શંકરાચાર્ય, રામાનુજના વિચારોનું અધ્યયન આખા હિન્દુસ્તાનમાં થાય છે અને એમના શિષ્યો દક્ષિણ કરતા ઉત્તરમાં વધારે છે. રામાનુજના તુલસીદાસ જેવા શિષ્ય અને શંકરાચાર્યના વિવેકાનંદ જેવા શિષ્ય, ક્યાં બંગાલ ને ક્યાં ઉત્તર પ્રદેશ, અને ક્યાં મલબાર? એ જમાનામાં પ્રવાસનાં ઝડપી સાધનો ન હતાં છતાં આવી એકતા બધે જોવામાં આવતી હતી. પરંતુ આજે એવાં સાધનો હોવા છતાં આપણે નાના બનવા માગીએ છીએ!

આપણી સાંસ્કૃતિક એકતાની જે વ્યાપક શક્તિ છે તે ન ગુમાવીએ. જાતિભેદ પંથભેદ, ઊંચ-નીચ ભેદ મૃત્યુમાં યે નથી અને જન્મમાં પણ નથી. પછી આપણે આપણા જીવનમાં શા માટે લાવી રહ્યા છીએ? આજે એક હાથ જો બીજા હાથ સાથે લડશે તો શું ભારતની શક્તિ કાયમ રહેશે? આજે સામાજિક ભેદભાવ સાથે આર્થિક ભેદભાવ પણ આપણામાં ઘણા છે. એ ભેદભાવોથી આપણી શક્તિ ઘટે છે. એટલા માટે આપણો દેશ મોટો છે તો આપણાં હૃદય પણ વિશાળ હોવાં જોઈએ

*

ઉપનિષદમાં એક કથા છે. એક રાજા એક જ્ઞાનીની ખબર સાંભળી નોકર પાસે એની તપાસ કરાવે છે એ રાજાને કહે છે: 'એ તો ન મળ્યો.' રાજાએ પૂછ્યું: 'ક્યાં શોધ્યો?' નોકરે કહ્યું: 'શહેરમાં.' રાજા કહે: 'જ્ઞાની કદી શહેરમાં રહે છે? એ તો એકાંતમાં, પહાડો-જંગલની વચ્ચે રહે છે.' શહેરમાં મોટા મોટા [illegible] રહે પરંતુ જ્ઞાન નહીં હોય! હિન્દુસ્તાનનાં લોકો શિક્ષિત નથી પણ જ્ઞાની છે. મહંમદ-પેગંબર ભણ્યા ન હતા છતાં આજે એમનો જયજયકાર છે. એમનો એક કિસ્સો છે. તે ધ્યાન ધરતા હતા. ભગવાન સામે આવી ઊભા. તેને કંઈક લખીને એમને બતાવ્યું. મહંમદે કહ્યું: 'તમે નકામું લખ્યું, મને વાંચતા જ નથી આવડતું!' પછી ભગવાનને બોલવું જ પડ્યું. મહંમદે કહ્યું: 'જો હું ભણ્યો-ગણ્યો હોત તો ઈશ્વરની વાણી શું સાંભળી શક્યો હોત?'

વિનોબા

કલકત્તાની સ્કોટિશ ચર્ચ કૉલેજના આચાર્ય રેવરંડ બી. ડબલ્યુ. ટકર પર લખેલા આ પત્રમાં ગાંધીજીએ દૃષ્ટિબિન્દુ અને ધર્મ વચ્ચે રહેલા તફાવતની ચોખવટ કરવા સાથે સ્વધર્મ અને પરધર્મ વિશેના પોતાના વિચારો સુંદર રીતે સ્પષ્ટ કર્યા છે. આ પત્ર 'નિધિ સમાચાર'માંથી અનુવાદ કરી અહીં ઉતાર્યો છે.

# બાપુનો પત્ર



સત્યાગ્રહાશ્રમ
સાબરમતી, ૧-૯-૧૯૨૮

પ્રિય શ્રી બોકડ,

આપનો પત્ર કેટલાક દિવસોથી મારી ફાઈલમાં છે.

હું સમજું છું કે આપે મારી સ્થિતિને સારી રીતે રજૂ કરી છે પરંતુ જે રીતે રજૂ કરી છે એનાથી ગેરસમજ પેદા થઈ શકે છે. મેં એમ નથી કહ્યું કે બીજા લોકો મારા દૃષ્ટિબિન્દુનો સ્વીકાર કરે એવી ઇચ્છા હું નહીં રાખું. સ્પષ્ટ છે કે આપે દૃષ્ટિબિન્દુ શબ્દને ધર્મના પર્યાયવાચી યા સમાનાર્થ તરીકે ગણ્યો છે. હું મારા ધર્મને બીજા પર નહીં લાદું, પરંતુ હું મારું દૃષ્ટિબિન્દુ બીજાઓ સામે ભારપૂર્વક પ્રગટ કરીશ, આપણામાંના દરેકે એમ કરવું જોઈએ. ધર્મ તો એક ભાવના અથવા હૃદયની વાત છે એટલે એમાં વિવાદને સ્થાન નથી. હું દરેકની ભાવનાને મારી ભાવના જેટલી જ પ્રિય સમજું છું, કેમકે હું એવી આશા રાખું છું કે બીજા પણ મારી ભાવના પ્રત્યે એ જ નીતિ અખ્તિયાર કરે. દૃષ્ટિબિન્દુ તો તર્ક, માનસ અને બુદ્ધિનો વિષય છે. એ હૃદયને સ્પર્શ કર્યા વિના સમય સમય પર બદલાઈ શકે છે. ધર્મ પરિવર્તનનો અર્થ છે સામાજિક સ્થિતિમાં પરિવર્તન, પરંતુ દૃષ્ટિબિંદુનું પરિવર્તન એક આકસ્મિત ઘટના હોય છે, જે ઘણી વાર બહારનાં કારણો પર આધાર રાખે છે. ઈશ્વરના અસ્તિત્વના વિષયમાં મારી ભાવના સહેલાઈથી બદલાઈ શકે નહીં. એ શબ્દના આશયના વિષયમાં મારું દૃષ્ટિબિન્દુ સમય-સમય પર બદલાઈ શકે છે અને મારા તર્કના વિસ્તારની સાથે એની વ્યાપ્તિ પણ વધી શકે છે. ધર્મ તો સ્પષ્ટિકરણથી પર છે અને મને એવું લાગે છે કે કોઈ વ્યક્તિ બીજા કોઈના ધર્મને સ્પર્શ કરે તો એ અશિષ્ટતા હશે.

દૃષ્ટિબિન્દુ એવું હોવું જોઈએ જે હમેશા સ્પષ્ટિકરણ માટે સમર્થ રહે. હું આ ફરકનો ઉલ્લેખ એટલા માટે કરું છું કે ધર્મ વિશે મારી ભૂમિકા સ્પષ્ટ કરવામાં બીજા કોઈ માર્ગ કરતાં એમાં વધારે સરળતા માલૂમ પડે છે. હું નથી ચાહતો કે આપ હિન્દુ બનો. પરંતુ હું એ જરૂર ચાહું છું કે હિન્દુ ધર્મની આવી સારી વસ્તુને, જે આપને ખ્રિસ્તી ધર્મમાં આટલા પ્રમાણમાં સ્પષ્ટ રૂપમાં અથવા બિલકુલ ન મળતી હોય તો આત્મસાત કરીને વધારે સારા ખ્રિસ્તી બનો. પોતાને હિન્દુ કહેવડાવવામાં અથવા હિન્દુ રહેવામાં મને કેમ પ્રસન્નતા થાય છે એનું સ્પષ્ટિકરણ હું નથી કરી શકતો, પરંતુ મારા હિન્દુ ધર્મમાં રહેવાથી ખ્રિસ્તી, ઈસ્લામ અથવા દુનિયાના બીજા ધર્મોની સારી અને ઊંચી વસ્તુઓ ગ્રહણ કરવામાં કોઈ અડચણ દેખાતી નથી.

મારા આ સ્પષ્ટિકરણથી તમને સંતોષ થશે કે નહીં એ હું નથી જાણતો. સંતોષ ન થાય તો કૃપા કરી પૂછજો. આપનો મો. ક. ગાંધી

## સંગઠન

એક ભાઈએ વિનોબાજીને પૂછ્યું કે, 'તમે ભૂદાન પ્રવૃત્તિ માટે કોઈ સંગઠન કેમ નથી કરતા?'

વિનોબાજીએ તેને વિસ્તારથી સમજાવતા કહ્યું

સંગઠનનું બંધન મારે નથી જોઈતું—એવા બંધનો ક્યારેક ક્યારેક માર્ગભ્રષ્ટ કરે છે મહંમદ પેગંબરે દુનિયાને શાંતિ અને માનવતાનો સંદેશો આપ્યો એ વખતે એમના અનુયાયીઓની સંખ્યા ઓછી હતી ત્યારે એ કહેતા હતા 'જાતે મરો પણ કોઈને મારો નહી એટલે એમને બહુ તકલીફ ભોગવવી પડી અને મક્કા શહેર પણ છોડી જવું પડ્યું પછી એમણે કહ્યું 'ભાગવા કરતા તો શસ્ત્રોથી આપણે આપણો બચાવ કરીએ એ વધારે સારું છે એ વિચારને મંજૂર કરતા એમણે અજાણપણે જ શસ્ત્રોનો સ્વીકાર કરી લીધો એ વખતે એમની સેનાને હુકમ હતો કે યુદ્ધ ચાલતું હોય ત્યારે નમાજનો વખત થાય ત્યારે લડવું છોડીને પણ નમાજ કરવી એનાથી દુશ્મનોને લાભ થયો અને એમની સેનાને ઘણું નુકસાન પહોંચાડ્યું એટલે ફરી એમણે પોતાની સેનાને બે ભાગમાં વહેંચી દીધી એક ભાગ લડતો અને બીજો ભાગ નમાજના સમયે નમાજ કરતો આ રીતે હિંસાને પ્રવેશ મળી ગયો રક્ષણના નામે શસ્ત્ર આવ્યું બીજા પર હુમલો કરવાથી જ આપણું રક્ષણ થઈ શકે છે એમ કહેવાય છે પછી કોને રક્ષણ કહેવું અને કોને આક્રમણ કહેવું એ પ્રશ્ન પેદા થાય છે એટલા માટે એકવાર તલવાર હાથમાં લીધી કે પછી એનો પ્રભાવ આપણા પર પડવા માંડે છે જે ધર્મના ભગવાન રહીમ અને રહેમાન (અત્યંત દયાળુ) છે જેનું નામ ઈસ્લામ (શાન્તિ) છે, જેના ઝંડા પર ચાંદતારા છે—એટલે સૂર્ય જેવી પ્રખર વસ્તુ નહી પણ ચન્દ્ર જેવી શીતલ અને સૌમ્ય વસ્તુ છે, એ ઈસ્લામ ધર્મના પ્રચાર માટે ક્યાંક ક્યાંક તલવારનો પણ ઉપયોગ થયો અર્થાત્ તેરસો વરસ પહેલા પેગંબર સાહેબ એ વિચારી શક્યા નહોતા કે એક વાર હિંસાને પ્રવેશવા દીધા પછી આગળ જતા શું શું થશે પણ આપણે હવે એમના અનુભવોમાંથી શીખવું જોઈએ બનવાજોગ છે કે પેગંબર સાહેબના જમાનામાં હું જન્મ્યો હોત તો એમનાથી યે ભારી ભૂલ મેં કરી હોત એટલા માટે આજે હું નથી કહી શકતો કે પેગંબર સાહેબે હિંસા મંજૂર કરવામાં ભૂલ કરી પરંતુ હવે આપણી સામે એમનો અનુભવ છે હિંસાને આપણે સર્વથા ત્યાજ્ય માનવી જોઈએ

સંગઠન વિશે મેં બાપુ સાથે કેટલીય વાર ચર્ચા કરી હતી એમને મારો વિચાર ગમી ગયો અને એમણે મને બધી સંસ્થાઓમાંથી મુક્ત કરી દીધો આજે હું દુનિયામાંની કોઈ પણ સંસ્થાનો સભાસદ નથી હું બિલકુલ મુક્ત છું 'નાસી છૂટવા કરતા હિંસા બહેતર છે' એવા વિચારોને વિકૃત સ્વરૂપ મળી શકે છે ઘણાને લાગે છે કે સંગઠન વિના કામ કેમ ચાલશે? પરંતુ આ બાબતમાં મારા વિચારો સ્પષ્ટ છે હું હમેશા માનવીને મળું છું, કોઈ સંસ્થાના પ્રતિનિધિને નથી મળતો હું બધાને માનવીને નાતે ઓળખું છું માનવીના નામે જેને ભૂદાનનું કામ કરવું હોય તે કરી શકે છે

સંતોના ઉદ્દેશ ઘણા ઊંચા હોય છે પરંતુ એ ઉદ્દેશોને વાસ્તવજગતમાં લાવવા માટે ક્યારેક ક્યારેક સમજૂતી બાંધછોડ કરવી પડે છે, જેથી તે કંઈક નિષ્ફળ દેખાય છે પરંતુ એમની એ નિષ્ફળતા પણ દુનિયા માટે ઘણી મૂલ્યવાન સાબિત થાય છે એ નિષ્ફળતામાંથી જ દુનિયાના કલ્યાણનો માર્ગ નીકળે છે સાધારણ આદર્શને સામે રાખીને સફળતા પ્રાપ્ત કરવાથી તો બહેતર છે કે ઊંચા આદર્શો સામે રાખીને નિષ્ફળ નીવડીએ.

આજે એ બહુ જરૂરી છે કે હિન્દુ અને

ઈસ્લામ ધર્મોનું ગંભીરતાથી, ઊંડાણથી અધ્યયન કરીને બંને કોમોને માર્ગદર્શન કરનારું કોઈ નીકળે. હું નથી જાણતો કે આ કામ ઈશ્વર કોની મારફત કરાવશે. પરંતુ મારો વિશ્વાસ છે કે એ કામ થશે તો જરૂર. ☆

## પુનર્જન્મ

એક ભાઈએ વિનોબાને પ્રશ્ન પૂછ્યો: 'શું આપણે વિજ્ઞાનને આધારે પુનર્જન્મનો સિદ્ધાંત સાચો છે એ પુરવાર કરી શકીએ.

વિનોબાએ તેમને વિસ્તારથી જવાબ આપતાં કહ્યું:—

વિજ્ઞાન મૂલત ઈન્દ્રિયગમ્ય છે. એટલા માટે એની એક નક્કી કરેલી મર્યાદા હોય છે. વિજ્ઞાન તો ઘણું નમ્ર હોય છે. વિજ્ઞાન એમ નથી કહેતું કે ભગવાન છે જ નહીં. કેમકે એવું નિષેધાત્મક વાક્ય કહેવા માટે પણ જ્ઞાન જોઈએ. વિજ્ઞાન તો કહે છે, 'પરમેશ્વર હોઈ શકે,છે અને ન પણ હોઈ શકે. પણ એ વિશે હું કાંઈ ચોક્કસ કહેવાની સ્થિતિમા નથી.' માણમની ઈન્દ્રિયો ઘણું જ્ઞાન ગ્રહણ કરી શકે છે. જો આપણા હાથ ગંદા હોય તો નાક પાસે લઈ જતાં તે સહન નહીં કરે, તરત હાથ નાક આગળથી લઈ લેવો પડે છે. હવે વિજ્ઞાન કહે છે કે ગંદકીમા અત્યંત સૂક્ષ્મ જંતુ હોય છે. એટલા માટે નાક તેને સહન કરતું નથી. આમ કેટલીય બાબતોની વિજ્ઞાનને પાછળથી ખબર પડે છે. વિજ્ઞાન તો ઇન્દ્રિયોની સહાયથી આગળ વધે છે. ગમે તેટલું મોટું દૂરબીન હોય તો પણ અંતે જોવાનું તો આંખથી જ છે. કોઇ પણ સિદ્ધાત ઈન્દ્રિયો દ્વારા અનુભવ્યા વિના વિજ્ઞાન નથી માનતું. પરંતુ ઇન્દ્રિયો કરતાં યે મન વધારે શક્તિશાળી છે અને એથી યે વિશેષ શક્તિશાળી છે આત્મા: કેમકે મનનો બધો વ્યાપાર આત્મા જાણી શકે છે. ગમે તેવા ઝડપી સાધનને પણ એક સ્થાનેથી બીજે સ્થાને જતાં થોડો ઘણો સમય તો લાગે જ. પ્રકાશ કિરણની ગતિ દર સેંકડે પોણાબે લાખ માઈલની છે એટલે ચન્દ્રનાં પ્રકાશ-કિરણોને અહીં આવતાં ત્રીસ સેકંડ લાગે છે. પરંતુ આપણું મન તો સેકંડનાયે ઓછા ભાગમાં અહીંથી ચન્દ્ર સુધી પહોંચી જાય છે. આપણે જે અત્યારે ધ્રુવતારો જોઇએ છીએ તે શું વાસ્તવમાં હમણાં ત્યાં છે? પ્રકાશ કિરણને ધ્રુવથી અહીં આવતાં ત્રીસ વર્ષ લાગે છે! એનો અર્થ એ થયો કે હમણાં આપણે જે ધ્રુવતારો જોઇએ છીએ તે ત્રીસ વર્ષ પહેલાં ત્યાં હતો. એમ પણ હોઇ શકે કે ઓગણત્રીસ વર્ષ પહેલાં એ નષ્ટ પણ થઈ ચૂક્યો હોય છતાં આપણે તો એને હજી એક વર્ષ સુધી જોઈ શકીશું અને કહી શકીશું કે એ નષ્ટ થયો, પણ ઓગણત્રીસ વર્ષ પહેલાં. ધ્રુવ તો ઘણો નજીક છે પરંતુ કેટલાય તારા એવા છે જે આપણાથી બહુ દૂર છે, કેટલાય પ્રકાશ વર્ષ દૂર છે તો ત્યાંથી નીકળેલાં પ્રકાશ-કિરણોને અહીં આવતાં સેંકડો વર્ષ લાગતાં હશે....આમ સૃષ્ટિમાં લઘુતા અને વિશાલતા બંને અનંત છે. તો પછી તર્કના આધારે કેમ કહી શકાય કે માનવજીવનના આદિ-અંત શા હશે?

યોગીઓની વાત અલગ છે પરંતુ સામાન્ય માણસોના જીવનમાં એવા પ્રસંગો બને છે જેના પરથી પુનર્જન્મનો સિદ્ધાંત સાચો લાગે છે. મારો પોતાનો જ એક અનુભવ કહું છું હું મારી મા સાથે દાદાને ઘરે જતો હતો. ત્યારે હું પાંચ વરસનો બાળક હતો. અમે સ્ટેશને પ્લેટફોર્મ પર બેઠાં ગાડીની રાહ જોતાં હતાં. સહસા મારી આંખ સામે એક દૃશ્ય દેખાવા લાગ્યું. મેં જોયું કે એક ઘર છે, એનો એક મોટો દરવાજો છે, એક બાગ છે, ડાબી બાજુ એક દાદર છે. મેં તો તે પહેલાં એ ઘર કદાપિ જોયું ન હતું. પરંતુ જ્યારે અમે દાદાને ઘરે પહોંચ્યાં ત્યારે મને આશ્ચર્ય થયું. મને પ્લેટફોર્મ પર દેખાયેલા ઘર જેવું જ દાદાનું ઘર હતું. મેં માને એ બનાવ કહ્યો ત્યારે મા કહે: 'પૂર્વજન્મના કંઈ ઋણાનુબંધ હશે.' હજી

[ અનુસંધાન ૨૨૪મે પાને ]

## એ જ પ્રકારના રત્નો

જયભિખ્ખુ

સાકેત નગરનો રહેવાસી જિનદેવ નામનો શ્રમણોપાસક ધંધાર્થે દેશાવર ખેડતો હતો એ એક વાર મલેચ્છ દેશમાં ગયો તેની રાજધાનીનું નગર કોટિવર્ષ હતું ત્યાનો રાજા કિરાત હતો

જિનદેવ કિરાતરાજના દરબારમાં ગયો, અને પોતાની પાસે રહેલા કીમતી વસ્ત્ર મણિ અને રત્ન ભેટ ધર્યા

કિરાતરાજ આ રત્નો જોઇ ખુશ થયો એણે કહ્યુ 'કેવા સુંદર! ભલા ક્યાં થાકતા હશે આવા રત્નો?'

'અમારા દેશમાં આ તો શું, આનાથી પણ સુંદર સુંદર રત્નો પાકે છે' જિનદેવે કહ્યુ

'મારી ઇચ્છા આવા રત્નોવાળા દેશને જોવાની છે શું તમારો રાજા મને પ્રવાસની અનુમતિ આપે ખરો?'

'શા માટે નહીં? હું ટૂંક સમયમાં અનુમતિ મગાવી લઉં છું પછી આપણે સાથે જઈશું'

જિનદેવે સાકેતરાજને લખ્યુ ત્યાંથી તરત જ અનુમતિ આવી ગઇ બન્ને જણા શુભ દિને નીકળ્યા, ને સાકેત નગરમાં આવી પહોંચ્યા

આ જ વખતે નગરપાલકે વધામણી આપી કે ભગવાન મહાવીર નગર બહાર ઉદ્યાનમાં પધાર્યા છે તરત આખું નગર એ ઉદ્યાન તરફ ચાલી નીકળ્યું રાજા પણ રથ જોડાવીને રવાના થયો કિરાતરાજે આમ આખા નગરને બહાર જતું જોઈ જિનદેવને પૂછ્યું 'આ બધા ક્યાં જાય છે?'

જિનદેવે કહ્યું 'આજ અહીં અદ્ભુત રત્નોના એક મહા વેપારી આવ્યા છે અમારા નગરમાં એવા રત્નો એમની પાસે છે'

કિરાતરાજે કહ્યુ 'ચાલો ત્યારે, આપણે પણ જઇએ ને એ શાહ સોદાગરને નીરખીએ'

બન્ને જણ સમવસરણમાં પહોંચ્યા કિરાતરાજ આ અજબ સાઇને જોઈ આશ્ચર્યમાં પડી ગયો એ ભગવાન મહાવીરનો આત્મિક વૈભવ જોઇ ખુશ થઈ ગયો આ મહા વેપારીની વાણી એને હૃદયસ્પર્શી લાગી એ ઊભો થઇને પાસે ગયો ને બોલ્યો 'હું મલેચ્છ દેશનો રાજા કિરાતરાજ છું, અપૂર્વ રત્નો જોવા માટે અહીં આવ્યો છું હે શાહસોદાગર તમારી પાસેના રત્નોનું બયાન કરો'

ભગવાન સ્વામીને બોલ્યા મહાનુભાવ રત્નો બે જ પ્રકારના છે એક ભાવરત્ન ને બીજા દ્રવ્યરત્ન!

'ભાવરત્ન દ્રવ્યરત્ન!' કિરાતરાજ નામ ગોખી ગયો

ભગવાન આગળ બોલ્યા 'દ્રવ્યરત્ન અનેક પ્રકારના હોય છે એ કીમતી હોય છે ચળકાટવાળા હોય છે શોભામણા હોય છે છતાં ટકાઉ હોતા નથી ચોરનો, રાજાનો પાડોશીનો એને ડર હોય છે બહુ બહુ તો એ આ જીવનમાં કંઇક લાભ કરનાર હોય છે, પણ સર્વથી શ્રેષ્ઠ તો ભાવરત્ન લેખાય ત્રણ પ્રકારના એ હોય છે એક દર્શનરત્ન બીજું જ્ઞાનરત્ન, ત્રીજું ચારિત્રરત્ન આ ત્રણ રત્નો જેની પાસે હોય, એને કાંઇ વાતનું દુઃખ રહેતું નથી એ પરમ સુખી છે દુનિયાના રાજા એના ચરણ ચૂમે છે એના બન્ને ભવ સુખી થાય છે ચોર એ રત્નોને ચોરી શકતો નથી રાજા એને લઇ શકતો નથી'

કિરાતરાજ ઊભો થઈને કહેવા લાગ્યો 'મને એ રત્ન આપો!'

ભગવાને કિરાતરાજને ધર્મોપદેશ આપ્યો કિરાતરાજના હૈયામાં એ વસી ગયો એણે દીક્ષાની માગણી કરી ભગવાને એને દીક્ષા આપી પોતાના શિષ્યવર્ગમાં સ્થાપન કર્યો

[ નિર્ગ્રંથ ભગવાન મહાવીરમાંથી ]

☆

દેહના બધા નિયમો આત્માની ઉન્નતિને માટે છે —ગાંધીજી

# શરત નહીં, પરીક્ષા

—જ્ઞાનભિક્ષુ

કાશીના પ્રસિદ્ધ આચાર્ય પાસે પાંચસો વિદ્યાર્થીઓ ભણતા હતા. ત્યારે કાંઇ હાલની પેઠે નિશાળો કે બોર્ડીંગ છાત્રાલયો ન હતાં. આચાર્યનો આશ્રમ એ જ નિશાળ ને છાત્રાલય. રાજાનો પુત્ર હોય કે સાધારણ પ્રજાજનનો પુત્ર હોય—સહુ ભેગા ભણે. માત્ર ભણે જ નહીં આશ્રમનું બધું કામકાજ પણ કરે. ગાયને ચરાવવા લઈ જાય, દોહે, જંગલમાથી લાકડા કાપી લાવે. આમ આજે જેને બુનિયાદી તાલિમ કહેવાય છે એવું શિક્ષણ અપાતું.

કાશીના એ આચાર્યને એક ઉમ્મર લાયક પુત્રી હતી. તેમણે વિચાર કર્યો કે પુત્રીને હવે પરણાવવી જોઈએ. પણ તેને લાયક છોકરો જોઇએ. કોઇ દેખાવમા સારો હોય પણ વર્તને, સ્વભાવે ખરાબ હોય, અને એવા અપલક્ષણુ હોય તે છોકરીનું જીવન બગાડી મૂકે. અહીં ભણે છે એમાંથી એવો છોકરો શોધી કઢાય તો વધારે સારું એમ વિચારી એમણે છોકરાની પરીક્ષા માટે એક યુક્તિ વિચારી.

આચાર્યે કેટલાક સારા, ઉમ્મર લાયક વિદ્યાર્થીઓને બોલાવીને કહ્યું કે હવે મારે પુત્રીનાં લગ્ન કરી નાખવા છે. જે છોકરો પોતાનાં સગાં વહાલાંઓને બિલકુલ ખબર ન પડે, કોઇ ન જુએ એ રીતે કપડાં ઘરેણાં લાવશે, અને જે સૌથી ચઢિયાતાં હશે તેને મારી પુત્રી વરાવીશ.'

વિદ્યાર્થીઓએ, 'તમે કહો છો એ રીતે અમે કપડાં ઘરેણાં લાવીશું.' ખાત્રી આપી. અને બધાં છાનાછપનાં ઘરમાંથી, કોઇને ખબર ન પડે તેમ કપડાં ઘરેણાં લાવવા લાગ્યા. જે શિષ્ય જે વસ્તુ લાવે આચાર્ય તેને તેના નામ. સાથે અલગ અલગ મૂકે.

એ બધા શિષ્યોમાં માત્ર એક જ શિષ્ય એવો નીકળ્યો કે, જે પોતાના ઘરેથી એકે ચીજ ન લાવ્યો. આમ તો તે બધા શિષ્યોમાં સૌથી વધારે શાણો અને ભણવામાં હોશિયાર હતો. આચાર્યે તેને બોલાવીને પૂછ્યું: 'ભાઇ, તું કંઇ ઘરેથી ન લાવ્યો ?'

'ના ગુરુ!' શિષ્યે ટૂંકો જવાબ આપ્યો.

'કંઇ કારણ તો હશે ને?'

'હા. તમે કહ્યું હતું કે કોઇ જુએ જાણે નહીં એમ કપડાં ઘરેણાં લાવજો. પણ મને તો એવી કોઇ જગ્યા નથી દેખાતી જ્યાં કોઇ ન હોય. દાખલા તરીકે હું તો ત્યાં હોઉં જ, અને મારી નજર તો તે ચીજ પર પડે જ. આમ તમારી શરત અનુસાર કોઇ ચીજ મારાથી લાવી શકાય એમ છે જ નહીં, પછી ખોટું કહીને તમને શા માટે છેતરું?'

'ધન્ય છે શિષ્ય! મેં તો વિદ્યાર્થીઓ કેટલા સદાચારી છે એની પરીક્ષા માટે આ શરત મૂકી હતી. મને આનંદ થાય છે કે એવો એક તો નીકળ્યો જ જેને હું મારી પુત્રી સુખે વરાવી શકું!'

અને આચાર્યે તેની સાથે પુત્રીને વરાવવાનું નક્કી કર્યું. પેલા ઘરેથી ચોરીછૂપીથી ચીજો લાવનારા શિષ્યો તો સાવ ભોંઠાં પડી ગયા!

આચાર્યે તેમને બોલાવીને તે લોકો લાવેલા તે બધાં કપડાં ઘરેણાં સૌને પાછાં આપી દીધાં.

☆

સી. પી. ના ગવર્નરે જમનાલાલ બજાજને દરબારમાં હાજર રહેવા આમંત્રણ આપ્યું. આમંત્રણ સાથે એવી સૂચના પણ હતી કે દરબારમાં અમુક પ્રકારનો પોશાક પહેરીને જ આવવું

તે કાળે તો જમનાલાલજી અસહકારની પ્રવૃત્તિમાં નહોતા પડ્યા પણ એમનામાં ત્યારે પણ સ્વમાનની લાગણી અત્યંત તીવ્ર હતી. એમણે ગવર્નરને કહેવડાવ્યું કે, 'હું દરબારના ખાસ પોશાકમાં હાજર ન રહી શકું.' નિરુપાયે ગવર્નરે એમને એમના પોશાકમાં જ હાજર થવા જણાવ્યું. અને ત્યારે જ જમનાલાલ દરબારમાં ગયા.

# પાપ કેવી રીતે થાય છે?

ટોલ્સ્ટૉય

એક શ્રીમંત જમીનદાર હતો. એણે બાગ બનાવ્યો અને તેમા જાતજાતનાં ફળઝાડો રોપ્યાં. જ્યારે એ રોપ મોટા થયાં અને તેને ફળ આવવા લાગ્યાં ત્યારે એની સંભાળ રાખવા માટે એણે બે ચોકીદાર રાખ્યા. એમા એક આંધળો હતો અને બીજો લંગડો હતો. બેઉ બાગના દરવાજે બેસી ચોકી કરતા જમીનદારે વિચાર્યું કે બેઉ ચોકી તો બરાબર કરશે પણ ફળની ચોરી નહી કરી શકે.

એ વાતને દિવસો વહી ગયા અને શરદપૂનમ આવી ચાંદની એવી તો ફેલાઈ હતી કે કીડી પણ ચાલતી હોય તે દેખાય. ચોકી કરતા કરતા લંગડાએ વૃક્ષો પર લટકતા રજાનાં ફળો જોયા અને તેના મોમા પાણી છૂટ્યુ એણે આંધળાને કહ્યું 'ફળો એવા તો મઝાના લાગ્યાં છે કે ખાવાનુ મન થાય! વળી કેટલા બધા છે!'

'તો પછી શેની રાહ જુએ છે? ચાલ, આપણે ખાઈએ!' આંધળાએ કહ્યુ

'હું તો ચાલી શકતો નથી. હા, જો તું મને તારા ખભા પર બેસાડી લે અને હુ કહુ ત્યા તુ મને લઈ જાય તો ફળ તોડી શકાય!'

આંધળાએ હા પાડી અને લગડાને કાંધ પર બેસાડી તે કહે ત્યા ત્યા તેને લઈ જતો ને થોભતો અને લગડો પાકેલા સારા સારાં ફળ તોડતો. ખાવા જેટલા ફળ થયા પછી બ નેએ પોતાની જગ્યા પર જઇ આનદથી ખાધા

બીજે દિવસે જમીનદાર બાગમા આવ્યો. એને થોડા ફળો ઉતારી લીધેલા જણાયા. એણે બેઉ ચોકીદારને ધમકાવ્યા 'તમે બરાબર ચોકી કરતા નથી, જુઓ આ ઝાડ પરથી કોઈ ફળ ચોરી ગયું છે.'

'માલિક! બાગમા તો કોઈ આવ્યુ નથી ' બ નેએ કહ્યું.

'ત્યારે તમે તોડયાં હશે, જાય કયા?'

'અરે માલિક! હુ તો ચાલી શકતો નથી, ને આ તો આંધળો છે—અમે કેવી રીતે ફળ તોડી શકીએ?' લંગડાએ બચાવ કર્યો.

'જો, તુ આ આંધળાની કાંધ પર બેસે ને એ તને તુ કહે ત્યાં લઈ જાય, અને તું સહેલાઈથી ફળ તોડી શકે, ખરુ ને?' જમીનદારે લંગડાને કહ્યુ. તે કશો જ જવાબ આપી શક્યો નહીં.

માણસની વાત પણ આવી જ છે. દેહ કહે છે કે 'હુ જડ છું, માટીનો પિંડ છું. અંધ છું, માટે પેદા કરનારી ચીજને હું જોઈ શકતો નથી. મારાથી પાપ થાય એ શક્ય જ નથી. પાપ શી રીતે થાય એ જ હું જાણતો નથી!'

જીવાત્મા કહે છે: 'જ્યારે મારી પાસે પાપ કરવાનુ કોઈ સાધન નથી ત્યારે હું પાપ કેવી રીતે કરી શકુ? શું ઇન્દ્રિયો વિના થઈ શકે ખરું?'

શરીર અને આત્માની વાત સાંભળી ભગવાન કહે છે: 'આત્મા શરીરની કાંધ પર બેસે છે અને બંનેના સહકારથી પાપ થાય છે.'

☆

'પ્રભુ! અમને અરે, આવી દશામાં કેમ રાખે છે?'
અરે. આગળ વધેલાઓય આવો વેશ રાખે છે! —અર્જુન

## ન્યાયી ખલીફા — 'જિજ્ઞાસુ'

ઉબલા, સીરિયાનો મશહુર રઈસ—એક રીતે રાજા જેવો—હતો

ઉબલાએ પણ ઈસ્લામ ધર્મ અંગીકાર કર્યો હતો કાબાની યાત્રાએ એ ગયો ત્યારે એ કાબાની પરકમ્મા કરતો હતો એની સાથે એક બીજો ગરીબ મુસલમાન પણ ફરતો હતો ઉબલાની લાંબી ચાદર જમીન સાથે સહેજ ઘસડાતી હતી હવે પેલો મુસલમાન પાસે જ ચાલતો હતો તેથી તેનો પગ ઉબલાની ચાદર પર પડ્યો

ઉબલા તો ગુસ્સાથી લાલચોળ થઈ ગયો અને તરત પેલા માણસને તમાચો મારી દીધો પેલો માણસ પણ ઓછો ન હતો તેણે પણ ઉબલાને એક તમાચો ચોઢી દીધો !

ઉબલાના ગુસ્સાનો પાર રહ્યો નહી તેની સાથે વધારે ઝઘડો ન કરતા તે સીધો હજરત ઉમર પાસે પહોંચ્યો અને ફરિયાદ કરી આખો કિસ્સો સાંભળીને હજરત ઉમરે કહ્યુ કે, 'પેલા માણસે તમને તમાચો માર્યો એમા એણે કશુ ખોટુ કર્યું નથી તમે જે કંઈ કર્યું એની સજા તમને મળી તેમા ફરિયાદ શેના કરો છો ?'

ઉબલા તો જવાબ સાંભળી આશ્ચર્યચકિત થઈ ગયો 'અરે પણ અમારા દરજ્જાનો તો વિચાર કરો ! ક્યા હુ અને ક્યા એ ! અમારી સાથે આવી બેઅદબી કરનારનુ તો માથુ કાપી નાખવુ જોઈએ !'

'પહેલા એમ જ થતુ હતુ તમારા જેવા ગુનો કરે તે ગુનો નહી, અને સામાન્ય માણસ સ્વબચાવ માટે પણ હાથ ઉગામે તે ગુનો ગણાતો પણ હવે એવુ નહી ચાલે ઈસ્લામ પહેલા એવું બધુ ચાલ્યુ તે ચાલ્યુ હવે ઈસ્લામમા નાના મોટાનો કશો ભેદ નથી '

'ઈસ્લામમા એવી સમાનતા હોય તો હુ ઈસ્લામને નથી માનતો' ઉબલાની આ ધમકી છતા હજરત ઉમરે કાયદો બદલ્યો નહી

ઉબલા આખરે ત્યાથી નાસી છૂટ્યો

☆

હજરત ઉમરને એકવાર એક સરદાર સાથે ઝઘડો થયો સરદારે હજરત ઉમર ઉપર અદાલતમા કેસ કર્યો

હજરત ઉમર પ્રતિવાદી તરીકે અદાલતમા ગયા કાઝી એમના માનમા ઊભો થઈ ગયો કારણ કે એ મોમીનોના નેતા-ખલીફા હતા ને !

હજરત ઉમરને એથી ઘણુ ખોટુ લાગ્યુ કાઝીને એ કહેવા લાગ્યા 'તમે મને માન આપવા ઊભા કેમ થયા ? આ તો ચોખ્ખો અન્યાય છે ! અહી હુ પ્રતિવાદી તરીકે હાજર થયો છુ— ખલીફા તરીકે નહી

પછી પેલા સરદાર પાસે જઈને બેઠા

કેસ શરૂ થયો કાઝી પાસે કોઈ પૂરાવો ન હતો હજરત ઉમર પોતાના પર મુકાયેલા આરોપનો ઈન્કાર કરતા હતા

વાદી સરદારે હજરત ઉમર પાસે સોગદ લેવડાવવાની માગણી કરી—કાયદા પ્રમાણે એ માગણી વાજબી હતી પણ હજરત ઉમરનો દરજ્જો લક્ષમા લઈ કાઝીએ વાદીને કહ્યુ 'હજરત ઉમર મોમીનોના નેતા છે—ખલીફા છે, એમની પાસે સોગદ ન લેવડાવો તો સારુ '

હજરત ઉમર તરત ઊભા થઈને કહેવા લાગ્યા 'અરે તમે કેવા કાઝી છો ? એક સામાન્ય માણસ અને ઉમરને સમાન નથી ગણતા તો તમારા ઈન્સાફ પર ભરોસો કેમ મૂકી શકાય ? દરેક આરોપી પેઠે હુ સોગદ લેવા તૈયાર છુ

એ કેસમા હજરત ઉમર નિર્દોષ ઠર્યા

ન્યાયના તોલનમા એમણે પોતાના મહાન પદને વચમા આવવા ન દીધુ

☆

જેને કોઈપણ પ્રકારનો નિશ્ચય નથી તેનુ મન વ્યભિચારી છે —ગાંધીજી

## પાપની મમતા

—કમલવદન દેવરૂપ

સુખશય્યા પર પોઢેલા ઈશ્વરની નિદ્રા એકાએક ઊડી ગઈ ને તેમના મનોહર નયનો સામે સોડોમની પાપલીલા તરવરી રહી!

સોડોમ! પાપનો ટીંબો! પાપનું ઘર!

સોડોમ જેટલું પાપ આ જગતમાં બીજે ક્યાંય થતું નહિ હોય!

પાપના એ ટીંબાનો નાશ કરવાનો ઈશ્વરે નિશ્ચય કર્યો પલવારમાં જ સોડોમની ભાગોળે આવીને તે ઊભા સંહારલીલા શરૂ કરવાને શસ્ત્રો ઉગામ્યા પરંતુ એકાએક તે અટકી ગયા એક દેવદૂતને બોલાવીને કહ્યું, 'લૂતને અહીં બોલાવી લાવ' દેવદૂત લૂતને બોલાવી લાવ્યો લૂત ઈશ્વરનો પરમ ભક્ત હતો પાપથી ભરેલા સોડોમમાં એ એકલો જ પુણ્યની જ્યોત ઝગાવી રહ્યો હતો એટલે જ ઈશ્વર તેને બચાવી લેવા ઈચ્છતા હતા!

હાથ જોડીને સામે ઊભેલા લૂતને ઈશ્વરે કહ્યું, 'ઓ લૂત! આ ગામનો નાશ આજે નક્કી છે તેનો ઘડો ભરાઈ ચૂક્યો છે આજે તેના પર હું સંહારલીલા ખેલીશ એમાંથી કોઈ જ નહિ બચે પરંતુ તું એમાંથી મુક્ત છે તું બચવાને યોગ્ય છે તારા સ્ત્રીબાળક સાથે તું દૂર ચાલ્યો જા પાછું વાળીને જોઈશ પણ નહિ' પરંતુ લૂત તો પથ્થરની માફક ઊભો જ રહ્યો! ઈશ્વરે જોયું તો તેની આંસુભરી આંખમાં ઠેઠ દુઃખ હતું.

ઈશ્વરે પૂછ્યું, 'લૂત! તારે કંઈ કહેવું છે?'

'હા પ્રભુ!' લૂતમાં જાણે ચેતન આવ્યું 'આ ગામમાં સારા ગણાય તેવા દશ માણસો પણ જો હોત તો'

ઈશ્વર તેની ઈચ્છા પામી ગયા કરુણાથી બોલ્યા, 'તો લૂત! તારી જનમભોમકા સોડોમનો ગુનો માફ કરીશ એની પાપલીલાઓ સામે આંખ આડા કાન કરીશ તું કહે છે એવા દશ માણસો તું શોધી લાવ' હરખભેર લૂત ઉપડ્યો

પરંતુ થોડીવાર પછી નિરાશવદને પાછો ફર્યો ગુદ્ગદ સ્વરે તેણે કહ્યું, 'દેવ! આ ગામમાં દશ પુણ્યશાળી જીવો પણ નથી તારી ઈચ્છાનો અમલ હો!' ઈશ્વર હસ્યા માયાળુ અવાજે બોલ્યા, 'લૂત! મેં નહોતું કહ્યું? હવે તું તારા બાળબચ્ચાં સાથે ભાગવા માંડ પાપી સોડોમની મમતા મૂકી દે પાછું જોવા રહીશ પણ નહિ'

'જેવી આજ્ઞા, પ્રભુ!' કહી લૂત પોતાના કુટુંબ સાથે ચાલી નીકળ્યો

ને ઈશ્વરે સંહારલીલા શરૂ કરી સોડોમ પર આગનો વરસાદ વરસ્યો અગ્નિએ તાંડવ નૃત્ય આરંભ્યું તેની લપકતી જ્વાળાઓમાં જે આવ્યું તે બધું સ્વાહા થવા લાગ્યું આખું સોડોમ ભડકે બળી રહ્યું, એક ચિતા સમાન બની ગયું!

દૂર ને દૂર જતા લૂતના કુટુંબને પણ તેના તાપનો અનુભવ થયો તેમની જનમભોમકા પર આગના નર્તન થતા હતા! ને તે દૂર દૂર માયા વેગળી મૂકી જતા હતા લૂતની આંખમાં આંસુ આવી ગયાં તેનું કુટુંબ પણ હિંમત ભરેલું હતું એકાએક તેની પત્નીએ કહ્યું 'ઈશ્વરની કૃપાથી આપણે તો બચી ગયાં! પણ લાવને એકવાર છેલ્લી નજર તો માંડી લઉં— 'ઓ સોડોમ!' એટલું બોલતામાં તો લૂત તેને વાળે તે પહેલાં જ તેણે સોડોમ તરફ જોયું ને એ જ વખતે કહ્યા કહે છે કે તે એક પથ્થરની પ્રતિમા બની ગઈ આંસુ સારતા આંખો સાથે લૂત તે પ્રતિમાને જોઈ રહ્યો 'અરેરે! પાપની મમતા રાખનારની આ દશા!' તે બબડ્યો ને આગળ જવા પગ ઉપાડ્યા [અંગ્રેજી પરથી]

* જેમ ગેસની સ્થિતિએ પહોંચીએ તેમ વધારેમાં વધારે સ્વચ્છતા છે ગાંધીજી

# કબૂતરનો માળો

-રતિલાલ-અનિલ

કેટલાંક પંખીઓનાં માળા એવા તો સુઘડ, સગવડતાવાળા, ને મજબૂત હોય છે કે તે જોઈને આપણને આશ્ચર્ય થાય છે. તેમાં સુઘરીનો માળો તો તેના વિશિષ્ટ રચનાકૌશલ માટે વિશેષ વખણાય છે. પણ કબૂતરનો માળો એ બધામાં અપવાદરૂપ છે. તમે જોશો તો એમાં ક્યાંય વ્યવસ્થા કે રચના જેવું નહીં દેખાય. ઘાસ કે દાતણની સળીઓ જેમ તેમ ભેગી કરેલી અને તે પણ ઓછી સલામત જગ્યાએ મૂકેલી જણાશે-એણે મૂકેલા ઇંડાનો મોટો ભાગ તો માળામાંથી પડીને નાશ પામે છે. કબૂતર બહુ ભોળું પંખી છે. પણ જરા ઓછી અક્કલવાળું યે છે એમ લાગે છે. એમ તો એ એટલી અક્કલવાળું યે છે કે યુદ્ધ જેવા પ્રસંગે માઈલો દૂર બરાબર નિયત સ્થળે સંદેશા પણ લઈ જાય છે. પણ એ પોતાનો માળો બનાવવામાં કદી પ્રવીણ નીવડ્યું નથી. એમ કેમ? લેટેવિયાની એક લોકકથામાં એનો ખુલાસો આમ છે:-

યુગો પહેલાંની વાત છે. ત્યારે કબૂતરને માળો બનાવતાં નહોતું આવડતું, તે જમીન પર જ રહેતું અને માદા ત્યાં જ ઇંડાં મૂકતી. એમ એક માદાએ જમીન પર ઇંડાં મૂકેલાં. એક શિયાળની નજરે તે પડયાં અને તેની જીભમાં પાણી છૂટયું. માદા જ્યારે ચણ માટે ઊડીને બીજે ગઈ કે તરત તેણે આવીને કબૂતરનાં ઇંડાં સાફ કરી નાખ્યાં અને ભાગી ગયું.

માદા ચણીને આવીને જુએ તો ઇંડાં ન મળે! એણે તો કલ્પાંત આદર્યું-'મારાં ઇંડાં ક્યાં?' નર પણ આવ્યો-તેને ય દુઃખ થયું-બંને રડવા લાગ્યાં. શોક ઓછો થયા પછી બંનેએ વિચાર્યું કે આપણે પણ બીજાં પંખીઓની પેઠે માળો બનાવી તેમાં ઇંડાં મૂકીએ તો કોઈ તેનો નાશ ન કરી શકે.

અને એમણે માળો બાંધવો શરૂ કર્યો. પણ કોઈ દિવસ બાંધ્યો હોય તો આવડે ને? જેમ તેમ ઘાસ-કચરો મૂકયાથી થોડો કંઈ માળો બને? અંતે બેઉ થાકયાં. પછી જંગલનાં બીજાં પંખીઓને ભેગાં કરી પોતાને માળો બનાવતાં શીખવવાનું ને મદદ કરવાનું કહ્યું. સૌએ હા પાડી અને ઘાસ, સળી, પીંછાં વિગેરે લાવીને એક ઝાડના સલામત ખૂણામાં માળો બાંધવા લાગ્યાં. માંડ થોડો બંધાયો ત્યાં તો કબૂતરાં કહેવા લાગ્યાં—'અમને હવે સમજાઈ ગયું કે માળો શી રીતે બને. હવે અમે હાથે માળો બનાવી લઈશું, જાવ તમે ખોટી ન થાવ.' બધાંએ વિચાર્યું, કે ત્યારે વળી આપણે માથાકૂટ શા માટે કરીએ? અને માળાનો સામાન ત્યાં જ મૂકીને બધાં ઊડી ગયાં.

સૌનાં ગયાં પછી કબૂતરો એક સળી અહીં તો બીજી સળી ત્યાં મૂકે-એમ માળો બનાવવા મથામણ કરવાં લાગ્યાં પણ માળો બંધાય જ નહીં! જ્યારે લાગ્યું કે કોઈની મદદ લીધા વિના આપણા એકલાથી માળો બનવાનો નથી એટલે ફરી એમણે જંગલનાં બધાં પંખીઓને પોતાને માળો બાંધવામાં મદદ કરવા કહ્યું.

ફરી પાછું, બીજા પંખીઓએ આવીને માળો બાંધવાનું શરૂ કર્યું, અર્ધોએક માળો બની રહેવા આવ્યો ત્યાં વળી કબૂતરોને લાગ્યું માળો શી રીતે બનાવાય એ તો અમે જોઈ જાણી લીધું અને અર્ધો તો બંધાઈ ગયો છે-બાકીનો અમે સહેલાઈથી બાંધી લઈશું. અને અગાઉ પેઠે જ બધાં પંખીઓને કહ્યું કે, 'હવે બાકીનો માળો અમે બાંધી લઈશું.'

'અચ્છા'વ! તમને આવડે છે તો પછી અમને શા માટે ફરી ફરી બોલાવો છો?' સૌએ કંઈક કંટાળાથી કહ્યું અને ચાલ્યાં ગયાં.

ફરી કબૂતરોએ માળો બાંધવા માંડ્યો. પણ એવાં તો બાઘાં કે માળો પૂરો કરવાને બદલે બાંધતાં-બાંધતાં બીજાં પંખીઓએ જેટલો

બાંધ્યો હતો તે ય પીંખી નાખ્યો ! આ વખતે તો વટના માર્યા ઘણી મહેનત કરી પણ કશું યે ન વળ્યું. હવે શું થાય ? ફરી શરમીંદા થઈને જંગલના પંખીઓ પાસે ગયા અને માળો બાંધવામાં મદદ કરવા ફરી વિનંતિ કરી ત્યારે સૌએ કહ્યું : 'અક્કલના, તારે ફરી અમને બોલાવી અર્ધેથી તગેડવા છે ? આવડે છે ત્યારે હાથે જ બાંધી લાને, નાહકના શા માટે હેરાન કરો છો ?' અને કોઈ આવ્યું નહીં. કબૂતરો હતાશ થઈને પાછા ફર્યાં. પછી તો જેવો આવડ્યો તેવો માળો બનાવ્યો—બનાવ્યો શું ? ઘાસ-કચરાનો એક ઢેકાળો ઢગલો કર્યો.

બસ, ત્યારથી કબૂતરો એવા લઘરવઘર માળામાં જ ઇંડા મૂકે છે અને જ્યારે તેમાંથી ઇંડા પડીને નાશ પામે છે ત્યારે ફરી કલ્પાંત કરે છે. પણ ફરી એવા જ બીનસલામત માળામાં ઇંડા મૂકે છે ! આજ સુધી એ ઘટમાળ ચાલ્યા જ કરે છે.

☆

'માત્ર લક્ષ્ય પર જ નજર રાખો'

ગુરુ દ્રોણાચાર્ય શિષ્યોને બાણવિદ્યા શીખવતા હતા. લક્ષ્યવેધનો પ્રયોગ કરવાનો હતો. દ્રોણાચાર્યે એક કાળું મરચું સુતરના તારથી બાંધીને તેને ઝાડની ડાળી પર લટકાવ્યું. શિષ્યોને આ કાળું મરચું બાણથી વીંધવાનું હતું. શિષ્યોમાં હતા પાંડવો અને કૌરવો.

એક પછી એક શિષ્ય મરચું વીંધવા આવતો ગયો. જેવો શિષ્ય નિયત સ્થળે મરચું વિંધવા આવે કે દ્રોણાચાર્ય તેને લક્ષ્યસ્થાન ચીંધીને પૂછે : 'જો ત્યાં તને શું દેખાય છે ?'

'ઝાડ દેખાય છે. તેમાં ડાળ, પાંદડાં વિગેરે પણ છે.' દરેક શિષ્ય આવો જવાબ આપતો અને દરેક જણ એ મરચું વીંધવામાં નિષ્ફળ જતો.

અંતે અર્જુનનો વારો આવ્યો. દ્રોણાચાર્યે પૂછ્યું : 'જો સામે શું દેખાય છે ?'

'કાળું મરચું !' અર્જુને કહ્યું.

'બરાબર છે—હવે એને વીંધ !' દ્રોણાચાર્યે કહ્યું.

અને અર્જુને પણછ ખેંચીને તીર છોડ્યું. તે સાથે જ મરચું વીંધાઈ ગયું. દ્રોણાચાર્યે અર્જુનને શાબાશી આપી. પછી તેમણે બધા શિષ્યો તરફ ફરીને પૂછ્યું : 'આ અર્જુન પોતાના લક્ષ્યને વીંધવામાં કેમ સફળ થયો તે તમને સમજાય છે ?'

'ના ગુરુ, નથી સમજાતું.' સૌએ કહ્યું.

'તમારા સૌની નજર તમારા લક્ષ્ય—મરચા પર ન હતી પણ એની આજુબાજુની વસ્તુ પર હતી. જ્યારે અર્જુનની દ્રષ્ટિમાં માત્ર લક્ષ્ય જ હતું—બીજું બધું હોવા છતાં તે તેણે જોયું નહીં, આથી જ તે પોતાના એકમાત્ર લક્ષ્ય પર દ્રષ્ટિ કેન્દ્રિત કરીને તેને વીંધી શક્યો. આ જ રીતે તમારે તમારા જીવનમાં સફળ થવું હોય તો પ્રથમ તમે તમારું લક્ષ્ય નક્કી કરો—અને એ લક્ષ્ય ઈશ્વર જ હોય—પછી તેના સિવાય, તેની આજુબાજુનું બધું ભૂલી જાઓ—પછી તમે લક્ષ્ય પર પહોંચવામાં સફળ થયા વિના નહીં રહો !' દ્રોણાચાર્યનો એ સચોટ બોધ સૌના અંતરમાં સોંસરો ઊતરી ગયો.

☆

ખીણમાં વસવાટ પણ દ્રષ્ટિ શિખર પર રાખવી,
આખું એ નિત્યવર્તન એક વ્રત જેવું થયું ! —'અનિલ'

# આંસુ અને મૌન

—ગુરુદયાલ મલ્લિક

## આંસુ

આંસુ એ ઈશ્વરે માણસને આપેલી અમૂલ્ય ભેટ છે. જેના જીવનમાં આંસુ નથી વહ્યાં તે જીવનનો સાર પામ્યો નથી. જેમ જીવનનો સાર પામવા માટે પ્રેમની આવશ્યકતા છે તે જ રીતે આંસુઓનુ પણ જીવનમા મહત્ત્વનું સ્થાન છે.

પથ્થર આંસુ પાડતા નથી. માણસ આંસુ પાડે છે. પણ જો એ માત્ર પોતાને માટે જ આંસુ પાડે તો તે એની સાચી કદર નથી. જ્યારે બીજાને માટે આંસુ વહે છે ત્યારે જ તેની સાચી કદર થાય છે. કેમકે એ રીતે વહાવેલાં આંસુ પ્રભુના ગળામાં મોતીઓનો હાર બનીને શોભે છે. પરંતુ આપણે જોઈએ છીએ કે માણસ મોટે ભાગે પોતાને માટે જ રડે છે- બીજાને ખાતર નહીં. એને ખબર નથી કે પોતાને ખાતર આંસુઓ વહાવ્યા કરવાથી તે પોતે કમજોર બની જાય છે, પણ બીજાને માટે વહાવે તો તેને બળ જ મળે. પ્રભુના મસ્ત ભક્તો જેમ કહે છે કે દર્દની દવા પણ દર્દ જ છે, તેમ આંસુનો ઈલાજ પણ આંસુ જ છે. પોતાના દુઃખમાં મરવું એ જીવન નથી, બીજાના દુઃખમાં મરવું એમાં જ જીવન છે.

જેમ હસવાનો નિયમ છે તેમ રડવાનો પણ નિયમ છે. એકલા હસીએ તો દુનિયા હાંસી ઉડાવે, ગાંડા ગણી કાઢે, માટે હસવામાં તો ભાગીદાર રાખવો જ જોઇએ, એ જ રીતે કોઈના રુદનમાં ભાગ લેવો જોઇએ. તેના દુઃખમાં ભાગીદાર બનવું જોઈએ.

ભક્તોનુ રુદન દુનિયાદારોનાં રુદનથી નિરાળું હોય છે. આપણે શા માટે રડીએ છીએ? આપણે ઊભી કરેલી અનેક કહેવાતી જરૂરિયાતો પૂરી નથી થતી માટે! પણ ભક્ત રડે છે એટલા માટે કે પોતે હજી ઈશ્વરથી આઘે છે. વિયોગી છે. એ આંસુ અનોખાં છે. તે માત્ર ઇશ્વરનાં ચરણો તરફ જ વહે છે.

માણસનાં આંસુઓમાં ભારે શક્તિ છે. કહે છે કે રાજાઓનાં સિંહાસનો પણ ગરીબનાં આંસુઓથી ધૂળ ભેગાં થઈ જાય છે. ઘણીવાર આ દૃશ્ય જોવામાં આવે છે કે ઘરમાં જ્યારે મા-બાપ અંદરઅંદર લડે છે ત્યારે તેમનાં નાનાં બાળકો તેમની સામે સ્તબ્ધ થઈ તાકી રહે છે અને પછી દેવદૂતની પેઠે મોકળે મને રડવા માંડે છે. બાળકોનાં એ આંસુ જોઈને મા-બાપ લડતાં બંધ થઇ જાય છે.

શું આપણે એ બાળકોની પેઠે આંસુ વહાવી શકીએ છીએ? શું આપણે બીજાઓ માટે રડીએ છીએ? પ્રભુ તો કિમિયાગર છે, એ તો આપણા એવાં આંસુઓને કમળનાં ફૂલોમાં બદલી નાખે છે.

☆ ☆

## મૌન

મૌન સૌથી ઉત્તમ પ્રાર્થના છે, કેમકે શાંતિમાં જ ઈશ્વરનો પદરવ સાંભળી શકાય છે. પરંતુ સાચી પરમ શાંતિ માણસને એમ સહેલાઇથી મળતી નથી. એટલા માટે જ કદાચ પ્રભુએ માણસનું પ્રથમ સર્જન કર્યું ત્યારે તેને શાંતિ સિવાય બધું આપ્યું–છતાં પ્રભુની ઈચ્છા તો એવી જ હતી કે માણસ પોતાના જીવનમાં શાંતિ મેળવવા પોતે જ સાધના કરે. અને એ રીતે મેળવેલી શાંતિમાં ક્ષણેક્ષણે, શ્વાસોચ્છ્વાસમાં મારો અનુભવ કરે.

શાંતિમાં રહેવાથી માણસ પોતાનું કામ ઘણી સારી રીતે કરી શકે છે–એ બોધ પ્રકૃતિ હંમેશ આપે છે. એટલા માટે તો અપ્રીતિને પ્રીતિથી, અનિતિને નિતિથી, અસત્યને સત્યથી જીતી શકાય છે. અને સત્ય, નીતિ તથા પ્રેમનો સ્વભાવ શાંતિ છે.

ઈશ્વર દુનિયાનું કામ કેટલી શાંતિથી કરે છે? એટલી બધી શાંતિથી કે ઘણાને તો

## આંસુ

આંસુ એ ઈશ્વરે માણસને આપેલી અમૂલ્ય ભેટ છે. જેના જીવનમા આંસુ નથી વહ્યાં તે જીવનનો સાર પામ્યો નથી. જેમ જીવનનો સાર પામવા માટે પ્રેમની આવશ્યકતા છે તે જ રીતે આંસુઓનુ પણ જીવનમા મહત્ત્વનું સ્થાન છે.

પથ્થર આંસુ પાડતા નથી. માણસ આંસુ પાડે છે. પણ જો એ માત્ર પોતાને માટે જ આંસુ પાડે તો તે એની સાચી કદર નથી જ્યારે બીજાને માટે આંસુ વહે છે ત્યારે જ તેની સાચી કદર થાય છે. કેમકે એ રીતે વહાવેલા આંસુ પ્રભુના ગળામાં મોતીઓનો હાર બનીને શોભે છે. પરંતુ આપણે જોઈએ છીએ કે માણસ મોટે ભાગે પોતાને માટે જ રડે છે-બીજાને ખાતર નહીં. એને ખબર નથી કે પોતાને ખાતર આંસુઓ વહાવ્યા કરવાથી તે પોતે કમજોર બની જાય છે, પણ બીજાને માટે વહાવે તો તેને બળ જ મળે. પ્રભુના મસ્ત ભક્તો જેમ કહે છે કે દર્દની દવા પણ દર્દ જ છે, તેમ આંસુનો ઈલાજ પણ આંસુ જ છે. પોતાના દુઃખમાં મરવું એ જીવન નથી, બીજાના દુઃખમાં મરવું એમાં જ જીવન છે.

જેમ હસવાનો નિયમ છે તેમ રડવાનો પણ નિયમ છે. એકલા હસીએ તો દુનિયા હાંસી ઉડાવે, ગાંડા ગણી કાઢે, માટે હસવામાં તો ભાગીદાર રાખવો જ જોઇએ, એ જ રીતે કોઈના રુદનમાં ભાગ લેવો જોઇએ, તેના દુઃખમાં ભાગીદાર બનવું જોઈએ.

ભક્તોનું રુદન દુનિયાદારોના રુદનથી નિરાળું હોય છે. આપણે શા માટે રડીએ છીએ? આપણે ઊભી કરેલી અનેક કહેવાતી જરૂરિયાતો પૂરી નથી થતી માટે! પણ ભક્ત રડે છે એટલા માટે કે પોતે હજી ઈશ્વરથી આઘે છે. વિયોગી છે. એ આંસુ અનોખાં છે. તે માત્ર ઇશ્વરનાં ચરણો તરફ જ વહે છે.

માણસનાં આંસુઓમાં ભારે શક્તિ છે. કહે છે કે રાજાઓનાં સિંહાસનો પણ ગરીબનાં આંસુઓથી ધૂળ ભેગાં થઈ જાય છે. ઘણીવાર આ દૃશ્ય જોવામાં આવે છે કે ઘરમાં જ્યારે મા-બાપ અંદરઅંદર લડે છે ત્યારે તેમનાં નાનાં બાળકો તેમની સામે સ્તબ્ધ થઈ તાકી રહે છે અને પછી દેવદૂતની પેઠે મોકળે મને રડવા માંડે છે. બાળકોનાં એ આંસુ જોઈને મા-બાપ લડતાં બંધ થઇ જાય છે.

શું આપણે એ બાળકોની પેઠે આંસુ વહાવી શકીએ છીએ? શું આપણે બીજાઓ માટે રડીએ છીએ? પ્રભુ તો કિમિયાગર છે, એ તો આપણા એવાં આંસુઓને કમળનાં ફૂલોમાં બદલી નાખે છે.

☆ ☆

## મૌન

મૌન સૌથી ઉત્તમ પ્રાર્થના છે, કેમકે શાંતિમાં જ ઈશ્વરનો પદરવ સાંભળી શકાય છે. પરંતુ સાચી પરમ શાંતિ માણસને એમ સહેલાઇથી મળતી નથી. એટલા માટે જ કદાચ પ્રભુએ માણસનું પ્રથમ સર્જન કર્યું ત્યારે તેને શાંતિ સિવાય બધું આપ્યું-છતાં પ્રભુની ઈચ્છા તો એવી જ હતી કે માણસ પોતાના જીવનમાં શાંતિ મેળવવા પોતે જ સાધના કરે. અને એ રીતે મેળવેલી શાંતિમાં ક્ષણેક્ષણે, શ્વાસોચ્છવાસમાં મારો અનુભવ કરે.

શાંતિમાં રહેવાથી માણસ પોતાનું કામ ઘણી સારી રીતે કરી શકે છે-એ બોધ પ્રકૃતિ હંમેશ આપે છે. એટલા માટે તો અપ્રીતિને પ્રીતિથી, અનિતિને નિતિથી, અસત્યને સત્યથી જીતી શકાય છે. અને સત્ય, નીતિ તથા પ્રેમનો સ્વભાવ શાંતિ છે.

ઈશ્વર દુનિયાનું કામ કેટલી શાંતિથી કરે છે? એટલી બધી શાંતિથી કે ઘણાને

# મોતની બીક!

શશિન્ પટેલ

સ્વામી હરિદાસજી પોતાના થોડાક શિષ્યો સાથે વહાણની સફરે નીકળ્યા હતા દરિયો શાંત હતો અને વાયરા ખુલ્યા હતા એટલે વહાણ સડસડાટ સરતુ હતુ

પરંતુ થોડે આગળ જતા જ, પવને દિશાઓ બદલવા માંડી વાદળ વિહોણા આકાશમા ક્યાંકથી કાળા ભમ્મર વાદળ ચડ્યા। શાંત જણાતા દરિયાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું ને દડાની માફક વહાણને આમતેમ ફંગોળ્યુ ! એ જોઈ શિષ્યોના જીવ તો પડીકે બંધાઈ ગયા, માઝીઓએ પણ આશા મૂકી દીધી ને આવતા મોતને નિહાળ્યુ હોય એમ સહુ ગાભરા બની ગયા

પરંતુ એ કશાની અસર ન થઈ માત્ર હરિદાસજી પર ! મંદિરની ચોપાડમા જેવા બેઠા જેટલી જ નિર્ભયતાથી તે અત્યારે હરિના નામનો જપ જપતા હતા જીવન મરણથી પર બનેલો એમનો આત્મા પરમાત્મા સાથે ગેલ કરી રહ્યો હતો !

શિષ્યો તથા માઝીઓએ તે જોયુ ને નોધારા આધારને વળગે તેમ હરિદાસજી પાસે દોડી ગયા, "બાપજી! મોતના મોમા આવ્યા છીએ કંઈક ચમત્કાર કરો ને અમને બચાવો !" કહેતા તેમને ઢંઢોળવા લાગ્યા તેમના સ્પર્શે હરિદાસજીને આ દુનિયા પર લાવી મૂક્યા તેમણે આંખો ખોલી ને પરિસ્થિતિ પારખી પછી કંઈક મર્માળુ હસ્યા, ને એકદમ ઊઠ્યા! બે હાથમા બે શિષ્યોને પકડીને ઊંચા કરીને કહ્યુ, "હવે તમને આ દરિયામા ફેંકી દઉં તો ?"

આવી પરિસ્થિતિમાંય શિષ્યોના મુખ પર આનંદ છવાયો તેમણે કહ્યુ, 'બાપજી! એનાથી રૂડુ બીજુ શુ હોય ? તમે તો માવતર છો ધારો તે કરો તમારા હાથના તો મોતેય મીઠા લાગે "

"તો બસ હવે તો ફેંકી જ દઉં છુ," હરિદાસજીએ કહ્યુ ને ઉમેર્યું, "હું તમારો માવતર ને મારા માવતર ઇશ્વર તો ઈશ્વરેય તમારો માવતર ખરો ને ?"

"હા સ્તો '

"ને એનુ ધાર્યું એ કરી શકે ને?"

'હાસ્તો એની આ રીત વગર તો પાંદડુ ય ન ફરકે'

બહુ સારુ તો એના મોકલ્યા વગર મોત આવે ખરુ કે ?"

"ના જ આવે બાપજી' એ બિચારુ કેમનુ આવે ?

"તો ભાઈ! એનુ મોકલ્યુ મોત તમને લેવા આવે છે તો પછી આ બધા ફાંફા શીદને મારો છો ?

શિષ્યોને કંઈક સમજ પડી એમના અંતરમા દીવો પ્રકટ્યો, ત્યા તો વળી હરિદાસજીએ કહ્યુ, "આજ સુધી મંજીરા ને તંબૂરા અમથા જ કૂટ્યા ને ? હરિઇચ્છાને તો ઓળખી જ ન શક્યા ! ને મોત આવશે ને તમને લઈ જશે એમ માન્યુ કઈ રીતે ? ટ્યો, બધીય પંચાત મૂકીને ધૂન જમાવો રઘુપતિ રાઘવ રાજા રામ પતિતપાવન સીતારામ "

ધીમે ધીમે ધૂન જામી સૌ ઘડીભર તો મોતનેય વિસરી ગયા પછી તો ભજનો પણ ગવાયા—છેલ્લુ છે તુ જે હરિનામ બોલાયુ તે સાચુ, એમ માનીને 'સ્તો

પરંતુ જ્યારે તે પત્યા પછી તેમણે દરિયા તરફ જોયુ તો દરિયો શાંત જણાયો ને તોફાન તો ક્યારનુય શમી ગયુ હતુ !

---

નીલ નભનો રંગ ધરતીને કદી લાગ્યો નહી,
માનવે જ્યા ઝેર વાવ્યા ત્યાંય લીલીછમ રહી ! અનિલ

## દાની છૂપે, ઘર માગણ આયો ? — રતિલાલ-અનિલ

મહાત્માએ એક કરોડનું ટિળક સ્વરાજ્ય ફંડ ઉઘરાવવાનું નક્કી કર્યું હતું અને ગાંધીજી પોતે ઉઘરાવવા માટે ફરતા હતા ફરતા ફરતા તેઓ વઢવાણ આવી પહોંચ્યા ત્યાં ફાળા માટે જાહેર સભાની જાહેરાત થઈ

દરબાર ગોપાળદાસ રાજવી હોવા છતા દેશપ્રેમથી રંગાયેલા—મહાત્મા જી આટલે નજીક આવે ને હું દસામા બેસી રહું એ કેમ ચાલે ? એમ વિચારી એ તો વઢવાણ જવા તયાર થયા તેમના એ નિર્ણયથી લાગતાવળગતાઓને ચિંતા થઈ દરબાર તો તાજ સાથે વફાદારીના સંબંધથી જોડાયેલા છે એ ગાંધીજીની સભામાં જાય તો તો સરકારની આંખ લાલ થાય જ ! વળી, દરબાર તો જરૂર ફાળામાં સારી રકમ આપ્યા વિના રહે નહી તેથી તો સરકારને બહાનું જ મળી જાય ! સૌએ દરબારને ખૂબ સમજાવ્યા પણ તેમણે તો વઢવાણ જવાનું નક્કી જ રાખ્યું આખરે એવો નિર્ણય થયો કે દરબારે મિત્રો સાથે સાદા વેશમાં જવું અને આંખે ન ચઢાય એ રીતે સામાન્ય શ્રોતા તરીકે સભામાં જવું, પણ ફાળામાં કંઈ આપવું નહી

દરબારે તેમ કરવાનું કબૂલ કર્યું અને વઢવાણ ઉપડયા સંજોગોનુસાર ગાંધીજી ઉતર્યા તે જ ટ્રેનમાં ગવર્નર જનરલના કાઠિયાવાડના એજન્ટ પણ ઉતરવાના હતા તેમને લેવા કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ પણ સ્ટેશને આવ્યા હતા, આમ આંખે ચઢવાનો ભય હોવા છતા દરબાર તો બેધડક વઢવાણની જનતા ભેગા મહાત્માજીને લેવા સ્ટેશને ગયા

સાંજે વઢવાણમાં વિરાટ સભા થઈ, દરબારના સાથીઓ એ સભાને છેડે ખૂણામાં દરબાર સાથે બેઠા સભામાં ગાંધીજીએ ટિળક ફાળા માટે હાકલ કરી શ્રોતાઓ પર તેની જાદુઈ અસર થઈ

ફાળાની ઝોળી ફરવા માંડી અને લોકોએ ગજવામાં જે હોય તે તેમાં નાખવા માંડયું બહેનોએ પોતાના ઘરેણા અંગ પરથી ઉતારી ઉતારીને નાખવા માંડયા દરબારનો જીવ ઝોળીમાં કંઈક નાખવા ઊંચોનીચો થવા લાગ્યો પણ સાથીઓએ સાવચેતીના પગલા તરીકે એમના ગજવામાં કાંઈ જ રહેવા દીધેલું નહી અને વળી ખાદીના સાદા કપડામાં બીજું આપવા જેવું હોય પણ શું ? ત્યાં એમની નજર પગમાં પહેરેલા સોનાના તોરા (આંકળા) પર ગઈ દરબારે તરત તે કાઢી દાન માટેની ઝોળીમાં નાખી દીધો

ઝોળી ગાંધીજી સામે ખાલી થઈ જાત જાતના સિક્કાઓ, ઘરેણાઓમાં દરબારનો કીમતી તોરો તરત અલગ તરી આવ્યો ગાંધીજીએ તરત પારખી કાઢ્યું કે આ કોઈ રાજાનું ઘરેણું છે એમણે એ તોરો સૌને બતાવી જેનો એ હોય તેને મંચ પર આવવા કહ્યું

દરબાર તો તરત ઊઠવા લાગ્યા પણ મિત્રોએ રોકી રાખ્યા ગાંધીજીએ ફરી જેનો તોરો હોય તેને મંચ પર આવવા કહ્યું અને દરબાર બેઠા હતા ત્યાંથી જ બોલ્યા 'મારા મિત્રો મને આવવા દેતા નથી !' સૌનું ધ્યાન તે તરફ ગયું મિત્રો ભોંઠા પડયા અને દરબાર ઝડપભેર મંચ તરફ ગયા

ગાંધીજીએ દરબારના ત્યાગની પ્રશંસા કરતા કહ્યું 'ભારતમાતાની ગુલામીની બેડી દૂર કરવા દરબારે પ્રથમ પોતાના પગની બેડી (સાંકળી) દૂર કરી છે' શ્રોતાઓએ દરબારને તાળીઓથી બિરદાવ્યા

દરબારે ત્યારે જ દેશસેવામાં ઝંપલાવવાનો નિર્ણય કર્યો

દરબારના સાથીઓ તો તેમના વઢવાણ ગમનની ખબર પણ ખાનગી રાખવા માગતા હતા તેને બદલે ઉપલા બનાવથી ગુજરાત-સૌરાષ્ટ્રમાં લાખો લોકોને જાણ થઈ ગઈ બધે દરબારના દાન ને હિંમતની વાતો ચર્ચાઈ રહી

# મોતની બીક!

— શશિન્ પટેલ

સ્વામી હરિદાસજી પોતાના થોડાક શિષ્યો સાથે વહાણની સફરે નીકળ્યા હતા દરિયો શાંત હતો અને વાયરા ખુલ્યા હતા એટલે વહાણ સડસડાટ સરતું હતું

પરંતુ થોડે આગળ જતા જ, પવને દિશાઓ બદલવા માંડી વાદળ વિંઝાણા આકાશમાં ક્યાંકથી કાળા ભમ્મર વાદળ ખડકાયાં! શાંત જણાતા દરિયાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું ને દડાની માફક વહાણને આમતેમ ફંગોળ્યું! એ જોઈ શિષ્યોના જીવ તો પડીકે બંધાઈ ગયા, માંડીઓએ પણ આશા મૂકી દીધી ને આવતા મોતને નિહાળ્યું હોય એમ સહુ આભા બની ગયા

પરંતુ એ કશાની અસર ન થઈ માત્ર હરિદાસજી પર! મંદિરની ચોપાડમાં જેવા બેઠા જેટલી જ નિશ્ચિંતતાથી તે અત્યારે હરિના નામનો જપ જપતા હતા જીવન મરણથી પર બનેલો એમનો આત્મા પરમાત્મા સાથે ગેલ કરી રહ્યો હતો!

શિષ્યો તથા માંડીઓએ તે જોયું ને નોધારા આધારને વળગે તેમ હરિદાસજી પાસે દોડી ગયા, "બાપજી! મોતના મોંમાં આવ્યા છીએ કંઈક ચમત્કાર કરો ને અમને બચાવો!" કહેતા તેમને ઢંઢોળવા લાગ્યા તેમના સ્પર્શે હરિદાસજીને આ દુનિયા પર લાવી મૂક્યા તેમણે આંખો ખોલી ને પરિસ્થિતિ પારખી પછી કંઈક મર્માળું હસ્યા, ને એકદમ કૂદ્યા! બે હાથમાં બે શિષ્યોને પકડીને ઊંચા કરીને કહ્યું, "હવે તમને આ દરિયામાં ફેંકી દઉં તો?"

આવી પરિસ્થિતિમાંય શિષ્યોના મુખ પર આનંદ ઢવાયો તેમણે કહ્યું, "બાપજી! એનાથી રૂડું બીજું શું હોય? તમે તો માવતર છો ધારો તે કરો તમારા હાથના તો મોતેય મીઠા લાગે"

"તો બસ હવે તો ફેંકી જ દઉં છું," હરિદાસજીએ કહ્યું ને ઉમેર્યું, "હું તમારો માવતર ને મારા માવતર ઈશ્વર તો ઈશ્વરેય તમારો માવતર ખરો ને?"

"હા સ્તો"

"ને એનું ધાર્યું એ કરી શકે ને?"

'હાસ્તો એની આ રીત વગર તો પાંદડું ય ન ફરકે'

બહુ સારું તો એના મોકલ્યા વગર મોત આવે ખરું કે?"

"ના જ આવે બાપજી! એ બિચારું કેમનું આવે?'

"તો ભાઈ! એનું મોકલ્યું મોત તમને લેવા આવે છે તો પછી આ બધા ફાંફાં શીદને મારો છો!"

શિષ્યોને કંઈક સમજ પડી એમના અંતરમાં દીવો પ્રકટ્યો, ત્યાં તો વળી હરિદાસજીએ કહ્યું, "આજ સુધી મંજીરા ને તંબૂરા અમથા જ કૂટ્યા ને? હરિઈચ્છાને તો ઓળખી જ ન શક્યા! ને મોત આવશે ને તમને લઈ જશે એમ માન્યું કઈ રીતે? હ્યો, બધીય ચિંતા મૂકીને ધૂન જમાવો રઘુપતિ રાઘવ રાજા રામ પતિતપાવન સીતારામ"

ધીમે ધીમે ધૂન જામી સૌ ઘડીભર તો મોતનેય વિસરી ગયા પછી તો ભજનો પણ ગવાયાં—છેલ્લું છે જે હરિનામ બોલાયું તે સાચું, એમ માનીને 'સ્તો

પરંતુ જ્યારે તે પત્યા પછી તેમણે દરિયા તરફ જોયું તો દરિયો શાંત જણાયો, ને તોફાન તો ક્યારનુંય શમી ગયું હતું!

---

નીલ નભનો રંગ ધરતીને કદી લાગ્યો નહીં,
માનવે જ્યાં ઝેર વાવ્યાં ત્યાંય લીલોછમ રહી! અનિલ

# સ્વર્ગની સૃષ્ટિ

રવીન્દ્રનાથ ટાગોર

એક વાર એક માણસના મનમાં સ્વર્ગની કલ્પના આવી એની ચિંતામાં એ કોણ જાણે કેટલાંય તીર્થોની જમીન ખૂંદી વળ્યો, બ્રાહ્મણોની ચરણરજ એકઠી કરી અને અનેક વ્રત-નિયમો પાળ્યાં કેવળ એક જ વિચાર હંમેશા એના મનમાં આવ્યા કર્યો કે એવું શું કર્મ કરું કે જેનાથી મર્યા પછી મને સ્વર્ગ મળે? પરંતુ એવું સ્વર્ગ તો કોઈ ઠેકાણે નથી, બલ્કે માનવને ઈશ્વરે એમ જ કહ્યું છે કે સ્વર્ગ તો તારે પોતે જ બનાવવું પડશે આ વિશ્વને જ સ્વર્ગ બનાવી દેવાનું છે

પરંતુ શું એ સ્વર્ગ સૃષ્ટિ એકલાથી રચી શકાય? નહીં જ, એ કહે છે, હું, તું બંને સાથે મળીને સ્વર્ગ રચીશું બાકી આખી સૃષ્ટિ મેં રચી છે, તારે કારણે જ મારી સ્વર્ગ સૃષ્ટિની રચના અધૂરી રહી છે ' જ્યાં સુધી એનું નબળામાં નબળું બાળક એની સામે પોતાના બધા ઉપકરણો લઈને હાજર નહીં થાય ત્યાં સુધી સ્વર્ગની રચના અપૂર્ણ જ રહેશે એટલા માટે એ યુગોથી પ્રતિક્ષા કરે છે આ પૃથ્વી માટે તે શું અનંત કાળથી પ્રતિક્ષા નથી કરતા? આજે આપણે આ પૃથ્વીને કેટલી સુંદર કેટલી રહસ્ય સ્થાનના જોઈએ છીએ? પરંતુ કેટલા તાપમાંથી પસાર થઈને ધીરેધીરે શીતલ થતા થતા તરલ થતા થતા, પૃથ્વી આટલી હદ વટી કે આજે એની છાતી પર આવી અદ્ભૂત રમણીયતા દેખાય છે પૃથ્વી યુગોથી કણકણ કરીને રચાતી આવી છે ત્યારે સ્વર્ગની રચના હજી બાકી છે જે દિવસે પૃથ્વી વરાળના રૂપમાં હતી ત્યારે એનું આવું સૌન્દર્ય ક્યારેય પ્રગટ થયું નો'તું પરંતુ આજે નીલ આકાશની નીચે એનું અનોખું સૌન્દર્ય કેટલું વિખેરાઈને પડ્યું છે? એ જ પ્રકારે સ્વર્ગલોક પણ વરાળના આકારમાં આપણા હૃદયમાં વસે છે, પરંતુ એના કણોએ ભેગા થઈને નક્કર આકાર ધરવો હજી શરૂ કર્યો નથી પોતાના એ રચનાકાર્ય માટે એ તો આપણી સાથે આવી વસ્યા છે, પરંતુ આપણે તો આજે પણ ખાવા-પીવાની-મોજ કરવાની ચિંતામાં બધું ભૂલીને હાથ પગ રાખીને બેઠા છીએ પરંતુ મરતા સુધી એટલું કહેવાને લાયક આપણે બનવું જ જોઈશું કે આ પૃથ્વી પર, આ જીવનમાં સ્વર્ગનો નાનકડો આભાસ તો હું છોડતો જાઉં છું થોડુંક તો મારું પાછળ મૂકી જાઉં છું મારા અપરાધોના સ્તુપો કંઈ ઓછા નથી, અને સમયની બરબાદી પણ ઓછી નથી કરી, તે છતાં વચ્ચે વચ્ચે ઘડીભર માટે સૌન્દર્ય પણ ખીલી ઊઠ્યું હતું દુનિયાને આ વખતે પણ વંચિત રાખીને જઈશ? નહીં, એટલું જરૂર કહી શકું કે એના અભાવને થોડો તો ઓછો કર્યો જ છે અજ્ઞાનને થોડુંક તો દૂર કર્યું જ છે આજના આ દિવસો ક્યારેક વીતી જશે આ પ્રકાશ ક્યારેક જન વાનમા અદૃશ્ય થઈ જશે, દુનિયા પોતાના દ્વાર બંધ કરી દેશે અને હું બહાર જ રહીશ તો શું તે પહેલા એટલું પણ નહીં કહી શકીશ કે હું યથાશક્તિ દુનિયાને થોડું ઘણું તો આપી જ શક્યો છું?



આકાશ શું કહે છે? એ શા માટે હાસ્ય રચે છે? વિધાતા કહી રહી છે આકાશમાં મેં ઉત્સવના પ્રદીપો જગાવીને બુઝાવી નાખ્યા છે, શું તું ચાંદ પૂરવા નહીં આવે? મારું ગાન તો બાકી

જ રહ્યું છે શું તું તારો તાનપૂરો કે એકતારો નહી છેડે ?' કલાકારે કહ્યું કે, 'હા, શા માટે નહી છેડું ?' આનંદના ગાન સાથે જ્યારે વિશ્વનો પ્રાણ મળે છે—એ જ યથાર્થ ગાનની વૃષ્ટિ છે જે આદમી માનવસમાજ વચ્ચે એવી આશાથી ઊભો છે કે લોકો મને ક્યારે વિજયમાળા પહેરાવે તે કંઈ જ નથી, પરંતુ કલાકારે કેવળ રેખાના સૌન્દર્યનો જ સ્વીકાર કરી લીધો, કવિએ કેવળ સરસતાથી જ સંતોષ માની લીધો કોઈ પણ સંપૂર્ણ ન લઈ શક્યું જીવનનું સંપૂર્ણ અર્પણ કરીને જ સંપૂર્ણને પામી શકાય છે એની સાથે મળીને જ આપણે એની વસ્તુનો ઉપયોગ કરવો જોઈએ

☆

## ભારત માતા ?

સવારનો સમય હતો કોઈએ ઘરના બારણા ખખડાવ્યા મેં અંદરથી જ પૂછ્યું કોણ છે ?' પણ મને કોઈ જવાબ ન મળ્યો થોડી વાર પછી ફરીથી કોઈએ બારણા ખખડાવ્યા મેં ફરી પૂછ્યું 'એ કોણ છે ?' પરંતુ ત્યારે યે મને જવાબ ન મળ્યો

સૂર્ય બરાબર મધ્યમાં હતો હું કામથી થાકીને આરામ કરતો હતો એકાએક સવારનો બનાવ યાદ આવ્યો મ મને / પ્રશ્ન પૂછ્યો 'એ બારણા કોણે ખખડાવ્યા હશે ?

સાંજ પડી હું દિવસના કામથી નિવૃત્ત થઈ ઘર તરફ ચાલી નીકળ્યો, ઘરે પહોંચીને પ્રેમની પૂજા કરી અને જ્યારે પૂર્ણ સ્વસ્થતા પ્રાપ્ત કરી પછી મેં બાપુનું 'હિન્દ સ્વરાજ' પુસ્તક વાંચવું શરૂ કર્યું જેમજેમ હું વાંચતો ગયો મારી આંખમાંથી આંસુ ખરતા ગયા

સૂવાનો સમય થયો મેં પુસ્તક બંધ કર્યું મને નિદ્રાની ગોદમાં લપાઈ ગયો પરંતુ ઊંઘ ક્યાં ? એવું લાગતું હતું કે હૃદયમાં દર્દ ઉભરાય છે અને દૂર કરવા મેં એક ગીત ગાવા માંડ્યું આજ સવારે આવ્યું કોણ ?

રાત હમણાં જ પૂરી થવામાં હતી, ત્યાં કોઈએ આવીને બારણા ખખડાવ્યા મેં અંદરથી પૂછ્યું 'અરે મારા બારણે કોણ આવ્યું ?'

'અ તો હું છું—તારો મહેમાન થઈને આવ્યો છું, શી મહેમાની કરશે ?' એમ કહીને તેણે મને શરમાવ્યો એમ લાગે છે કે મારા દર્દની અસર આભના તારા સુધી પહોંચી ગઈ હતી કેમકે ધીમેથી એકે મને કહ્યું 'બાપુ જ તો આજે સવારે તારા બારણે આવ્યા હતા'

'હું !' ભારે આશ્ચર્યથી મારા મોંમાંથી શબ્દ નીકળી પડ્યા

અને હજી તો હું એ આશ્ચર્યમાં જ ડૂબેલો હતો ત્યાં એક ખૂણામાં એક માતા નજરે પડી—એના શરીરે પૂરા કપડાં યે ન હતા—એના હાડકાં—પાંસળાં દેખાતાં હતાં કોણ જાણે પણ કેમ, એને જોતાં જ હું ચીસ પાડી ઊઠ્યો, 'ભારત માતા ?'

—ગુરુદયાલ મલ્લિક

☆

તો રાનો અભાવ એ કર્તવ્ય જાણવાનું પહેલું પગથિયું છે

- હિંસા એ પશુથી માણસ જુદું પાડનારી નથી રહેતી પણ હિંસા મારનારના મનમાં રહેલી છે
- નિર્બળ એવાને પ્રયત્ન અથવા દાન
- સાચું બોલવું એ સામાન્ય ધર્મ છે
- માતાના વાસણ જેવા જ પાયખાના સાફ કરનાર માણસ પોતાનો ધર્મ ઉત્તમ રીતે સાચવે છે
- ઇચ્છેલી વસ્તુ ન મળે એટલે ક્રોધ થાય છે

કામનો અમલ અને નામનો અમલ બે જુદી જુદી વસ્તુ છે

- ગુનામ જે પકડે—ઓરે એ પછી માણિકની જ પરીક્ષા થવાની છે.

—ગાંધીજી

## વરઘોડો

**—નારાયણ દેસાઈ**

દિવસ દરમ્યાન અમે લગભગ અગિયારેક કલાક ચાલ્યા હતા. અંતર તો માત્ર ચાર કે ઓગણીસ માઈલ હશે. પણ એક સાથી પગે જખમી થયો હતો એટલે એની સાથે ધીરે ધીરે ચાલ્યા. પગપાળા ફરવામાં ગાડી ચૂકવાનો ભય નથી હોતો! અહીં તો કાલો હ્યયં નિરવધિઃ વિપુલા ચ પૃથ્વી.

પણ આપણી સામાન્ય ગતિ કરતા ધીરે ચાલવાથી થાક લાગે છે એક ઠીક ઠીક સમૃદ્ધ ગામના એક ઘરની મેડીએ પડયા પડયા અમે ઊંઘને નોતરતા પડખા ફેરવતા હતા. પણ પગનો થાક ઊંઘ આવવા દેતો નહતો. વળી ગામના કોઈ સમૃદ્ધ દીકરાના વરઘોડામા ફૂટતી આતશબાજીના ધડાકાઓ પણ નીંદરને ખાળતા હતા. એટલામાં બાજુમા કોઈએ બૂમ પાડી: 'એ લાગ્યું.'

આગની આ સૂચનાથી અમારો થાક ભૂલાઇ ગયો. છજામાંથી જોયું તો સ્થળ બહુ દૂર ન લાગ્યું. અમારા યજમાનને ત્યાંથી ઝટપટ ડોલો ઉપાડી અમે દોડયા. બીજા પણ કેટલાક લોકો એ તરફ દોડતા હતા. સ્થળ પર પહોચ્યા. ત્યારે જે જોયું અને સાભળ્યુ તે જીવનના કરુણતમ પ્રસંગોમાં ગણાવી શકાય તેવું હતું. કોઈ ઘર બળતું નહોતું, કોઇ છૈયાછોકરાં કે બૈરાંઓની ચીસો સંભળાતી નહોતી, છતાં દૃશ્ય કરુણ હતું. કારણ કે ત્યાં કરુણાનો અભાવ હતો.

ગામની જોડાજોડ આવેલા હરિજનવાસ પાસે ઘાસનું એક કુંદવું બળતું હતું. કેટલાક લોકો એને હોલવવા તનતોડ મહેનત કરી રહ્યા હતા. આગ વધે તો તરત જ વાસને લાગે એમ હતી. સો એક જેટલા ગ્રામજન દોડી આવ્યા હશે.

—પણ અમારા ત્રણ જણ સિવાય કોઈની પાસે પાણી વહેવાનું સાધન નહોતું. બધા પાસે હતાં ધારિયાં કે લાકડી. ધારિયાથી આગ કેમ ઓલવાય તે વિચારવાનો અમારી પાસે સમય નહોતો. અમે દોડયા પાણી લાવવા.

હરિજનોએ પોતાનાં છાપરાંઓમાંનું પીવાનું બહું પાણી વાપરી નાખ્યુ, ત્યારે આગ કાબૂમાં આવતી જણાઈ, પણ પવનનો એક ઝપાટો આવે તો પાછી તે બેકાબૂ બને એમ હતું અને હરિજનવાસ બળીને ખાખ થાય એમ હતો. હરિજનવાસ બળે તો ગામનો ખાસ્સો એવો ભાગ આગમાં સપડાય એવું જોખમ હતું. પણ આ વાત દૂરની હતી. એટલે વિચાર કરવાની અત્યારે ફોઇન ફુરસદ નહોતી.

'બીજું પાણી ક્યાં છે? બીજું પાણી લાવો.' મ બૂમ મારી. પણ એના જવાબમા હરિજનોનાં મો પડી ગયાં. નજીકના સવર્ણોના કૂવામાંથી પાણી લેવાની એમને આવે ટાણે પણ પરવાનગી નહોતી.

એટલામાં અમને કોઇકે ઓળખ્યા, 'અરે! આ તો મહેમાન છે.' તરત જ સલાહ અપાઈ, 'અરે સા'બ! તમે શું કામ દોડાદોડી કરો છો?'

મને થયું કે અમારા પ્રત્યેની સહાનુભૂતિથી આમ કહેવામાં આવ્યું હશે. પણ કારણ કાંઈક બીજું હતું. અધૂરું વાક્ય પૂરું થયું.

'આ તો ભંગિયાંનું છે. એ હોલવવા આપણે જવાની જરૂર શી?'

મને સમજાયુ કે આગ હોલવવા મથનારામા અમે ત્રણ જ સવર્ણ હતા.

'અલ્યાઓ, પોતપોતાનું ઘર સંભાળો!' એ ચારે હુકમ દીધા. ઘણા જુવાનિયા પાછા વળ્યા.

આ હુકમનો અર્થ મને પાછળથી સમજાયો. આગ કાબૂમાં આવી એટલે હું આ સવર્ણો પાસે એમની વાતો સાંભળવા આવ્યો. પ્રેક્ષકોની સંખ્યા ઘટી હતી. પણ એમનાં વચનો ઘટયાં નહતાં.

'—લાગી જોઈને કોઇકે લગાડયું છે,' એક જણે અભિપ્રાય આપ્યો. બીજા બધાએ એ

અભિપ્રાયને સાચો માન્યો. અમારી નજર સામે જ પેલા વરઘોડામાથી છૂટતા હવાઈના બળતાં અવશેષોને ફૂંદવાના કેટલાક ભાગને સળગાવતા અમે જોઈ ચૂક્યા હતા. અમે હવાઈઓ ફોડવાની બંધ કરવા બૂમો પાડી. એ બૂમોમાં અમારી સાથે કેટલાક ગામલોકો પણ ભળ્યા. પણ મુંબઈમાં પણ કોઈ દિવસ આવા ઠાઠમાઠથી ચડતો વરઘોડો જોયો નથી. વરઘોડો ચાલતો રહ્યો. હવાઈ છૂટતી રહી. ધડાકા થતા રહ્યા. અને ઘણીવાર સુધી અમારા એક સાથીએ એ હવાઈમાથી આવેલી ચિનગારીઓને ઘાસ પર પડે કે તરત જ હોલવવાનુ કામ કર્યા કર્યું

આગનું દેખીતુ કારણ ન માનનારાઓને મે પૂછ્યુ : 'તમે શુ કારણ માનો છો ?'

'આ ગામમા બે પાર્ટી છે—' એક ભાઈએ શરૂ કર્યું. બીજા એકે વચમાં પડી કહ્યું . 'બે કેમ, હવે તો ત્રણ !'

'હા હવે ત્રણ. આગ લાગે એટલે અમે તો એમ જ માનીએ કે કોઈકે કોઈને ત્યા બાળી જોઈને ચાંપ્યુ. આ તો ભગિયાનુ ફૂંદણું હતુ એટલે બધા ચૂપ રહ્યા, નહીં તો કોઈ પાર્ટીદારનું લાગ્યું હોત તો જોવા જેવી થાત. એટલા સારુ અમે બધા ધારિયાં લઈને આવ્યા હતા. અને ક્યાક બીજી બાજુથી ધમાલ ન થાય એ બીકે અમે એક એક જણને ઘર સાચવવા પાછો મોકલ્યો.'

એમણે ધારી હતી એવી આગ લાગત તો કોઈના ખેતરમાં લાગત. એને હોલવવા સારુ પાણી કરતા ધારિયાની એમને વધુ જરૂર જણાતી હતી

જે આગને પાણીથી હોલવાય એમ હતી એને ત્યા પાણી પૂરતું નહોતું. વરઘોડો ગામ આખામા નર્વભેર ઘૂમતો હતો. એના વાજા વગાડનાર પહેલાના જમાનાની માફક ગામના ભગિયા કે વાળંદ નહોતા. એને સારુ તો વડોદરાથી 'નાગિન'નુ ગીત વગાડનાર બેંડ આવ્યુ હતું.

['મા ધરતીને ખોળે'માંથી]

☆

એક શેઠે નવો બંગલો બંધાવ્યો, અને પોતે તેમા રહેવા ગયા. પોતાના સંબંધીઓને તે બંગલો બાંધ્યા નિમિત્તે નોતરી એક ભોજન સમારંભ ગોઠવ્યો. એમાં શહેરના પ્રતિષ્ઠિત માણસો હતા એક વકીલ, તો એક ડોક્ટર તો વળી એક વિદ્વાન પણ. ભોજન પત્યા બાદ તે પોતાના મહેમાનોને પોતાનો બંગલો ભોંયતળિયેથી તે ત્રીજા માળ સુધી સાથે ફરીને બતાવવા લાગ્યો. આખો બંગલો મોડર્ન પદ્ધતિએ શણગારેલો હતો—મોંઘું ફરનીચર, જાતજાતના સુશોભનો, જાતજાતની સગવડ જોઈને બધા શેઠના બંગલાની તારીફ કરવા લાગ્યા. ફરતા ફરતા બધા એક બંધ ઓરડી આગળ આવી લાગ્યા. તે બંધ હતી અને બારણે તાળું મારેલું હતું. તે જોઈ મહેમાનોમાંના વિદ્વાન પુરુષે પૂછ્યુ કે, 'આ શેની ઓરડી છે ?'

'અરે આ તો નકામો માલ-સામાન રાખવાની ઓરડી છે, એમા કંઈ જોવા જેવું નથી, ખુદ અમે યે કોઈ વખત અંદર નથી જતા—નોકરો અંદર જઈને કોઈ વખત નકામી ચીજો અંદર મૂકી આવે છે.' શેઠે કહ્યું

'મને લાગે છે કે માણસનું જીવન પણ આ તમારા સુંદર બંગલા જેવું જ હોય છે. એમાં યે આવી એક બંધ ઓરડી જેવો ભાગ હોય છે—પોતાનું આખું જીવન એ ભાગ સિવાય તે સૌને માટે ખુલ્લુ રાખે છે—અરે સામે ચાલી તે બતાવે છે, પણ આ બંધ ઓરડી જેવો ભાગ કોઈની નજરે ન પડે અને તેમા કોઈ પ્રવેશી ન શકે એમ વાસી રાખે છે.' પેલા વિદ્વાને શેઠને કહ્યુ.

દિવસના કોરા ઉપવાસ કરવા અને જો એ દરમ્યાન તમે ચોરી છૂપીથી તમારે ત્યાંથી અથવા કોઇને ત્યાંથી કંઇ ખાઓપીઓ નહીં તો જ તમે દાવો દાખલ કરી શકો અને હા, જે ન્યાયાધીશ એ કેસનો ન્યાય તોળવાનો હોય તેણે પણ ત્રણ દિવસના કોરા ઉપવાસ કરવા એ દરમ્યાન એ સાહેબ એમના છોકરા માટેના ઇંગ્લેંડમાં બનેલા બિસ્કીટ છાનાછપના ડાબલા માંથી કાઢીને ખાય નહીં તો જ એમને ન્યાય તોળવાનો અધિકાર. પછી એ સાહેબ જે ફેંસલો આપે તે મને મંજૂર ! બોલો, તમને ને ન્યાયાધીશને આ શરત મંજૂર છે ?'

'નારે ભાઇ, એવી શરત કોણ પાળે ? તારે ખાવા હોય તો ખાને બધા લાડવા—મને તો બીજા મળી રહેશે'' એટલું કહ્યા પછી તો શિવશંકર ગોરને ભાગનો એવો તો નશો ચઢ્યો કે પછી બિલાડાએ લાડવા ખાધા કે નહીં તેની તેમને કાંઈ ખબર પડી નહીં

☆

## ભમતા પંખીડા

**રવીન્દ્રનાથ ટાગોર**

○ પોતાનું માથું ધુણાવી, ખડખડ હાસ્ય કરીને ઊડી જતા ઘાસના એક તૃણના પ્રેમ કાજે વિશાળ રણપ્રદેશ બળી રહ્યો છે!

○ એકવાર સ્વપ્નમાં અમે મળેલા ત્યારે એકબીજાથી અજ્ઞાત હતા પણ અમે પ્રેમીઓ હતા એ વાતની તો અમને અમે જાગ્યા ત્યારે જ ખબર પડી

○ સર્જનનો ભેદ રાત્રિના ગાઢ અંધકાર જેવો અભેદ્ય છે
જ્ઞાનનો ભ્રમ સવારના ધુમ્મસ જેવો છે

○ સવારમાં હું મારી બારીમાં આવી બેસું છું ત્યારે દુનિયા, એક વટેમાર્ગુની જેમ ત્યાં આવી ક્ષણભર ઊભી રહે છે, માથું ધુણાવી મને કાંઇક ઇશારો કરે છે અને પછી ચાલતી પકડે છે

○ આ સૌમ્ય વિચારો પર્ણોના મંજુલ રવ જેવા છે તેમનો ઉલ્લાસયુક્ત ગણગણાટ મારા મગજમાં વસી રહ્યો છે

○ હું અસ્તિત્વ ધરાવું છું એ જ એક અનંત આશ્ચર્ય છે—અને એ જ જીવન છે!

○ ધરતીના એ અશ્રુઓ છે જે એના સ્મિતને નિત્ય પ્રફુલ્લ રાખે છે

○ મંદમંદ વહેતા સમીર જેવી કેટલીક અદીઠ અંગુલિઓ મારી હૃદય વીણા પર લહેરોનું સંગીત છેડી રહી છે

○ દુનિયા જેની દ્વારા તારા પ્રત્યે પ્રેમ દાખવે છે એવો એનો ગણગણાટ સાંભળ મારા મન!

○ આરામ અને કાર્ય વચ્ચે પોપચા અને આંખોના જેવો સંબંધ છે

○ લીલા પાંદડાઓમાં નગ્ન બાળકની પેઠે સુખેથી રમતા પ્રકાશને એની ખબર નથી કે મનુષ્ય સૂઈ પણ શકે છે!

○ પક્ષીને વાદળ બનવાની ઝંખના છે—અને વાદળને પક્ષી બનવાની!

○ કામકાજનો મારો દિવસ પૂર્ણ થઇ ગયો છે અને કિનારે આવી લાગેલી નૌકા જેવો હું સંધ્યાની ભરતીનું નૃત્યસંગીત સાંભળી રહ્યો છું!

○ મોરને પોતાના પુચ્છનો બોજ ઉપાડવો પડે છે એનું બિચારી ચકલીને દુઃખ છે!

○ પવિત્રતા એ પ્રેમની રેલમછેલમાંથી ઉત્પન્ન થતી સંપત્તિ છે

○ 'અપૂર્ણ'ના પ્રેમ કાજે 'પૂર્ણ' સુંદર શણગાર સજે છે —અનુ અંજુમ વાલોડી

# પાયાનો વિચાર

દાદા ધર્માધિકારી

એક રિક્ષામાં પાંચ માણસો બેસીને જતા હતા. મેં તીસ એ જોતો હતો, પણ કંઈ કહેવાની હિંમત ન હતી. રિક્ષામાં બેઠેલા બાબુ લોકો કોટ-પાટલૂન, ચશ્મા આદિ અર્વાચીન વરેણુઓથી શણગારાયેલા હતા.

સ્ટેશન આવ્યું ને બધા રિક્ષામાંથી ઊતર્યા. અંદરઅંદર વાતો કરવા લાગ્યા.

એકે કહ્યું: 'સરકાર લુચ્ચી છે, કોઈ ઠેકાણું કાયદા જેવું રહ્યું નથી. કોઈ કામ ટાઈમસર થતું નથી, ગરીબોનો તો કોઈ વિચાર કરતું જ નથી. દરેક સ્થળે એમને છેતરવામાં આવે છે, એમના સ્વાભિમાનને કચડવામાં આવે છે. રાજ્ય એવું તો ઈશ્વરવિરોધી છે કે ભગવાન પણ એમની ખબર નથી લેતા!'

બીજો કહે: 'મૂડીવાદનો અમલ છે, ખેડૂત-મજૂરનું સંગઠન કર્યા વિના છૂટકો નથી. હું આજકાલ એ જ પ્રવૃત્તિ કરું છું.'

ગરીબોના એ ખેરખાંઓ એક રિક્ષામાં પાંચ પાંચ બેઠા હતા. એમનો અંતરાત્મા ડંખતો નહોતો. કૂલીના માથા પર પણ એમણે કોઈ જાતની દયાભાવના વિના બેગ-બિસ્તરાનો ઢગલો નાખ્યો, અને ઇન્ટર ક્લાસના ડબ્બામાં બેઠા પછી પૈસા આપવા બાબત લાંબા સમય સુધી ચીકણાશ કરી. ગરીબોનો વિચાર કરવો એ થોડું એમનું કર્તવ્ય હતું? એમણે તો એ રહેમ, હમદર્દી, પરોપકારની બધી જવાબદારી રાજ્ય-સંસ્થાને સોંપી દીધી હતી. એમનું પોતાનું હૃદય માનવતાની ભાવનાઓ વિહોણું સાવ રણ જ છે. એ ક્રાન્તિકારી છે, વિદ્રોહી છે, યુયુત્સુ છે, પણ માનવીય કરુણા સાથે એમને કોઈ મતલબ નથી. સંઘર્ષમાં એમને જે સાથ આપશે એ એમનો સાથી થશે. એ જરૂરી નથી કે જે સાથીદાર હોય તે એમનો મિત્ર જ હોય, એ વિશે મારા મનમાં સંદેહ છે. વૈજ્ઞાનિક પ્રક્રિયામાં ભાવનાનું શું કામ?

બે ત્રણ દિવસ પછી ફરી એ જ દૃશ્ય જોયું. અગાઉ પેઠે જ રિક્ષામાં પાંચ માણસો ખડકાયા હતા. આ વખતે બાબુઓને બદલે ગરીબ મહેનત મજૂરી કરનારા હતા. એ પણ બિલકુલ લાગણી વગર ભાડાના પૈસા માટે તેની સાથે રકઝક કરતા હતા. ગરીબીએ એમને બેશરમ બનાવી દીધા હતા. એમની બધીયે માનવીય સંવેદનાઓને તણે લકવો થઈ ગયો હતો. એમને બીજા ગરીબોના દુઃખદર્દ પ્રત્યે સમવેદના ન હતી. એમને તો એ જ ફરિયાદ હતી: દુનિયામાં સુખી માણસો શા માટે છે? રિક્ષાવાળા અને એમનામાં એક જ સમાન ધર્મ હતો કે અમીરોની અમીરીના સંરક્ષણ માટે બનેલી અર્થરચના તોડવા માગતા હતા, એ વ્યવસ્થા અને કાયદો અને નિયમનો જાહેર રીતે ભંગ કરવા માગતા હતા. 'આ જુઓ, પાંચ પાંચ ઉતારુઓ રિક્ષામાં ખડકાઈને તમારી છાતી પર મગ દળે છે.' રિક્ષાવાળાની આ જ રૂખ છે અમીરોની વિરુદ્ધ. રિક્ષાવાળા અને ઉતારુઓ બંનેને ફરિયાદ છે, બંને અમીરોના કટ્ટા દુશ્મન છે. પરંતુ એકબીજા પ્રત્યે જરા પણ હમદર્દી નથી.

ગરીબના હોશ બગડી ગયા છે ને અમીરના હોશ ઊડવાની ફિકરમાં છે. એટલા માટે બંને પરિસ્થિતિનું બરાબર તોલન કરવા માટે અસમર્થ છે. એકબીજાની વિરુદ્ધ બેઉના મનમાં જે પ્રતિક્રિયા જન્મે છે તે પ્રમાણે બંને વર્તે છે. ગરીબોની વિરુદ્ધ અમીરો એક તરફ થવા વિચારે છે અને એમની વિરુદ્ધ બધા ગરીબો એક થવા વિચારે છે. પરંતુ બેઉમાં, આપસમાં કોઈ નિરપેક્ષ એકતા નથી. એટલા માટે બંનેમાં વિરોધની ભાવના જોર પકડે છે. મૈત્રી અને સહભાવનાનો વિકાસ કરવાની ચિંતા કોઈને નથી.

માનવવ્યક્તિના રૂપમાં મૂડીવાદે જે જાળ નાખ્યું છે તે આ છે. મનોવૃત્તિ અને આકાંક્ષાની દૃષ્ટિએ અમીર અને ગરીબ, બેઉમાં કયો ફરક

નથી અમીર અને અમીરની વચ્ચે સરસાઈ અને સ્વાર્થનું ઘર્ષણ છે અને ગરીબ ગરીબ વચ્ચે હોડ અને સ્વાર્થોનો ઝઘડો છે એમાંથી આપણો બંધુભાવ અને સમાનતા તરફ અગ્રેસર થવાનું છે

ક્રાન્તિની આવશ્યકતા અને ઉતાવળ કોને છે? અમીરને કે ગરીબને? મુસીબત અને દુઃખ ગરીબને છે એને ક્રાન્તિની ઉતાવળ પણ છે સમાજમાં પચાણું ટકા માણસો ગરીબ છે એવી હાલતમાં ક્રાન્તિ માટે આટલો સમય અને આટલા પ્રયાસની જરૂરત શા માટે હોવી જોઈએ? એક હોઈ શકે છે પૂંજીવાદી મૂલ્ય અને પૂંજીવાદી મનોવૃત્તિનો ત્યાગ ગરીબોએ નથી કર્યો મુઠ્ઠીભર અમીરો એમના બધા પરાક્રમોને નિષ્ફળ કરી શકે છે અમીરની પેઠે ગરીબ પણ શોષણની તકોની શોધમાં જ રહે છે અમીર પાસે શોષણનાં જેટલાં સાધન અને માર્ગો છે એટલાં ગરીબોને ઉપલબ્ધ નથી આ ગરીબની ફરિયાદ છે એટલા માટે અમીરોની વિરુદ્ધ ઉદ્ધતાઈથી બળવો કરવો એને પોતાનો અધિકાર માને છે અને એમાં બીજા ગરીબોને ભાગ લેવા આમંત્રણ આપે છે એનાથી અમીરની સંપત્તિ છીનવી લેવાની મનોવૃત્તિ તો પેદા થઈ શકે જ છે, પરંતુ સંગ્રહના સાર્વત્રિક નિરાકરણની ભાવના પેદા થઈ શકતી નથી એને બળવો ભલે કહો, પણ એને ક્રાન્તિ તો હરગિજ ન જ કહી શકાય

ક્રાન્તિનો અર્થ છે પૂંજીવાદી મૂલ્યોનું સમૂળું નિરાકરણ સોમાંથી પચાણું વ્યક્તિ જે ગરીબ છે તે જો દ્વેષ અને બદલો લેવાની ભાવનાનાં પૂતળાં બની જશે તો આખું સામાજિક જીવન ઝેરીલું થઈ જશે ગરીબો પોતાની ગરીબીના નિરાકરણની પ્રક્રિયા માટે પૂંજીવાદના મૂલ્યોને ફેંકી દેવા નથી માગતા? ત્યારે તો એણે વ્યક્તિગત કૌટુંબિક અને સમૂહ જીવનમાંથી સૌથી પહેલાં શોષણની ભાવનાનું નિરાકરણ કરવું જોઈએ એક ગરીબ બીજા ગરીબની ગરજનો લાભ ઉઠાવવાની ભાવના જ્યાં સુધી રાખશે ત્યાં સુધી સમાજમાં શોષણનાં બીજ રહેશે અને એને ગરીબો જ પોષતા હોવાથી એ ઊંડાં મૂળ નાખશે અને ફાલશે

દેશના ગરીબોને આ પાયાના વિચારનું શિક્ષણ આપવું બહુ જરૂરી છે

---

• સ્પૃહા ત્રણ પ્રકારની છે ભોગની સ્પૃહા, બોલવાની સ્પૃહા, અને જોવાની સ્પૃહા. ભોગ વખતે પરમાત્મા પાસે જ છે એમ માનજો બોલતી વખતે સત્યનું રક્ષણ કરજો અને જોતી વખતે સાધુતા સાચવજો

• ત્રણ પ્રસંગે આત્મનિરીક્ષણ કરજો કંઈ સારી શુભ ક્રિયા કરો ત્યારે તમે નિષ્કપટ છો કે નહિ? દાન દેતી વખતે બદલાની કોઈ આશા રાખો છો કે નહિ? ધન એકઠું કરતી વેળા કૃપણતા પ્રવેશે છે કે ના?

• મનના ચાર પ્રકાર છે મૃત મન, રોગી મન, આળસુ મન અને નીરોગી મન. ધર્મદ્રોહીનું મન મૃત, પાપીનું મન રોગી, લોભી-સ્વાર્થીનું મન આળસુ અને ભક્ત પુરુષનું મન નીરોગી સમજવું

• વૈરાગ્યની ત્રણ અવસ્થા છે ઈશ્વરમાં વિશ્વાસ એ પહેલી અવસ્થા, સહનશીલતા એ બીજી અવસ્થા અને ઈશ્વરપ્રીતિ એ છેલ્લી અવસ્થા. —તપસ્વી હાતમ

• ભક્તજીવનના ત્રણ લક્ષણ છે એક નિત્યત્યાગ, બીજું સંતોષ, ત્રીજું આનંદપૂર્વક ઈશ્વરી વિધાનનો અંગીકાર —શાહ સુજા

• વિનયના મૂળ ત્રણ છે એક પોતાની અજ્ઞાનતાનું સ્મરણ બીજું પોતાના પાપનું સ્મરણ અને ત્રીજું પોતાની ખામીઓનું પ્રભુ પાસે નિવેદન. —અબૂ ઉસમાન

કર્ણની ખ્યાતિ વિશેષ તો દાનેશ્વરી તરીકેની છે તો પણ બાણવિદ્યામાં ઓછો પારંગત નહોતો અને જો તેની દૃષ્ટિ નિર્મળ હોત, હૃદય ચોખ્ખું હોત તો એ પણ અર્જુનની પેઠે જ અનેક બાણાવળી તરીકે ખ્યાતિ પામ્યો હોત પણ એને પહેલાથી જ અર્જુન પ્રત્યે ઇર્ષ્યા હતી, અને એ ઇર્ષ્યાને કારણે જ તો તે યુદ્ધમાં કૌરવોને પક્ષે રહેલો અને તે જાણતો હતો કે પાંડવોનો પક્ષ સાચો છે તે છતાં તેણે કૌરવોને જ સાથ આપ્યો

વિદ્યાર્થી અવસ્થાથી જ કર્ણને અર્જુનની ઇર્ષ્યા હતી, અને હંમેશા વિદ્યામાં તેનાથી આગળ રહેવા પ્રયત્ન કરતો

ગુરુ દ્રોણાચાર્યે અર્જુનને બાણવિદ્યા શીખવતા બ્રહ્માસ્ત્ર છોડતા સંપૂર્ણ શીખવ્યું અને જ્યારે કર્ણને તેની જાણ થઈ તો તેની ઇર્ષ્યાનો પાર રહ્યો નહીં તે તરત દ્રોણાચાર્ય પાસે ગયો અને પોતાને બ્રહ્માસ્ત્રવિદ્યા શીખવવા માગણી કરી

દૂરદર્શી દ્રોણાચાર્યે જાણી લીધું કે કર્ણ માત્ર વિદ્યા શીખવાના શુદ્ધ હેતુથી આ નથી કહેતો એનું હૃદય દ્વેષ ને ઇર્ષ્યાથી ભરેલું છે અને તે ભવિષ્યે, જરૂર મારી દીધેલી વિદ્યાનો દુરુપયોગ કરશે એટલે ગુરુ દ્રોણાચાર્યે કર્ણને સાફ ના પાડી

હવે શું થાય? કર્ણ તેથી નાસીપાસ થયો નહીં એણે બીજે તરફ દ્રોણાચાર્ય પેઠે બાણવિદ્યા શીખવનાર આચાર્યો પર દૃષ્ટિ નાખી

ક્ષત્રિયોના કટ્ટર વેરી પરશુરામ મહેન્દ્ર પર્વત પર આશ્રમ સ્થાપીને રહેતા હતા, તેમની પાસે કર્ણે બ્રહ્માસ્ત્ર શીખવાનો સંકલ્પ કર્યો

કર્ણે પરશુરામ પાસે પહોંચીને દંડવત્ પ્રણામ કર્યા

'વત્સ! શા માટે આવ્યો છે?' પરશુરામે પૂછ્યું

કર્ણે વિચાર્યું, હું તો દાસીપુત્ર છું, એટલે સાચું કહું તો મારે વિદ્યા શીખ્યા વિના જ પાછું ફરવું પડે એટલે એણે જુઠાણું ચલાવ્યું 'મહારાજ! હું ભાર્ગવ ગોત્રનો છું, વિદ્યા અર્થે તમારી પાસે આવ્યો છું બાણવિદ્યા શીખ્યો છું પણ હજી બ્રહ્માસ્ત્રવિદ્યા શીખવી બાકી છે, તે માટે જ તમારી પાસે આવ્યો છું

'બ્રાહ્મણનો દીકરો છે એટલે તને જરૂર શીખવીશ ક્ષત્રિયોનો ગર્વ મારે ઉતારવો છે

અને કર્ણ પરશુરામ પાસે શીખવા લાગ્યો સ્વભાવે કર્ણ ભલે ગમે તેવો હોય છતાં તે આદર્શ વિદ્યાર્થી હતો એ પૂરેપૂરી નિષ્ઠાથી વિદ્યા શીખતો, એટલું જ નહીં એક આદર્શ વિદ્યાર્થી તરીકે ગુરુની સાચા હૃદયથી સેવા કરતો અને તેથી પરશુરામનો પ્રેમ એણે તરત સંપાદન કરી લીધો અને એમણે કર્ણને બ્રહ્માસ્ત્ર વિદ્યા સંપૂર્ણ શીખવી દીધી

એક દિવસ પરશુરામ કર્ણની ગોદમાં માથું રાખી સૂતા હતા એવામાં એક ભ્રમર આવ્યો અને તે કર્ણની જાંઘ પર બેઠો, અને કરડવા લાગ્યો કર્ણને ઘણીયે પીડા થતી હતી, પણ તેણે વિચાર્યું જો હું ભ્રમરને હાંકી કાઢવા પ્રયત્ન કરીશ તો શરીરના હલનચલનથી ગુરુદેવ જાગી જશે એમ તો ન જ થાય, ભલે ભ્રમર કરડે એ તો સારું થઈ જશે ભ્રમરે ડંખ માર્યો ત્યાંથી લોહી વહેવા માંડ્યું અને તેનો રેલો સૂતેલા પરશુરામના શરીર નીચે ગયો— જેવો ગરમ લોહીનો સ્પર્શ થયો કે તરત પરશુરામ જાગી ગયા અને લોહી બતાવી કર્ણને પૂછવા લાગ્યા 'કર્ણ, આ લોહી કેમ વહે છે?'

'ગુરુદેવ! તમે મારા ખોળામાં માથું રાખી સૂતા હતા ને મને જાંઘ પર ભ્રમર કરડ્યો હવે હું એને દૂર કરવા જઉં તો તેમ કરતા તમે જાગી જાવ એટલે મેં એને ઉડાડ્યો નહીં એ ડંખનાથી લોહી વહ્યું તે છે' કર્ણે કહ્યું

'ધન્ય છે તારી સહનશીલતાને!' પરશુરામ બોલી ઊઠ્યા પણ તે સાથે એ ઊંડા વિચારમાં પડી ગયા, ગમે તેમ પણ આ બ્રાહ્મણનો દીકરો નથી તેનામાં આટલી સહનશક્તિ હોઈ શકે જ નહીં, ગમેતેમ પણ બ્રાહ્મણ પોતાની જાત અને જાતનો ગુણ કંઈ બદલાતો નથી નક્કી આ ક્ષત્રિય જ હોવો જોઈએ! કે ક્ષત્રિય? મને, પરશુરામને છેતરવા ચાલ્યો? જેમના હૃદયમાં ક્ષત્રિયો વિશે નરી પ્રતિહિંસા ભરી છે એવા પરશુરામ ક્ષત્રિયની કલ્પના આવતા વેંત ક્રોધે ભરાયા અને કર્ણને ક્રોધાવેશમાં પૂછ્યું 'અલ્યા સાચું કહેજે, પરશુરામને છેતરનારા જીવતા નથી એ તું જાણે છે ને? તું બ્રાહ્મણનો દીકરો નથી ત્યારે તું કોણ છે? ક્ષત્રિય?'

'ગુરુદેવ માફ કરો! હું તો દાસીપુત્ર છું' દ્રોણાચાર્યે મને બ્રહ્માસ્ત્ર શીખવવાની ના પાડી એટલે તમારી પાસે આવ્યો, તમને હું મારી સાચી ઓળખ આપું તો તમે શીખવો જ શાના? એટલે જ મેં બ્રાહ્મણ તરીકે મારી ઓળખ આપી. મને માફ કરો!' કર્ણે ખુલાસો કરતા વિનંતિ કરી

ખુલાસો સાંભળી પરશુરામનો ક્રોધ છેવટી હદે પહોંચી ગયો તેમણે શાપ દેતા કહ્યું વિદ્યા શીખવાની લાલચથી તે મને છેતર્યો માટે તું બ્રહ્માસ્ત્ર ચલાવતા ભલે શીખ્યો પણ મારો શાપ છે કે જ્યારે યુદ્ધમાં તું બ્રહ્માસ્ત્ર ચલાવવા માગશે ત્યારે તું એ વિદ્યા સાવ ભૂલી જશે!'

'અરે, અરે ગુરુદેવ! ક્ષમા કરો! ક્ષમા કરો!' કર્ણ કરુણ સ્વરે બોલી ઊઠ્યો પણ પરશુરામ તે પરશુરામ એમના બોલ પાછા ન જ ફરે કર્ણ ખિન્ન મને પાછો ફર્યો

પછી તો કર્ણે બાણવિદ્યામાં અર્જુન જેવી જ કીર્તિ મેળવી પણ મહાભારતના યુદ્ધમાં અર્જુન સાથે લડતા લડતા જ્યારે એને બ્રહ્માસ્ત્ર ચલાવવાની જરૂર પડી અને તે ચલાવવા તૈયાર થયો ત્યાં જ એને પરશુરામનો શાપ નડ્યો એ વિદ્યા ભૂલી ગયો અને જેની એ ઈર્ષ્યા કરતો હતો તે અર્જુનના હાથે જ મરાયો

આ કથા એ જ બોધ આપે છે કોઈ પણ વિદ્યા કોઈના દ્વેષ કે ઈર્ષ્યાથી પ્રેરાઈને પ્રાપ્ત ન કરવી, વિદ્યા પ્રાપ્તિના હેતુથી પણ જૂઠું ન બોલવું, જ્યાં સત્ય નથી ત્યાં બીજું ઘણું હોય તે બધું નકામું છે ગુરુને છેતરનાર તેમની પાસેથી પ્રાપ્ત કરેલી વિદ્યાનો લાભ લઈ શકતો નથી

✡

" બિહારમાં એક વખતે પ્રવચન કરતા વિનોબા બોલ્યા 'તુલસીદાસનું જીવન અત્યંત શુદ્ધ હતું તેથી એમના શબ્દોમાં આવું સામર્થ્ય આવ્યું ' તે પર તેમની સાથેના એક ભાઈએ પૂછ્યું યુરોપના ઘણા કવિઓના જીવન પતિત હતા છતા પણ એમના શબ્દોમાં તાકાત હતી.

માનવનો આત્મા હમેશા ઊંચે જવાનો પ્રયાસ કરે છે અને તેમા નિષ્ફળ થતા નીચે ગબડી પડે છે યુરોપના એ કવિઓ હમેશા ઊંચે જવાના પ્રયાસમાં જ કાવ્યો લખતા એટલે એમના શબ્દોમાં બળ આવતું એ કાવ્યો એમના રોજિંદા જીવન સાથે સબંધ ન હતો. એવા સાહિત્યમાં હંમેશા સાતત્યની ઊણપ દેખાય છે છતા એમના સારા વિચારો ગ્રહણ કરવા જોઈએ અને એમના જીવનને ભૂલી જવા જોઈએ મે શેલીના કાવ્યો યાદ રાખ્યા છે અને એના જીવનને ભૂલી ગયા છું " વિનોબાએ જવાબ આપેલ

✡

- જે માણસ સમાજને માટે દેહથી મજૂરી ન કરી ન ચોર છે
- આપણે સંસ્કારી નથી બન્યા ત્યાં સુધી અર્ધો પશુ અને અર્ધો મનુષ્ય છીએ
- આવડત વિનાના પણ અહંકાર વિનાના માણસનું કર્મ અહંકારી માણસના કર્મ કરતા વધારે દીપશે
- જગતના બધા જ્ઞાનોમાં શ્રેષ્ઠ જ્ઞાન આત્મદર્શન છે

—ગાંધીજી

# ગાંધી ટોપી

— — શાંતાતાઈ નારુલકર

હમણાં ગુસ્સાના આવેશમાં ગાંધી ટોપી અને પૂજ્ય નેતાઓના ચિત્રોની જે દુર્દશા થઈ રહી છે એ ખરી રીતે આપણી નગ્ણરિતા માટે એક કલંક જ છે મને નજરે જોયેલો એક બનાવ યાદ આવે છે ત્યારે ગાંધી ટોપીની કેવી ઈજ્જત હતી!

૧૯૩૮નો સપ્ટેમ્બરનો મહિનો હતો એક ઇટાલિયન સ્ટીમરમાં કેટલાયે મુસાફરો યુરોપ જતા હતા એમાં અનેક વિદ્યાર્થીઓ વૈજ્ઞાનિકો ડૉક્ટરો અને કેળવણીકારો હતા હિન્દુ, મુસ્લિમ અને અંગ્રેજો પણ હતા સાંજના જમવાના સમયે ખાસ પોશાક પહેરવાનો રિવાજ એ સ્ટીમર પર હતો, છતાં એ સ્ટીમર પર પોતાનો રાષ્ટ્રીય પોશાક પહેરીને પણ જમવાની સગવડ હતી

એક દિવસ સાંજે, જમવાની ઘંટડી વાગી, અને એકએક કરીને સહુ જમવાના હૉલમાં ગયા એક હિન્દી ભાઈ અચકન અને ગાંધી ટોપી પહેરીને આવ્યા અને પોતાના ટેબલ પર બેઠા, એ ટેબલ બારણાની પાસે જ હતું બારણામાંથી એક સેનાધિકારી અંગ્રેજ તથા સામ્યવાદી ભાઈ અંદર આવ્યા સેનાધિકારી શરાબના નશામાં ચકચૂર હતો સ્થાનનું ભાન એને ન રહ્યું બારણામાંથી અંદર પ્રવેશતાં જ ગાંધી ટોપી જોઈને ચિડાઈ ગયો સ્ટીમર ઇટાલિયન હતી એટલે લાચાર હતો તો પણ એનાથી રહેવાયું નહીં, મજાકમાં 'ઓ ગેન્ડી કેપ' કહીને એણે હિન્દી ભાઈના માથા પરથી ગાંધી ટોપી ઉડાવી દીધી એ ટેબલની નીચે જઈને પડી પેલા હિન્દી ભાઈ તો આશ્ચર્યમૂઢ થઈને જોઈ જ રહ્યા પેલા અંગ્રેજ ને સામ્યવાદી ભાઈ પોતાની ખુરશીઓ પર આવીને બેઠા આ બધું પાસે બેઠેલા એક નવયુવાન મુસ્લિમભાઈ જોતા હતા ગાંધી ટોપી નીચે ફેંકાયેલી જોઈને એમનાથી રહેવાયું નહીં, છલાંગ મારીને એ અંગ્રેજ પાસે ગયા અને એનો કૉલર પાછળથી ખેંચીને એને ખુરશી પરથી ઉઠાડ્યો અને નીચે પડેલી ટોપીને ચીંધતા કહ્યું 'આને સેલ્યુટ—સલામ કર! નહીં તો હમણાં તને કચડીને, યુનિયન જેકમાં લપેટીને દરિયાનો રસ્તો બતાવી દઈશ!'

પેલા અંગ્રેજે પૂરું સમજ્યા પહેલાં જ સેલ્યુટ કરી—એનો શરાબનો નશો પણ ત્યારે ઊતરી ગયો હતો ત્યાં સુધીમાં લોકો પણ ભેગા થઈ ગયા હતા પછી તો મામલો પતી ગયો ઇટાલિયન વેઈટરો બધું જોતા હતા પણ ચૂપ હતા

આજે એ પ્રસંગ જ્વલંત ઉદાહરણના રૂપમાં સામે છે કેમકે ગાંધી ટોપી આજે હિન્દીઓના હાથે જ બાળવામાં આવે છે! સ્વતંત્રતાની એક નિશાનીનો આવો અનાદર કરનારા મહાત્મા ગાંધી અને પંડિત જવાહરલાલ નહેરુના ચિત્રોનો પણ અનાદર કરે છે મનમાં પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે શું એ લોકો સ્વતંત્રતા અથવા સ્વરાજનો અર્થ નથી જાણતા, જેને માટે આટલી કિંમત અને આટલાં બલિદાનો અપાયાં છે? ગાંધી ટોપી જો મેલી થઈ ગઈ હોય તો એને ધોવાનું કામ આપણું છે એ ત્યાગથી જ પવિત્ર થઈ શકે છે, અહિંસા અને સત્યથી જ ચમકી શકે છે—અનાદરથી નહીં

✻

મચ. ૭ ે ને એક હિન્દી પત્રકારે પૂછ્યું કે અહિંસા વિષે તમારો શો અભિપ્રાય છે? એ વિશે હું કોઈ ગંભીર ચર્ચા તો નથી કરી શકતો પણ એક સામાન્ય અનુભવ કહું જાણું છું કે મેં ગાયને ઘાસ ખાતાં જોઈ છે પણ ઘાસને ગાયને ખાતું કોઈ દિવસ જોયું નથી.' મેચ ૭ વેમે જવાબ આપ્યો

## ફૂલ અને ફોરમ — અંજુમ વાલોડી

મુમકેન તુરા ક્સારસ કર્દ નેસ્ત
વઅ હેશએ ફર્દાત અજુઝ સૌદા નેસ્ત
ઝાઅ મકુન ઈદમ અરદિલત મેદાર અસ્ત
કી બાકીએ ઉમ્રરા બકા પેદા નેસ્ત (ખૈયામ)

આજે તારા હાથમાં 'આવતી કાલ' નથી, અને 'આવતી કાલ' અંગેની તારી આ ચિંતા ગાંડપણ સિવાય બીજું કંઈ નથી તારું દિલ અગર જાગૃત હોય તો વર્તમાનની આ એક ક્ષણને પણ નકામી વેડફી દઈશ નહીં, કારણ કે, બાકી રહેલી તારી જિંદગી પણ કાંઈ અમર નથી

અય દિલ! ઝ ઝમાના રસ્મે એહસા મતલબ
વઝ ગર્દિશે દોરા સરોસામા મતલબ
દરમા તલબી દર્દ તું અરઝુ ગર્દ
ના દર્દ બસાઝ હેચ દરમા મતલબ (ખૈયામ)

હે દિલ! ઝમાનાનો ઉપકાર તારે માથે ન લે અને કાળચક્ર પાસે કોઈ સહાય યાચ નહીં, જેમ જેમ તું તારા દર્દનો ઈલાજ શોધશે તેમ તેમ તારું દર્દ વધતું જ જશે માટે તું તારા એ દર્દને નિભાવી લે અને એના કોઈ ઈલાજની અપેક્ષા ન રાખ

હેચ દાની કે ચીસ્ત દખ્ને હરામ?
યા કુદામ અસ્ત ખર્ચ નાફરજામ?
બગદાઈ કરદહ આવુર્દન
પસ બ શોખી વ મઅસિયત ખુર્દન

શું તું જાણે છે કે, હરામની કમાણી કઈ છે, અથવા અવિચારી ખર્ચ કયો છે? ભીખમાંથી જે કાંઈ મળે તે હરામની કમાણી છે, અને તેને ગુનાહિત માર્ગે વાપરવી એ અવિચારી ખર્ચ છે

ખુરદહ્ પયગમ્બરા ન પાકા
અઝ એબ્લહા જહાએ બિસિયાર
દિલ તંગ મકુન કે પરકે સન્દાન
પયરસ્તા દિરમ ઝનન્દો દીનાર

કદ્રે ઝરો સીમ કમ ન ગર્દદ
વઆહન ન શવદ બુઝુર્ગ મિકદાર

પેગમ્બરો અને સંતોને અસભ્ય લોકોએ ભારે કષ્ટ આપ્યું છે પણ એથી તું નિરાશ ન થા કારણ કે, દિરમ અને દિનાર અર્થાત્ સોનું ચાંદી લોઢાની એરણ ઉપર ટીપાય છે પણ તેથી કાંઈ એ સોના ચાંદીનું મૂલ્ય ઘટી જતું નથી કે લોઢાનું મૂલ્ય વધી જતું નથી

આદમી ઝાદ નેક મહઝર બાશ
તા બુરી બર દૂવાબ ફઝ્લ બલન્દ
તુ બ અકલ અઝ દૂવાબ મુમતાઝી
વર્ના દરશાન બકુવ્વત અઝ તુ બલન્દ

તું મનુષ્ય છે તો સદાચારી બન કે જેથી તું બીજા પશુઓથી ચઢિયાતો ગણાય તારી બુદ્ધિને કારણે જ તું પશુઓથી ચઢિયાતો મનાય છે, બાકી બળમાં તો પશુઓ તારા કરતા ચઢિયાતા છે

આકિબત ગુર્ગઝાદા ગુર્ગ શવદ,
ગરચે બા આદમી બુઝુર્ગ શવદ (સાદી)

બાળ વરૂને મનુષ્યો સાથે રાખી ઉછેરવામાં આવે તો યે તે વરૂ જ રહે

સાહિલે ઉફતાદહ ગુફ્ત ગરચે બસે ઝીસ્તમ
હેચ ન માલૂમ શુદ આહ કે મન કીસ્તમ
મોજ ઝખુદ રફ્તએ તેઝ ખિરામીદો ગુફ્ત
હસ્તમ અગર મીરવમ ગર નરવમ નીસ્તમ (ઈકબાલ)

નિશ્ચેષ્ટ થઈને પડેલા કિનારાએ કહ્યું 'જો કે હું બહુ લાંબો કાળ જીવ્યો છું, પણ અફસોસ, હું કોણ છું એ જ હું જાણી શક્યો નથી!"

દરિયામાં ઊઠેલી ત્વરિત વેગી લહરે કહ્યું "મારી ગતિશીલતા પર જ મારું અસ્તિત્વ નિર્ભર છે એ ન હોય તો મારું અસ્તિત્વ પણ ન હોય"

અનુસધાન ૧ મા પાના। ચાલુ।
સુધી હુ એ પ્રસગ ભૂલ્યો નથી

આપણે જો પુનર્જન્મમા નહીં માનીએ તો જીવનમા કોઇ સ્વાદ જ નહીં રહે માની લો કે કમણુ મને એક સાપ કરડે છે અને હુ મરી જાઉં છુ તો શુ એનો અર્થ એ થયો કે મે આજ સુધી જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે નકામુ ગયુ? સાપ જેવા બુદ્ધિશૂન્ય અને ક્ષુદ્ર પ્રાણીના કરડવાથી મારુ બધુ જ્ઞાન એક પગમા નષ્ટ થાય તો મારી જ્ઞાન મેળવવાની લાલસા ખતમ જ થઇ જાય પરતુ મને વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે કેમકે મને પુનર્જન્મમા વિશ્વાસ છે

મે જોયુ છે કે કેટલાકોને સિગરેટ બીડી પીવાની ઇચ્છા હોય છે મોટા મોટા માણસોને એમા આનદ આવે છે પણ મને એનો આનદ લેવાની કદી પણ ઇચ્છા થતી નથી એનુ કારણ એ પણ હોય કે મે પુર્વજન્મોમા એનો અનુભવ કર્યો હોય અને એનો અર્થ એ થયો કે હરકોઇ પોતાના આગલા જન્મોની પૂર્તિ કરીને જન્મે છે ।। ભાઈ, વિજ્ઞાનને તો પૂરુ પ્રમાણ જોઈએ શાણાઓ માટે તો થોડુ પ્રમાણ પણ બસ છે

✿

વિનોબાને એક ભાઇએ પૂછ્યુ કે કર્તવ્યનો નિર્ણય કેવી રીતે કરવો?

વિનોબાજીએ કહ્યુ કર્તવ્યનો નિર્ણય કરવાની જરૂર નથી પડતી એ તો સહેજે પ્રાપ્ત થઇ જાય છે મનુષ્યને પોત પોતાના સ્વધર્મ ચૂટવા જવા નથી પડતા માણસને સ્વધર્મ પણ જન્મથી જ પ્રાપ્ત થઈ જાય છે હવે સવાલ એ હોઇ શકે કે સ્વધર્મ કેવી રીતે ઓળખવો? પરતુ સમજો કે જે કામમા આપણને વધારે આનદ આવે એ જ આપણુ કર્તવ્ય મને રોજરોજ આત્માના ચિતન સિવાય બીજા કોઈ કામમા આનદનો અનુભવ થતો નથી આ જ ક્ષણે મારુ મૃત્યુ થઇ જાય તો પરમાત્માનુ ચિતન કરતો જ રહીશ અને મર્યા પછી પરમેશ્વરમા લીન થઇ જઇશ।

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬ પરદેશ માટે શિલિં ૧૨ લવાજમ મનીઓડરથી જ કાર્યાલયને સરનામે મોકલવુ પ્રથમ અકથી જ ગ્રાહકો નોધાય છે દર માસની બારમી તારીખે અક પોસ્ટ થાય છે થોડી નકલો ડાકકાગળ પર છપાય છે તેનુ વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬ પત્રવ્યવહારમા ગ્રાહક નબર અવશ્ય લખવો।
'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન જૂનાગઢ

અનુક્રમણિકા

૧૨ સપ્ટેમ્બર ૧૯૫



પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાધી, રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ

# પારાધાય

સંયોગ છે તે વિયોગ
છે એમ જાણતાં
છતાં દુ:ખશોક ભોગ-
વતા હોઈશું?

બાપુ



(ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું મ

## મીઠાં શમણાં

આ શમણાં, મીઠાં શમણાં,
જે અંતર એ ના ય ફળે પણ દે છે સુખ એ હમણાં:
આ શમણાં, મીઠાં શમણાં.

દોજખ શી આ વર્તમાનની
દૂર થઈ છે પીડા
મન-પંખી ભાવિ-આકાશે
ઊડી કરે છે ક્રીડા,
આજ ભૂલીને કરી રહ્યું છે કાલ તણી મન રટણા,
આ શમણાં, મીઠાં શમણાં.

દુષ્કર જ્યારે બની જતું આ
જીવતર દર્દ - ભરેલું:
સંજીવની શી પરે કદાના
ભાવિ આશ ભરેલું,
બન્ધ તજીની આજ ઠેકીને પરી પ્રદેશે રમણા!
આ શમણાં, મીઠાં શમણાં

જાય ભલે મન પરી પ્રદેશે
હોય નહીં પણ ભ્રમણા,
હોય ઝંખ્યાં ત્યાં જ ન દોડી
જાય અધીરી તૃષ્ણા,
વર્તમાનના દર્દ ઘડીએ દેશે દુઃખ એ ભ્રમણા!
આ શમણાં, મીઠાં શમણાં!

રતિલાલ-અનિલ

# ધારાવાય

સંયોગ છતે વિયોગ
છેજ એમ જાણતાં
છતાં દુઃખ કેમ મા-
નવા હોવું?

બાપુ



(ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક)

# બાપુનો પત્ર

સ્વિટ્ઝરલેન્ડના મેડમ એડમંડ પ્રિવાટ પરનો બાપુનો આ પત્ર 'નિખિલ સમાચાર'માંથી અનુવાદ કરી અહીં ઉતાર્યો છે. નિષ્ક્રિય વિરોધ અને અહિંસક પ્રતિકારમાં રહેલા મૂળભૂત તફાવતની વિશદ ચર્ચા સાથે તે કાળે હિન્દુસ્તાનમાં ચાલેલી શરમજનક હિંસાનો સ્વીકાર કરીને પણ હિન્દુસ્તાન વિશે એ રાષ્ટ્રપિતાએ જે આશા સેવી છે તે પ્રત્યેક હિન્દીને તેનું ખરું કર્તવ્ય સૂચવી રહે છે



અત્યારે આપણે જાણે યુદ્ધના વાતાવરણમાં જીવતા હોઇએ એવું લાગે છે. મિસર અને હંગેરીના બનાવો પ્રત્યેક શાંતિવાંચ્છુને વ્યાકૂળ કરી મૂકે એવા છે એવે ટાણે બાપુના આ શબ્દો સૌને માટે દીવાદાંડી રૂપ બનો'

**નવું ભારત પાશ્ચાત્ય દેશોનું એની બધી બીભત્સતાઓ સાથે નીચ અનુકરણ કરીને યુદ્ધખોર નહીં બને બલકે પાશ્ચાત્ય દેશોની સૌથી સારી બાબતો ગ્રહણ કરીને કેવળ એશિયા અને આફ્રિકાનું જ નહીં, બલકે સમસ્ત પીડિત આલમનું આશાસ્થાન બનશે.**

બિરલા હાઉસ, નવી દિલ્હી
૨૯-૧૧-૪૭

પ્રિય ભક્તિ,

તમારો તા. ૨૭ ઑગસ્ટનો પત્ર મળતા મને ઘણી ખુશી થઈ. એમાં તમે ઘણી દલીલ કરી છે. મને એવું લાગે છે કે નિષ્ક્રિય વિરોધ અને અહિંસક પ્રતિકારમાં જે પાયાનો ફરક છે એ તમે સમજી લીધો છે. એ બંને પ્રકાર પ્રતિકારના જ છે, પરંતુ જ્યારે તમારો પ્રતિકાર નિષ્ક્રિય હોય છે, અર્થાત્ જ્યારે પ્રતિકાર કરનારો નિર્બળ હોય છે ત્યારે તમારે ભારે કિંમત ચૂકવવી પડે છે. ઈસા મસીહે (જીસસ ઑફ નાઝરેથે) જે વિવેકયુક્ત, સાહસિક અને વીરતાપૂર્ણ પ્રતિકાર કર્યો હતો એને યુરોપના લોકો ભૂલથી નિષ્ક્રિય પ્રતિકાર માની બેઠા. જાણે એ કમજોર વ્યક્તિનો પ્રતિકાર ન હોય. જ્યારે મેં પહેલીવાર નવા કરાર (ન્યુ ટેસ્ટામેન્ટ) વાંચ્યા ત્યારે મને ઇસુના પક્ષે કોઈ નિષ્ક્રિયતા કે નબળાઈ દેખાઈ નહીં, જેવી કે ચાર સુસમાચારો (ફોર ગોસ્પેલ્સ) માં બતાવવામાં આવી છે. અને જ્યારે મેં ટૉલ્સ્ટૉયની 'હાર્મની ઑફ ધી ગોસ્પેલ્સ' (સુસમાચારોની સુસંગતિ) નામનું પુસ્તક અને તે સંબંધી એમની અન્ય રચનાઓ વાંચી તો એનો અર્થ મને અધિક સ્પષ્ટ થતો ગયો. ઇસુને નિષ્ક્રિય પ્રતિકારક માનવાથી શું પશ્ચિમને મોટું નુકસાન ભોગવવું પડયું નથી? ઇસાઈ જગત એ શરમજનક યુદ્ધો માટે જવાબદાર છે જેનું વર્ણન જૂના કરારોમાં પણ આવ્યું છે અને બીજા ઐતિહાસિક તથા અર્ધ ઐતિહાસિક લેખોમાં પણ. હું જાણું છું કે હું જે કહી રહ્યો છું એમા ભૂલ સુધારાને અવકાશ છે; કેમ કે, હું તો અર્વાચીન કે પ્રાચીન ઇતિહાસના બહુ જ મામુલી જ્ઞાનનો દાવો કરી શકું છું.

હવે હું વ્યક્તિગત અનુભવ તરફ આવું છું. એમાં શક નથી કે નિષ્ક્રિય પ્રતિકાર દ્વારા અમે અમારી રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરી લીધી છે. જે પર તમે અને તમારા સારા પતિ જેવા પાશ્ચાત્ય દેશોના શાંતિપ્રેમી લોકો ઘણા મુગ્ધ છે; પરંતુ હવે અમે દરરોજ એ ભૂલની ભારે કિંમત ચૂકવીએ છીએ જે અમે અજાણપણે કરી બેઠા છીએ— અથવા વધુ સારી રીતે કહું તો હું કરી બેઠો હતો. એ ભૂલ હતી નિષ્ક્રિય પ્રતિકારને અહિંસક સમજી લેવાની. જો એ ભૂલ હું ન કરત તો આજે આપણે આ ઘૃણાસ્પદ દૃશ્ય ન જોવું પડત કે એક નબળો ભાઈ પોતાના બીજા નબળા ભાઈને મૂઢતાથી અને

અમાનુષિ રીતે કતલ કરી રહ્યો છે

હું તો માત્ર એ આશા અને પ્રાર્થના કરી રહ્યો છું—અને ઇચ્છું છું કે અહીંના તથા દુનિયાના મિત્રો મારી સાથે એવી જ આશા અને પ્રાર્થના કરે—કે એ રક્તપાત જલદી ખતમ થઇ જાય—કદાચ એ કત્લેઆમ અનિવાર્ય પણ હોય—અને એક નવા અને શક્તિશાળી ભારતનો ઉદય થાય એ નવું ભારત પાશ્ચાત્ય દેશોનું એની બધી બીભત્સતાઓ સાથે નીચ અનુકરણ કરીને યુદ્ધખોર નહીં બને, બલ્કે પાશ્ચાત્ય દેશોની સૌથી સારી બાબતો ગ્રહણ કરીને કેવળ એશિયા અને આફ્રિકાનું જ નહીં બલ્કે સમસ્ત પીડિત માનવનું આશાસ્થાન બનશે

મારે સ્વીકારવું પડશે કે મારી એ આશા એવી જ છે 'જબતક સાસ તબતક આસ, કેમ કે આજે તો અમે ફોજ અને બધા પ્રકારના ભૌતિક સામર્થ્યને સહારે ચાલી રહ્યા છીએ અમારા રાજપુરુષો પાછલી બે ત્રણ પેઢીઓથી બ્રિટિશ શાસનના દિવસોમા શસ્ત્રો પર થતા ભારે ખર્ચનો જોર જોરથી વિરોધ કરતા આવ્યા છે, પરંતુ હવે જ્યારે રાજકીય ગુલામીમાથી અમે મુક્ત થઈ ચૂક્યા છીએ ત્યારે અમારો ફોજી ખર્ચ વધી ગયો છે અને એમા હજુ વધારો થવાનો ડર છે અને વળી તે એવું હોય તેમ અમને તે માટે ગર્વ છે! અમારી ધારાસભાઓમા એની વિરુદ્ધ એક પણ અવાજ ઊઠતો નથી! આ રીતે અમારા લોકો પર એક જાતનું ગાંડપણ સવાર થઈ ગયું છે અને પાશ્ચાત્ય દુનિયાની ચમકદાર બનાવટી બાબતોનું અનુકરણ કરવાની વ્યર્થ ચેષ્ટા અમારે ત્યા થઈ રહી છે, પરંતુ તે છતા મારા તથા બીજા ઘણા લોકોના મનમા એ આશા હજી ઘર કરી બેઠી છે કે હિન્દુસ્તાન એ કાળનુરમાથી ઉગરી જશે, અને સન ૧૯૧૫થી લગાતાર ૩૨ વર્ષ સુધી એને અહિંસાનું જે શિક્ષણ મળ્યું છે, પછી ભલે તે અપૂર્ણ જ કેમ ન હોય, એના ફળસ્વરૂપ એણે જે નૈતિક ઉચ્ચતા સુધી પહોચવું જોઇએ ત્યા પહોચી જશે.

જ્યા સુધી તમારા પત્રના છેલ્લા પેરેગ્રાફ સાથે સબંધ છે, મારે એ સ્વીકારવું જોઇએ કે હું મનો વિશ્લેષણથી અજાણ છું અમેરિકાના રિચર્ડ ગ્રેગે એ સમસ્યા તમારા કરતા વધારે નક્કર રીતે રજૂ કરી છે 'હરિજન'મા પ્રગટ થયેલ એમનો પત્ર અને મારો પત્ર તમે જોયા હશે

મને આશા છે કે તમારા બન્નેમા પહેલાના આનંદી દિવસોમા હતો એ જ ઉત્સાહ કાયમ છે જ્યારે તમે ભારતમા મારી સાથે રહેતા હતા મને શક છે કે તમે બન્ને ફરી ક્યારેક ભારતમા આવશો અને એને ગાંડપણની હાલતમા નહી બલ્કે જીવનના દરેક ક્ષેત્રમા બુદ્ધિપૂર્વક વર્તતું જોશો

તમે બન્નેને પ્યાર

બાપુ

✱

પાની બાઢો નાવ મે, ઘર મે બાઢો દામ
દોનો હાથ ઉલેચીએ, યહી સયાનો કામ

નાવમા પાણી વધી જાય ત્યારે તેને એક હાથથી નહી પણ બન્ને હાથ બહાર ફેંકીએ છીએ તેમ વધારાના ધનને બહાર ફેંકી ઘરને બચાવવું જોઇએ જો લેનારો મળી જાય તો એનો ઉપકાર માનવો જોઇએ કૂટબોલની જેમ ધનનો ખેલ થવો જોઇએ બોલને પોતાની પાસે આવે છે તે તરત ફેંકી દે છે પૈસાને એ રીતે ફેંકતા જઇએ તો સમાજશરીરમા એનો પ્રવાહ ચાલુ રહેશે, અને સમાજનુ આરોગ્ય કાયમ રહેશે સંસ્કૃતમા પૈસાને 'દ્રવ્ય' કહ્યુ છે, દ્રવ્ય એટલે વહેનારું જો એ સ્થિર રહ્યું તો રોકાયેલા પાણીની પેઠે એ ગંધાવા લાગશે

—વિનોબા

✱

જીવતા યે જેહની કંઈ લાજ ન કાંઈ નહી,
ડું 'વિચારુ' છું અનિલ, એનું કફન કેવુ હશે?

# જગતને જીતવાની ચાવી

—રામનારાયણ ના. પાઠક

દક્ષિણ આફ્રિકાના વડા પ્રધાન જનરલ સ્મટ્સ વિલાયતમા પોતાના વતનમાં નાના ગામડામાં રહેતા હતા. ગોળમેજી પરિષદમા ગાંધીજી આવ્યા છે એ સમાચાર મળતા જ તેમણે તેમને પોતાને ગામ આવવાનું આમંત્રણ આપ્યુ. બાપુએ તેનો તરત સ્વીકાર કર્યો.



એકવીસ વર્ષ સુધી જેની સામે બાપુએ આકરી લડાઈ કરેલી એ સ્મટ્સ બાપુના આગમનની રાહ જોઈ રહ્યા. બાપુને લેવા તે પોતાને દરવાજે કુટુંબ સહિત ઊભા હતા બાપુ આવ્યા. પ્રેમના પ્રતિનિધિની અદાથી બાપુએ હાસ્યના ફુવારા ઉડાડતા હાથ મેળવ્યો. હસ્તધુનન કરતા જનરલની આંખો ભીની થઈ. અત્યંત ભાવપૂર્વક તેઓ તેમને ઘરમા લઈ ગયા અને બધું ફરી ફરીને બતાવવા લાગ્યા. એક મોટા કબાટ પાસે અટક્યા આફ્રિકાથી મળેલી યાદગાર કીંમતી ભેટ સોગાદો તેમાં ભરેલી હતી, એ ઝળહળતી ચીજોની વચ્ચે એક સાદા, કાળા પટ્ટાના ચપ્પલ મૂકેલા હતા. તેની સામે આંગળી ચીંધીને જનરલે પૂછ્યું: 'મિ. ગાંધી, આ ચીજ કોણે આપેલી હશે, યાદ આવે છે?'

'તમારી તોપ બંદૂકને મહાત કરનાર એ વસ્તુને હું ન ઓળખું?' બન્નેના હાસ્યથી ઓરડો ગાજી ઊઠ્યો. એના પડઘા શમતાં ગંભીરપણે જનરલ બોલ્યા: 'હું બોઅર લોકોને પહોંચી વળ્યો. એમની બંદૂકોને બંધ કરવાની શક્તિ મારામા હતી. પણ જે માણસને મેં જેલમાં પૂર્યો. અના માણસોને ગોળીએ દીધા. પારાવાર દુઃખ દીધાં, જેલમાં પથ્થર ફોડાવ્યા તો ત્યાં બેઠાં ચંપલ સીવી મને ભેટ મોકલ્યા.' આખો દિવસ કોઈ સ્વજનને ઘેર ગાળે તેમ ગાળીને બાપુ લંડન ગયા.

જનરલ સ્મટ્સે બાપુની ૬૧ મી જન્મજયંતિના પ્રસંગે સર્વપલ્લી રાધાકૃષ્ણે પ્રગટ કરેલા અભિનંદન ગ્રંથમાં ઉપરોક્ત વસ્તુનો નિર્દેશ કરીને લખ્યુ: 'રાજકીય બાબતોમા ગાંધીજી સાથે આપણને ગમે તેટલો મતભેદ હોય. છતા એક વસ્તુ ચોક્કસ છે કે માણસ સામાને દુઃખ દઈને, તેને દબાવીને જે વિજય મેળવે છે તે ક્ષણિક નીવડે છે. જ્યારે પોતે સહન કરીને. જાતે દુઃખ વેઠીને કરેલા સામનાથી જે જીત મેળવે છે તે ચિરંજીવ બને છે અને બન્નેનાં હૃદયને ઉન્નત કરે છે. મારે એમની સાથે એકવીસ વર્ષ જેટલા લાંબા ગાળામાં અનેકવાર આકરા પ્રસંગો પડ્યા છે. તેમની સાથેની મુલાકાતોમા અનેક કડવી મીઠી અમારે કહેવી પડી છે. તેઓ એ વખતે એક સાધારણ એટર્ની હતા. ઉંમર પણ ત્રીસ ચાલીસની હતી. મારાથી દરેક રીતે એ નાના દેખાતા હતા. છતા આજે એ પ્રસંગો યાદ કરું છું ત્યારે મારે કબૂલ કરવું પડે છે કે ઉપરથી એમને ધમકાવતો, ડરાવતો બાઝતો છતા અંતરથી મને લાગતું હતું કે હું કોઈ મહાપુરુષ સાથે

વાત કરી રહ્યો છુ મારા ગમે તેવા શસ્ત્રાસ્ત્રો, બુદ્ધિબળ, ધનબળ, શસ્ત્રબળ આ માણસની મહત્તા આગળ મહાત થવાના છે અને બન્યુ પણ એમ જ આખરે ભારે દુઃખ વેઠીને ગાંધીજીએ જીત મેળવી અને અમે મિત્રો બન્યા'

જનરલ સ્મટ્સના આ શબ્દો આપણને પાંચ હજાર વર્ષ પહેલા લંકાના સ્વામી રાવણના શબ્દોની યાદ આપે છે ભારે ભૌતિક સમૃદ્ધિ ધનબળ, સત્તાબળ અને બુદ્ધિબળ કરતા સત્યનુ બળ કેટલુ મહાન છે એ વસ્તુ ઉપરથી હુંકાર કરતા રાવણના અંતરમા રામ પ્રત્યે રહેલા ભક્તિભાવમા જોવા મળે છે એને ઘણા માણસો પૌરાણિક ગણી ઉવેખતા આજે જનરલ સ્મટ્સની કબૂલાતથી આત્મબળની અલૌકિક શક્તિનુ ફરી એક વાર જગતને ભાન થયુ છે એ જ એક માર્ગ છે

'નાન્યઃ પન્થા વિદ્યતે અયનાય'

જગતશાંતિ માટે બીજો માર્ગ નથી

☆

## ફૂલ અને કાંટો

મા૦ ચા૦ જૈન

એક કાંટાએ પાસેના ફૂલને પૂછ્યુ ભાઈ ફૂલ લોકો તારુ હૃદય સોયથી વીંધીને તને દોરામા પરોવે છે. તુ એ અત્યાચાર આટલી શાંતિથી કેમ સહન કરે છે?'

ફૂલે ઉત્તર આપ્યો 'મને તો એના અત્યાચાર જેવુ કાંઈ લાગતુ નથી હુ તો ફૂલ તોડનારાઓનો દિલથી કૃતજ્ઞ અને આભારી છુ એમની જ કૃપાથી હુ દેવો, મહાત્માઓ, મહાપુરુષો, રાજાઓ, સુંદરીઓના ગળામા અને શહીદોની સમાધિઓ સુધી પહોંચી જાઉ છુ કહે જોઈએ, એ તોડનાર સિવાય હું એવી મહાનતા કઈ રીતે પામી શક્યો હોત? નહિતર હુ ડાળ પર જ એમને એમ સુકાઈને મારુ જીવન સમાપ્ત કરત!'

'હા, હવે તારી વાત તો કર. કે તુ નકામો શા માટે લોકોના આંગળાઓને ડંખે છે? એ તારી દુર્જનતા નથી શુ?

કાંટાએ ફૂલના એ ટોણાથી જરા દુઃખી થઈને કહ્યુ 'મને દુઃખ થાય છે કે સહેલ મારી પાસે રહે છે છતા તુ મને સમજી શક્યુ નથી, એટલે જ તો તુ મને દુર્જન કહે છે જ્યારે તુ એમ કહે ત્યારે બીજાની શી વાત કરવી' પહેલા તો તુ જે એમ કહે છે કે હુ લોકોની આંગળીઓને ડંખ મારુ છુ. એ સાવ ખોટુ છે તુ જ કહે, હુ લોકોની આંગળીઓને ડંખવા માટે ક્યાય જાઉ છુ? લોકો પોતે અહી આવીને પોતાની આંગળીઓને ઘાયલ કરે છે બીજુ, તારા જેવી એક સુંદર વસ્તુ પ્રાપ્ત કરવા માટે થોડુ સહન કરવુ પડે તો એમા તે કઈ મોટી વાત છે? ત્રીજુ, એમ માની લઈએ કે હુ લોકોની આંગળીઓને ડંખુ છુ—જો કે એ વાત સાચી નથી—તો પણ તે તારા જેવા સહોદરની રક્ષા માટે જ ડંખુ છુ હુ મારા પોતાના અંગત સ્વાર્થ માટે તો કશુ કરતો નથી એમા મારો સ્વાર્થ અને દુર્જનતા ક્યા છે? તુ જ કહે, કુદરતે મને સૌથી પ્રથમ, તારા પહેલા જ ડાળ પર ઉગાડ્યો નથી?'

કાંટાની વાત સાંભળીને ફૂલ ચૂપ થઈ ગયુ

પાસેથી પસાર થતા માળીએ બેઉની વાત પૂરેપૂરી સાંભળી એ મનમા જ બોલ્યો 'ઓહ! આ બંને મહાન છે, પણ એકબીજાના અંતર્ભાવોથી સાવ અજાણ છે!'

☆

જિંદગીનુ મૂલ્ય સાચુ હુ ય ક્યા સમજ્યો પૂરુ?
શુ કરુ ફરિયાદ હુ, મારી કદર કોણે કરી!—અનિલ

# કળા વિશે કેટલાક વિચારો

—નંદલાલ બસુ

મારા ગુરુ અવનિન્દ્રનાથ ઠાકુર હમેશા કહ્યા કરતા કે 'કોઈ માણસ બીજાને કળાકાર બનાવી શકતો નથી જે પ્રથમથી જ કળાકાર છે તે માત્ર ગુરુના શિખામણનો લાભ લઈ શકે છે' પ્રકાશ, પવન, અને પાણી છોડને પાષે છે અને તેને વિકસવામા મદદ કરે છે પણ પ્રભુ સિવાય બીજુ કોણ છોડને સર્જી શકે છે?

કળાની સાધના એક આજીવન આરાધના છે તે કાઈ મોજશોખની વસ્તુ નથી તેથી કળાકારે દરરોજ તેનો અભ્યાસ કરવો જોઈએ પણ તે સાથે સાથે નવા પ્રયોગો કરવાની પણ તેનામા ભાવના હોવી જોઈએ કળાકારે, તેણે પોતે જે અનુભવ્યુ હોય અથવા તો તેની ચેતનામા જે પ્રગટ થયુ હોય તે જ માત્ર તેણે વ્યક્ત કરવુ જોઈએ તેણે મૌલિક પ્રેરણા પર કોઈ નવો વિચાર લાદવો ન જોઈએ એમ કરવાથી તો તે બને બગડી જશે

કોઈ પણ કળાકારને પરંપરા વિના ચાલતુ નથી પરંપરા તો આપણને વારસામા મળેલી મૂડી છે જો તેનો ઉપયોગ એક નવા સાહસમા કરીશુ તો આપણી દોલતમા વધારો થશે



પ્રખ્યાત જાપાની કળાકાર ઉકા કુરા કહ્યા કરતો કે, 'કળાની પરાકાષ્ઠાના ત્રણ અંગો છે—' પ્રકૃતિ, પરંપરા અને મૌલિકતા પ્રકૃતિના અભ્યાસ વિના કળા કમજોર અને કૃત્રિમ બની જાય છે પરંપરાના જ્ઞાન વિના તેની કળા અધકચરી અને અપૂર્ણ રહે છે અને મૌલિકતા વિના પ્રાણહીન અને હેતુ વિનાની બની જાય છે પણ જે કળા કેવળ પ્રકૃતિને આધારે છે તે અનુકરણ બની જાય છે જો પરંપરાને વળગી રહીએ તો કળા ઉદ્યોગની—કારીગીરીની—કક્ષાએથી ઊચે જતી નથી અને મૌલિકતા વિનાની કળાકારની કૃતિ એક જાતનુ પાગલપણુ—ગાડપણ—અને મનોવૈજ્ઞાનિક વિશ્લેષણનો વિષય બની રહે છે

ચિત્ર બે પ્રકારના હોય છે એક છે જે કળાકાર બનાવે છે અને બીજુ તે પોતે બની જાય છે કળાની પ્રત્યેક સાચી કૃતિમા વિષય હોય છે, શૈલી હોય છે, અને કળાકાર પોતે પણ હોય છે

પ્રકૃતિના બે સ્વરૂપ છે એક સ્વરૂપ એ છે જેમા બધી વસ્તુઓ એકબીજાથી ભિન્ન અને સ્વતંત્ર દેખાય છે અને તેના બીજા સ્વરૂપમા એક તાત્ત્વિક ઐક્યતા, જેમા એ બધા તફાવતો કે ભિન્નતા લુપ્ત થઈ જાય છે તેથી બાહ્ય કુદરતમા અને માણસમા, વિવિધતામા એકતા છે

બુદ્ધની જાતકકથામા જણાવ્યા પ્રમાણે ત્રણ લોક છે—સૌથી નીચે કામલોક છે, વચ્ચે રૂપલોક અને સૌથી ઉપર અરૂપલોક છે પણ મને તો લાગે છે કે અરૂપલોકની ઉપર પણ એક બીજો લોક છે—આનદલોક કામલોકમા કામ હોવાને કારણે એક પ્રકારની અશાતા લાગે છે, રૂપલોકમા બહુમુખી રૂપ દેખાય છે, અરૂપલોકમા માણસ પોતાની અદર વિશ્વમય જીવનનો છદ અનુભવે છે પણ આનદલોકમા તો કેવળ આનદ જ છે, અને વેદોમા કહ્યુ જ છે કે પ્રભુ પોતે આનદમય છે

(વિખ્યાત કળાગુરુ નંદલાલ બોઝના કળાચિંતનના (કળા ક્ષેત્રમા ૫૦, નવી દિલ્હી) પ્રગટ થયેલા એક પુસ્તકમાથી)

☆

માનવીની જિંદગાની સ્વપ્ન એક કહેવાય છે,
સ્વપ્ન એ જોનારનું લાંબુ જીવન કેવુ હશે? —અનિલ

## તારું ચરણયુગલ — ગુરુદયાલ મલ્લિક

મે તારુ ચરણયુગલ જોયુ

ક્યાં?

આકાશમાં!

આકાશ એટલે?

અનંતનુ લાવણ્ય અને આસ્વાદન

અને કેવુ સુંદર હતુ તારુ ચરણયુગલ!

જેમ કે જ્યોતનુ એક નિરંતર ઝરણુ

શુ એ શુભ ઝરણાથી જ પ્રકાશ પામીને પ્રકૃતિ પ્રાંગણ અને બ્રહ્માંડનુ મનમંદિર ઉજ્જવલ બન્યુ છે?

એ જ્યોત ઝરણાનુ એક બિન્દુ મારા પર પડયુ

એ જ્યોતિબિન્દુ કે ભભૂકતી આગની એક ચીનગારી?

તેણે મને ભસ્મ કરી દીધો

તે ભસ્મની ભભૂતિ મેં મારા બહુમુખી મન પર ચોળી

તરત જ મારુ રાવણરૂપી મન રામમાં પલટાઈ ગયુ

કયો રામ?

રાજા દશરથનો પુત્ર નહીં, પણ જે રામ સકલ વિશ્વમાં વ્યાપી રહ્યો છે અને ઘરઘરમાં વસે છે

એવી રીતે રામને નમસ્કાર કર્યા અને તેને ઓળખ્યો

અને એ મિલનમાં કેવો આનંદ હતો!

મારી આંખોમાંથી સતત આનંદનાં આંસુઓની એક અવિરત ધારા વહેવા લાગી

શુ એ આંસુઓની ધારા હતી કે પ્રભુના અંતરમાંથી વહેતુ પવિત્ર ઝરણુ હતુ!

આ અસીમ નીરવતામાં આ શબ્દ ક્યાંથી?

અદૃશ્યના પરદા પાછળ ઊભેલુ કોઈ મસ્તીથી ગાઈ રહ્યુ છે

'તેરે ચરણ, મેરે શરણ'

અને તરત જ સૃષ્ટિના દરેક અણુપરમાણુમાંથી એવો સાદ સંભળાવા લાગ્યો

'તારુ ચરણયુગલ મેં જોયુ' 'તારુ ચરણયુગલ મેં જોયુ' એમ કહેતા કહેતા હુ આકાશથી ધરતી તરફ નીચે ઊતર્યો

થોડા માણસોએ મને જોઈ લીધો

એકે મને નિહાળીને કહ્યુ 'ગાંડો! આ ચરણયુગલ પથ્થર પર કોતરાયેલુ છે શુ આકાશમાં કોઈ ચરણયુગલ હોઈ શકે ખરુ?'

જે તેના માટે માત્ર એક પથ્થરનો કટકો હતો તે મારી દૃષ્ટિએ હતો શાલીગ્રામ!

પણ એવી દૃષ્ટિ મને કોણે આપી?

તારા ચરણયુગલે, જગદંબા, જગપતિ

તારા ચરણયુગલમાં કેવો કીમિયો છે?

☆

## અશોક!

(એક માસના બાળક પ્રતિ સપ્રેમ શ્રદ્ધા સહિત)

અશોક! તમે સમ્રાટ કે સંન્યાસી?

તમારી સેવામાં જ્યારે હુ દાસદાસીઓને જોઉં છુ ત્યારે તમે સમ્રાટ જેવા દેખાઓ છો પરંતુ તમને લંગોટી પહેરેલા જોઉં છુ ત્યારે મારુ માથુ સ્વાભાવિક રીતે જ નમી જાય છે કારણ કે તમે એક અવધૂત જેવા દેખાઓ છો!

પણ તમે તો એક સાચા અવધૂત જ છો!

કોઈના પ્રતિ દ્વેષ નહીં, વિરોધ નહીં,—સૌની સાથે પ્રીતિ અને મૈત્રી!

અને તમારી ભાષા? તમારો જીવન મંત્ર? ઓમ! ઓમ!! ઓમ!!!

તેથી તમને અશોક,—સમ્રાટ અને સંન્યાસી—મારા સાષ્ટાંગ પ્રણામ હો!

## ભમતાં પંખીડાં

—રવીન્દ્રનાથ ટાગોર

○ જે મહાન સૃષ્ટિમાં એ ઊગે છે ત્યાંને માટે ઘાસનું આ તૃણ સંપૂર્ણ યોગ્ય જ છે

○ ચંદ્રના આખા પ્રકાશમાં તું મારા ઉપર તારા પ્રેમપત્રો પાઠવે છે, રાત્રિએ સૂર્યને કહ્યું, અને ઘાસ ઉપર હું અશ્રુરૂપે મારો જવાબ મૂકતી જાઉં છું'

○ વર્ષાબિંદુઓએ ધરતીને ચુંબન દઈને કહ્યું 'અમે તારાં વરસનાં બાળુડાં છીએ, મા! સ્વર્ગમાંથી અમે પાછાં તારી પાસે આવી લાગ્યાં છીએ

○ પોતાને મળતા આવતા કોઈક અનામી પુષ્પનો સ્વીકાર કરતાં સૂરજમુખી શરમાઈ ગયું સૂર્યે ઊંચે ચડી, સ્મિતસહ તેને પૂછ્યું 'તું કુશળ તો છે ને, પ્રિયે?'

○ તે બધી ગૌણ વસ્તુઓ છે, જે મારા સ્નેહીજનો માટે હું મારી પાછળ મૂકતો જાઉં છું, મુખ્ય વસ્તુઓ તો સહુને માટે છે

○ પાળેલા કૂતરાને એવો વહેમ થઈ ગયો છે કે, એનું સ્થાન પચાવી પાડવા માટે જગત યોજનાઓ ઘડી રહ્યું છે!

○ આ જગત, સૌંદર્યના સંગીતે જેને નાથીને શાંત પાડી રાખ્યું છે એવા મહા ઉત્પાત જેવું છે!

○ તમારા સ્પર્શમાત્રથી નાશ પામે એવી વસ્તુ ઉપર અધિકાર ભોગવવા માટે તમારે તેને તમારાથી દૂર જ રાખવી રહી

○ મારી દુનિયા સમક્ષ મને એવી ખોટી રીતે રજૂ થવા ન દો કે જેથી એ મારી વિરુદ્ધ થઈ જાય

○ ખોવાઈ ગયેલા પ્રેમને કારણે જિંદગી વધુ સમૃદ્ધ બની ગઈ છે!

○ જેમની કને બધું છે, પણ તું નથી, મારા નાથ, તેઓ એવાઓની હાંસી ઉડાવે છે જેમની કને તારા સિવાય અન્ય કશું જ નથી!

○ ચંદ્રમા આખા ગગન ઉપર પોતાનો પ્રકાશ ફેંકે છે,—પોતાના કાળા ડાઘ પોતાની પાસે જ રહેવા દઈને

○ આપણા પ્રદેશમાં ખીલે છે તેવું જ કમળપુષ્પ, તેની જ મધુરતા સાથે, પણ જુદે નામે પરદેશના આ પાણીમાં પણ ખીલે છે

○ દિવસભરની લોકસમુદાય સાથેની મારી મુસાફરીથી લઈને મારી સંધ્યાના એકાંત સુધી તે મને દોર્યો છે

રાત્રિની નીરવતામાં હું એનો મર્મ પામવાની વાટ જોઉં છું

○ આ 'જીવન'માં આપણે એક જ નૌકામાં સવાર થઈને દરિયો ઓળંગીએ છીએ, અને 'મૃત્યુ'માં આપણે કિનારે પહોંચીને પોતપોતાની દુનિયાઓમાં ચાલ્યા જઈએ છીએ

○ 'કી રીતે હું તને ગાઈ સંભળાવું અને તારી પૂજા કરું, હે સૂર્ય?' પુષ્પે પૂછ્યું, 'તારા પાવિત્ર્યના વિશુદ્ધ મૌનથી' સૂર્યે ઉત્તર દીધો

○ પશુ જેવું જીવન જીવનાર માણસ પશુથીયે બદતર છે



○ એક અજ્ઞાન પ્રવાસી હું તારે કાંઠે આવ્યો, એક અતિથિ તરીકે હું તારા ઘરમાં રહ્યો અને હવે આજે હે મારી ભોમકા, એક મિત્ર તરીકે હું તારું દ્વાર છોડી જઉં છું

○ હું મૃત્યુ પામું ત્યારે હે દુનિયા, તારા મૌનમાં મારા માટે આ શબ્દો રહેવા દેજે કે 'મેં પ્રેમ કર્યો છે'

○ મેં તને જોયો છે'

—ઉષાના ઝાંખા પ્રકાશમાં

# ૐ નમો નારાયણાય પુરુષોત્તમાય

કાકા કાલેલકર

ઉચ્ચ આશય રાખનારા સમાજ સેવકનો આ ધ્યાનમંત્ર છે માનવસમાજની ધાર્મિક ઉપાસનાની આધુનિક, શાસ્ત્રશુદ્ધ અને અત્યંત ઊંચી કક્ષા ઉપરના મંત્રમા વ્યક્ત થાય છે

નારાયણ એટલે માનવસમાજના હૃદયમા વસેલુ અંતર્યામી પરમાત્મા તત્ત્વ, એની વ્યુત્પત્તિ આ રીતની છે નર એટલે મનુષ્ય, એમા સ્ત્રી પુરુષ આદિ બધા આવી ગયા એ સૌનો જે વિશાળવ્યાપી સમુહ અથવા સમાજ બને છે એને નાર કહે છે નાર એટલે સમસ્ત મનુષ્ય કોટિ, માનવ પહેલા જે થઈ ગયા, આજ જે મોજુદ છે, અને હવે પછી થશે–એવા સૌ માનવપ્રાણીઓનો અંતરભાવ જેમા હોય છે એવી સનાતન માનવજાતિને નાર કહે છે

આ નાર એનુ અયન એટલે આશ્રયસ્થાન થયુ એ મનુષ્યહૃદયમા અખંડ પ્રગટ થનાર પરમાત્મા નારાયણ નામથી ઓળખાય છે આ વિશ્વમા જે કઈ જડ છે તે નશ્વર છે, નિસ્સાર છે સાર રૂપ સનાતન, શુદ્ધ અને નિત્ય અને એટલા માટે અન્વેષ્ટવ્ય, મૃગ્ય અને સાધ્ય એવુ જે નારાયણ તત્ત્વ એને જીવનનુ ધ્યેય બનાવીએ, એને માટે અને એમા જ જીવીએ, એવી દૃઢ નિષ્ઠા રાખનારો ભગવાન બુદ્ધ ભક્ત સત્યાગ્રહી પ્રહ્લાદ નારાયણનો ઉપાસક હતો એટલા માટે નારાયણ નામની સાથે સાથે સત્યની નિર્ગુણ ઉપાસનાનુ પણ સ્મરણ થાય છે પ્રત્યેક નરને, એટલે કે સ્ત્રી–પુરુષને જીવન સાધના દ્વારા અંતમા નારાયણ સ્વરૂપ જ થવાનુ છે એવુ પ્રાચીન અને અર્વાચીન મહાત્મા કહેતા આવ્યા છે નારાયણનુ ધ્યાન ધરવુ એનો અર્થ છે નર જન્મનો અંતિમ ઉદ્દેશ અથવા ધ્યેય અખંડ ધ્યાનમા રાખવુ 'નરનો અંતિમ અને અનંત વિકાસ' એ જ છે એ નારાયણતત્ત્વ

એ અવસ્થા આજે આપણને પ્રાપ્ત નથી પરંતુ યથાશક્ય ઉપાયોથી બનતી ત્વરાએ એ સ્થિતિ પ્રાપ્ત કરી લેવાની છે એની સ્મૃતિ અને સાધના નમઃ શબ્દમા વ્યક્ત થાય છે નદી જે રીતે સાગર તરફ વહે છે એ જ રીતે અપૂર્ણનુ પૂર્ણની તરફ વહેવુ એને નમસ્કાર કહે છે પુરુષ છે નવ દ્વારવાળો આ પુરમા એટલે કે દેહમા શયન કરનારો રહેનારો, વાસ કરનારો આત્મા, સાધના શ્રમ જીવ આ અને પુમાન્ બન્નેનો એમા સમાવેશ થાય છે દિન શબ્દમા જે રીતે દિન અને રાત બન્નેનો સમાવેશ થઈ શકે છે, અથવા પિતરૂ પિતૃ શબ્દમા માતા અને પિતા બન્નેનો સમાવેશ થાય છે એ જ રીતે પુરુષ શબ્દમા પુરુષ અને સ્ત્રી ઉભયનો સમાવેશ થાય છે એ પુરુષ વ્યક્તિરૂપમા એક દેહમા રહે છે, એ જ સમાજરૂપમા વિશાળવ્યાપી સમુદાયમા રહે છે, અને વિરાટપુરના સમસ્ત વિશ્વમા એનુ અસ્તિત્વ છે વ્યક્તિમા જે રીતે આપણે એને 'પુરુષ' રૂપમા પર્સન તિથી પ્રમાણે ઓળખીએ છીએ એ જ રીતે સમસ્ત વિશ્વમા સૂર્ય ચંદ્રાદિ ગ્રહ નક્ષત્ર તારાના સમુદાયમા પણ પુરુષ રૂપમા જ એને જોયો જોઈએ મનુષ્ય

## મેઘ તો રૂવે ને

[ભજન]

ધાયલ કીધુ રહે આણુ આ પીંજરુ
નેણુંડાન એક લાલકાર શાને જી
ઊડી રે ઊડી તુ વીજળી ' એકલી,
મેલ્યો મને એકલ પાણીડાન પ્રાણે જી
મેઘ તો રૂવે ને વીંધાણા નેણા ચૂવે
વિરહ ખ કીધો રહે મરણ મકરાનો
એ ધકારે અષાઢખંડ છવાયો જી;
વરસી વરસીને ભવનના વન ભરૂ,
રહોય નીર નિસાસો ન સમાયો જી;
મેઘ તો રૂવે ને વીંધાણા નયણા ચૂવે
નીરતો નહિ હોયે નિસાસા ભરાયા
ધન કેરા ખ ડેરનો ખમ થાશ જી '
તશે રે પનઘટ પાળે. પધારશો,
કેને માથે નાખશો લમારો જી;
મેઘ તો રૂવે ને વીંધાણા નેણા ચૂવે

સુધાંશુ

સમાજ વિશે વિચારતી વખતે સમષ્ટિરૂપમા એ એક જ પુરુષ જ છે એ આપણે યાદ રાખવું જોઈએ.

'પુરુષ એવેદં સર્વં યદ્ ભૂતં યચ્ચ, ભવ્યમ્' વિવિધ વર્ણાત્મક માનવસમાજ એક અવિકલ પુરુષ જ છે. એ પુરુષના બે પાસાં છે—ક્ષર અને અક્ષર. ભૂતરૂપમા જોતા, લાગે છે કે એ ક્ષર છે. એના ગહન તત્ત્વોનો વિચાર કરતા માલૂમ પડે છે કે એ અક્ષર છે. એ અક્ષરની બધી સાધના જે આદર્શને સિદ્ધ કરવા માગે છે, એ પુરુષતત્ત્વની અંતિમ ભૂમિકાનું નામ છે પુરુષોત્તમ. આજનો મનુષ્ય અપૂર્ણ છે, અસમ છે, સદોષ છે. એણે પૂર્ણ, સમ અને નિર્દોષ અર્થાત્ ભૂમા અને બૃહત્ બનવાનું છે. વિરાટ પુરુષનો આ જે અંતિમ આદર્શ છે એ જ છે પુરુષોત્તમ આત્મૌપમ્ય દ્વારા વિશ્વાત્મૈક્યનો સાક્ષાત્કાર કરી લેવાથી જ એ પુરુષોત્તમ પદ પ્રાપ્ત થઈ શકશે. એટલા માટે વિશ્વાત્મૈક્ય જ પુરુષનો પુરુષાર્થ છે. મોક્ષ વિશ્વાત્મૈક્યનુ કેવળ પ્રાથમિક સાધન છે. ધર્મ, અર્થ, કામ એ ત્રણે જેટલી હદ સુધી મોક્ષ તરફ લઈ જનારી હોય એટલી હદ સુધી એને પણ ઉપલક્ષણાથી પુરુષાર્થ કહેવામા કશો વાંધો નથી. પુરુષોત્તમ પ્રાપ્તિ માટે પુરુષને જે સાધના કરવાની છે, જે પુરુષાર્થ કરવાનો છે, જે નિરલસ, અખંડ અને વર્ધમાન પરાક્રમ કરવાનું છે, એની અભિવ્યક્તિ 'નમઃ' શબ્દ દ્વારા કરવામાં આવી છે.

આ બધાંનું આદ્ય કારણ અથવા મૂળ આધાર એવી આસ્તિકતારૂપી જે સનાતન શ્રદ્ધા એનું નામ છે 'ઓમ.' 'ઓમ' એટલે 'હા.' જ્યા નકારને, નિષેધને, અભાવને, અશ્રદ્ધાને જરા પણ સ્થાન નથી એવી પદવીને, એવી વૃત્તિને, એવી શ્રદ્ધાને ઓમ કહે છે. ઓમ છે અજરામર અને અખંડ આસ્તિકતા. મારું જીવન સત્યરૂપ છે, એનો અંતિમ આદર્શ સત્યરૂપ છે, એ આદર્શ સુધી પહોંચવું સંભવિત છે, એ પહોંચવાની યાત્રા અથવા સાધના પણ કૃતાર્થ થવાની શક્તિ ધરાવે છે, એવો જે દૃઢ વિશ્વાસ, એ જ ઓંકાર. સચ્ચિદાનંદ પ્રભુથી તે ભિન્ન નથી. એટલા માટે એનુ સ્મરણ કરીને જ બધું ધ્યાન ધરવું જોઈએ. એનું ધ્યાન ધરીને જ બધી સાધના એટલે કે પરાક્રમ કરવાનુ હોય છે. એ સાધના જેમજેમ સિદ્ધ થતી જશે, ધ્યેયનો જેમજેમ સાક્ષાત્કાર થતો જશે, તેમતેમ પ્રાપ્તિનો આનંદ પણ વધતો જશે. એ આનંદ પણ આ મંત્રથી જ વ્યક્ત થાય છે,

આ બધા હેતુ મનમાં રાખીને જ એ મંત્રનો સરહસ્ય જપ કહેવામા આવ્યો છે.

મને કેટલાક મિત્રો કહે છે કે આપણે તો નીચેનાઓને ઊંચે લાવવા છે તો પછી અમને નીચે ઉતરવવાનું શા માટે કહો છો? પરંતુ મારી વિનંતિ છે કે નીચેનાને ઉપર લાવવા માટે પણ તમે નીચે ઉતરો. માતા બાળકને ઊંચકવા માટે નીચે નમે એ જ પ્રમાણે આપણે નીચે ઝૂકવું જોઈએ અને નીચેનાએ ને ઉપર લાવવા જોઈએ ત્યારે જ વિષમતા મટશે, અને ત્યારે જ સાચું સ્વરાજ્ય આવશે

• કાચા ફળમાં બી નબળું હોય છે. પણ જેમજેમ તે પાકતુ જાય છે તેમતેમ તેની અંદરનું બી મજબૂત અને સખત બનતું જાય છે ફળ જેટલું વધારે નમે છે, બી એટલું જ સખત થતું જાય છે, ત્યાં સુધી કે ગરેલા ફળના બીમાં નવા અંકુર ફૂટવાની શક્તિ પણ હોય છે. બરાબર એ જ રીતે આપણું શરીર જીર્ણ થતું જાય તેમતેમ આપણી બુદ્ધિ જીર્ણ થવાને બદલે તેજસ્વી થવી જોઈએ. સંયમી અને યોગ્ય જીવનની એ જ નિશાની છે

• દૂધની ઉત્તમતા તેમાં માખણનું પ્રમાણ કેટલું છે તે પરથી અંકાય છે તેમ જ સમાજની ધન્યતાનું, એમાં કેટલા સત્પુરુષ ઉત્પન્ન થયા એના પરથી અનુમાન કરી શકાય.

• ઋષિઓની તપસ્યાની મૂર્તિરૂપ હિમાલય જ્યાં સુધી ઊભો છે. અને પરોપકારની મૂર્તિરૂપ ગંગામાતા જ્યાંસુધી વહે છે ત્યાં સુધી હિન્દુસ્તાનનું હૃદય એક રહેવાનું છે. —વિનોબા

# ચાચાજીના વાતો

– વિમળા પટેલ

(શ્રી રામકૃષ્ણ પરમહંસની તિથિ પર આપેલ પ્રવચન)

મને ઘણી વાર એમ થાય છે કે આપણો દેશ ઘણો ભાગ્યશાળી છે–પ્રભુની કૃપા એના પર ઠીક ઠીક વરસી છે જેને કારણે રામકૃષ્ણ પરમહંસ જેવા મહાન પુરુષો અહીં થઈ ગયા જેમને આપણો દેશ જ નહીં, આખું જગત ઓળખે છે

આપણે વિદ્યાર્થી અવસ્થા પસાર કરી બહાર નીકળીએ ત્યારે એટલુ તો અવશ્ય શીખી જઈએ કે જે જે સંતોએ, મહાપુરુષોએ આપણને પ્રભુનો પથ બતાવ્યો તેમના પ્રત્યે પ્રેમ, ભક્તિ અને આદરની દૃષ્ટિ રાખીએ

રામકૃષ્ણ પરમહંસ વિશે એમ કહેવાય છે કે પહેલા તો લોકો એમનો અનાદર કરતા એક દિવસ એ બેઠા હતા સહુ એમને વીંટળાઈ ને એમની આસપાસ બેઠા હતા એમાથી એક જણે પ્રશ્ન કર્યો 'તમે તો મહાત્મા કહેવાઓ, તમે ભગવદ્ગીતાનો અભ્યાસ કર્યો હશે બોલો એમા શુ આવે છે?'

પરમહંસે જવાબ આપ્યો 'મે એક જ પ્રકારનો અભ્યાસ કર્યો છે અને તે ગીતાનો તાગીનો 'ગીતા' 'ગીતા' કહેતા 'તાગી' 'તાગી'નો અભ્યાસ થઈ ગયો 'તાગી' એટલે 'ત્યાગ' મનુષ્યે જીવનમા મેળવવુ અને 'એને' (આકાશ સામે જોઈને) સોંપી દેવુ વાલ્મિકિએ 'મરા' 'મરા'માથી 'રામ' 'રામ' કર્યું જ હતું ને ? આજે ખ્રિસ્તિ ભક્તો માને છે કે 'ઓમ' 'મા' શબ્દમાથી જ જન્મ્યો છે બાળક માઁ માઁ કરતા કરતા ઉંવા ઉંવા અને એમાથી 'ઓમ' કરે છે' (બધા હસી પડયા )

આજે બહેનોમા શ્રદ્ધા છે, ભક્તિ છે, પ્રેમ પણ છે પ્રભુને માની પેઠે ઓળખવાનો છે અને ખરેખર, તે મા જેવો જ છે એને ઓળખાવનારી પણ મા જ છે આનંદમયી માતા, કૃષ્ણાબાઈ વિગેરે માતાઓ જગતજનનીની ઓળખાણ કરાવશે

આજે પ્રભુ મને પૂછે કે, 'તારે કયા જન્મ લેવો છે?' તો હુ મિનિટના ય વિલંબ વિના કહુ કે મને તું ભલે એક અભણ ગામડિયો રાખજે પણ શ્રદ્ધા ને ભક્તિ ખૂબ આપજે, જેના વડે હુ મારા જીવનને ઉજ્જવળ બનાવી શકુ

☆

શિયાળાની રાત હતી ટાઢ કહે કે મારુ કામ બધા ગોદડામા પણ ટૂંટિયુ વાળીને લોક સૂએ તો બહાર નીકળવાની તો વાત જ ક્યા ? તોય એવી રાત્રિએ કાતિલ ઠંડીમા એક ચોર ચોરી કરવા નીકળ્યો અને ચોરી કરવાના ઇરાદે એક ઘરમા ઘૂસ્યો. અંદર ગયો ત્યારે ઘરધણી ને એની પત્નીની વાતચિત કરતા સંભળાયા. ચોરે બરાબર નજર પડે એવી રીતે સંતાઈને જોયુ તો બેઉ સૂતા હતા. અને પતિ પત્નીને કહેતો હતો–'તારી પાસ જે ચીંથરુ છે તે આ તરફ ફેંક એ પાથરીને છોકરાને તે પર સુવાડુ તેમ નહી તો તુ છોકરાને તારી પાસે સુવાડ '

'મારી પાસેની જમીન તો સાવ ઠંડી છે અને ખુલ્લી છે તમે પરાળ પાથરીને સૂતા છો એટલે છોકરાને ત્યા જ સુવડાવો– ત્યા એને એટલી ઠંડી નહી લાગે.'

ચોર તો પતિ–પત્નીની વાતથી ઠરી જ ગયો ' આ કંગાળ ઘરમાથી તો દારિદ્રય સિવાય કશુ મળે એમ નથી. બિચારા કેવા ટાઢમા થથરે છે એમ વિચારી, તે બીજેથી કપડુ લાવ્યો હતો તે દંપતિ પર ઢાંકીને ઘર છોડી ચાલતો થયો.

☆

છે અહીં તો ચાંદ સૂરજ, તારલા ને નીલ રંગ,
સ્વર્ગ જે કહેવાય છે, તેનુ ગગન કેવુ હશે ? અનિલ

# ગોડ સાહેબ

—રાજેશ્વરપ્રસાદ નારાયણ

સિમલાથી છ માઈલ દૂર તારાદેવી નામે એક રળિયામણી એસ્ટેટ છે. ગોડ નામના એક અંગ્રેજે એ વસાવી હતી. એ એક વિચિત્ર સ્વભાવનો ગમાર હતો. સમયનો એટલો ચુસ્ત કે ન પૂછો વાત. હિન્દ આઝાદ થયા પછી એ એસ્ટેટ છોડી નાસ્યો ગયો છે. એની કથા રસદાયક છે.

ગોડ ખૂબ જ નિયમિત માણસ. સવારે આઠના ટકોરે ઊઠીને એક રળિયામણા ઝાડ નીચે બ્રેકફાસ્ટ લેતો. રોજનો એ નિત્યક્રમ. આઠ પર એક મિનિટ પણ ઉપર ન થાય! નોકરોને કડક હુકમ હતો કે નિયત સ્થળે આઠ પહેલા બધી સામગ્રી મૂકીને એ ત્યાંથી હટી જાય, કેમ કે એનો નિયમ હતો કે નાસ્તા પહેલા એ કોઈ પણ હિન્દીનું મોઢું ન જોતો! નોકરો એનો મિજાજ જાણે એટલે આઠ પહેલા નાસ્તો ઝાડ નીચે ગોઠવી મૂકી સદંતર ગુમ થઈ જાય.

હિન્દ આઝાદ થયું. સિમલામાં પથરાયેલા અંગ્રેજો ધીરેધીરે માદરે વતન બધું વેચી સાટીને જવા લાગ્યા. ગોડે પણ નક્કી કર્યું કે એસ્ટેટ વેચીને હું યે વતનભેગો થઈ જાઉં. એસ્ટેટ નાની સૂની નહીં, સરસ મઝાના બંગલા, મકાન, ફળોનો સમૃદ્ધ બગીચો, બધું ઓછામાં ઓછું છ લાખ રૂપિયાની કિંમતમાં વેચવાની એણે જાહેરખબર છપાવી. સિમલાની આસપાસ પ્રથમ અનેક નાના રાજ્યો હતા. એવા એક રાજ્યના ઠાકોરે જાહેરખબર વાંચી. વહેલી સવારે એ ઘોડે ચઢીને તારાદેવી એસ્ટેટમાં જવા નીકળ્યો. સવારના આઠ થયેલા. ગોડ સાહેબ પેલા ઝાડ નીચે નાસ્તો કરવા બેઠેલા. ઠાકોર તો સીધા ઘોડો લઈને તેની સામે જ પહોંચ્યા. એને જોતા જ ગોડનો ગુસ્સો આસમાને પહોંચી ગયો. તારાદેવીમાં વિતાવેલી જિંદગીમાં પહેલી જ વાર સવારનો નાસ્તો પૂરો કર્યા પહેલાં એક હિન્દીએ એની સામે આવી અપશુકન કર્યા. ગોડે ઠાકોરને ભણ ભણની સંભળાવી ખખેરી કાઢ્યો. ઠાકોરે તો તરત ઘોડો પાછો વાળ્યો અને ઘર ભણી મારી મૂક્યો.

'બસ, મારે હવે આ દેશમાં રહેવું નથી.' ગોડ સાહેબે જાહેર કર્યું અને તરત ત્યારના પંજાબ સરકારના સ્કાઉટ અધિકારી હરદયાલ સિંગને તેડાવ્યા અને પોતાનો નિર્ણય જણાવ્યો. 'વર્ષોનો મારો અતૂટ નિયમ આજે તૂટ્યો. મારે આ દેશમાં હવે રહેવું નથી. હું મારી આ તારાપુર એસ્ટેટ આખી સ્કાઉટ સંસ્થાને મફત ભેટ આપી દઉં છું.' અને એસ્ટેટની બધી જમીન ૩૦૦ એકર, ફળોનો બગીચો, અને લાખો રૂપિયાના બે સુંદર બંગલા—પંજાબ સરકારને સોંપી આફ્રિકા ચાલ્યો ગયો.

ત્યારથી તે દર વર્ષે નિયમિત રીતે પંજાબના રાજ્યપાલના નામે આઠ હજાર રૂપિયા બંગલાની મરામત માટે મોકલે છે!

(મૂળ પરથી રૂપાંતર)

☆

અકબર અને બિરબલ જ્ઞાનગોષ્ઠી કરતા હતા.

અકબરે પૂછ્યું 'બિરબલ, સત્ય અને અસત્ય વચ્ચે અંતર કેટલું?'

'માત્ર ચાર તસુનું!'

'શી રીતે? બરાબર સમજાવ.'

'આ આંખથી જે કંઈ જોઈએ તે સત્ય અને આંખથી ચાર તસુ આઘે આવેલા કાનથી બીજા કોઈનું કહેલું સાંભળીએ તે અસત્ય. હવે બરાબર સમજાયું ને, જહાંપનાહ?'

'હા, બિરબલ, બરાબર સમજાયું.' અકબરે બિરબલના જવાબથી પ્રસન્ન થઈને કહ્યું.

# માનવી કઈ દિશામા?

ગુરુદયાલ મલ્લિક

માનવીના શબ્દકોશમા 'ક્યા?' શબ્દ ગતિ ચ ગત્યનો છે અને તે શબ્દ આદિ પુરુષ આદમનો જન્મ થયો ત્યારે તેના કાનમા ફૂકવામા આવ્યો હતો કારણ, જ્યારે માણસ પોતાના જીવનને એક વિશેષ, ચોક્કસ દિશા આપે છે ત્યારે જ એનુ જીવન સાર્થક થાય છે, કાવ્યમય બને છે પરતુ દુઃખની વાત તો એ છે કે આપણામાના ઘણાના જીવન સુકાની વિનાની સસાર સાગરમા આમતેમ અથડાતી, ઉપર નીચે થતી અસ્થિર નૌકા જેવા છે કેમકે આપણને ખબર જ નથી કે આપણુ અતિમ ધ્યેય શુ છે?

'માનવી તુ ક્યા, કઈ દિશામા જાય છે?' આ પ્રશ્નનો જવાબ આપતા પહેલા આપણે જરા વિચારવું પડશે કે માનવી કોણ છે? અને તેની પ્રકૃતિ કેવી છે? સતાબ્દિઓથી પેગબરો અને ઋષિ મુનિઓ આપણને કહેતા આવ્યા છે કે સત્ત્વ તો માણસનો આત્મા જ છે, શરીર તો તેને તેના આત્માના કેવલ હથિયાર રૂપે આપવામા આવ્યુ છે પણ આપણે તો તેનાથી ઊલટુ માનીએ છીએ કે માણસ મુખ્યત્વે તો શરીર છે અને તેને આત્મા છે! અને એવા ભૂલભરેલા વિશ્વાસથી જ આપણે સાધારણ રીતે જીવનમા વર્તીએ છીએ એટલે તો જીવન આપણા માટે એશઆરામ મેળવવાનુ, ભોગવવાનુ એક ક્ષેત્ર બની ગયુ છે

પરતુ માણસને વહેલા મોડા એવી ચેતના સ્ફુરે જ છે કે તે હકીકતમા એક પરમ આત્માનો અંશ છે અને તે પછી જ તે કોઈ વિશેષ દેશ, ધર્મ, સમય કે જ્ઞાતિનો છે હવે આ સત્યનુ ભાન માનવજાતિને હોય છે જ જો એમ ન હોત તો એ ફરીફરીને એક નૂતન અને વધારે ને વધારે ઉત્તમ સભ્યતાનો પાયો નાખવાનો પ્રયોગ ન કરત. એ જુદા જુદા કાળની સભ્યતા, 'માનવી કઈ દિશામા જાય છે?' એ પ્રશ્નનો જવાબ છે

પણ બીજા વિશ્વયુદ્ધ પછી એવુ દેખાય છે કે હવે લગભગ બધા દેશોમા માણસ જીવનની જુદી જુદી પ્રવૃત્તિઓ સાર્થક અને સમન્વયકારી બનાવવાની પ્રબળ ઇચ્છા ધરાવે છે માણસની એ ઇચ્છા પાછળ તેનુ આત્મજ્ઞાન છુપાયેલુ છે—ને એને કહે છે કે જીવન વિકાસનુ મુખ્ય ને પરમ ધ્યેય 'આતરિક ઐકયતા' છે, ઉપર છલ્લી બાહ્ય સમાનતા નહીં સર્જન, સરળતા, સાદાઈ, શાતિ, સૌન્દર્ય, સત્ય, શુભ અને શિવ— આ બધા સર્વાંગી જીવનના જુદા જુદા પાસા છે માણસે જુદી જુદી પ્રવૃત્તિઓ દ્વારા તે કેળવવા જોઈએ તો જ માનવ સભ્યતા, માનવ સસ્કૃતિ સાત્ત્વિક, સફળ ને સુખરૂપ નિવડશે

વર્તમાન યુગ અતિશય વ્યક્તિવાદી અને સ્વપક્ષાનો છે તેથી જ આજકાલ માણસમા સ્વાર્થ વધુ જોવામા આવે છે સૌને પોતપોતાની પડી છે પ્રત્યેક ક્ષેત્રમા હરિફાઈનુ જ રાજ્ય છે તેનું દુષ્પરિણામ ખાસ કરીને કૌટુમ્બિક જીવનમા જોવામા આવે છે આજે કુટુમ્બ જેવી વસ્તુ જ રહી નથી અને જ્યા સુધી માણસનુ કૌટુમ્બિક જીવન ઉચ્ચ અને સત્યના પાયા પર રચાયેલુ નહીં હોય ત્યા સુધી તેના સામાજિક જીવનમા કોઈ મહત્ત્વનો સુધારો નહીં થાય કારણ કે કુટુમ્બ જ માણસની પ્રથમ નિશાળ છે—જ્યા તે સદાચાર, શિષ્ટાચાર, નીતિ, ધર્મ વિગેરેના પાઠ સૌથી પ્રથમ શીખે છે—ભલે છે માણસ એકાકી હોય ત્યારે તેને નીતિ અને સદાચારનુ મહત્ત્વ ભલે ન સમજાય, પણ જ્યારે એ બીજા માણસના સપર્કમા આવે છે ત્યારે તેને નીતિ અને ધર્મ વિના ચાલતુ નથી કેમ કે, માણસ માણસ વચ્ચેનો પરસ્પરનો સબધ ટકાવી રાખનારા એ જ બે મૂળ તત્ત્વો છે નીતિ અને સદાચારરૂપી સુખ્ય સ્થભો પર જ, તેને આધારે જ, માણસનુ કૌટુમ્બિક અને સામાજિક જીવન ઊભેલુ છે, ટકેલુ છે

એ સર્વ નીતિ, ધર્મ ને સત્યનો સાર એક જ શબ્દમા સમાયેલો છે અને તે શબ્દ છે 'પ્રેમ' પ્રેમથી જ કુટુમ્બની જુદી જુદી વ્યક્તિઓ

પરસ્પરની આતરિક એક્યતા અનુભવે છે. તેથી જ આજે કૌટુમ્બિક જીવનનો પુનરૂધ્ધાર કરી તેને ઉન્નત અને ઉજ્જવળ કરવાની જરૂર છે. એમ કરીને જ આજે વ્યક્તિવાદની જે વ્યાધિ આપણને ઘેરી વળી છે તેમાંથી આપણે મુક્ત થઈ શકીશુ.

દરેક કુટુમ્બનું કેન્દ્ર સ્ત્રી હોય છે. માત્ર કુટુમ્બનુ જ નહીં, માનવ સભ્યતાનુ પણ તે કેન્દ્ર છે. જો કોઈ દેશની અમુક કાળની સભ્યતા કેવી છે એ જાણવું હોય તો, તે સભ્યતામા સ્ત્રીનુ સ્થાન શું છે, સૌથી પ્રથમ જાણવું પડશે.

માનવ-સભ્યતા ભૌતિક સમૃદ્ધિ અને માનસિક દૃષ્ટિએ ગમે તેટલી ઊંચી હોય તો યે પ્રભુની દૃષ્ટિએ તેનુ સ્થાન ઊંચું નથી. માણસ પોતાના ભોગ માટે આખું વિશ્વ મેળવી લે પરંતુ બદલામાં તે પોતાનો આત્મા ખોઈ બેસે તો વાસ્તવમા એણે કશું જ સાત્ત્વિક, સાચું અને શાશ્વત પ્રાપ્ત કર્યું નથી એ સ્વીકારવું જ પડશે. એવી રીતે સ્ત્રી—જે માનવજાતિનો આત્મા છે—તેને તેનું યોગ્ય, અગ્ર અને ઉચ્ચ સ્થાન આપવામાં ન આવે તો જગતમાં ને જીવનમા સામંજસ્ય અને શાતિ નહીં જ મળે.

શું આજની સ્ત્રી એ જાણે છે કે ઈશ્વરે તેને એક વિશેષ કર્તવ્ય સોંપ્યુ છે? એ વિશેષ કર્તવ્ય તે એ કે એણે દુઃખી અને દર્દી સમાજની પરિચારિકા થવું તેનો મુખ્ય ધર્મ લોકો વચ્ચે—કુટુમ્બના માણસોથી માડીને તે વિશ્વ આખાના લોકો સુધી—પ્રીતિનો પુલ બાધવાનો છે. તેથી તેણે દરેક જાતની સંકુચિતતા, સંકિર્ણતાથી દૂર રહેવું જોઈએ.

જેમ એક કુટુમ્બ તેમ જ સમાજનો આત્મા સ્ત્રી છે તે જ પ્રમાણે યુવક પ્રત્યેક કુટુમ્બ અને દેશની પાંખ છે. પ્રભુની એ અજબ લીલા છે કે તેણે યુવક અને વડિલોનો સંગમ સ્થળે સ્થળે—કુટુમ્બમાં, સમાજમાં, સંસ્થામાં—કરી આપ્યો છે. એનો એક જ અર્થ થઈ શકે—ઈશ્વિર એમ ઇચ્છે છે કે યુવકો અને વડિલો સમજણ અને સંપથી, તથા એકબીજાની સેવા કરી એક સાથે શાંતિ અને આનંદમાં રહે. સંયુક્ત કુટુમ્બનો સૌથી મોટો લાભ એ છે કે એવા સહકારી જીવનની ભૂમિકા આપણને તૈયાર મળે છે. આજે ઘણી વાર વડિલો અને યુવાનો વચ્ચે જે અંતર દેખાય છે તેનુ એક જ કારણ હોઈ શકે કે વડિલો, યુવાનોના ઉત્સાહ, તેની દૃષ્ટિ અને નવા આદર્શોને સમજવાનો યોગ્ય પ્રયત્ન જ કરતા નથી. અને યુવાનો વડિલોના અનુભવમાથી કાંઈ શીખતા નથી. પરિણામ એ આવ્યુ કે તે બંને, બે જુદા જુદા ટાપુઓ પર વસતા હોય અને તેમની વચ્ચે કોઈ જાતનો સંબંધ ન હોય, તેમ નોખા પડી ગયા છે પરંતુ જીવન કંઈ એક સીધી અને સરળ રેખા નથી, એ એક વર્તુળ છે. જીવનનો એક જ સ્વર નથી, તે તો સપ્તમ છે. અને એ તો સ્પષ્ટ જ છે કે જુદા જુદા સ્વરોના સમન્વયથી જ જુદાં જુદા રાગ રાગણી નીકળે છે.

અંતમાં માણસ, જીવનનું જે ખરું ધ્યેય છે અને તેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે તેને સમજવાનો જો પ્રયત્ન કરશે તો તે માનવ સભ્યતાને સાચી દિશામાં લઈ જઈ શકશે.

[ હિમાલયા બ્રહ્મસમાજ (સિમલા) માં આપેલ પ્રવચનને આધારે. ]

## માનવી

ભૂલ સૌની યાદ કરતો માનવી,
માત્ર નિજને બાદ કરતો માનવી!

ભાગ છે એનો ય જગના કાર્યમાં,
એ વિશે ફરિયાદ કરતો માનવી!

સ્નેહની પણ એ પ્રતિતિ આપતો,
પ્રેમથી સંવાદ કરતો માનવી.

તત્ત્વનુ યે રૂપણું બનતો કદી,
ઉગ્ર થૈને વાદ કરતો માનવી

જોડતો ત્યમ તોડતો પણ એ હૃદય,
મેળમાં વિખવાદ કરતો માનવી.

કોઈ વેળા તો એ નિજના કાર્યથી,
ખુદ પ્રભુને શાદ કરતો માનવી!

ને અશ્રદ્ધા પણ દિલે જન્માવતો,
એ રીતે નાશાદ કરતો માનવી.

માત્ર ઈશ્વરને નહીં, શયતાનને ય,
આ જગતમાં યાદ કરતો માનવી!

શાંતિ કેરા મંત્ર એ ઉચ્ચારતો,
યુદ્ધના પણ નાદ કરતો માનવી

અન્યનું સ્વાતંત્ર્ય લેતો છીનવી,
જાતને આઝાદ કરતો માનવી.

વિશ્વને આબાદ કરતો માનવી.
ને વળી બરબાદ કરતો માનવી!

રતિલાલ-અનિલ

અદાલતના આલિશાન મકાનમાથી હરખાતો હરખાતો હરખચદ નીકળ્યો રોકવા છતા એના હોઠ પર હાસ્ય ફીક્કો બાઈ રહ્યુ હતુ ને એની આખોમા જીતનો ગર્વ ચમકારા મારી રહ્યો હતો એ સાવ સ્પષ્ટ જણાતુ હતુ એની ચાલમા પણ વિજયે પ્રેરેલો વેગ વ્યક્ત થઈ રહ્યો હતો તો એનો પેલો હાથ પણ વારેઘડીએ મૂછ ન હોવા છતા મૂછે તાવ દેતો દેખાતો હતો

હરખચદનો હરખ જરાય અકારણ નહતો તે વિચારતો હતો 'કેવો ભવ્ય વિજય થયો હતો! કેવી જ્વલત જીત સાપડી હતી! વિરોધીઓ તો મોમા આગળા નાખતા રહી જશે! હાસ્તો, ન્યાયાધીશે જ્યારે ચુકાદો આપતા એમને નિર્દોષ ઠરાવ્યાની જાહેરાત કરી ત્યારે પેલા સાત ભવના શત્રુ મનસુખનુ મોઢુ તો કાળુ મેશ જેવુ થઈ ગયુ! ઠીક છે, મારા વ્હાલા કેવા છો! કાઈ અદેખાઈ કરો અદેખા! જરા તમારી ચડતી થતી જોઈ એ કે હાઉ! ગાજરમા મરચા નાખ્યા વિના રિયે જ નઈ ને! સુખ લાગીને મારા વાના ઊભા ને ઊભા બળી જાય છે હાસ્તો, બીજુ શુ? અદેખાઈ વિના ફરિયાદ કરી હશે? એ તો ઠીક, નસીબ પાધરા ને ઉપરવાળાની મે'રબાનીથી છૂટી ગયો બાકી'

વાત એમ બની કે હરખચદ અને મનસુખ (જેને હરખચદ 'મનસુખ મોઢજો' કહેતો) એક જ પેઢીમા કામ કરતા હતા એ પેઢી જાત જાતની દવાઓ બનાવવાનુ કામકાજ કરતી હતી હરખચદ ને મનસુખ એ પેઢીમા રહીને ડૉક્ટરોને દવા પધરાવવાની નોકરી કરતા પણ એક દિવસ મનસુખે કમિશનમા કશીક ગફલત કરી ને એની ખબર હરખચદને પડી ગઈ એટલે હરખચદે તરત જ એ વાત કપનીના મૅનેજરને કહી દીધી પરિણામે મનસુખને ઠપકો મળ્યો ને ફરીવાર આવુ કરશે તો નોકરીમાથી નાળિયેર મળી જશે એવી ધમકી પણ પ્રાપ્ત થઈ, એટલે મનસુખ ને હરખચદ વચ્ચેનુ વૈમનસ્ય જે પહેલા લગભગ અકારણ હતુ તે હવે કારણ મળતા વધી ગયુ

પછી તો સમય વીતી ગયો

સજોગાનુસાર હરખચદ એ દવાની પેઢીમાથી છૂટો થયો ને બીજે ક્યાય નોકરીનો જોગ ન ખાવાથી દવાની જે કેટલીક કહેવાતી 'ફૉરમ્યૂલા' ઓનુ જ્ઞાન એ ધરાવતો હતો તેના આધારે એણે જીવતરનુ ગાડુ ગબડાવવાનો પ્રયત્ન આરભ્યો

હરખચદ ન તો વૈદકીય જ્ઞાન ધરાવતો હતો કે ન તો તબીબી ક્ષેત્ર સાથે 'સેલ્સમૅનશિપ' સિવાય બીજો કોઈ સબધ એને હતો પરતુ કિસ્મતની કૃપાથી એણે જે બે ક દવાઓ બજારમા મૂકી એનો બહોળો પ્રચાર અને ઉપાડ થવા માડ્યો

એણે જે દવાઓ રજૂ કરી એમાની એક અને અગ્ર દવા આખના મોતિયાના કહેવાતા કાયમી નિવારણ માટેની હતી હરખચદે જે પ્રચારપત્રો પ્રગટ કર્યા હતા તેમા એમ કહેવામા આવ્યુ હતુ કે આ દવાના ઉપયોગથી આખને કાળક્રમે અધાપો આપતો મોતિયો દૂર થઈ જાય છે અને આખોના ખોવાયેલા અજવાળા ફરી પાછા પ્રાપ્ત થઈ શકે છે

નત્વહીન ખોરાક અને નુકસાનકારક ઘી ખાઈ ખાઈ ને આખના નૂર ગુમાવી દેવાની ફરિયાદ ભારતમા બહુ વ્યાપક બની ગયેલી હોવાથી હરખચદના કીમિયાએ જાણે કે કામણ કર્યુ જાહેરાતથી દોરાઈ ને લોકોએ એ દવા સારા પ્રમાણમા ખરીદવા માડી ને હરખચદ હરખાઈ ઊઠ્યો

પણ હર્ષ અને આસુ બને વચ્ચે કોઈ અજબ મૈત્રી છે એક આવે એટલે બીજાને આવવાની ઇચ્છા થાય જ

હરખચદના હર્ષ પર હિમ ઢાળવી દેતો એક બનાવ બની ગયો

એના પુરાણા દુશ્મન મનસુખે સરકારમા એક નનામી અરજી કરી અને એમા જણાવ્યુ કે 'હરખચદ કપની તરફથી મોતિયાની જે દવા

બજારમા વેચાઈ રહી છે એ સાવ બોગસ છે, એટલુ જ નહિ, લોકોની આખો માટે ફાયદાકારક હોવાને બદલે નુકસાનકારક છે ધીમા ઝેરની જેમ એ ધીમે ધીમે આખોનો અધકાર વધારવાનુ કામ કરે છે

અને હરખચદ પર તવાઈ આવી!

હરખચદના હોશકોશ ઊડી ગયા, એ હેબતાઈ ગયો—કારણ કે એ ગુનેગાર હતો, દોષના ખારા ઉસ દરિયામા એ ગળાબૂડ ડૂબેલો હતો

એણે છેતરપીંડી કરી હતી છળકપટ આદર્યું હતુ

એ છેતરપીંડી અને એ છળકપટ પ્રજાના પૈસા સાથે નહોતા ધન દોલત સાથે નહોતા, પણ જીવનની જ્યોત સાથે, આખ માના અજવાળા સાથે ને નયનોના નૂર સાથે હતા એણે ભયકર રમત ખેલી હતી દૃષ્ટિના દીપકો સાથે પાપી પેટ માટે એણે પ્રકાશને બુઝાવવાનો હિચકારો ખેલ ખેલ્યો હતો આખના રતન સામે એણે પૈસાના નિર્જીવ આકા નાખ્યા હતા

બે ત્રણ બોદી દવાઓનુ મનફાવતુ મિશ્રણ કરીને, પોતાના અર્ધ દગ્ધ જ્ઞાનનો ભૂડો ઉપયોગ કરીને એણે પેટ ભરવાનો વ્યવસાય આરભ્યો હતો અને આ હકીકત એની રગેરગ પારખનાર મનસુખ 'મોળવા'ની જાણમા આવી ગઈ

થઈ રહ્યુ!

ખેલ ખલાસ!

એ નામ મનસુખિયા વિના બીજા કોઈનુ નહિ, હુ જાણુ ને! દાઝ તો એની ચડે છે કે હાથમા આવે તો એનુ લોહી જ પી લઉં'

મનસુખ પ્રત્યે ભારે રોષ અનુભવતા હરખચદની મૂઝવણ વધી પડી હતી એ જાણતો હતો કે એ ગુનેગાર હતો, એ જાણતો હતો કે એણે એવી 'દવા' બજારમા રજૂ કરી હતી કે જે લાભ કરવાને બદલે ધીમે ધીમે નુકસાન કરે આ કારણે એને ભારે ડર લાગ્યો

મનસુખે કરેલી અરજીએ એનુ કામ કર્યું

તપાસ શરૂ થઈ ફરિયાદ દાખલ કરવામા આવી ખટલો શરૂ થયો

પણ

હરખચદની ચતુરાઈ અહીં પણ કામ કરી ગઈ એની દવાનુ પૃથક્કરણ કરી એને તપાસનાર ડૉક્ટર એનો ઓળખીતો નીકળ્યો એટલે એણે તરત જ 'ભેટસોગાદ' દઈને ડૉક્ટરને દબાવી દીધો, પરિણામે ડૉક્ટરની આખોને પેલી 'દવા'મા કશુ નુકસાનકારક તત્ત્વ જણાયું નહિ અને એણે પોતાના અહેવાલમા જાહેર કર્યું કે દવા નિર્દોષ છે એટલુ જ નહિ આખના અજવાળા ઓલવાતા અટકે એ માટે અકસીર પણ છે!

જગ જીતી ગયો હરખચદ અને નિતાત પરાજય પામી ગયો એનો કટ્ટો શત્રુ મનસુખ 'મોળવ્યો!' એટલે હરખચદથી, રોકે છતા ય સ્મિત થઈ જ જાય, જાણે અજાણ્યે મૂછ પર હાથ ચાલ્યો જ જાય એમા કશુ ય અસ્વાભાવિક હોય જ શાનુ?

આનદ હતો ને વળી બેવડો હતો
વિજય હતો ને તે ય બમણો હતો
પક્ષી મર્યાં હતા બે, અને કાકરો વપરાયો હતો એક જ!

હાસ્તો, એક તો મોતિયાની એની 'દવા'ને નિર્દોષ હોવાનુ પ્રમાણપત્ર મળ્યુ ને ઉપરથી મનસુખનુ મો હારને લીધે શ્યામ બની ગયુ તે જુદુ!

'આનુ નામ તે આવડત! મારો બેટો મનસુખિયો! મને જાણે છ મહિનાનો ગીગલો હશે જતો હોય એમ મને ફસાવવા નીકળ્યો'તો! હુ કોણ છુ એની ઈ બિચાડા જીવને ખબર જ ક્યા છે? ભલભલા ભૂપતિને ય ભૂ પીતા કરી દીધા તો વળી મનસુખિયાનો શો ભાર?'

આવા અનેક ઉન્માદપૂર્ણ વિચારો કરતો હરખચદ ઘર તરફ ગયો રસ્તામા પણ, હવે પોતાની આ 'મોતિયો' દૂર કરતી દવાનો બને એટલો વધુ પ્રચાર કઈ રીતે કરવો એની અભિનવ યોજનાઓ વિચારતો હતો

ઘરે આવીને પત્ની આગળ વિજયની વધાઈ ખાવા એ ઝડપી પગલે ગયો ત્યા પત્નીએ એના હાથમા એક પોસ્ટકાર્ડ મૂકતા કહ્યુ

'દેશમાથી બાપુનો કાગળ આવ્યો છે'

હરખચદને હવનમા હાડકા જેવો, આનદની

વધાઈ ખાવાની પેઠે આગળ ધરતો. પત્ર ગમ્યો તો નહિ જ પણ, 'લાવ ને વાંચી નાખું, વાંચવો તો પોસ્ટકાર્ડ જ છે ને?' એ વિચારે એણે છીતની જાહેરાતને થોડી ક્ષણો પૂરતી મુલતવી રાખીને પત્રવાચન આરંભ્યું

'દીકરા હરખચંદને માલમ થાય કે ગામ હડમતિયાથી લખિતંગ તારા બાપ વજેચંદના આશીર્વાદ. વાંચવા ભાઈને માલમ થાય કે અમે અહીં કુશળ છઈં. કોઈ વાતે ફિકર-ચિન્તા કરશો નહિ. ઘડપણ થિયું છે એટલે શરીર તો ઘસાય જ ને? એનો ગમો શો કાઢવો? હવે દુકાને જવાતું નથી, કારણ કે આંખોમાં મોતિયો પડ્યા છે, તી કાંઈ સૂઝતું નથી. થોડા દિ' માર પડોશીના દીકરાએ છાપામાં 'મોતિયા'ની એક દવાની ખબર વાંચી ને મને કીધું કે કાકા, ઈ દવાથી તમારો 'મોતિયો' ઊતરી જાહે. તો મેં કીધું, ભલે બેટા, બજારમાં મળતી હોય તો લેઈ આવજે. પણ આપણું ની કાંઈ ગામ છે? લાવ ભૂ ફુલખખ જેવું. એટલે થોડા દિ' પછે એક જણ શે'રમાં જાતો 'તો તી એની હારે આ ની 'મોતિયા'ની દવા મગાવી લીધી ને મહિના દિ થી હું ઈ વાપરું છું બેટા, તું ફિકર્ય નો કરતો. પણ મને ઈ દવાથી કાંઈ લાભ થાતો હોય એમ લાગતું નથી. ઊલટાની મારી આંખ્યુંના ડૂવા ઝાંઝાં ને ઝાંઝાં ઊંડા થતા હોય એમ લાગે છે. એમ કેમ થાતું હશે ઈ તો જાણે ઉપરવાળો! કે' છે કે મારા જેવા ઘણા દવાવાળાઉ ભારે લબાડ થઈ ગ્યા છ્ તી દવાઉંમાં ભેળસેળ કરે છે. નખ્ખોદ જાજો ઈ મોમજાવનું. આવા કામાં કરનારને ભગવાન કદી ય માફ નહિ કરે—'

અને હરખચંદની આંખો સમક્ષ ગાઢ પ્રગાઢ અંધકાર છવાઈ ગયો—એની 'દવા'થી છેતરાયેલા પોતા જેવા અનેક માનવીઓની આંખે ઊતરતા અંધકારથી ય એ અંધકાર વધુ ગાઢ અને ઘેરો હતો.

☆

હજરત મહંમદ સાહેબે એક વાર ઉપદેશ આપતાં કહ્યું: અલ્લાહ પૂછશે: 'હે આદમીના ફરઝંદ! હું માંદો હતો ત્યારે તું મારી ખબર કાઢવા યે ન આવ્યો?'

આદમી કહેશે: 'હે મારા રબ! હું તમને જોવા માટે શી રીતે આવી શકું? તમે તો આખી દુનિયાના માલિક છો!'

અલ્લાહ ફરી પૂછશે: 'હે આદમીના ફરઝંદ! મેં તારી પાસે ખાવાનું માગ્યું અને તેં મને ન આપ્યું!'

આદમી કહેશે: 'હે મારા રબ! તું તો આખી દુનિયાનો માલિક છે, હું તને શી રીતે ખાવાનું આપી શકું?'

અલ્લાહ પૂછશે: 'હે આદમીના ફરઝંદ! મેં તારી પાસે પાણી માગ્યું અને તેં મને ન આપ્યું.'

આદમી કહેશે કે: 'હે મારા રબ! તમે તો આખી દુનિયાના માલિક છો, તમને શી રીતે પાણી આપું?'

અલ્લાહ જવાબ આપશે: 'શું તને ખબર ન હતી કે મારો એક બંદો માંદો હતો અને તું એની ખબર કાઢવા નહોતો ગયો? શું તને ખબર ન હતી કે જો તું ખબર કાઢવા એની પાસે જાત તો એ રીતે મારી પાસે તું આવત? શું તને ખબર નથી કે મારા એક બંદાએ એક વાર તારી પાસે ખાવાનું માગ્યું અને તેં એને ખાવાનું ન આપ્યું? શું તને ખબર ન હતી કે તું એને ખાવાનું આપત તો તું મને ત્યાં એની પાસે જોત? મારા એક બંદાએ તારી પાસે પાણી માગ્યું અને તેં ન આપ્યું, તેં એને પાણી આપ્યું હોત તો ખરેખર, મને એની પાસે તું જોત.'

# 'બેઉ સાચવવાના છે!'

રતિલાલ-અનિલ

પંચવર્ષિય યોજનાઓ સફળ નિવડતા આપણુ જીવનધોરણ ઊંચુ જશે કે થશે એમ આપણને કહેવામા આવે છે પણ એ સફળ નિવડે કે નિષ્ફળ, તેની રાહ જોયા વિના જ ઘણાએ પોતાનુ જીવનધોરણ અત્યાર પહેલા જ 'ઊંચુ' કરી નાખ્યુ છે!

એ 'ઊંચુ જીવનધોરણ' એટલે શુ? બાહ્ય જીવનમા ભભકો ને ખર્ચાળ ઠાઠ દાખલ કર્યા તે રાત્રે સૂતુ હોય ત્યારે અનેક ચીજો વગેરમા ભરવી પડે ત્યારે જ દેહ નમાવી શકાય એવી નાનકડી ઓરડીઓમા પણ જમીનથી તે છત સુધી શોભા દેખાય એ રીતે' ચીજો ગોઠવી હોય છે કેમકે જીવનધોરણ 'ઊંચુ' ગયુ છે ને!

વળી રવિવાર આવે એટલે કંઈક પ્રોગ્રામ ગોઠવવો જ જોઈએ નહીં તો ગાળવાડિયુ 'ડલ' જાય એ પ્રોગ્રામમા મોટે ભાગે નજીકે ફિલ્મ જોવા જવાનુ જ હોય

સાહેબી જીવ, સરકારી કાયદાઓની મહેરબાનીથી કામ તો 'આઠ કલાક જ' કરે છે પણ એ રહે છે ક્યા ને કામ કરવા જાય છે ક્યા પરિણામે એની નોકરી સરવાળે ૧૦-૧૧ કલાકની નહેર થઈ ગઈ છે

બહાર કામ કરવાનુ એટલે કપડા સારા, ઊજળા ને કરીવાળા જોઈએ એવો ખર્ચ ન રાખે તો તેનો 'વટ' ન પડે, સારુ ન લાગે

કામનો ઢસરડો રહે છે એટલે શરીર મનને થાક લાગે છે અંદરથી તો આનંદ મળતો નથી એટલે બહારના આનંદના ઈન્જેકશનો લઈને જ જીવનશક્તિ ટકાવી રખાય એવી માન્યતા દેખાય છે

આમ જીવન તો ઉત્તરોત્તર ઊંચુ થયુ જ જ છે, તો પછી સરકાર લોકોનુ જીવનધોરણ 'ઊંચુ' લાવવા માટે યોજનાઓ શા માટે ઘડતી હશે? કારણ, પેલા થોડા લોકોનુ કૃત્રિમ ઊંચુ જીવનધોરણ કંઈ તેમની કે દેશની વધેલી સંપત્તિ કે સમૃદ્ધિને આભારી નથી તે તો તેમણે પરાણે 'ઊંચુ' કરેલુ કે કરવુ પડેલુ છે

પણ એ ધોરણ ટકાવી રાખવા માટે તેમને શુ શુ કરવુ પડે છે?

રાજાજી જેવા વિચારક પુરુષ, પરમ દેશભક્ત નિયમ કોચ ફરિયાદ કરે છે કે, 'આજકાલ આપણા લોકોના ચારિત્ર્યનુ ધોરણ બાધ પતનની તરફ જઈ રહ્યુ છે'

આને કોણ કહી શકશે કે એમની એ ફરિયાદમા તથ્ય નથી?

*વ્યવહારની પ્રમાણિકતા અને સચ્ચાઈ આપણે* કેટલી ગુમાવી છે એના તે દાખલા આપવાના હોય? એ તો આજકાલ એટલુ સ્વાભાવિક થઈ પડ્યુ છે કે એનુ આશ્ચર્ય પણ હવે તો થતુ નથી!

ગાડી આવી ઊભી હતી અને ટિકિટબારી સામે સખ્ખામસખ ઉતારુઓ ઊભા હતા જેટલા એ ઉતાવળા હતા એટલા જ પેલા 'ટિકિટ દેનાર ભાઈ' શાંત હતા, 'થોભો ટિકિટ આપુ છુ ભાઈ, છુટ્ટા પૈસા આપો'

અરે ભાઈ, હોત તે લઈ જે દેત ને? મારી પાસે નથી જલદી ટિકિટ આપો ગાડી હમણા ઊપડી જાશે'

'તે વહેલા આવવુ હતુ ને? તમે આજુ બાજુ ખસો, બીજા ભાઈ ખોટી થાય છે, છુટ્ટા પૈસા લઈને આવો, મારી પાસે નથી ભાઈ, તમારે ક્યાની ટિકિટ જોઈએ?'

'રાજકોટની!'

'બે રૂપિયા બે આના લાવો બે આના છુટ્ટા આપજો'

રાજકોટવાળા ટિકિટ લઈને ગયા

'ભાઈ, અમદાવાદની ટિકિટ દેજો'

'સારુ પૈસા લાવો'

'દશની નોટ શુ ધરો છો? છુટ્ટા છે કે નહીં?'

'નથી'

તો આઘા ખસો'

'પણ ભાઈ'

'છૂટા લાવો'

'નથી પણ રૂપિયા રૂપિયાવાળી નોટુ છે ખરી'

'વધારાના આના છૂટા લાવો'

'નથી ભાઈ, એમ કરોને, તમે રૂપિયો પૂરો લો, વધારાના આના રાખો તમારી પાસે'

'પછી તમે ફરિયાદ કરશો'

'નહીં કરીએ બાપ!'

'લો અમદાવાદની ટિકિટ'

'ભાઈ, આ રૂપિયો તો ખોટો છે! જલદી કરો ગાડીની વિસલ થઈ!'

'લાવો ટિકિટ પાછી મારી પાસે બીજો છુટ્ટો રૂપિયો નથી'

'ઠીક એ તો ક્યાંક તમારી પેઠે હવાલી દઈશુ! બીજુ શુ!'

'એ ભાઈ ઝટ ખસ અમારે ટિકિટ લેવી છે'

આવા તો ઘણા સંવાદો સ્ટેશનની ટિકિટબારીએ સંભળાય છે, ભજવાય છે

ગાડી ઊપડતી વેળા પર ચુકવણું મળે ત્યારે તેમા ત્રિસા કે ખોટા સિક્કા ચોક્કસ બે હોય જ, ને વળી એક બે આના પણ ક્યારેક ઓછા હોય! આ ગપ્પ નથી

એક વાર ગૂજરાત જવા સ્ટેશને પહોંચ્યો ત્યારે ગાડી આવી ઊભી હતી રસ્તામા એક સેવાનિષ્ઠ કાર્યકર મળી ગયા તેમને ટિકિટ લેવાનુ સોંપી અમે જગ્યા મેળવવા દોડી ગાદી જેમતેમ જગ્યા મળી ગાડી ઊપડવા ટાણે ભાઈ ટિકિટ લઈ આવ્યા 'છુટ્ટુ ન હોવાથી એકઆનો ટિકિટ વેચનાર પાસે રહ્યો છે—કાંઈ નહીં, એ તો હુ આવતી વખતે લઈ જ લઈશ'

પછી એમણે હિસાબ કર્યો તો બે આના ઘટ્યા! 'બે આનાનો પ્રશ્ન નથી, પણ આવી અનીતિ થાય નહીં, હુ આવીશ ત્યારે વસૂલ કરીશ જ' અમણે કહ્યુ

એમના એ શબ્દો બ્રહ્મવાક્ય ગણાય કેમકે નીતિની બાબતમા એ સાવ નાના પ્રશ્ન હોય તો પણ જીવ હોડમા મૂકે એવો એમનો સ્વભાવ છે

બધી ન પરિસ્થિતિ જોઈને બાપુના આશ્રમમા રહેના બાપુના રંગે રંગાયેલા એ ભાઈ સત્યા ગુજરાતની હોળી વખતે રસ્તે પસાર થતા હતા ત્યારે તોફાની ટોળાએ એમની ધોળી ટોપી ઉતારી ટોળામાના કોઈકનુ ધ્યાન ખેંચાયુ, 'આ તો મોહન ભાઈ!' અ ના એમન કનડશો નહીં

પણ મોહનભાઈએ કહ્યુ 'તમે ટોપી તો ઉતારી, હવે તમે જ એ ટોપી મારે માથે મૂકો ત્યારે જ અહીંથી ખસીશ!'

અને એમની ભિષ્મ પ્રતિજ્ઞા પૂરી જ થઈ! વિદ્યાર્થીઓએ માન સહિત એમને એમની ટોપી પહેરાવી! અને બીજે દિવસે જનારે એ તોફાની ટોળુ કોઈકનો હુરિયો બોલાવવા તેમને ઘરે જતુ હતું ત્યારે મોહનભાઈ ભેગા થયા—'મને પતાવ્યા વિના તમે આગળ નહીં વધી શકો!' અને છેવટે ટોળુ પાછુ ફર્યુ!

એ ભાઈએ પેલા ટિકિટ વેચનારભાઈ પાસેથી બે આના વસૂલ કરીને તેમને જરૂર નીતિનો પાઠ ભણાવ્યો હશે જ એની મને ખાત્રી છે

આપણી ઘરેલી પ્રમાણિકતાની વાત નીકળી

## તત્પરતા

અમેરિકાના એક વખતના પ્રમુખ હર્બર્ટ હૂવરના પૂર્વજીવનની આ વાત છે

હર્બર્ટ હૂવર અમેરિકાની યુનિવર્સિટીમાથી એન્જિનિયરની પદવી લઈને બહાર આવ્યા તેમના વિચાર ખાણના એન્જિનિયર થવાનો હતો તેથી તે શુક્રવારે સવારે વ્યવસ્થાપક લુઈ જેનિનને મળવા લુઈ જેનિને તેમને કહ્યુ 'અમને તો એક સ્ટેનોગ્રાફરની જરૂર છે તમે એ કામ માટે તૈયાર છો?'

હર્બર્ટ હૂવરે કહ્યુ: 'સ્ટેનોગ્રાફર?' પછી થોડી વાર થોભીને તે બોલ્યા 'ઠીક છે હુ એ કામ કરીશ હુ આવતા મંગળવારે સવારે કામે લાગી જઈશ'

મંગળવારે સવારે હર્બર્ટ હૂવર પોતાને કામે બરોબર હાજર થઈ ગયા લુઈ જેનિને તેમને પૂછ્યુ 'તમે મંગળવારથી આવવાનુ શા માટે નક્કી કર્યું? એ પાછળ કોઈ હેતુ છે ખરો?'

હર્બર્ટ હૂવર બોલ્યા 'જી, હા ચાર દિવસ મને મળ્યા એમા એક ભાડૂતી ટાઈપરાઈટર લઈને હુ જરૂરી ટાઈપિંગ શીખી ગયો છુ'

મુકુલભાઈ

ને એક પૂજનીય વ્યક્તિએ ખરું જ દુઃખ સાથે એક મજાની વાત કરી

એક મોટા શહેરથી દૂરનું ગામડું

પરપ્રાન્તના માણસોની વસ્તી ઝાઝી પણ તેમાં અભણ ને મજૂર વર્ગના માણસો ઘણા

ત્યાંના પોષ્ટ માસ્તર પઠાણી વ્યાજે વિશ્વાસ વાન મજૂર જેવા માણસોને પૈસા ધીરે!

પોષ્ટ માસ્તરની સ્થિતિ આમ તો કંઈ શ્રીમંત જેવી નહીં જ! તો પછી, આ બે પાંચ દિવસ કે અઠવાડિયાની મુદતે ઘણા માણસોને નાની નાની રકમો પઠાણી વ્યાજે શેમાંથી ધીરતો હશે એવો પ્રશ્ન સહેજે ઉદ્ભવે! છતાં વાત સાચી

કલ્પના કરી શકો છો શેમાંથી ધીરતો હશે?

કોઈ શ્રીમંત મિત્ર પાસે ઓછા વ્યાજે નાણાં લઈ વધારે વ્યાજે ધીરતો હશે?

ના એવું યે ન હતું

પણ પોષ્ટ માસ્તર પાસે મનીઓર્ડરો તો આવે જ ને? અને તે પોતાની પાસે અમુક દિવસ તો રાખી જ શકે ને?

મનીઓર્ડરની રકમોમાંથી એ લોકોને ધીરતો અને જેને આપવાના હોય તેને છેલ્લી ઘડીએ આપતો!

આ ગેરકાયદે ખરું, પકડાય તો નોકરી જવા સાથે સજા પણ થાય—પણ પકડાય ત્યારે ને?

આમ માણસે પૈસા કમાવાના અનેક રસ્તા શોધી કાઢ્યા છે પણ એ રસ્તા એને શા માટે શોધવા પડે છે? શ્રીમંત થવા માટે? તે ય ખરું, પણ બધા દાખલામાં નહીં મોટે ભાગે તો પોતાનું 'ઊંચું જીવનધોરણ' ટકાવી રાખવા માટે જ તેને વધારાની આવકનાં સાધનો શોધવા પડે છે

વળી આપણે નસ્કાગી થતા જઈએ અને એ નસ્કારિતાનો બોજ પણ કંઈ ઓછો નથી, એ બોજ વહન કરવા માટે જ ઘણી વાર વ્યવહારમાં 'ગેર્નીતિ' આચરવામાં આવતી હોય છે

અને તે વિના છૂટકો જ નથી, કેમ કે સાદા થયું 'નસ્કાર્ગી' જીવન તરફ આપણે હવે પાછા વળવું નથી!

એ તો ગાંધીજીએ કહ્યું ને આપણે 'હા, હા' કર્યું વિનોબા પણ કહે છે અને ક્યાં આપણે ના પાડીએ છીએ? એમણે તો નસાગ વ્યવહાર ચીંધ્યા છે આપણે તો 'બેઉ' સાચવવાના છે!

☆

- માનવતા વધારવી, પ્રેમ રાખવો, ઝઘડા દૂર કરવા એ ધર્મનું કામ છે
- ધર્મ આત્માનો વિષય છે, જેનો પ્રચાર ચિંતનથી, જ્ઞાનથી તપસ્યાથી અનુભવથી થાય છે
- ઈશ્વર-પ્રાર્થનામાં બધા ભેદો ભૂલી જનારનો અભ્યાસ થાય છે
- પ્રાર્થના એટલે ઈશ્વર પાસે પહોંચવાની ઇચ્છા
- જીભ વિના હૃદયથી પણ સર્વોત્તમ પ્રાર્થના થઈ શકે છે
- ચિત્તશુદ્ધિના અન્ય સાધનોને હું સોડા અને સાબુની ઉપમા આપું તો પ્રાર્થનાને હું જલની ઉપમા આપીશ
- વિવેકની જરૂર તો દરેક હાલતમાં રહે છે
- પ્રત્યેક પુરુષ પુણ્ય પણ કરે છે અને પાપ પણ કરે છે
- લગાતાર એક જ કામ કરતા રહેવામાં માણસને આનંદ આવતો નથી
- જે પોતાનું કામ પોતે જ કરે છે એ જ સ્વસ્થ ન થઈ શકે છે
- બીજાનાં દુઃખો બીજાની નજરે ન જોઈએ ત્યાં સુધી આપણને ન દેખાય
- અનેકમાંથી જે એક કરે છે ભેદોમાંથી અભેદને શોધે છે તે જ અહિંસા છે

'રૂપાયતન'માં ગ્રામ સેવિકા બહેનોના શિક્ષણનો વર્ગ શરૂ થયો છે. અન્ય જરૂરી શિક્ષણ સાથે બહેનોને ધર્મશિક્ષણ પણ અપાય છે. તેમાં સ્વ. આનંદશંકર ધ્રુવ રચિત 'હિન્દુ ધર્મની બાળપોથી' તો ચાલે છે, તે સાથે તરવડામાં ચાલતા એવા જ ગ્રામસેવિકા વિદ્યાલયના સંચાલક અને જાણીતા લેખક શ્રી રામનારાયણ ના. પાઠક ધર્મ વિશે દર અઠવાડિયે એક પત્ર લખે છે અને તે બહેનોને સમજાવાય છે. 'પ્યારાબાપુ'ના વાચકોને પણ તે ઉપયોગી નિવડશે એમ ધારી તે પત્રો 'પ્યારાબાપુ'માં ક્રમશઃ છાપવાનું વિચાર્યું છે. અત્રે શરૂઆતના બે પત્રો આપ્યા છે. આશા છે વાચકોને તે ગમશે. —સં.

બહેનો,

શ્રી ધીરેનભાઈએ દર અઠવાડિયે તમારી ઉપર એક પત્ર લખવાની મને આજ્ઞા કરી છે તે પ્રમાણે આજે પહેલો પત્ર લખું છું. આ પત્રો મારફત જગતના મુખ્ય ધર્મોનો પરિચય આપવાનો છે.

જગતમાં મુખ્ય ધર્મો કેટલા છે? તેના સ્થાપકો કોણ? તેના અનુયાયીઓ કયા કયા દેશોમાં કેટલા વસે છે? એ ધર્મોનાં મૂળતત્વો, સ્થાપકનું જીવન અને વ્યવહારૂ નિયમો વિષે તમે સૌ સમજી શકો એવી ભાષામાં મુખ્ય મુખ્ય હકીકતો લખી મોકલવા પ્રયત્ન કરીશ.

અહીં તરવડામાં ત્યાંના જેવો જ એક ગ્રામ સેવિકા વર્ગ શરૂ થયો છે. તેમાં વીસેક બહેનો છે. તેમનું નિશાળનું ભણતર થોડું છે. તમારે ત્યાં પણ એમ જ હશે! થોડું ઓછું ભણેલી, નાની મોટી ઉંમરની, જૂદા જૂદા ધર્મમાં માનનારી એવી અનેક બહેનો એક સાથે એક જ વર્ગમાં તાલીમ લેવા આવી છે.

આ રીતે એક સાથે રહેવું એ પણ એક પ્રકારની તાલીમ છે.

પૂ. બાપુજીએ સાબરમતી સત્યાગ્રહ આશ્રમ સ્થાપેલો. તેમાં હિન્દુસ્તાનના જૂદા જૂદા પ્રાન્તના, જૂદા જૂદા ધર્મના માનનારા નાના મોટા, ભણેલ અભણ સૌ સાથે રહેતા. એમાં એક પ્રકારની તાલીમ મળતી.

તમે ભાગ્યશાળી છો કે બાપુ અને ગુરુદેવ જેવા મહાન ધર્મવીરોના અંતેવાસીનો સહવાસ તમને મળ્યો છે. ગિરનારની ગોદમાં, કુદરતી વાતાવરણમાં તમારે છ મહિના ગાળવાના છે. એની ભારે કિંમત છે. આજે તમને એ વસ્તુ બરાબર નહીં સમજાય. જેમ આપણને આ અમૂલખ દેહ મળ્યો છે તેની કિંમત દેહ જવાનો થાય ત્યારે સમજાય છે. જીવનમાં આવી તક ભાગ્યે જ મળે છે. એ તકનો પૂરો ઉપયોગ કરશો. વરસાદ તો આખી ધરતી ઉપર એક સરખો વરસે છે પણ જે જમીન તૈયાર હોય તે એનો પૂરો લાભ ઉઠાવી શકે છે. એવું જ આપણા તાલીમ વર્ગનું છે.

ભક્તકવિ મીરાબાઈએ ગાયું છે

"નહિ એસો જન્મ વારવાર"

તેવી રીતે—

"નહિ ઐસો વર્ગ વારવાર"

જગતના મુખ્ય ધર્મોનો પરિચય કરાવતા પહેલાં ધર્મ એટલે શું એ જણાવવું જરૂરી છે. ધર્મ શબ્દને શાસ્ત્રકારોએ બહુ ગંભીર બનાવી દીધો છે. ધર્મનું નામ પડતાં આપણે ભારેખમ બની જઈએ છીએ. પણ ખરું જોતાં એવું નથી. ધર્મ માતા જેવો છે. વહાલસોઈ માતાની ગોદમાં બાળકને જેટલો આનંદ અને હળવાપણું લાગે છે તેવું જ ધર્મમય જીવન ગાળનારનું છે. દરેક ધર્મના સ્થાપકો અને સાધુ સંતોનાં જીવન બાળક જેવાં નિર્દોષ હતાં. પૂ. બાપુજી આ યુગના સૌથી મોટા ધર્મપુરુષ હતા, ધર્માવતાર હતા. તેમની મહત્તા, વીરતા ભરી લડતોમાં નહીં પણ તેમના સાદા, તપોમય, ઈશ્વરપરાયણ જીવનમાં વિશેષ હતી.

ધર્મ એ બોલવાની કે લખવાની ચીજ નથી પણ આચરણની વસ્તુ છે. વિચારવું તેવું બોલવું અને બોલવું તેવું આચરવું એ ધર્મજીવનનું

પહેલું પગથિયું છે. સંત તુકારામે કહ્યું છે કે—

બોલે તૈસા ચાલે, ત્યાચિ વંદાવી પાઉલે।

જે બોલવાપ્રમાણે ચાલે છે તેને મારું માથું નમે છે.

જગતના મહાન ધર્મસ્થાપકો અને સાધુ સંતોનાં જીવન સાદાં, સરળ, પરગજુ અને ઈશ્વર પરાયણ હતા, તેઓ માતા સમાન પ્રેમાળ અને વહાલસોયા હતા. તેમના ઉપદેશ કરતા તેમના આચરણથી માનવજાતને પ્રેરણા મળેલી છે તેમણે રચેલા ધર્મગ્રંથો અને ભજનો સાથ આદી ને વરગથ્થુ ભાષામા લખાયેલા છે તેમના ઉપદેશનો સાર કાઢવામા આવે તો લગભગ સરખો નીકળે, અને તે સમજવામા નાના બાળકને પણ વાર ન લાગે.

| | |
|---|---|
| ૧ હમેશા સાચુ બોલવું ને આચરવું | સત્ય |
| ૨ જીવમાત્રને પોતા સમાન ગણવા | અહિંસા |
| ૩ કોઈની ચોરી ચીજ લેવી નહી | અસ્તેય |
| ૪ નજોઈતી વસ્તુ સંઘરવી નહી | અપરિગ્રહ |
| ૫. પંચેન્દ્રિયોને કબજામા રાખી મન ઈશ્વરમા જોડવુ | બ્રહ્મચર્ય |
| ૬ જાતમહેનતથી ગુજરાન ચલાવવુ | શરીરશ્રમ |
| ૭ મનુષ્ય માત્રને ભાઈભાંડું સમાન ગણવા | અસ્પૃશ્યતા નિવારણ |
| ૮ કોઈ વાતમા ડરવુ નહી | અભય |
| ૯ જીવન જરૂરિયાતની ચીજો આસપાસથી મેળવી લેવી | સ્વદેશી |
| ૧૦. જીભને વશ રાખવી | અસ્વાદ |
| ૧૧ દરેક ધર્મને માન આપવુ | સર્વધર્મસમભાવ |
| આપણને મળેલી સર્વશક્તિ ઈશ્વર આપેલી છે એમ માની નમ્રતા પૂર્વક ઉપરના વ્રતોનુ પાલન કરવું એ ધર્મ પરાયણ જીવન ગાળવાની ચાવી છે | નમ્રતા |

આવતા પત્રથી ધર્મસ્થાપકોના જીવન વિષે એક પછી એક વાત લખીશ.

☆ લિ. રા. ના. પાઠક

બહેનો,

મારો પહેલો પત્ર મળ્યો હશે. તેમાં જણાવ્યા પ્રમાણે ધર્મોનો ઇતિહાસ આપતા પહેલા હજી ધર્મની એક વધુ વ્યાખ્યા આપી દઉં. ધર્મ વિષે આપણા મનમા બહુ મોટો ગુંચવાડો છે. જ્યા સુધી મગજમાં એ વિચારો સાફ ન થાય ત્યા સુધી આગળની વાત સમજાય નહીં.

આ દુનિયામાં પાપીને તારવામાં ધર્મની ઓથ મળી છે. તેમ ધર્મને નામે મોટાં યુદ્ધો થયાં છે. ધર્મને નામે ભારે સંહારો થયા છે, જુલમો થયા છે. એટલે ધર્મ એ શું ચીજ છે તે પહેલાં સમજી લેવાની જરૂર છે.

ધર્મ એ ભાવના છે. એને આપણે એક જ શબ્દમા કહેવું હોય તો ધર્મ એટલે શ્રદ્ધા એમ કહી શકીએ.

પથ્થર, લાકડું કે કોઈપણ ધાતુમાંથી બનાવેલી મૂર્તિમા દેવની ભાવના ક્યાથી આવે છે? આપણી શ્રદ્ધામાંથી. મૂર્તિ ઘડનાર શિલ્પી છાતી ઉપર પગ મૂકીને ટાંકણાથી મૂર્તિ ઘડે છે, છતા એને પાપ નથી લાગતુ. કારણ એ વખતે એ પથ્થર છે. એ મૂર્તિને મંદિરમા પધરાવી તેની અંદર જીવતા માણસોની જીવંત શ્રદ્ધા રોપાય છે, તેની પ્રાણપ્રતિષ્ઠા કરવામા આવે છે, ત્યારે મૂર્તિ પ્રેરણા આપનારી બને છે એક જ લોઢાના કટકામાથી કસાઈનો છરો બને છે અને દેવની મૂર્તિ બને છે બન્નેની ભાવના જૂદી હોવાથી બન્નેનો ઉપયોગ જૂદો બને છે એક મારે છે બીજો તારે છે.

આપણે જોયુ કે ધર્મ એટલે જીવની શ્રદ્ધા. એ ધર્મનો આધાર આપણને ડગલેને પગલે કામ આવે છે એના વિના માણસ જીવી જ ન શકે શ્રદ્ધા એ જ માણસનુ બળ છે. એનો અનુભવ આપણને સૌને વધતા ઓછા પ્રમાણમા થયા જ કરે છે. એનુ આપણને ભાન નથી. જેમ જેમ સમજણ ચોખ્ખી થતી જાય એટલે કે સાચા ધર્મનુ જ્ઞાન થાય તેમ તેમ શ્રદ્ધા આધળી મટીને દેખતી થાય. એવું ધર્મજ્ઞાન એ જગતમા પવિત્રમા પવિત્ર વસ્તુ છે.

આવી જીવંત શ્રદ્ધા આત્મવિશ્વાસ બની જાય છે ત્યારે તેની સામે જગતની કોઈપણ શક્તિ ટકી શકતી નથી દાખલા તરીકે સીતાજી એકલા અબળા હતા. તેમનામા કશુ શરીરબળ ન હતુ. એકલા અશોક વાટિકામા બેઠા હતા રાક્ષસીઓથી ઘેરાયેલાં હતા. અયોધ્યાથી સેંકડો માઈલ દૂર, સ્વજનોથી વિખુટા પડેલા રાક્ષસના પંજામા સપડાયાં

હતા. છતા તેમનામા એક એવી અલૌકિક શ્રદ્ધા હતી, આત્મવિશ્વાસ હતો કે હું જીવું છુ ત્યા સુધી મને કોઇ આગળી ન અડાડી શકે. તો રાવણ જેવો મહા જોરાવર જોદ્ધો પણ એના પ્રભાવથી બાર હાથ દૂર રહેતો. પાસે જતા ડરતો. સીતાજી સત્યની, ધર્મની મૂર્તિ બન્યા

સાચો ધર્મ સપ્રદાય બની જાય, વાડાબધી કરી અંદરોઅંદર માનવીને ભરખી ખાય, ત્યારે કોઈ ધર્માવતાર પ્રગટે છેઅને જીવત શ્રદ્ધાને બળે ધર્મનુ તેજ આખા જગતમા ફેલાવે છે. બાપુજી આ યુગના ધર્માવતાર હતા તેમણે લાખો કરોડો માનવીઓનાં હૃદયમા ધર્મની નવીન શ્રદ્ધા જાગ્રત કરી. આત્મવિશ્વાસ પ્રગટાવ્યો. બહેનો બિચારી બાપડી કહેવાતી તેનામા નવો પ્રાણ પૂર્યો તેનો એક જ દાખલો બસ થશે

બાપુ દક્ષિણ આફ્રિકામા હતા સત્યાગ્રહની લડત ચાલતી હતી. હિંદીઓ ઉપર પારાવાર જુલમો થતા હતા. જેલના ભારે દુખ વેઠતા હતા એ વખતે એકવાર બાપુ જેલમાથી છૂટીને આશ્રમમાં આવ્યા. રસોડામા બા રસોઇ કરતા હતા બાપુ મદદ કરતા હતા. એ વખતે વાત નીકળી. બાપુ કહે· "તુ આજથી મારી ધર્મપત્ની નહીં પણ રખાત ગણાઈશ !"

બા ચમકયા. ચિડાઈને બોલ્યા, 'કોણ કહે છે?'

' વડાપ્રધાન જનરલ સ્મટ્સ"

"કહ્યુ એનું માથુ. "

"જો એણે એક નવો કાયદો કર્યો છે એ પ્રમાણે આપણે અહીની કોર્ટમાં લગ્ન રજીસ્ટર કરાવીએ તો જ કાયદેસર ગણાય. દેશમાં હિંદુ વિધિથી કરાવેલ લગ્ન ગેરકાયદે ઠરે છે."

"એવુ તે કઈ ચાલે ?" બા ઊકળી ઊઠ્યા.

"તો તમે એનો વિરોધ કરો." બાપુએ કહ્યુ.

"કેવી રીતે ?"

"અમારી જેમ એનો અન્યાયી કાયદો તોડી જેલમા જાઓ"

"અમે સ્ત્રીઓ જેલમા શી રીતે જઇએ ?"

"સ્ત્રીઓમાં પુરુષો કરતા વધુ સહન કરવાની શક્તિ હોય છે. એનું એને ભાન હોતુ નથી. સ્ત્રી શક્તિ એ જગતનો આધાર છે." બાપુ બોલ્યા.

"પણ જેલમા મારી તબિયત સારી ન રહે. મને ખોરાક માફક ન આવે."

"તમારે ફળફળાદિની માગણી કરવી."

"એ જેલવાળાઓ શેના આપે ?"

"ન આપે તો ઉપવાસ કરવા."

"જેલમા ઉપવાસ કરુ તો હું મરી જ જાઉં."

"તુ સત્યાગ્રહ કરતા જેલના મરી જાય તો હુ તને જગદબાની જેમ પૂજુ." બાપુ આ શબ્દો બોલ્યા અને બાની આખમા નવુ તેજ આવ્યુ તેઓ હિંમતભેર જેલ જવા તૈયાર થયા બહેનોની ટુકડી ઊભી થઈ જેલ ગયા. પછી તો દેશમા અનેકવાર જેલ વેઠી. છેલ્લે ૧૯૪૨ મા બાપુની સાથે આગાખાન મહેલમા નજરકેદ બન્યા અને ૧૯૪૪મા જેલમા જ પોઢેલા

એ વખતે દુનિયાના દરેક વર્તમાનપત્રોમા બાપુના ઉપરના શબ્દો મોટા અક્ષરે છપાયા 'તુ જેલમા મરીશ તો હુ તને જગદબાની જેમ પૂજીશ.' કસ્તુરબા ખરેખરા જગદબા બન્યા એમણે શ્રદ્ધાને બળે ધર્મ જીવી બતાવ્યો. જે બહેનોએ મોટરમાથી પગ નીચે મૂકયો ન હતો, જેણે ઘૂઘટમાથી મુખ બહાર બતાવ્યુ ન હતુ એવી સેંકડો સ્ત્રીઓ અચળ શ્રદ્ધાને જોરે બહાર આવી, એટલુ જ નહી પણ ગોરા સાર્જન્ટોની લાઠીઓ સામે ઊભી રહી, દારૂડીઆઓના તોફાનો સામે પીઠા ઉપર અડગપણે ચોકીદાર બની, ગામડે ગામડે ઘૂમવા લાગી. આનુ નામ આત્મવિશ્વાસ બાપુએ માનવજાતને ઘણી કીંમતી વસ્તુઓની ભેટ આપી છે પણ બહેનોને પોતાનું શીલ અને સત્ત્વ સાચવવાનો અને પોતાનુ ખરું સતીત્વ પ્રગટ કરવાનો જે અજબ આત્મવિશ્વાસ પેદા કર્યો તે સૌથી વધુ કીંમતી ભેટ ગણાશે ' ધર્મ એટલે રોજ બરોજના આચરણમાં જીવતી શ્રદ્ધાને બળે થતાં સારાં કામ. આપણે ત્યા કહેવત છે કે ' મારે એની તલવાર અને પાળે એનો ધર્મ.' ધર્મ ટીલા ટપકામા, માળામા, પાઠપૂજામા, દેવમંદિરમા નથી

ાપ આપણા હૃદયમા જીવત શ્રદ્ધારૂપે બિરાજે છે

ચીનના મહાપુરુષ કોન્ફ્યુશિઅસને એક રાજાએ બીજા દેશ ઉપર ચડાઈ કરવા જતા પૂછ્યું 'મારી પાસે ત્રણ વસ્તુ છે, સૈન્ય, ખોરાક અને શ્રદ્ધા તેમાથી છોડવી પડે તો કઈ વસ્તુ છોડવી?' કોન્ફ્યુશિઅને કહ્યુ 'પહેલા ખોરાક અને પછી સૈન્ય, પણ શ્રદ્ધા નહીં છોડતા શ્રદ્ધા હશે તો સૈન્ય અને ખોરાક મળી રહેશે

હલદીઘાટના મેદાનમા મહારાણા પ્રતાપ હાર્યો તેનુ સૈન્ય મરાયુ મુઠીભર સાથીઓ સાથે અરવલ્લીના પહાડમા રાત દિવસ ભટક્યો પણ પોતે ચિતોડ ફરી પાછો મેળવશે એવી શ્રદ્ધા ન છોડી આખરે તેને ભામાશા મળ્યા ધનભડાર મળ્યો લશ્કર મળ્યુ અને મેવાડના કિલ્લાઓ પણ મળ્યા

ધર્મયુદ્ધ બહાર લડાતુ નથી મનમા લડાય છે ગીતામા કહેલુ છે 'આપણુ શરીર એ કુરુક્ષેત્ર છે મનની વૃત્તિઓ તે કૌરવ પાડવ છે સારા વિચારો સદ્ભાવનાઓ તે પાડવો છે અને ખોટા વિચારો ખોટી ભાવના કૌરવ છે સત્યરૂપી શ્રીકૃષ્ણની દોરવણી પ્રમાણે જે પોતાના આત્માના અવાજ પ્રમાણે જીવન ચલાવે છે તે જીતે છે તેને જીવનનો આનદ અને સતોષ પ્રાપ્ત થાય છે તેનુ જીવન ધન્ય બને છે એવુ જીવતર જીવનાર પોતે જાણે કે ન જાણે તો પણ ધર્મમય છે એવી ધર્મભાવનાને આધારે આ જગત ટકી રહેલુ છે

જગતના મુખ્ય ધર્મો

| નામ | સ્થાપક | મુખ્ય ધર્મગ્રથ | કયા દેશમા મુખ્યત્વે પ્રચાર થયો? |
| --- | --- | --- | --- |
| હિદુ | અપૌરુષેય | વેદ ઉપનિષદ ગીતા | ભારત |
| બૌદ્ધ | ગૌતમબુદ્ધ | ત્રિપિટક | ચીન જાપાન બ્રહ્મદેશ સિલોન સિયામ જાવા સુમાત્રા ઓસ્ટ્રેલિયા |
| ખ્રિસ્તી | ઇશુ ખ્રિસ્ત | બાઇબલ | અમેરિકા યુરોપ ઓસ્ટ્રેલિયા |
| ઇસ્લામ | મહમદ પયગબર | કુરાન | અરબસ્તાન તુર્કસ્તાન અફઘાનિસ્તાન સિરિયા ઇજિપ્ત પાકિસ્તાન વિગેરે |
| પારસી | અશોજરથુસ્ત | ઝિન્દઅવેસ્તા | ઇરાન |
| શીખ | ગુરુ નાનક | ગ્રથ સાહેબ | પજાબ |
| જૈન | મહાવીર | જિનવાણી | ગુજરાત મારવાડ |

☆

| | | | | |
| --- | --- | --- | --- | --- |
| સ્વામી નારાયણ | સહજાનદ સ્વામી | શિક્ષાપત્રી | ગુજરાત | સપ્રદાય |
| વૈષ્ણવ | વલ્લભાચાર્ય | શ્રીમદ્ભાગવત | દક્ષિણ | |

તમારો ગામનારાયણના પાઠક

☆

બહેનો,

ચીન, જાપાન, બ્રહ્મદેશ, તિબેટ, જાવા સુમાત્રા, સિલોન, સિંગાપોર વગેરે દેશોના લગભગ સિત્તેર કરોડ માણસો બૌદ્ધ ધર્મ પાળે છે તેના સ્થાપક ભગવાન બુદ્ધની ૨૫૦૦મી જન્મજયતી વૈશાખી પૂર્ણિમાને દિવસે જગતભરમા ઉજવવામા આવી એ મહાપુરુષના જીવન અને ઉપદેશની વાતનો સાર અહીં આપવા પ્રયત્ન કરીશ

હિમાલયની તળેટીમા કપિલવસ્તુ નામના નગરમા શુદ્ધોદન નામનો રાજા રાજ્ય કરતો હતો તેને બે રાણીઓ હતી બન્ને સગી બહેનો હતી મહામાયા અને ગૌતમી તેમા મહામાયાની કૂખે કુમાર સિદ્ધાર્થનો જન્મ થયો પુત્રને જન્મ આપતા જ માતા સ્વર્ગે સિધાવ્યા ગૌતમીદેવીએ તેને ઉછેરી મોટો કર્યો ભારે લાડકોડમા કુમાર ઉછર્યો

ઉમર લાયક થતા યશોધરા નામની સ્વરૂપવાન કન્યા સાથે તેના લગ્ન થયા સિદ્ધાર્થને માટે રાજાએ સસારના સર્વ સુખ ખડા કર્યા પણ આવી સાહ્યબી વચ્ચે પણ સિદ્ધાર્થનુ મન કોઈક જૂદી જ વસ્તુમા લાગી રહ્યુ હતુ જગતના સુખ જાણે કે તેને સ્પર્શ કરતા ન હતા ભાવતા ભોજન રગરાગ, બાગબગીચા, દાસદાસીઓ, ધનવૈભવ, એને નીરસ લાગતુ હતુ બાગમા ફરવા જતા એણે રોગી વૃદ્ધ અને મૃતદેહ જોયા અને તેને વિચાર થયો કે આવુ સુદર શરીર કોઈક દિવસ રોગનુ ઘર બનશે આવો સુદર નવયુવાન દેહ કોઈક દિવસ ઘરડોખખ બની જશે અને શ્વાસ ઊડી જતા દેહ નાશ પામશે દેહધારી જ માટે આ ચાર મોટા દુખ છે જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુ એ ચાર દુખનુ નિવારણ મારે શોધવુ જોઈએ

# 'પ્યારાબાપુ'ના ગ્રાહક બંધુઓને

આવતા અંકથી આપનું લવાજમ પૂરું થાય છે. નવા વરસનું લવાજમ મનીઑર્ડરથી જ મોકલવા વિનંતી છે. મોડામાં મોડું પંદરમી જાન્યુઆરી સુધીમાં મોકલી આપશો જેથી અંક અટકે નહી.

લવાજમ મનીઑર્ડરથી જ મોકલશો તો વી. પી. નો વધારાનો નવ આનાનો ખર્ચ બચી જશે. વળી વી. પી. થી અંક ક્રમવાર જ મોકલી શકાય અને પોસ્ટઑફિસ દરરોજ એકી સાથે ગણત્રીના જ વી. પી. સ્વીકારે છે. આમ આપને નવા વરસનો અંક ઘણો મોડો મળવાનો સંભવ છે. આશા છે કે ગ્રાહક બંધુઓ વ્યવસ્થાની સરળતા ખાતર નવા વરસનું લવાજમ પંદરમી જાન્યુઆરી સુધી મનીઑર્ડરથી જ મોકલી આપે. સાથે ગ્રાહક નંબર અવશ્ય લખવો.

ચાલુ વર્ષે ગ્રાહક બની આપે અમને જે સહકાર આપ્યો છે તે માટે અમે આભારી છીએ, આશા છે કે એવો જ સહકાર નવા વર્ષે પણ આપશો.

'પ્યારાબાપુ' માસિકને વધારે સુંદર અને ઉપયોગી બનાવવાના અમારા પ્રયાસ ચાલુ છે તે આપ છેલ્લા અંકો પરથી જોઈ શકશો.

આફ્રિકાના મિત્રો ૧૨ શિલિંગ પોસ્ટલ ઑર્ડરથી મોકલી આપે અથવા નીચેના સરનામે લવાજમ ભરી દેવું.

શ્રી. પ્રભુદાસ જ. વજરીઆ, પો. બો. નં. ૧૨૬, નૈરોબી. કેન્યા કોલોની.

અનુક્રમણિકા............................................................................ ૧૨ ડિસેંબર ૧૯૫૬




પ્રકાશક અને મુદ્રકઃ ધીરેન ગાંધી• રૂપાયતન મુદ્રણાલય• જૂનાગઢ

# ભગવદ્ગીતા

(બાપુએ ૨૮ મે ૧૯૨૭ તારીખે શ્રી ગુલઝારીલાલજીને લખેલ પત્રમાંથી ભગવદ્ગીતા વિષેનો ભાગ હિન્દી પરથી અનુવાદ કરીને અહીં ઉતાર્યો છે.)

મને એ જાણીને ખુશી થઈ કે આપે આપની ઉપાસનાઓ વધારે નક્કર બનાવી છે. હું નથી જાણતો કે આપ હમણાં શું વાંચો છો. અને હું એ પણ નથી જાણતો કે મેં આપને એ કહ્યું છે કે નહીં કે આપણે એક એવી અવસ્થામાં પહોંચી જવું જોઈએ જ્યારે આપણને ઘણા ગ્રંથોના આશ્વાસનની જરૂર નથી રહેતી, બલકે એક જ ગ્રંથથી આપણે જરૂરી જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ. પરંતુ અંતિમ અવસ્થામાં જ્યારે જીવન પૂર્ણપણે સમર્પિત અને આત્મવિસ્મૃત બની જાય છે, ત્યારે એક ગ્રંથના આધારની પણ જરૂરત નથી રહેતી. હમણાં જો કે હું ઘણી ચીજો વાંચી રહ્યો છું, તો પણ મારે માટે ભગવદ્ગીતા જ એક માત્ર વધારે ને વધારે અચૂક માર્ગદર્શક, એકમાત્ર સંદર્ભ ગ્રંથ બનતો જાય છે. એમાં મને બધાં દુઃખો, બધાં સંકટો, બધાં કષ્ટો અકારાદિ ક્રમથી એનાં સૂક્ષ્મ સમાધાન સાથે મળી આવે છે. મને લાગે છે કે મેં આપને કહ્યું હતું કે હજી સુધી ભગવદ્ગીતાના જેટલા અનુવાદો મેં જોયા છે એમાં 'સોંગ-સિલેશિયલ' જ સૌથી ઉત્તમ છે. જો આપ સંસ્કૃત નથી જાણતા તો હું સમજું છું કે ભગવદ્ગીતાને સમજવા જેટલું સંસ્કૃતનું જ્ઞાન આપ સહેલાઈથી પ્રાપ્ત કરી શકો છો. લગભગ એક મહીનાની અંદર આપ એટલું સંસ્કૃત શીખી શકો છો કે જેનાથી આપ ભગવદ્ગીતાના મૂળ પાઠ સમજી શકો. કેમ કે, જો કે અંગ્રેજી અનુવાદ બહુ સારો છે, અને આપને થોડા હિન્દી અથવા ઉર્દૂ અનુવાદ પણ મળી શકે છે, તો પણ મૂળ ગ્રંથની સરખામણી કોઈ રીતે થઈ શકતી નથી. મૂળ ગ્રંથ વાચવાથી તમે આપનો પોતાનો અર્થ કાઢી શકો છો અને મૂળ ગ્રંથ પર પોતાનું ભાષ્ય કરી શકો છો.

ભગવદ્ગીતા કોઈ ઐતિહાસિક દસ્તાવેજ નથી, પરંતુ એના લેખકના નક્કર અનુભવોનો રેકર્ડ છે. પછી તે લેખક વ્યાસમુનિ છે કે નહીં એની સાથે મને કોઈ સંબંધ નથી. અગર એ કોઈ વ્યક્તિના અનુભવોનો દસ્તાવેજ છે તો ફરી અનુભવ કરીને એના સત્યની શોધ કરવી આપણા સામર્થ્યની પર ન હોવું જોઈએ. હું મારા જીવનમાં લગભગ દરરોજ એ સત્યની શોધ કરી રહ્યો છું અને મારો એ અનુભવ છે કે તે કદાપિ ખોટું સાબિત નથી થતું. એનો અર્થ એ હરગિજ નથી કે બીજા અધ્યાયના અંતમાં બતાવવામાં આવેલ સ્થિતપ્રજ્ઞની સ્થિતિ સુધી હું પહોંચી ગયો છું. પરંતુ હું જાણું છું કે એમાં બતાવવામાં આવેલી રીતો પર આપણે જેટલો અમલ કરતા જઈશું એટલા જ આપણે વધારે ને વધારે પૂર્ણસ્થિતિની પાસે પહોંચતા જઈશું.

# મને બાપુએ શું કહ્યું? — ગુરુદયાલ મલ્લિક

બ્રાહ્મમુહૂર્તની પવિત્ર ઘડી હતી. પ્રકૃતિ પ્રાર્થનામાં લીન હતી. અને પ્રભુનું સ્તવન ગાન મૌન-મંત્ર દ્વારા કરી રહી હતી. કોઈ કોઈ માણસ દરેક દેશમાં, એ મંગલ ઘડીએ ઇશ્વર–ઉપાસનામાં પ્રવૃત્ત હતા. તેમાં આપણા બાપુ તો હોય જ ને? તે તો સદા પ્રભુના પ્યારા હતા. તેથી જ તો તેમની પ્રાર્થના શ્વાસે શ્વાસે ચાલતી—ઊઠતા, બેસતાં, હરતાંફરતાં, ખાતાપીતાં, કામ કરતાં કે આરામ કરતાં દરેક વખતે. પણ આ વખતે જ્યારે મેં એમનાં દર્શન કર્યાં ત્યારે તેઓ સૂક્ષ્મ શરીરમાં હતા. અને સૂક્ષ્મ શરીરમા પ્રાર્થના કેવી ઉત્સાહમય અને આનંદમય, શ્રમ વિનાની અને શાંતિમય હોઈ શકે તેની કલ્પના તો કેવળ ભક્ત જ કરી શકે.

બાપુની પ્રાર્થના પૂરી થઈ. મેં તેમને સાષ્ટાંગ પ્રેમપ્રણામ કર્યા. તેમની કરૂણામય દષ્ટિ મારા પર પડી. અને ઘણા વહાલથી તેમણે મને પૂછયુ 'કેમ આજે કંઈ આટલા વહેલા?'

'બાપુ, આજે રહેવાયું નહીં: મારે તમને એક ફરિયાદ કરવી છે.'

'શું થયું છે?' મોઢું ઊંચું કરીને બાપુએ મને ફરી પૂછયું.

મેં તેમને પ્રત્યુત્તર આપતાં કહ્યુ: 'બાપુ, તમારી આખી જિંદગી તમે અસ્પૃશ્યતા નિવારણમાં ગુજારી, તે માટે કેવું ઉગ્ર તપ કર્યું! પરંતુ અસ્પૃશ્યતાનું ભૂત તો હજીયે દેશના ખૂણેખૂણે દેખાય છે. અને આપણા લોકો તો ત્રાહી ત્રાહી પોકારી ગયા છે.

'તું શું કહે છે?' બાપુએ કહ્યું. તેમના અવાજમાં દર્દનો મર્માહત ધ્વનિ હતો.

'જુઓને બાપુ, કોઈ સાધારણ વ્યક્તિને અન્યાય થયો હોય અને તે પોતાની ફરિયાદ લઈને સરકારી કચેરીમાં જાય છે તો તેને માણસ તરીકે આવકાર મળતો નથી, આદર થતો નથી. કોઈ હરિજન પોતાના પુત્ર કે પુત્રીને કોઈ સારી નિશાળમાં દાખલ કરવા લઈ જાય તો તેને કોઈ દાદ આપતું નથી. કોઈ ગરીબ બાળકો હૉસ્પિટલમાં પોતાની સ્ત્રી કે માને લઈ જાય તો તેને ઘણી વાર કોઈ ગણકારતું નથી.'

'એમ કેમ?' બાપુએ પૂછયું. તેમના અવાજમાં શૂળીની વેદનાનો તીવ્ર રણકાર હતો—'હવે તો આપણા દેશના કાયદામાં અસ્પૃશ્યતાને એક મોટો ગુન્હો ગણવામાં આવ્યો છે.'

'તે વાત તો સાચી છે બાપુ—' મેં કહ્યું—'પણ તે કાયદાનો કોઈ અમલ કરે તો ને?'

બાપુ જરા વાર વિચારમાં પડી ગયા.

થોડી વાર પછી હું ફરી બોલ્યો: 'બાપુ, પણ સૌથી વધારે અસ્પૃશ્યતાનું રૂપ મને બહુ જ સાલે છે તે શ્રીમંતોનું વર્તન. દરિદ્રનારાયણ તરફ અને આપણી નિશાળો અને વિશ્વવિદ્યાલયોમાં ભણેલા જુવાનિયાઓનું વર્તન અશિક્ષિત લોકો તરફ. તે લોકોના વર્તનમાં ન મળે પ્રીતિ, અને ન મળે નીતિ, તેમાં હોય છે માત્ર માણસાઈને કચડતો સ્વાર્થ.'

'પણ—' બાપુ બોલ્યા—'શું આપણા દેશના બંધારણમાં એમ નથી કહેવામાં આવ્યુ કે આપણું ધ્યેય એક એવી સમાજ રચનાનું છે કે જેનો પાયો સર્વાંગી સમાનતા છે?'

'પણ—' મેં કહ્યું—'દિલ્હી હનૂજ દૂર અસ્ત–દિલ્હી હજી દૂર છે. આપણા દેશની રાજધાની દિલ્હી, દિલની નથી; રૂપિયા, રૂઆબની છે. ત્યાનાં મહેલ જેવાં મકાનો જુઓ, ભપકાદાર મોટરો જુઓ, મજલિસો જુઓ, મોજમજાહનાં સ્થળો જુઓ, દેશી સાહેબોનો પોશાક જુઓ! તમે દોરેલી સ્વરાજની રૂપરેખા એ બધાંમાં કયાંય પણ દેખાય છે? અને આપણી સંસ્કૃતિનો સંદેશ દેશેદેશમાં પહોંચાડવા વારંવાર ટોળિયો મોકલીએ છીએ. પરંતુ સંગીત અને નૃત્ય જ સંસ્કૃતિ વ્યક્ત કરી શકે છે? તમે અમને જે શીખવ્યું છે તે તો આ કે જેને આપણે વર્તનમાં ઉતારી હોય તે જ સાચી સંસ્કૃતિ. એ દષ્ટિએ નવી દિલ્હીને જોઈએ તો કેટલાં લોકો એવાં દેખાશે જેમનામાં આપણા દેશની સંસ્કૃતિ,

જેનો આત્મા છે સાદાઈ, સચ્ચાઈ, સરળતા, સેવા, સમાનતા—પ્રતિબિંબિત થઈ છે, બાપુ?'

બાપુ હજી વિચારમગ્ન હતા.

એવામાં સૂર્યે પૂર્વ દિશામાં, ક્ષિતિજની રેખા પર મસ્તક ઊંચું કર્યું. તેનું મસ્તક અને બાપુનું મસ્તક, મને સરખાં દેખાયાં. મેં બંનેને પ્રણામ કર્યાં. પછી મેં બાપુ પાસેથી વિદાય લીધી અને તેઓ તરત જ અંતર્ધ્યાન થઈ ગયા પણ અદૃશ્ય થતાં પહેલાં મેં તેમને આટલું કહેતા સાંભળ્યાઃ 'શું મારું જીવન સાવ જ વ્યર્થ ગયું? હું મારી સાથે વર્ષો સુધી કામ કરતા કાર્યકર્તાઓના હૈયાને જરા પણ સ્પર્શી શક્યો નહીં?'

ત્યારે મેં એક આકાશવાણી સાંભળી : 'એક સાચા આદર્શ અથવા વિચારને સમષ્ટિગત વ્યક્ત થતા શતાબ્દિઓ વહી જાય છે.'

☆

## આ રહ્યું આંદામાન

આંદામાનની કેદ એટલે કાળામાં કાળી સજા. એટલે જ આંદામાનની સજા કાળાપાણીની સજા કહેવાતી. કેદીઓ પાસે જાતજાતની આકરી કાળી મજૂરી કરાવવામાં આવતી, તેમાં ઘાણીમાં બળદને બદલે કેદીને જોડીને તેલ પીલવામાં આવતું એ અતિ આકરી મજૂરી ગણાતી.

હિન્દુસ્તાન આઝાદ થયું અને આંદામાન અને એની કાળી મજૂરીની કથા ગઈ કાલની વાત બની ગઈ છે. પરંતુ જે કાળી મજૂરી કેદીને કોઈ ને કોઈ ગંભીર ગુનો કરવા માટે કરવી પડતી એ જ કાળી મજૂરી આજે ય કેટલાક માણસોને માત્ર પોતાનું પેટ ભરવા માટે કરવી પડે છે. એની બહુ ઓછાને જાણ હશે. આંદામાનની કાળી કેદ અને કાળી મજૂરીની દેશનેતાથી માંડીને સામાન્ય માણસો સુદ્ધા આકરી ટીકા કરતા. પણ આજે એવી જ કાળી મહેનત કેટલાકને માત્ર પેટ ભરવા માટે કરવી પડે છે એ વિશે ભાગ્યે જ લોકોને ખબર છે, તો પછી તેની ચર્ચા તો કોણ જ કરે?

આસામમાં રામદિયા નામનું એક ગામ છે પાર વિનાની ગરીબી અને ખાસ ધંધા નહીં. એટલે વસતિ ગરીબ છે ગ્રામોદ્યોગો લગભગ નાશ પામ્યા છે. મિલ ઘાણાનું તેલ ત્યાં પહોંચી ગયું છે, પણ મંદિરોમાં એવું તેલ વપરાતું નથી, અને શુભ પ્રસંગે થતા જમણવારોમાં પણ વપરાતું નથી. એટલે એ ગામમાં હજી ૩૬ ઘાણીઓ ચાલે છે. અને તેલ કાઢી આપવાનું કામ બહેનો કરે છે. કેવી બહેનો? નિરાધાર, દુઃખી વિધવાઓ! મજૂરીના દર એટલા ઊંચા નથી કે બળદ રાખવો પોષાય, અને એમ હોય તો યે વિધવાબહેનોની સ્થિતિ પણ એવી નથી કે બળદ રાખી શકે. ત્યારે તે તેલ શી રીતે કાઢતી હશે? તમને એ જાણીને આશ્ચર્ય જ નહીં, દુઃખ પણ થશે કે એ વિધવાબહેનો પોતે જ ઘાણીએ જોડાય છે! ઘાણીઓ જૂની ઢબની છે. એકધારી સાડા પાંચ કલાક ઘાણી ચલાવે ત્યારે એક ઘાણાનું તેલ નીકળે. વચ્ચે પોરો ખાય તો કામ પૂરું ન થાય એટલે એ બહેનો ઘાણીના દાંડો છાતીએ વળગાડી, ઘાણીનો ભાર વહેની ખુદની આખે એકધારી ઘાણી ચલાવે છે. અને એ કાળજાતૂટ મજૂરીનું મહેનતાણું શું છૂટે છે એ જાણો છો? માત્ર દસથી બાર આના!

અને છતાં એ બહેનોને એ મજૂરી કરવી જ પડે છે. બીજો કોઈ ધંધો હોય તો સ્વેચ્છાએ એવું કામ કોણ કરે? અને આ કંઈ ઊડતી વાત નથી. નક્કર હકીકત છે. અને જેસાઘણી જેવા પીઢ રચનાત્મક કાર્યકરે નજરે જોઈને ભારે દુઃખ સાથે રજૂ કરેલી છે

☆

નઈ નાનતા

'પ્યારાબાપુ'ના ગ્રાહક બંધુઓ છેલ્લે પાને આપેલી સૂચના અવશ્ય વાંચે.

દાખલ કરવામા આવે દેશમા જ નહી, પરદેશમાય તે ખપે એમાટે શક્ય એટલુ કરવામા આવે પણ એમ કરતા ખાદીનો આત્મા હણાવો ન જોઈએ કોઈને પ્રસન્ન કરવા માટે આપણે નાટકના વિદૂષક થવાનુ હરગિજ પસદ ન કરીએ, તો પછી ખાદી જેવી પવિત્ર વસ્તુનો એવા મનોરજન માટે ઉપયોગ ન જ થવો જોઈએ

પરદેશીઓ જરૂર એમની ડીઝાઈનના, એમની જ રુચિના પોષાક પહેરશે, અને એમનુ અનુકરણ કરનારા દેશીઓ પણ એવુ જ કરશે આપણે તેનો વિરોધ ન કરીએ અને એવા લોકો ખાદી ખરીદીને એવા કપડા કરીને પહેરતા હોય તો યે ખાસ કશુ કહેવાનુ નથી પણ એપોશાકની સભ્યતામા જને માન્ય નહી એવી છાકટી વિચિત્રતાઓ, તેમની જરૂરિયાત સમજીને પૂરી પાડીએ એ બરાબર ન કહેવાય

ખેતીવાડીના પ્રદર્શનમા અનેક વનસ્પતિઓ મૂકાય છે કેમ.કે દર્શકોને તેની સમજ આપવા માટે એમ કરવુ જરૂરી છે પણ શુ ત્યા એ બધુ ઉગાડવામા આવે તો તે આપણને હાસ્યાસ્પદ નહી લાગે?

આપણે આપણા નગર-ઉદ્યાનોમા ફૂલો કેમ ઉગાડીએ છીએ? બાવળ ને બોરડી કેમ નહી? કારણ કે તેમ કરવુ હાસ્યાસ્પદ છે તે તો વનમા ઊગે જ છે અને તે જ તેનુ ખરુ સ્થાન હોઈ, તે સામે આપણો વિરોધ નથી

ક્યારીની જમીનમા આપણે માડવી કે બાજરો વાવતા નથી કેમ કે તે અસગત છે આવી બાબતોમા અભણ કહેવાતો ખેડૂત પણ વિવેક જાળવે છે જ્યારે સસ્કારી કહેવાતા આપણા જેવા ખાદી જેવી પવિત્ર ચીજને અભડાવવાનો શા માટે અવિવેક કરતા હોઈશુ?

ખાદી એ આપણી-હિન્દુસ્તાનની સસ્કૃતિ, સસ્કારિતાનુ પ્રતીક છે તેના વિદેશી ઢબના, બુશકોટ, પેટીકોટ જેવા પોષાક પર નરી વિદેશી અને ઘણી વેળા વિચિત્ર ભાતો પાડીને સસ્કાઈએ એ કેવુ કહેવાય?

ખાદીના બુશકોટ પર, તાડ, ખજૂરી, હોડકા મણા ફૂલો વેલો, નટનટીઓના ચાડા વિગેરે છાપીએ એ કેવળ હાસ્યાસ્પદ નથી?

અત્યારે સાવ એવુ નથી થતુ પણ એ દિશામા પગલા ભરાઈ ચૂક્યા છે એ સાચુ છે

હા, ખાદીને આપણે વિદેશીઓ સુધી પણ પહોચાડવી છે એ માટે એમની રુચિ અવગણત, જેવી રહી પણ એમ કરતા આપણે, ખાદીનો આત્મા તો હણાતો નથીને, એ જોવુ જ પડશે ખાદી દ્વારા આપણે ગાધીવિચારને ફેલાવવો છે, પણ માર્કેટ શોધવાના લોભમા, ગાધીવિચારને ભોગે એને અભડાવવી નથી પોતાનુ સ્વરૂપ ગુમાવીને એ પ્રચાર પામે તો તો એ પોતાનુ ઊચુ સ્થાન ગુમાવીને મિલ કાપડની સપાટી પર આવી જાય મિલ કાપડના દુર્ગુણો અપનાવીને ખાદીએ તેના પર સરસાઈ મેળવવાની નથી

ગાધી સમી વિદેશીઓ ખાદીને ગાધી કલોથ તરીકે ઓળખે છે અને ગાધી પ્રેમને કારણે જ તે ખરીદતા હશે જેની સાથે એ પરમ વિભૂતિનુ સ્મરણ જોડાયેલુ છે તેમા તે વિભૂતિની આદર્શ-ભાવના અવશ્ય જાળવવી જોઈએ

વિદેશમા તો ઘણી ચીજોમા દરમાને, દરવર્ષે નવા મોડેલ રજૂ કરવા એવી પ્રથા પડી ગઈ છે આ વર્ષે નવી જાતની કાઈ તોપ શોધાઈ તો તેવા આકારની હેટ મ તરમા મૂકવામા આવે કે નવીનતાના શોખીનો તે ખરીદે છે પણ ખરુ, પણ એવુ જ બીજુ નવુ મોડેલ આવતા તે ચીજ પડતી મૂકે છે શુ ખપત વધારવા આપણે એવુ કરી શકીશુ?

વિદેશોમા વિચિત્ર વસ્ત્રપરિધાનની હરિફાઈઓ યોજવામા આવે છે, આપણે ત્યા પણ એનુ અનુકરણ થવા લાગ્યુ છે કાલે કોઈના મનમા ખાદીના સૌથી વિચિત્ર વસ્ત્રો પરિધાન કરી હરિફાઈમા ભાગ લઈ ઈનામ જીતવાનો બુદ્ધિ ઊઠે તો નવાઈ નહી

ગિરનારના રસ્તેથી માત્ર લગોટીભેર, મોટી જટાવાળા કોઈ બાવાને નાયલન પર બેસીને સિગાર ફૂકતો પસાર થતો જોઉ છુ ત્યારે હુ તરત હસી પડુ છુ, પણ તરત ઉદાસ પણ થઈ જાઉ છુ કેમ કે એ દશ્ય કોઈ સુરેખ ચિત્રની માફક વિચિત્ર છે એમા રહેલો વિરોધાભાસ પ્રથમ હાસ્ય અને

પછી એ૰ ઉપજાવે છે

અન્ય કાપડના અનિષ્ટો અપનાવીને પણ ખાદીએ એવા કાપડ હરસરસાઈ મેળવવી જોઈએ એવું કદી પણ ન થવું જોઈએ તો તો ખાદી તેનું માનભર્યું સ્થાન ચોક્કસ ગુમાવી બેસશે

તમે તો નવીનતાના શોખીન અને અખતરા બાજ રહ્યા એટલે તમે જાતે જ કોઈ છીપા પાસે મનગમતી ભાત પડાવી હશે બજારમાં કદાચ એવું તૈયાર નહીં મળતું હોય પણ આવી બાબતમાં ઝટ અને બહોળા પ્રમાણમાં અનુકરણ થાય છે એટલે મેં મારા વિચારો તમને જણાવ્યા છે

એ જ, આપનો

☆

## બલભદ્ર

(  ગ્રામમ (માતરુ)ની ગૌ જન બે પશુઓની સ ચાલકે કહેલ વાત )

આની પાછળ એક ઇતિહાસ પડ્યો છે ગામમાં હરાયું ઢોર તરીકે આથડે મનની મોજ પ્રમાણે જરા ત્યાંથી ચારોચરે અને ખેતર વાડી ઉજ્જડ કરી નાખે સૌ લોક ત્રાહિ ત્રાહિ પોકારી ઊઠ્યા કોઈકે આવીને મને કહ્યું 'સારી જાતનો એ નાદવાળો તે છે એને જો તમે રાખો તો વંશવૃદ્ધિ માટે ઠીક થઈ પડશે'

હોંશથી વાત મંજૂર રાખી મેં મારા રબારીને કહ્યું એને ઓતાવજો ને સંભાળીને પાળજો રખડુ ઢોરને કબજે કેમ કરવું ? એ પ્રશ્ન ઊભો થયો પછી એક દિવસ થયું એમ કે ધણીની પાછળ પાછળ તે ભાઈ ગાયો ભ ચરવા આવે વાગ જો ઈને પાંજરામાં પૂરી દીધા રાતના બારેક વાગ્યા હશે ને ભાઈ બે માંડ્યા તોફાન ધરતી ધણધણાવી મૂકી ફૂફાડા વધી પડ્યા ખીલો હલાવી દીધે ને પાંજરું તોડીફોડી નીકળી પડ્યા બહાર

પછી અમે બીજો ઈલાજ કર્યો પાંજરામાં પૂરવાનું છોડી દીધું ખાય ખાય મોજ કરે ને ભલે ચાલે ન ર એમ કરતે કરતે તે હેવાઈ જશે પછી પાછો ખીલે બાંધવાનો પ્રયાસ કરીશું બાદશાહ પાછા ખીલે બંધાઈ તો ના પણ મગદૂર નથી કે ખીલે બાંધન ર રબારી એની હડફેટે આવે દૂરથી દેખે ને આ મના ડોળા કાઢે ને ફૂફાડા મારે પંદર પંદર દિવસ તો રખાવીને સતાઈ રહેવું પડ્યું આવો તે જબરો હતો આજે તે ઘરના એક બાળકની જેમ સૌ સાથે હળી ગયો છે ન જ્યારે જ્યારે અમે ત્યાંથી નીકળીએ છીએ ત્યારે ત્યારે અમારી સાથે પ્રેમથી વાતો કરતો ના હોય, તેમ અમારી સામે જોઈ રહે છે

વિજયાની વાત પણ એવી જ છે એ પણ સુકલાત અવસ્થામાં અમારે ત્યાં આવી ચડી હતી આજે જોઈએ તો સૌથી વધારે તંદુરસ્ત છે અને દૂધ પણ સારું આપે છે વિજયા અને નંદનની ભારે દોસ્તી છે

—વિમળા પટેલ

☆

મોગરાનો છોડ રાતભર આંખો માંડીને તારાઓનું ધ્યાન ધરે છે, એટલા માટે સવાર પડતા જ એના પગ તારા જેવા સુંદર ફૂલ પ્રગટ થાય છે તારા પ્રકાશ મોકલે છે એના જવાબમાં ફૂલ સુગંધ મોકલે છે એ રીતે ફૂલ અને તારા પરસ્પર ભાવ ' જીવનનો આનંદ લૂંટે છે ભગવાને માણસને એ આનંદનો સાક્ષી થવાની રજા આપી છે પરંતુ માનવ તો લોભી ન્હો એ સુગંધિત ફૂલો તોડી લે છે એ લૂટ દેખી ન શકવાને કારણે, અસહ્ય થઈ પડવાને કારણે, લોભી માણસના જાગવા પહેલાં જ તારા પોતાની આંખ મીંચી દે છે એનું જ નામ અદર્શન પણ થઈ જાય છે

મારા જેવો જો વહેલો ઊઠીને એને જોઈ લે તો એને વાંધો નથી —કાકા કાલેલકર

## બે પ્રસંગો

**દીપક પંડ્યા**

એક વખતે મહાત્માજી કલકત્તામેલ દ્વારા મુંબઈથી નાગપુર જઈ રહ્યા હતા તે સમયે મારા એક સ્નેહી પણ તે જ ગાડી દ્વારા મુસાફરી કરી રહ્યા હતા મહાત્માજી એક સીટ ઉપર બેઠાબેઠા પત્ર લખી રહ્યા હતા તેમની સામેની સીટ ઉપર મહાદેવભાઈ તથા અન્ય ભાઈઓ બેઠા હતા તેઓ પણ કાગળ વ વાચતા હતા અમારા સ્નેહી પાછળની સીટ ઉપર બેઠાબેઠા બધી પ્રવૃત્તિ જોઈ રહ્યા હતા

થોડીવારમા મહાદેવભાઈએ મારા સ્નેહીનો પરિચય કરી લીધો વાતવાતમા મહાદેવભાઈએ પૂછ્યુ ‘તમે ખાદી કેમ નથી પહેરતા? ખાદી પહેરવાથી આપણા પૈસા આપણા દેશમા જ જળવાઈ રહે છે ’ આમ ખાદી પહેરવા સમજાવવા પ્રયત્ન કર્યો

મારા સ્નેહીએ થોડીવાર વિચાર કર્યો પછી જવાબ આપ્યો ‘મને લાગે છે કે મારે ખાદીના કપડા હમણા ન પહેરવા જોઈએ ’

અત્યાર સુધી પત્ર લખવામા મશગુલ થયેલ મહાત્માજીએ, આવો જવાબ સાભળી માથુ ઊચુ કરી વાતમા રસ લેતા પૂછ્યુ ‘કેમ ભના આમ ખાદી પ્રત્યે ઘૃણા કેમ ?’

અમારા સ્નેહીએ કહ્યુ ‘મને આમ તો ખાદી પહેરવામા વાધો નથી પણ મને લાગે છે કે હુ જ્યારે ખાદી પહેરુ ત્યારે મારે જીવનમા સયમ પણ પાળવો જોઈએ મારાથી તેમ થઈ શકતુ નથી એટલે મને ખાદીના કપડા લજાતા હોય તેમ લાગે છે ’

મહાત્માજી આ સાભળી બોલ્યા, ‘મને તમારા મિલના કપડા ગમ્યા છે તમે તે પહેરી શકો છો ’

મહાત્માજીના દર્શન માટે મહેસાણા સ્ટેશને મોટી ઠઠ જામેલી મહાત્માજી દિલ્હી જઈ રહ્યા હતા ગાડી જેવી આવી કે તરત જ એક યુવાન મહાત્માજી બેઠા હતા તે ડબ્બામા ચઢી ગયો તેણે પહેલા કોઈ વખત મહાત્માજીને જોયા નહોતા તેણે ડોસા જેવા જણાતા મહાત્માજીનો એકલ હાથ પકડ્યો અને પૂછ્યુ, ‘ગાધીજી ક્યા છે?’ મહાત્માજીએ ઠડકથી કહ્યુ, ‘કેમ, શુ કામ છે?’ પેલા યુવાને જવાબ વાળ્યો, ‘મારે તેમને જોવા છે ’ મહાત્માજીએ કહ્યુ, ‘હુ જ ગાધી છુ ’ પેલો યુવાન એકદમ ઝખવાણો પડી ગયો મોટો અપરાધ કર્યો હોય એમ ગભરાતો ગભરાતો પગે લાગતો ઊભો રહ્યો

મહાત્માજીએ કહ્યુ, ‘તમે શિસ્તનો ભગ કેમ કર્યો? હુ બહાર આવવાનો હતો જ ’ પેલા યુવાને કહ્યુ, ‘ભૂલ થઈ ગઈ ’ મહાત્માજીએ કહ્યુ, ‘તો ભૂલ માટે તમને એ શિક્ષા કે આ તમારી આગળીએ પહેરેલી વીટી રાષ્ટ્ર માટે આપી દો ’

પેલા યુવાને તરત જ વીટી કાઢી—મહાત્માજીને આપી પણ મહાત્માજીએ તે ન સ્વીકારતા કહ્યુ, ‘આ વીટી માટે કોણે પરસેવો પાડેલો ?’

યુવાને કહ્યુ, ‘તે તો મારા પિતાશ્રીએ આપેલી છે ’ મહાત્માજીએ કહ્યુ, ‘જુઓ, તમારા પિતાશ્રીની સમતિ લો અને હુ જ્યારે દિલ્હીથી પાછો વળુ ત્યારે આપજો ’

થોડા સમય પછી મહાત્માજી દિલ્હીથી પાછા ફર્યા, ત્યારે ખાદીના કપડામા સજ્જ એવા એક યુવાને શીસ્તબધ્ધ રીતે મહાત્માજી પાસે આવી વીટી ધરી

મહાત્માજીએ પેલા યુવાનની પીઠ થાબડતા સહર્ષ કહ્યુ, ‘તમારુ જીવન પણ આમ રાષ્ટ્રને માટે અર્પજો !’

☆

**મહાભારત અને યાદવાસ્થળી જેવા પચ્યા એને,**
**કનૈયાએ જીવનમા માત્ર કાનન-વન નથી જોયા!** અનિલ

પરિશ્રમાલય માણસનું પ્રથમ દેવાલય છે કારણ કે, શ્રમ કરીને પોતાનું ગુજરાન કરવું, એ તેની પ્રથમ સાધના છે શ્રમ માણસનો પ્રાણ છે અને જ્યારે તે કોઈ આજીવિકા મેળવવાની પ્રવૃત્તિમાં પોતાને રોકે છે ત્યારે તેને જે પ્રાણનો પ્રવાહ તેની અંદર વહી રહ્યો છે તેનો ખ્યાલ આવે છે આ ખ્યાલ આવતાં જ તેના મનમાં પ્રશ્ન થાય છે—'આ પ્રાણ આપનાર કોણ?' અને પછી શાંતિમાં બેસીને, 'પ્રાણેશ્વર! પ્રાણેશ્વર! તું ક્યાં છે' એવો પુકાર કરવાનો અભ્યાસ કરે છે આ પુકાર એની પ્રથમ પ્રાર્થના

શ્રમ કરવાની ઇચ્છા માણસમાં સ્વાભાવિક છે—જે પ્રભુની તેને એક અમૂલ્ય બક્ષિસ છે ગન પ્રભુના એ દાનને સારી રીતે અને ન્યારા ઉદ્દેશ માટે વાપરવું, એ તેના વ્યક્તિગત ધર્મનો પહેલો સિદ્ધાંત છે

હજારો વર્ષ પહેલાં જ્યારે માણસે શ્રમ કરીને ખેતી કરીને અન્ન ઉત્પન્ન કર્યું અને પોતાને રહેવા માટે ઘર બાંધ્યું ત્યારે તેણે સભ્યતાનો પાયો નાખ્યો તેણે માણસાઈના વિકાસમાં પ્રથમ પગલું ભર્યું

તેથી, જેવી રીતે વ્યક્તિનો તેવી જ રીતે સમષ્ટિનો પણ પ્રાણ શ્રમ છે અને જે શ્રમ નથી કરતો તેને ભગવદ્ગીતા 'ચોર' કહે છે પરંતુ માણસને આ કામચોરી કલંકથી બચાવવા માટે પ્રત્યેક પેગંબરે તેને એવો આદેશ આપ્યો છે—

મહેનત કર, મહેનત કર
ઔર અપના પેટ ઔર જી ભર'

મહેનતના ફળ કેવા મીઠા હોય છે! તે ફક્ત શ્રમિકને જ મીઠાં નથી લાગતાં—તેનું હૃદય અને મન બંનેને તે શાંતિ આપે છે મજૂરને એવી ઘસઘસાટ ઊંઘ આવે છે કે તેવી ઊંઘ મેળવવા માટે રાજાઓ અને ધનવાન લોકો તરસે છે બીજું મજૂરને ખોટી ખોટી ચિંતા કરવાની બૂરી ટેવ નથી હોતી કારણ કે શ્રમ કરવાથી તે એટલો તો થાકી જાય છે કે તેનું મન તેને હેરાન નથી કરતું મજૂરનું માથું ઊંચું ને ઊંચું જ રહે છે તે સૂર્ય અને ચન્દ્રની પેઠે શ્રમ કરે છે તેથી તેને કોઈની બીક નથી હોતી

જો માણસને પોતાના મન દ્વારા જ પોતાનું જીવન જીવવાનું હોત તો તે પાગલ બની ગયો હોત તેથી જ આજકાલ જે કોઈને મનની નાની મોટી વ્યાધિ ઊપડી આવે છે, તેને ડૉક્ટરો શારીરિક શ્રમ કરવા કહે છે એ શ્રમથી મન અને શરીરનું સામંજસ્ય તે સાચવી શકે છે, એવા સામંજસ્યને જ તો તંદુરસ્તી કહે છે

મનના વિકાસમાં શ્રમ એક અગત્યનો ભાગ ભજવે છે જેમ દુનિયામાં ફક્ત ચાંદી જ નથી હોતી તેને ટકાઉ બનાવવા માટે તેના સામાનો પણ અમુક અંશ હોય છે તેવી જ રીતે મનને—જે સ્વભાવથી અસ્થિર છે—શારીરિક શ્રમ ટકાવી રાખે છે નહીં તો મન પળે પળે અહીંથી ત્યાં ભમતું હોત જેમ પંખીને એક નીડ—માળા—ની જરૂર છે તેમ જ મનને શારીરિક શ્રમનો આધાર જોઈએ જ!

તેથી જ તો પ્રત્યેક પ્રગતિશીલ શિક્ષણપદ્ધતિમાં શારીરિક શ્રમને અગ્રસ્થાન આપવામાં આવે છે

આ યુગમાં વિજ્ઞાને ઘણાં એવાં યંત્રો આવિષ્કાર કર્યાં છે કે જે માણસનું ઘણું કામ કરી આપે છે તેથી માણસની શ્રમ કરવાની વૃત્તિ ઓછી થતી જાય છે પણ એનું પરિણામ હાનિકારક છે તે સ્પષ્ટ દેખાય છે વિશેષ કરીને શહેરોમાં, જ્યાં 'શ્રમ બચાવવાના' યંત્રો વાપરવામાં આવે છે ત્યાં દિવસે દિવસે ચોરી વધતી જાય છે કારણ કે લોકો શ્રમ કરવા ઇચ્છતા નથી અને તેમનું મન હવામાં જ નહીં તો મોજમજામાં જ ફડફડ્યા કરે છે

શારીરિક શ્રમ જ સભ્યતાને ટકાવી રાખશે તેથી પરિશ્રમાલય માણસની પ્રથમ નીતિશાળા છે અને નીતિ જ સાચા દેવાલયનું સિંહદ્વાર છે

# તેન ત્યક્તેન ભુંજીથા:....

રતિલાલ-અનિલ

વહેલી સવારમાં નારણુ પટેલની વાડીએ પાણી નો રહેંટ શરૂ થઈ જાય. નારણુ પટેલના ડચકારા, રહેંટ ફરવાનો એકધારો ધ્વનિ અને પાણી ઠલવાયાનો, સમર્પણ કર્યાના સંતોષ જેવો અવાજ— એ બધું મળીને જાણે એક કાવ્ય ન બનતું હોય એમ મને લાગતું.

શિયાળાની સવારે ખુલ્લી, તાજી હવા મળે એવા સ્થળે ફરવા જવુ એ સારામા સારી કસરત છે. ટાઢ તો ઊડે છે જ, સાથે શરીરમા સ્ફૂર્તિ પણ આવે છે. અને પ્રાકૃતિક સૌન્દર્યના આસ્વાદથી ચિત્ત પ્રસન્ન પણ થાય છે.

ખેતરોમાથી થઈને કે ખેતરની પાસેથી ફરવા જવું એ એક આહલાદક અનુભવ છે.

સવારની પ્રાર્થનાના રણકાર હજી મનમાં ગૂંજ્યા કરતા હતા અને હું શિયાળાની સવારે તાઝગી મેળવવા ઉપડયો. આપણી અરસિકતા તો આવી આનંદજનક, ક્રિયાને 'હવાખોરી' જેવું રુક્ષ નામ આપે છે તેથી તો મને આઘાત જ થાય છે.

વર્ષા ઋતુ વહી ગયા પછી પણ ઝીણું ઘામ લીલુ છમ કેમ રહેતું હશે? એવો પ્રશ્ન મનમાં ઘણીવાર થાય છે. પણ શિયાળાની ઝાકળભરી સવાર ઘાસના એકે એક તણખલાને ભિંજવીને એકેક મોતીનુ દાન કરતી જાય છે તે જોયાં પછી પેલા પ્રશ્નનો જવાબ આપોઆપ જ મળી જાય છે.

સૂર્યના કિરણો આવી ચઢે છે અને જાણે અગ્નિ કુંડમાં, યજ્ઞ થઈ ગયાં પછી બળેલાં હોમ દ્રવ્યોના આછો સુવાસિત ધુમાડો આકાશ તરફ ધીરેધીરે જતો હોય છે તેમ ઝાકળથી ભિંજાયેલાં ઝાડો પરથી ધીરેધીરે ધુમાડા જેવી આછી વરાળ આકાશ તરફ જતી જણાય છે.

કોઈ જ્ઞાની પુરુષ અજ્ઞાની છતાં જિજ્ઞાસુ પ્રશ્નકર્તાની શંકાનો સુંદર જવાબ વાળતા જેમ તેના ચિત્તમાં પ્રકાશ ફેલાઈ જાય છે તેમ સૂર્યનાં તાજાં કિરણો ધુમ્મસનું પડ ધીરેધીરે દૂર કરીને પૃથ્વીને તેજોમય કરી મૂકે છે.

પ્રકૃતિની આ રમણિય લીલા જોતો અને અનુભવતો નારણુ પટેલની વાડી પાસે પહોંચ્યો ત્યારે પેલું ચિરપરિચિત પ્રાત સંગીત કાને પડયુ. નારણુ પટેલને તો જાણે એ જ સવારની પ્રાર્થના હતી!

રહેંટ કરતાં યે કોશનુ ગુંજન વધારે કાવ્યમય છે. કોશિયો ડચકારા દેતો, ધુરંધરોના પૂછડાં આમળતો ધુરા પર બેસી ધીરેધીરે બળદ સાથે ઢોળાવ ઊતરે છે, અને લક્ષ્યસ્થાને પહોચતાં જ કોશ ઠલવાયાનો જે ધ્વનિ થાય છે તે જાણે કોઈ સંકલ્પ પૂર્ણ થતાં, અથવા ઈષ્ટસ્થાને પહોચતા મનમા જે આનંદ થાય છે, તેનો પડઘો પાડી રહે છે.

રહેંટનું સંગીત જરા જુદું છે. ગમે તેમ પણ એ એક યંત્ર-રચના છે. અને જ્યાં પણ યંત્ર આવ્યું એટલે થોડી ઘણી કર્કશતા આવવાની જ. એમા કાવ્યતત્ત્વ ઓછું જ હોવાનું.

'કેમ નારણજી, મજામાં ને?' રહેંટે પહોચતાં મેં પૂછયું.

'એ હોવે. મઝામાં જ છીએ કેની!' નારણ પટેલે પોતાની લાક્ષણિક ઢબે જવાબ આપ્યો

'બુધિયો કાં ન દેખાય?'

'એ હોકારા હંભળાય કેની, તાં પોક પાડતો છે. હું યે આ ચાઇલો. તમેય ચાલજો.'

'હવે જોઇશ કોક વાર.'

'તે કોઇ વાર ની ચાલે. આજેજ ચાલો.'

'તમારી ઈચ્છા જ હોય તો મારી ના નથી. તમે અહીં થોડો પોંક મગાવી લો કે થયું. વળી કોઇક દિ' આવી ચઢીશ.'

'ચાલો ત્યારે એમ રાખો.' કહીને નારણ પટેલે હાંક મારીને પોક લાવવાની સૂચના આપી.

રહેંટ ફરતો હતો. જાતજાતની અનેક માળા ઓ પેઠે આ પણ એક માળા જ હતી. નામ જપ ની પેઠે અખંડ અને એકધારું ફરતી.

માળાનાં પ્રત્યેક ઢોચકામાં છલોછલ પાણી, અને પ્રત્યેક ઢોચકું કાબાવાળું દ્રવતું! રેંટમાળને ફરતી જોતાં જોતાં જાણે એક ગૂઢ લાગતું રહસ્ય

સમજાતુ જતુ હતુ !

પ્રાર્થનાના પેલા શબ્દો તેન ત્યક્તેન ભુઞ્જીથા, જે આછા આછા મનમા ગુજતા હતા તે જાણે આખ સામે સાકાર થતા હતા

જીવનની ઘટમાળ પેઠે આ રેટમાળ એકધારી ફરે છે, રેટમાળનુ એકેએક પાત્ર કાણુ છે અને તેથી જ તે છલોછલ પણ છે! કૂવાના પાણીમા ઊંધી ડૂબકી દઈને પાણીથી છલોછલ થાય છે તે સાથે જ એ પાત્ર દ્રવતું જાય છે, પોતે અધૂરુ થઈને પોતાની પછીના પાત્રને તે છલોછલ કરે છે, પણ તે છતા તે પાત્ર છલોછલ રહે છે, કારણ કે તેની ઉપરનુ પાત્ર પણ તેની જ પેઠે દ્રવતુ હોય છે! જેટલુ પાણી એ બીજા પાત્રને દે છે એટલુ જ પાણી બીજુ પાત્ર પણ એને આપે છે અને એમ બધા જ છલોછલ રહે છે! વળી બધા પાત્રો દ્રવતા હોવાથી જેટલુ પાણી દ્રવે છે એટલાનો ભાર રહેંટને ખેચવો પડતો નથી અને પાત્રો અધૂરા થતા રહેતા હોવાથી પાણી પણ ઓછુ છલકાય છે! બધા પાત્રો ત્યાગ કરીને પણ ભોગવે છે પેલા શબ્દો પણ એમ જ કહે છે તેન ત્યક્તેન ભુઞ્જીથા: ત્યાગીને ભોગવ

જગતની ઘટમાળ ચાલ્યા જ કરે છે, ઘટમાળનુ ચક્ર ફર્યા જ કરે છે રહેંટમાળના છલકાતા અને દ્રવતા પાત્રો પેઠે વિશ્વની ઘટમાળના બધા પાત્રો આમ પોતાની સમૃદ્ધિનુ પેલા રહેંટના પાત્રો પેઠે એકબીજાને દાન કરતા હોત તો તે પોતે પણ છલોછલ રહેવાના ! તેન ત્યક્તેન ભુઞ્જીથા'

મારુ મન આનદથી ભરાઈ ગયુ ત્યા તારણ પહેલના શબ્દોએ મારી વિચારમાળા તોડી નાખી

લે તમે તો જાણે સમાધમા બેઠા ! લો, લો આ પોત આઇલો, મારો કાકા હુ પે આ બળદિયા છોડ છુ

☆

## ભેદભાવ

મોય પ્રાતના એક ગામડામા અમે ગયા તો અમે જોયુ કે ગામની નદી પર રાત્રે એક ભાઈ કપડા ધોતો હતો ! અમે તેને રાત્રે કપડા ધોવાનુ કારણ પૂછ્યુ તો એણે કહ્યુ કે 'સ્ત્રીના કપડા ધોવાના હતા એટલે રાત્રે ધોઉ છુ '

એ ગામમા એક પણ પુરુષ—નાનો કે મોટો—પોતાનુ ધોતિયુ પોતે ધોતો નથી; મા, બહેન, પત્ની અથવા છોકરી ધુએ છે ઘરમા કોઈ સ્ત્રી માદી હોય તો પડોશની કોઈ બહેન કપડા ધોઈઆપવાનો ઉપકાર કરે છે ' કોઈ ખૂબ લાચાર થઈને પોતાના કપડા ધોઈ લે તો પણ પોતાની બહેન કે પત્નીના કપડા તો નહી જ ધુએ અને જો ધોવા જ પડે તો પેલા ભાઈની માફક રાત્રે જ ધુએ '

આ પરિસ્થિતિ પેલા ભાઈએ કહી

આમ આપણે દરેક સ્થળે ભેદ જન્માવી મૂક્યા છે, એ ભેદો આપણે પ્રેમથી દૂર કરવાના છે ઊંચનીચ બધા ભેદો પ્રેમથી દૂર કરીને સામાજિક ક્રાન્તિ કરવાનો અમારો પ્રયત્ન છે વિનોબા

• મહેમાન બે દિવસ માટે આવે છે તો એનુ સ્વાગત થાય છે પણ તે જ્યારે ઘરનો જ બની જાય છે ત્યારે તેણે ઘરના કામોમા મદદ કરવી જોઈએ નહી તો ઘરની મુસીબતો વધશે અને આદર ઓછો થશે

• સ્વર્ગમા સુખ મળે છે, પાલખીમા બેસવાનુ મળે છે—એમ લોકો કહે છે હુ કહુ છુ કે જ્યા પાલખી બીજાઓની કાધો પર ઊંચકાય છે એવુ સ્વર્ગ મારે નથી જોઈતુ હુ તો એવુ સ્વર્ગ માગુ છુ કે જ્યા દરેક મનુષ્ય પોતાના પગે ચાલતો હોય અને જ્યા કોઈ કોઈની કાધ પર બેઠો નથી કોઈ કોઈને લૂટતુ નથી

• બીજા પાસેથી જેવા વર્તાવની આશા આપણે રાખીએ છીએ એવો જ વર્તાવ આપણે બીજા પ્રત્યે રાખવો જોઈએ

• વિશાળ દેશમા રહેનારના હૃદય પણ વિશાળ હોવા જોઈએ                    વન બા

ખુલ્લા આકાશની નીચે અમારા ઓટલા ઉપર અમે સૌ બેઠાં હતાં. સાંજનો વખત હતો એમ નહિ, પણ રાતનો વખત હતો. સૌ વાળુ કરીને નિરાંતે બેઠા હતા. સૌને ટાઢા પેટ હતા, એટલે નિરાંત હતી. કુટુંબના સુનદર્શી જૂનો પુરાણો વડલો જેમ અનેક વડવાઈઓને ઘેરીને બેઠો હોય, એમ ચાચાજીએ બેઠક જમાવી હતી. જોઈ લોને બીજા એક બાપના ય બાપની સાખ પૂરાવતા હોય એવા શ્વેતકેશી દાદાજી ! સૌ અલકમલકની વાતો કરે. એમા એ ટાપશી પૂરે. વાતોમા પૂરો રંગ જામે. સૌ અલકમલકના પ્રશ્ન પૂછે ધીરા ગંભીર અવાજે ચાચાજી જવાબ આપે. ખૂબ મજા આવે. એમ કરતા કરતા એક બહેને ધીરેથી પ્રશ્ન મૂક્યો: 'ચાચાજી, બધા દેવ દર્શને જાય છે. મંદિરોમાં જઈ મૂર્તિની પૂજા કરે છે. એ શું ખરે ખર જરૂરનુ છે ખરુ ?'

ચાચાજી: 'હા, જરૂરનુ છે, એટલા માટે કે મનની એકાગ્રતા કેળવવા માટે. મન તો મતછંદર છે. એ આડુંઅવળું ભટકતુ હોય છે. એ ખૂબ ચંચળ છે. ઘડી ઘડીમા અનેક રંગી પાસામા તે પૂરી વળે છે. એનાથી એને વાળી લેવાનું આ એક પ્રયત્નરૂપી સોપાન છે.'

બહેન 'પણ, એમા શ્રદ્ધા બેસતી ના હોય તો ?'

ચાચાજી:' નાનુ બાળક જ્યારે પગલા માંડતું થાય છે, ત્યારે એની મા એને ચાલણગાડી આપે છે. આંગળીનો ટેકો આપે છે. 'પાપા પગલી ખૂળમા ઢગલી.' કહીને એનાં મોટાં ભાંડુ ચલાવતાં શીખવે છે. પછી તે બાળક પૂરેપૂરું ચાલતું થાય છે. ત્યારે એને આવા આધારની જરૂર રહેતી નથી. ખરું ને ? એવું જ બીજું, શાળાની અંદર ભણવા જાય છે ને ભણવાની શરૂઆત કરે છે. તે વખતે શિક્ષક કે શિક્ષિકા એને પાટીઆ ઉપર કે પાટીમાં લીટી દોરી અક્ષર કઢાવે છે. વિદ્યાર્થી બાળક જ્યારે બરાબર લખવામાં ટેવાઈ જાય છે, ત્યારે એને લીટીની જરૂર રહેતી નથી. એ એની આપમેળે જ સીધી ને સારી લીટીમાં સુંદર અક્ષર લખી શકે છે. મૂર્તિ એ જ જાતનું કામ કરે છે. આ જ જાતનો એ આધાર છે. ટેકો છે. એનાથી મનની એકાગ્રતા વધે છે. મનની ચંચળતા ઓછી થાય છે. શરૂઆતમાં વખતે શ્રદ્ધા ન બેસે પણ આસ્તે આસ્તે સતત અભ્યાસ ચાલુ રાખવાથી શ્રદ્ધા બેસતી જાય છે. હા, મૂર્તિપૂજા સાચા ભક્તની જેમ થવી જોઈએ, સાચી ભક્તિથી થવી જોઈએ. જડતાથી નહિ. એટલા માટે વચ્ચે વચ્ચે પૂજા બંધ કરીને ખાત્રી કરી લેવી કે મનને એથી ફાયદો કેટલો થયો. એકાગ્રતા કેળવવામાં કેટલી મદદ થઈ!'

'પણ ચાચાજી! એમ કરવાથી સાચો પ્રકાશ–દિવ્ય પ્રકાશ પામીએ ખરાં? અથવા તો, જેને ઈશ્વરના દર્શન કહીએ તે મળે ખરાં ? ને તે ય સૌને એક સરખાં થાય કે દરેકને પોતાની દષ્ટિ પ્રમા . થાય ?' (સહસા મને જિજ્ઞાસા થઈ ને મેં જ પ્રશ્ન કર્યો.)

ચાચાજી : 'આપણે આપણા જૂના સંસ્કારો પ્રમાણે તે પામીએ. આપણે આપણા કૃષ્ણની છબીને જોવા પામીએ એટલે કે દર્શન પામીએ. ક્રીશ્ચીઅનો ક્રોસ (ક્રાઈસ્ટ)ને પામે. બૌદ્ધિસ્ટો 'કમળ'ને પામે. આમ દરેક પોતાનામાં પડેલા ઊંડા ઊંડા સંસ્કારો પ્રમાણે પ્રતીકનાં દર્શન પામે છે ને તે વખતે હૃદયનાં દ્વાર જાણે ખૂલી જતાં હોય છે ને સ્વજન પરજનના ભેદ બીલકુલ રહેતા ના હોય એવી એક ક્ષણ આવી મળે છે. તેને આપણે ઉચ્ચ પ્રકારની સ્થિતિ પ્રાપ્ત કર્યાનો આનંદ અનુભવ કરી શકીએ. આ અલૌકિક ઘડી શરૂઆતમા બધા ઝટ પામતાં નથી. અને કદી પામે છે તો તેને પારખતાંનથી! પણ મનની ગતિ જેમ જેમ એકાગ્રતાને પામતી જાય છે, તેમ તેમ આપણી અવસ્થા બદલાતી જાય છે.

'હું એક વખત જમનાજીને કાંઠે ઘૂમતો હતો. સંધ્યાકાળ ત્યારે થઈ રહ્યો હતો. ઘૂમતાં ઘૂમતાં

મારી નજર સામે એક અજબ દૃશ્ય આવીને ખડું થયું હું જોઈ રહ્યો શરૂમાં એક પ્રકાશ થયો એ પ્રકાશનો મોટો ઝબકારો હતો એ ઝબકારામાં મને શ્રી કૃષ્ણનું સ્વરૂપ દેખાયું એ સ્વરૂપ મેં નિહાળ્યું ના નિહાળ્યું ને થોડીક ક્ષણમાં તો તે અલોપ થઈ ગયું ત્યારબાદ દૂર દૂર મેં વાંસળીનો નાદ સાંભળ્યો મારા કાન એ મધુરા સંગીતથી ભરાઈ ગયા મારું હૃદય ડોલવા લાગ્યું હું મારું ભાન ભૂલી ગયો આ સ્થિતિ પણ થોડીક વાર માટે જ પ્રાપ્ત થઈ ને દૂર ચાલી ગઈ મેં ચારે કોર જોયું કોઈ માનવી દેખાયો નહિ બધે જ શૂન્યશાન્તિ હતી કોઈ જ હતું નહિ હતાં માત્ર જમનાનાં વહેતાં નીર અને દૂર કાંઠે ઊભેલાં દેવનાં મંદિરો આ પ્રસંગને હું માનસ સરોવરમાં પડેલી કલ્પના કહું કે પછી કોઈ સત્ય ઘટના કહું એનું કોઈ ચોક્કસ નિદાન મારી પાસે નથી પણ મનની દિશા તે તરફ વળતી જાય છે અને તેમ તેમ કરતાં જીવનમાં શ્રદ્ધા જાગતી જાય છે પણ આ સઘળું આપણામાં ઊંડે ઊંડે પડેલા સંસ્કારોની પ્રબળતા ઉપર આધાર રાખે છે આ દરેક પ્રસંગમાં મનની એકાગ્રતાની વિશેષ જરૂર રહે છે ને તેની તો ડગલે પગલે જરૂર પડવાની એટલા માટે મૂર્તિપૂજા શરૂઆતમાં જરૂરી ગણાય પણ જેને ચાલી શકતું હોય તેવાને મૂર્તિપૂજાની જરૂર છે એમ હું કહેતો નથી એવાએ હરદમ યાદ રાખવું કે પોતાની વાણીથી કે વર્તનથી કોઈનું દિલ દુભવ્યું નથી ને? એનો હિસાબ રોજ રાતના સૂતા પહેલાં લઈ લેવો કદિ દુભવ્યું હોય એમ જણાય, તો પહેલું કામ હું એ કરું કે એ વ્યક્તિને માફી માગતો પત્ર લખીને પહોંચાડી આપું સૌથી પહેલાં એ લક્ષમાં લઉં, પછી ભલે ને તે એક જ શહેરમાં રહેતો હોય બાદ ભગવાનને પ્રાર્થના કરું કે હે ભગવાન, મારાથી અજાણ પણે આ જાતનો દોષ થઈ ગયો છે તે તું માફ કરજે અને ફરી બીજી વાર ન થાય, એ જાતની મારામાં હોશિયારી આપજે હંમેશા આટલો નિયમ તો અચૂક પાળવો

'ઠીક ચાલો '

રાતના દશ વાગ્યા ગયા હતા ચાચાજી થાક્યા હશે આરામ લેવા દો માનીને સૌ ઊઠ્યા ચાચાજી પણ પોતાની પથારી ભણી ગયા અમે નમસ્કાર કર્યા ને કદિ નહિ જાણેલી કદિ નહિ સાંભળેલી એવી જીવનને ઘડતી વાતોને મનમાં છુપાવી પથારીમાં પડ્યા

☆

## સંપૂર્ણતાનું કારણ

મુકુલભાઈ

યુરોપમાં માઈકલ એન્જેલો નામના એક મોટા શિલ્પકાર થઈ ગયા તે એક વાર મૂર્તિ બનાવતા હતા એ સમય દરમિયાન એક મિત્ર એ મૂર્તિ જોવા આવ્યો ત્યારબાદ એક અઠવાડિયા પછી એ મિત્ર ફરીથી એ મૂર્તિ જોવા આવ્યો મૂર્તિ જોઈને તે બોલ્યો: મિત્ર, તમે આખા અઠવાડિયા દરમિયાન વધારે ખાસ કંઈ કર્યું હોય એમ જણાતું નથી!'

એ સાંભળીને માઈકલ એન્જેલો બોલ્યા 'અરે, એવું તે કંઈ બને? મેં આ મૂર્તિની પાછળ સખત મહેનત કરી છે કપાળની કરચલી જરા વધારે ઊંડી કાપી છે આંખના ભવાં અડકી નાખ્યા છે અને ચહેરા પર નવી રેખાઓ કરી છે'

મિત્ર કહે: 'આવા બહુ ઝીણવટભર્યા ફેરફારો કરવાની શી જરૂર?'

માઈકલ એન્જેલો હસતા હસતા બોલ્યા 'પણ એવી ઝીણવટથી જ કામ સંપૂર્ણ થાય છે'

☆

માનવનું હૃદય શુદ્ધ છે, પરંતુ આજની સમાજરચના બગડેલી છે, પૈસાનું મહત્ત્વ વધેલું છે હરકોઈ કંચનના મૃગજળ જોઈને એની પાછળ પડેલો છે પરંતુ જો માનવને સાચી વસ્તુનું ભાન કરાવવામાં આવે, એના અંતરમાં છુપાયેલી સારપને બહાર કાઢવાની તક એને આપવામાં આવે તો સારપ તરત પ્રગટ થાય

વિનોબા

મને એમ સમજાયુ છે કે ચાચાજીને આ જગતમા કોઈ ઓળખતુ હોય તો તે બાળક કારણ ચાચાજી પોતે જ એક સનાતન બાળક છે

(૨)

આ ચાચાજી કોણ એવો પ્રશ્ન થાય છે ને ? જરા ધીરજ રાખજો કહુ છુ હો પહેના મને દિનમાથી એની મેળે સ્વત નીકળતું આવે તે કહી લેવા દો રોજ સવારમાજની ટપાનમા આઠ દસ આઠ દસ કાગળ ટપાની ચાચાજીને માટે અચૂક લાવે છે ટપાન આવ્યે ચાચાજી બધુ ય કામ પડતુ મૂકી દે છે એક પછી એક કાગળ વાચવા માડે છે એ વખતે જોઈ ગો ચાચાજીનુ મોઢુ એ વખતે એમને ઓળખો તો એક હરફ ન ના કાઢે એમના પારદર્શક ચહેરા પર યુગયુગના વિષાદના ઓળા ઊતરી આવે છે રગ ઊડી જાય છે ચહેરો ફિક્કો પડી જાય છે ટપાન વાચી રહે અને પોતાના થેનામા મૂકી દે પછી હુ તેમને ધીમેથી પૂછુ છુ 'કેમ ચાચાજી, કઈ સમાચાર ?'

ચાચાજી જવાબ આપે છે, 'મારા એક જુવાન મિત્રે આપઘાત કર્યો મારા એક મિત્રની પત્ની નાના બચ્ચા મૂકીને ગુજરી ગઈ મારા એક મિત્ર હોસ્પિટલમા સખત બિમાર પડીને ગયા છે મારા એક મિત્રને કેન્સર થયુ છે હસતા હસતા આટલુ બોલે છે અને દિલના ઊડાણમાથી એક ઊની આહ નીકળી જાય છે પણ તેમા ય ઉમેરીને 'મા' એમ બોલી ઊઠે છે

પ્રાત પ્રાતમા ચાચાજીના મિત્રો છે જેને એક વખતે તે જુએ તેના તે નહાના મિત્ર બની જાય છે જગતના ભૂતમાત્ર જોડે તેમનો સબધ તો જુગ જૂનો છે પણ પ્રથમ સુનાકાતે જાણે કે જૂની નાકાળ જોડાઈ જાય છે "સર્વ ભૂત હિતેરતા " એની જે ભગવદ્ગીતામા ભગવાને ભક્તની વ્યાખ્યા કરી છે તે જાણે કે આ ચાચાજીનુ વર્ણન કરવાને માટે જ કેમ ન કરી હોય એવુ આ જનને લાગે છે કોઈ જીવ ચાચાજીને મન નજીવો ક્ષુદ્ર નથી કોઈની નમાની ફેકી દેવા જેવી વાતે ય તેમને માટે ગમી નથી કોઈના પ્રશ્નને તે અનુત્તર જવા દેતા નથી ફૂલની ચાદર ઉપર ચાલતા આપણને જેટલો મ કોચ થાય એટલો તેમને આ જગતના જીવો જોડે વ્યવહાર કરતા સ કોચ થાય છે રખેને ભૂત માતના દિનમા બેઠેલો પોતાનો પ્રિયતમ પોતાના કોઈ વાણી વર્તનથી દુભાઈન જાય જગત પ્રત્યેનુ તેમનુ વનણુ તેમના જ ભજનની એક પક્તિમા સ્પષ્ટ થાય છે—

'મે તો હુ તેરે ચરણન કી ધૂલી'

(૩)

હવે તો એ કોણ છે એ જાણવાની તાનાવેલી લાગી છે ને ? આટલી ધીરજ રાખી તેમ થોડીવાર થોભી જાઓ

કોઈ વાર તે મને ભજન ગાવા કહે છે હુ ભજન ગાઉ છુ મારા કઠોર હૈયામા કોણ જાણે કેવી રીતે આદ્રતા પ્રગટે છે ? હુ પોતે તો મને જાણુ ને ? મારા દિન પાસે તો પથ્થર કૂપ જેવો કોમળ ગણાય એકાએક આદ્રતા ક્યાથી આવી તે શુ હુ ન સમજી શકુ ? અને એ ગાતા ગાતા ગભીર અને ઠાવકો ગણાતો હુ કોઈ વાર નાચવા લાગી જાઉ શુ હુ નાચુ એવો છુ ભના ? હવે હુ બરાબર સમજી ગયો છુ એ નચાવનારો ચોર આ ફકીરમા બેઠેલો નટગ જ છે પણ તમારે તો નગરાજનુ નૃત્ય જોવુ હશે, ખરુ ને ? તેમને મે નાચતા જોયા છે એક દિવસે સૂર્ય આથમવાની તૈયારીમા હતો ભજન પૂરા થઈ ગયા હતા એક ભાઈ ઢોલકુ વગાડવા મડ્યા કોણ જાણે ક્યાથી મારા પગમા થનગનાટ ઊપડ્યો, અને હુ નાચવા લાગ્યો નાચતા નાચતા કોણ જાણે કેવી રીતે હુ તેમના તરફ વસડાયો નમસ્કાર કરવા ગયો, તો તેમણે મારા બે હાથ પકડ્યા અને પછી જોરથી તાલમા ઝુલાવવા માડ્યા જાણે કોઈ વિરાટનુ ઘનમસ્તુ ચેતનના પૂર જેવુ જોર તેમના હાથમા હતુ નટરાજ સ્વય નાચવા લાગ્યા એક, બે, ચાર, મિનિટ જ નહિ પણ કેટલીયે વાર સુધી એમનુ આ નર્તન ચાલ્યુ બેહોશ જેવા બની ગયા પણ એ આપણા જેવી બેહોશી નહિ હો ! ભાન બને તો ભાના હોશમા રહેતા માણસો જ બેહોશ લાગતા હોય છે આ તો હતો ભાવાવેશ ભાગ્ય વિના ક્યા ય ભાગ્યે જ જોવા મળે

અમે તેમને પથારીમાં સૂવાડી દીધા ગરમ કૉફી પાઈ એકલા પડ્યા ત્યારે મે તેમને પૂછ્યુ, 'ચાચાજી, એ શુ હતુ ?' ચાચાજી કહે 'આજે તો બપોરે તમારો ચાચો ચાલ્યો ગયો હતો શરીરમાંથી પ્રાણ નીકળી ગયા હોય એવુ લાગતુ હતુ, આ ભજન ગવાયા એટલે પાછો હોશમા આવ્યો ' હવે બોલો, ફકીર લોકોના હોશ અને બેહોશીને આપણે સમજી કઈ રીતે શકીએ? આપણે જેને બેહોશી માનતા હતા એ એમનુ હોશમા આવવાપણુ હતુ

(૪)

હવે એક વાત કહી દઉં, વધારે લાંબુ નહિ લંબાવુ આપણે સંસારના માણસો પ્રેમની, મવદની, સુમેળની વાતો અને ચર્ચા બહુ કરતા હોઈએ છીએ, પણ વર્ષોથી સાથે રહેનારા આપણે દિલથી એક હોતા નથી એની કોણ ના પાડી શકશે? આપણા સંબંધોમા જરાય પ્રેમ નથી હોતો એમ નહિ કહુ બહુ [illegible] દેખાતો પ્રેમ પરમ પૂજન છે એટલે પ્રેમની નિંદા કરવાની ભૂલ નહિ કરુ એમ કરુ તો જેમને માટે આ લખી રહ્યો છુ એમને જ ના ગમે પણ આ પ્રેમ કેટલો છીછરો સપાટીનો અને બેગરજિયો હોય છે તે તો આપણે સૌ જાણતા હોઈએ છીએ ફૂલની સાથે રહેલી સુવાસ અને સાક્ષાત સુવાસમા જેટલો ફેર છે તેટલો પરમતત્ત્વરૂપ પ્રેમ અને આ નશ્વર પ્રેમમા ફેર છે

અમારી વચ્ચે ચાચાજી આવીને રહે છે એમના આવ્યા પહેલા અમારી આંખો પરસ્પર વઢતી હતી અમારી વાણીમા કડવુ ઉગ્રપણુ હતુ દિલ ઊંચા હતા સાથે રહેવાનુ નિર્માયુ છે એટલે સૌ સાથે રહીએ છીએ. શરીરો સાથે સાથે પણ દિલ તો એક દરિયાને આ પાર અને બીજુ દરિયાને પેલે પાર

ચાચાજી આવે છે એટલે અમે બધા ભેગા થઈ જઈએ છીએ દિલના ઘા તાજા હોય તો રુઝાવા લાગે છે રુઝાયેલા ઘાના ડાઘ ભૂંસાવા લાગે છે અમારા ઊતરી ગયેલા દિવેલિયા મોં હસવા લાગે છે આધેડથી વધારે ઉંમરે પહોંચેલા અમે નાચવા લાગીએ છીએ ક્વચિત્ ક્વચિત્ ભાવમા એક બીજાને ભેટી પડીએ છીએ વર્ષો સુધીના સંવનનથી જે ન બને તે ચાચાજીના આવતાની સાથે બનવા માંડે છે આ કેમ બને છે એ તો કોઈને દેખાયે ય નહિ ને સમજાયે નહિ સૌ પોતાના સદ્ગુણ, સંસ્કાર, તપ, સાધનાના બળથી આ બધુ બનતુ હોય એવુ માનવા પણ લાગી જાય પણ આ પ્રાણીમાત્રના દિલને સાંધનારો જાદુગર કોણ છે તે તો માત્ર સર્જનહાર જ જાણે છે સૂર્યાસ્ત પછી તરત પારિજાતકની કોમળ કળીને ખિલવનાર શક્તિ કોઈ દિવસ ઊંચે સાદે બોલતી સાંભળી છે ખરી? અને આટલેથી જ બસ નથી થતુ, કોઈ કોઈવાર અમારા અભિમાની દિલને કુણવવા તે કેવી કેવી જહેમત ઉઠાવે છે તે વાત પણ સાથે સાથે સાંભળી લો ચાચાજી કહેશે 'ચાલો આ વખતે બને તો આપણે ગિરનાર જઈએ ઘણા વર્ષોથી મારી ઈચ્છા છે કે તમારી સાથે ગિરનાર આવુ ' અમને મૂર્ખાઓને એમ થાય ચાચાજીની ઈચ્છા છે આપણે પૂરી કરવી જોઈએ અમે બધા તૈયાર થઈને ગિરનાર ઊપડીએ છીએ

સૌને ચાચાજીના શરીરનો થોડોક ખ્યાલ આપુ સાઠ વર્ષ વટાવી ગયેલા તેમના શરીરમા દમ, હરસ પ્રોસ્ટેટ ગ્લેન્ડનો વ્યાધિ, લૉ બ્લડપ્રેશર (આટલા અમારી જાણમા આવી ગયા છે, અજાણ્યા કેટલા છે એ તો રામ જાણે ) વગેરે રોગો દીર્ઘકાળથી પોતાનુ જ ઘર કરીને રહ્યા છે રોગો તો તેમના મિત્રો છે પ્રિયતમ, પ્રભુની પ્રસાદી છે તેમને જાકારો દેતા તેમનુ દિલ ચાલતુ નથી આવુ શરીર અમારી સાથે ગિરનારના શૃંગો એક પછી એક ચઢે છે જે ચઢતા જુવાનીઆઓ પણ હાંફી જાય તે ગુરુશિખરની ટોચે પહોંચે છે દત્તાત્રેયના સ્ફટિકના ચરણો પકડી પોકારે છે

'હે પ્રભુ' તારુ ચરણ એ જ મારુ શરણ''

આટલી બધી જહેમત શા માટે, તે તમે જાણો છો? અમારા દિલ એક થાય એ માટે નહિ તો પ્રેમના ગિરિના ઉચ્ચતમ શૃંગે જઈ પહોંચેલા નિસ્પૃહ વિતરાગ અસંગ એવા સાધુજનને ફકીરને મહામહિમ પર્વતના શિખરો માણવાની શી જરૂર?

આખી જિંદગી ચાચાજીએ લોકસેવાનાં કાર્યો કરનારી સંસ્થાઓના કાર્યકર્તાઓના દિલ સાંધવાનું જ કાર્ય કર્યું છે. પ્રભુએ દીધેલું તે તેમનું જગતનું મિશન જ હોય તેવું લાગે છે દિલ સાંધવાની તે દવા જાણે છે. ઉપદેશના શબ્દો કે ટીકાનાં કઠોર વચનો તેમના મોઢે કોઈએ કદી સાંભળ્યાં નથી. દિલ તો માત્ર દિલથી સંધાય છે બીજા કોઈ ઉપાયથી નહિ. આ ફકીરના દિલમા ઊછળતો પ્રેમનો અગ્નિ કઠોર હૃદયોને રેણુ કરી શકે છે!

અમારા દિલમાં આ ફકીર વિષે આટલી સાચી સમજ સદા જીવતી રહો એ પ્રાર્થના સિવાય વાણી વધારે બોલવા હિંમત કરી શકતી નથી.

(૫)

આ ફકીર તે ગુરુદેવ ટાગોરના ત્રેવીશ વર્ષ સુધીના શિષ્યભાવે સાથી રહેલા પ્રોફેસર ગુરુદયાળ મલ્લિકજી. હું અહીં કંઈ તેમનું જીવનચરિત્ર કહેવા નથી બેઠો. હું તો એમના વિષે એટલુ જ કહીને વિરમીશ કે તે એક પ્રેમયોગી સંત છે. એક સૂફી ફકીર છે. વૈષ્ણવ બાઉલ છે.

પ્રેમ આ ફકીરનો આરાધ્ય દેવ છે. પ્રેમ સિવાય પરમેશ્વરને તે ઓળખતા નથી. પ્રેમ એ જ તેમના બળ ને નિર્બળતા બેઉ છે.

નમ્રતા તો એટલી બધી કે તેમની હાજરીમા પામરને પણ પોતામા પ્રભુતા વર્તાવા લાગે જ્ઞાને, વયે ને અનુભવે અતિ મૂર્ખ એવો હુ કેટલીયે વાર તેમને સમજાવવા ને શીખવવા બેસી જાઉ. પણ મને મારી આ હાસ્યાસ્પદ ચેષ્ટાનો ખ્યાલ પણ ન જાગે, એટલી નમ્રતાથી ને વાસ્તવિક જિજ્ઞાસાથી તેઓ સાંભળે. મને અનુભવે એમ સમજાયું છે કે ચાચાજી પાસે જે દિલ ખૂલી ન શકે તે દિલ આ જન્મમાં કદાચ કદી નહીં ખૂલે. દિલ ખોલાવવાની તેમની પાસે અજબ ચાવી છે.

ગુરુદેવ ટાગોરની દૃષ્ટિમા આ ફકીરની શી કિંમત હતી તેનો એક જ દાખલો બસ થઈ પડશે. ગુરુદેવના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથની વાર્ષિક શ્રાદ્ધ તિથિ દર વર્ષે ભારે આદરથી શાંતિનિકેતનમાં ઉજવાય છે. આ દિવસે પ્રાર્થના, ધ્યાન વગેરે પછી ગુરુદેવ પોતે કાંઈક બોલતા. વર્ષોથી આ રિવાજ ચાલ્યો આવતો હતો. એક વખત આ દિવસે ગુરુદેવ બિમાર હતા ને પથારીવશ હતા.

ગુરુદેવે ચાચાજીને બોલાવ્યા, 'તું મારું એક કામ કરશે?' ગુરુદેવે પૂછ્યું. 'જેવી આજ્ઞા. મારાથી થાય તેવું હશે તો જરૂર કરીશ.' ચાચાજીએ જવાબ વાળ્યો.

'આજે સાંજે ઉપાસના પછી મારે બદલે તારે બોલવાનુ છે.' ગુરુદેવે કહ્યું.

'મારે?' ચાચાજીએ વિસ્મયથી પૂછ્યું.

'હા. મારી આજ્ઞા છે.' ગુરુદેવે કહ્યું.

ચાચાજીએ નમસ્કાર કર્યા. બીજુ શું થઈ શકે? આ પ્રસંગ ચાચાજીના અધિકાર પર પ્રકાશ ફેંકે છે.

(૬)

પૂજ્ય ગાંધીજીનો ચાચાજીમાં પૂરો વિશ્વાસ. શાંતિનિકેતનના ટ્રસ્ટી બન્યા પછી શાંતિનિકેતનના કેટલાયે મહત્ત્વના કામો ગાંધીજીએ તેમની મારફત કરાવ્યા છે.

આ યુગના આ બે મહાન પુરુષો—ગાંધીજી ને ગુરુદેવ—ના પ્રેમ ને વિશ્વાસ પામેલા આ ફકીર ભારતના પ્રાંતેપ્રાંતની સંસ્થાઓમાં તીર્થયાત્રાની દૃષ્ટિ, વૃત્તિ ને વલણથી વિચરે છે. ભાગ્યે જ કોઈ તેમના મહિમાને યથાર્થ સ્વરૂપમાં જાણે છે. સૌને તેઓ તેમની યોગ્યતા કરતાં યે અનંતગણું માન આપે છે, પણ કોઈના યે માનની અપેક્ષા રાખતા નથી, માનના પૂરા અધિકારી હોવા છતાં.

ચૈતન્ય મહાપ્રભુએ શબ્દોમાં વર્ણવેલા ભક્તનો આદર્શ પૂરો પાડતો કોઈ સંતાતમા મારા જોવામાં આવ્યો હોય તો તે ચાચાજી.

*

મેળવ્યું પોષણ ધરાથી તે છતાં
ફૂલની દૃષ્ટિ હતી આકાશ પર,
ફૂલ કેરે ફળ થયાં—આભારના
થી ઝૂકી રહ્યાં ધરતી ઉપર.—અનિલ

# સંસ્કારિતાનો બોજ

શતલાલ-અનિલ

નવ વાગ્યાની બીજી વારની ચા સાડા નવ થઈ ગયા તો પણ ન આવી એટલે મનુભાઈ બોલ્યા 'આજે શી વાત છે? હજી ચાના ઠેકાણા નથી, શું કરે છે બધા?'

'તે તમે તમારે બેઠા બેઠા હુકમ છોડ્યા કરોને, હાથ બાળવા હોય તેને ખબર પડે કે કેમ આ મોડી થઈ' રસોડામાંથી અવાજ આવ્યો

ભાનુ પણ મકાઈને કશુંક બોલવાની રાહ જોતો હતો તેને પિતાના બોલવાથી વાચા મળી 'મારે કૉલેજે જવાનો ટાઈમ થશે તો ય રસોઈ થવાની નથી હજી કોઈએ નાહવાનું ગરમ પાણી પણ કર્યું લાગતુ નથી અજબ જેવુ છે' એ ય ગણગણ્યો

ત્યાં તો રમાબેન ચાનો પ્યાલો લઈને બબડતા આવ્યા 'મુઆ, નોકરોય સારા મળતા નથી ગમે તેટલો પગાર આપો તોય કોઈ પૂરુ ઉતરવાનુ જ નહી ને ટાણે કટાણે લુગડા આપો, ખાવાનું આપો તોયે તેનો ગુણ નહી

'કેમ આજે ગોમતી નથી આવી?' મનુભાઈએ પ્રશ્ન કર્યો

'તે ક્યાંથી આવે? ગયે મહિને પગાર વધાર્યો છ ને, તે મોંઘી ન થાય? તમે તમારે નાચેક બીજા આ મહિને વધારજો અને આવતે મહિને વળી બિચારી આઠી રજા પાળે!' મંગળાબેન ચિડાઈને બોલ્યા

ચંચળ પણ ભાનુની પેઠે કૉલેજ જવાનુ મોડુ થશે એવા ભયે અકળાતી હતી તેણે ય બાની વાતમાં ટાપશી પૂરી 'એવીને તો રજા જ આપી દેવી જોઈએ પૈસા આપતા માણસ નથી મળતા શું?'

'પણ ગોમતી નથી આવી તે કંઈ કારણ તો હશે જ ને?' મનુભાઈએ પૂછ્યુ

તે કારણ તો હોય જ ને! આ બધા લોકો ડૉકટરનું સર્ટિફિકેટ કદાપી જ્યાં નથી લેતા? એવા એ લોકનેય કારણ બતાવતા આવડે જ ને!'

'આપણે સીધી રીતે રજા ન આપીએ એટલે બીજુ શું થાય?' મનુભાઈએ ચાનો ઘૂંટડો ભરતા કહ્યુ

'બીજું શું થાય! લો બોલ્યા તો! ને સાથે કયાંમાં મોડું પણ ન થવુ જોઈએ, ખરુ ને?'

'થાય, થાય મોડુ યે થાય ને ઘરના એક દિવસ કામ કરી લેતા હોય તો ન પણ થાય'

'તે તમે તો ટાઢા ડામ દીધા જ કરજો હા, તે વિના તમને ચાનો ઘૂંટડો ગળે ન ઊતરે તે મને કહો છો તો જરા દીકરા દીકરીને પણ સાથે કહેતા હો તો?'

'એ તો કહેવાનુ હોય તેને જ કહેવાય ને! હવે એ કંઈ નાના થોડા છે? સમજી લેવુ જોઈએ'

ચંચળ અને ભાનુએ સૂચક રીતે એકબીજા સામે જોયુ ને સહેજ હસી પડ્યા પણ વળી પાછા ગંભીર થઈ ગયા

બાપુજીની વાત કાંઈ ખોટી ન હતી

મંગળાબેન રસોડામાં ગયા મનુભાઈએ શાક લેવા માટેની ઝોળી ઉપાડી માર્કેટ જવા ઊપડ્યા

ચંચળ ને ભાનુભાઈ એકલા પડ્યા

'ચંચળ, આજે હવે કૉલેજ જવાનુ માંડી વાળીએ'

'શા માટે?'

'ખાસ કોઈ પીરિયડ ગુમાવવાનુ તો નથી'

'પણ ગેધરીંગના રિહર્સલની તૈયારી માટે મિટીંગ મળવાની છે. કોને કયો પાઠ લેવો એ બધુ નક્કી થશે. ના ભાઈ, આજે તો જવુ જ જોઈએ નહીં તો બધા મનગમતુ કરી લેશે ને તારે મારે માટે તો કદાચ દાસ દાસીની જ ભૂમિકા ફાજલ રે'શે'

'મને તો એમ થાય છે કે, એમાં ભાગ જ નહી લઈએ નકામુ ભણવામાં ચિત્ત ન રહે વખત ગુમાવવો અને વળી હોંસાતોંસીને ઈર્ષ્યાનો પાર નહી'

'તે, તેથી આમ કંઈ હારી જવાય કે? આ

વગી તુ શુસ્મશાન વૈરાગ્ય જેવી વાતો કરવા બેઠો!'

'સ્મશાન વૈરાગ તો નહી, પણ સાચો વૈરાગ જ, ઘણી વાર આ બધા પર વિચાર કરુ છુ ત્યારે આવે છે'

તો પછી તુ સન્યાસીનો પાઠ લે તો સારો શોભી ઊઠશે' એટલુ કહીને ચચળ હસી પડી

પણ ભાનુ ન હસ્યો આમેય તે થોડો ગભીર ને શાન્ત સ્વભાવનો હતો જ

'ચચળ, આમ આપણે બહારના કામ માટે આભ જમીન એક કરીએ, કોઈ મહેમાનને લેવા ખરે તડકે ગાડી કરીને જઈએ—એટના માટે તો આપણે કૉલેજના સાહિત્ય મડળના મત્રી, કર્મ ચારી થઈએ છીએ—પરસેવો પાડીને રિહર્સલ કરીએ, અને એવુ તો આપણે ઘણુ કરીએ છીએ ડીબેટમા તો જાણે છીભ જ ઘસી કાઢીએ છીએ અને પડના કામ માટે આપણે બીજા પર આધાર રાખીએ એ કેવુ?'

'ઓહો! મે તને નો તુ કીધુ કે તુ આ ફિલ્સૂફિનો વિષય ન લે? તું તો એક દિવસ સોક્રેટિસ થવાનો સોક્રેટિસ પણ હે, ઝેરનો કટોરો પિવાશે તારાથી?'

'કૉલેજ છોડયા પછી બધા જ, ઝેરના ઘૂંટ પીએ છે, ભગીભગીને, એકવાર નહી, રોજરોજ પણ જવા દે એ વાત તુ ઝટ જઈને બાને રાધવામા મદદ કર'

'અને તુ?'

કહેતી હોય તો હુ યે આવું!'

રસોઈ બાળવા કે શાકમા મીઠુ નાખવા?'

'એ પણ નહીં આવડે પણ ચાખીશ તે ખરી'

'બહુ રૂડો લાગશે, હો!'

તો તને તો આનદ જ થશે તે કઈ પેલા રિહર્સલ કરતા ઓછો નહી જ હોય'

'ત્યારે આજે ઘરમા જ રહેવું છે શુ?'

'હા મને લાગે છે ચચળ,—આને તુ મજાક ન માનતી—આપણે આપણુ જીવન જરા જુદી રીતે ગોઠવવુ જોઈએ એક દિવસ ઘરમા કામ કરનાર માણસ ન આવે એટલે આપણો બધો ક્રમ ઊથલાય માણસ પર વરાળ કાઢીએ ધોબી એક દિવસ મોડો કપડા આપી જાય એટલે આપણે ફરવાનુ બગડે, આવી તો કઈ કેટલીય પરાધીનતા આપણે વહોરી લીધી છે તે તો ઠીક, પણ આપણે કેટના આળા થઈ ગયા છીએ? આમ તો થવું જ જોઈએ ને આ તો જોઈએ જ, આના વિના તો ચાલે જ નહી, બધુ બરાબર ચાલવુ જોઈએ, નિયમસર, પેલા 'તાશેર દેશ' જેવુ—'

'એ જ નાટક આ વખતે કૉલેજમા ભજવવાનુ છે'

પણ એમા નવુ શુ છે? આપણે, અરે લગભગ બધા જ એ નાટક રોજરોજ ભજવે છે!—ને નોકરોની વાત કરીએ પદર-પચ્ચીસ રૂપરડી દઈને જાણે આપણે તેને ખરીદી લેતા હોઈએ એવુ નથી લાગતુ? આજે તો માણસો મળતા નથી એટલે એમની સ્થિતિ પહેના કરતા સુધરી છે પણ તેનો યશ પરિસ્થિતિને છે, નોકરો રાખનારને નથી ફાટેના લુગડા દીધા કે વધેલા વાસી રોટના દીધા એ આપણી ઉદારતા છે ને તે વળી તેને કહી સભળાવ્યા વિના રહેતા નથી! આમા તે કેવીક ઉદારતા ને માણસાઈ રહી છે તે જ મને તો સમજાતુ નથી માસ્ટર ટ્યુશન આપવા આવશે તો તેને ચાનો કપ ધરીશુ એની ફી તો જેવી દાનમા આપી હોય તેમ ગણતાં, ને તેય કોઈ દિ' એ કામવાળી પ્રત્યે એવો વિવેક કરીએ છીએ ખરા? અને હુ કહુ છુ, જરા હરવા ફરવામા, ફૂનાણા-દીવાન સગાવામા, ટૂર ને પિકનિકમા જે સમય બગાડીએ છીએ, તે જો ઘરે સર્જનમા આપીએ તો ટ્યુટરની જરૂર રહે ખરી કે?'

'તુ તો સાવ સાધુ બાવા જેવી વાત કરે છે! સોસાયટીમા રહેવું અને આવા વેદિયાવેડા કરવ એ સાથે ન બને'

'પણ ચચળ આ સોસાયટી એટલે શુ? તને પેલા સાનાયટીમા ભળેલા કાઉન્ટ ટૉલ્સ્ટૉય ગમશે કે ખેડૂતોના દીકરાઓને ભણાવતા ટૉલ્સ્ટૉય ગમશે?'

'અરે તુય ટૉલ્સ્ટૉય થશે તો મને વધાર

ગમશે. પણ તું ટૉસ્ટૉય થઈ શકવાનો કે?'

'બધા ન થઈ શકે, એવી જરૂર પણ હું નથી જોતો પણ કોઈક તો થાય જ'

'બીજી વાત કરું આ બાપુને આટલી ઉમ્મરેય માથે કેટલા બોજો અને ચિંતા છે? શાને કારણે? એમની પોતાની તો એવી ખાસ કશી જરૂરિયાતો નથી, આપણા શોખો પોષવા, જરૂરિયાતો સંતોષવા એમને કેટલું ખેંચાવું પડે છે? બા તો ઠીક જૂના જમાનાના છે, એમને તો મોભો ને મારા દીકરા એવું બધું ગમે મુશ્કેલી પડે એટલે ખિજાય પણ કેમ ખિજાવું પડે છે તે એમને ન સમજાય પણ આપણે સમજવું જોઈએ

'આ કંઈ આપણો પ્રશ્ન નથી ઘરઘરનો પ્રશ્ન છે અને તેવી બધાને આમાં કશું વિચારવા જેવું લાગતું નથી દરેક કુટુમ્બ સંસ્કારી દેખાવા માટે બધા જ પ્રયાસો કરી છૂટે છે કહેવાતો મોભો સંબંધો, પ્રતિષ્ઠા, ઊંચાઈ માટે ઘરે હાથી બાંધવા જેટલો ખર્ચ રાખે છે, અને એ જ સંસ્કારિતાના બોજથી એ દબાતું કચડાતું જાય છે

'તું આ વિષય લઈને પીએચ ડી નું કરી નાખ સફળ થશે'

'સફળ તો થઈશ પણ એ વધારાનો બોજ મને ને આ બાપુને થોડા કચડશેય ખરો!'

'અ મ, ગપાટે ચડ્યા છે, તે શું આજે કૉલેજે નથી જવું?' ચંચળબાએ વાતચીતમાં ભંગ પાડતા પૂછ્યું

ના, મા આજે ચંચળ રસોઈ કરશે ને હું યે મદદ કરીશ!'

વારુ વારુ તે ભણીગણીને લાજ કાઢવાના હશો, ખરું ને?'

'નોકરી કરવા કરતા એ ધંધો કરવો કંઈ ખોટો નથી' ભાનુએ હસતા હસતા જવાબ આપ્યો અને બંને ભાઈબહેન બાની પાછળ પાછળ રસોડામાં ગયા

મંગળાબેનને જ નહીં, શાકની ઝોળી લઈને રસોડામાં પ્રવેશતા મનુભાઈને પણ અત્યંત આશ્ચર્ય થયું

☆

## સમ્યક્ વિચાર

નરલાલ દાણી

વિષ્ણુપુરીના પરમશ્રેષ્ઠિની એ દાન પેટિકામાં નગર નિવાસી પ્રતિદિન એક સુવર્ણમુદ્રા નાખતા હતા એક દિવસ સ્વયં શ્રેષ્ઠિએ જ લોભના ભોગ બની પેટિકામાં તામ્રમુદ્રા નાખી સાંજના સમયે નિયમાનુસાર પેટિકા ખોલવામાં આવી તો પરમશ્રેષ્ઠિના આશ્ચર્યની અવધિ ન રહી—પેટિકામાં અધિકતર તામ્રમુદ્રાઓ જ હતી!

ભિક્ષુઓ વિચારોની શક્તિ અદમ્ય છે–વ્યાપક છે! વિચારના પણ ધ્વનિ પેઠે આંદોલન ઊઠે છે–પ્રતિધ્વનિ પ્રકટે છે મનુષ્યમાત્ર વિચારોની અદૃશ્ય શૃંખલા વડે સંકળાયેલ છે તમારા અંતરનો પ્રત્યેક વિચાર સમગ્ર માનવ સાગરને તરંગિત કરે છે કોઈ પણ વ્યક્તિ વિભિન્ન–વિચ્છેદિત, પોતાનામાં જ પૂર્ણ દ્વીપ નથી અતઃ સમ્યક્ વિચાર કરો, સમ્યક્ ચિન્તન કરો!"–બુદ્ધ

## પ્રાસ!

યુદ્ધ પછી યુદ્ધ આંધી પછી આંધી લાવનાર,
કેવલ ન લાવે પ્રાસ,
લાવે અભિયાન!
ક્રમ પલટાવનાર,
પ્રાસનેય ખોઈ દઈને મચાવે ત્રાસ!

કવિતા જય

પતંગિયુ જ્યારે ફૂલ પર રસ ચૂસવા માટે બેસે છે, ત્યારે ફૂલની શોભા ઓર વધી જાય છે પછી એ બાગનુ ફૂલ હોય કે વગડાઉ ફૂલ હોય પણ પતંગિયાની આ શોભા વનમા જ ઝાઝી દેખાય છે બાગમા એટલા બધા પતંગિયા નથી હોતા અને તેમા વિવિધતા પણ ઓછી હોય છે

કુદરતના ચિતારાએ એ નાનકડા જીવને રૂપરંગની કેવી તો છૂટે હાથે બક્ષિસ કરી છે! માણસ તો એ જોઈને પોતાની નિર્ધનતા જ અનુભવે છે અને ધનવાન બનવા માટે પતંગિયા પકડીને તેનુ આલબમ બનાવે છે! સુદર રૂપ નારીની મૂર્તિ જેવા કોઈ માનવદેહને શણગારે, શરીરમા રસાયણો ભરીને સાચવી રાખતા એ જ વૃત્તિના આમા દર્શન થાય છે

પણ પતંગિયાનુ સૌન્દર્ય માત્ર તેની રંગભાતોમા જ નથી તે ફૂલનો રસ લેવા આમતેમ ઊડે છે, બેસે છે, તન્મય બને છે, વળી બીજા ફૂલ પર બેસે છે, એ તો બાળક ધાવતા ધાવતા વારંવાર આપણને અહેતુક લાગે તેમ પડખા ને દિશા બદલ્યા કરે છે તેના જેવુ લાગે છે

એક સ્થળે અસંખ્ય પતંગિયા હોય છે ત્યારે ય તેઓ એકબીજાનો ભક્ષ ઝૂંટવવા પ્રયત્ન કરતા હોય કે એકબીજાનો વિરોધ કરતા હોય એવુ જણાતુ નથી બહુરંગી પતંગિયુ એકરંગી સાદા પતંગિયાની ઉપેક્ષા કરતુ હોય એવુ પણ લાગતું નથી પોતાની જ્ઞાતના તેને ભગતા ચમકાવતુ હોય એવુ યે લાગતુ નથી પતંગિયાઓની અસંખ્ય શ્રેણી છે માનવબુદ્ધિ જ શ્રેણી પાડે છે એમણે એવા વર્ગો પાડ્યા જણાતા નથી પાડ્યા હોત તો બધા એક સાથે, એક સ્થળે જોવા ન મળત!

સંસ્કારી નાગરિક જેવુ લાગતુ અતિ શોભાવાળુ પતંગિયુ ગુલાબ મોગરા જેવા ઊંચી જાતના ફૂલો પર બેસે અને સાવ સાદુ નિર્દોષ ગામડિયા જેવુ પતંગિયુ કોઈ હલકા ફૂલ પર બેસે એવો યે એમનામા કોઈ નિયમ દેખાતો નથી

અને ફૂલોના વર્ગો કોણે પાડ્યા? આપણે જ આપણે જ જુદી જુદી જાતના વિવિધ ફૂલોને જુદી જુદી શ્રેણીમા વાવીએ છીએ! જેમ આપણા નાગરવાડો, ઢેઢવાડો નોખા રાખ્યા છે તેમ

લશ્કરની, જુદા જુદા દરજ્જાની, જુદા જુદા ગણવેશવાળી બીબાઢાળ ટુકડીઓ, પોતપોતાના દરજ્જા પ્રમાણે કોઈ મોટા રાજપુરુષને સલામી આપવા શિસ્તબદ્ધ, ટટ્ટાર ઊભી હોય છે, તે જ રીતે આપણે ફૂલોને વર્ગવાર, શિસ્તબદ્ધ હાર બાધ ઊભા રાખી તેમની સલામી લેતા હોઈએ એવુ નથી લાગતુ?

ને માનવદષ્ટિએ સારા, સાદા કલ્પેલા પતંગિયાઓને એક સાથે રહેતા, ઊડતા જોઈને, માનવીને આશ્ચર્ય પણ થતુ હશે, કે આ અતિ રૂપાળા પતંગિયા પેલા ગામડિયા જેવા સાદા પતંગિયાઓમા પોતાનો મોભો ગુમાવી શા માટે ભળતા હશે?

મને લાગે છે કે પતંગિયા સંતોષી લાગે છે તેનુ એ જ કારણ હોવુ જોઈએ કે તેઓ માનવબુદ્ધિ વિચારે છે તે રીતે વિચારતા જ નથી નહી તો કદાચ એમનો રંગવૈભવ ક્યારનો ખૂટી ગયો હોત ને ખોરાક પણ ખૂટી પડ્યો હોત તેમ નહી થાત તો યે છતે ખોરાકે કેટલાયને ફરજિયાત ભૂખ્યા રહેવું પડત!

કુદરતે દીધેલો વારસો પતંગિયાઓએ આપસની લડાઈમા જ વેડફી દીધો હોત

માણસોની પેઠે પતંગિયા પણ ટોળાબંધ જ રહેતા દેખાય છે પણ માણસ ટોળામા શા માટે રહેવા લાગ્યો? એક ટોળાના આક્રમણથી બચવા એણે બીજુ ટોળુ રચ્યુ બગે એનામા સંપની ભાવના જેવી એક છૂટી લાકડી અને લાકડીના ભારાનો પાઠ બરાબર ભણવા પડી જ એણે ટોળાબંધ રહેવા માડ્યુ

પણ પતંગિયા આવા કોઈ કારણોસર ટોળાના

રહેતા હોય એવુ નથી લાગતુ. કેમ કે, એક પત ગિયાને બીજા પતગિયાનો ભય હોય એવુ જણાતું નથી.

માનવીને હિંસક પશુનો ભય હોય એ સાચુ છે, પણ એથી યે વિશેષ ભય તો એને બીજા માનવીઓનો હોય છે! ટોળાનો માણસ પોતાના ટોળાના માણસથી કે ટોળાથી પણ ભય પામતો હોય છે!

પતગિયામા આવી ભયની લાગણી દેખાતી નથી

પોતે બેઠુ હોય ત્યા બીજુ પતગિયુ ઝૂમતુ ઝૂમતુ આવીને બેસી જાય ત્યારે કા તો તે તેની તરફ બિલકુલ ધ્યાન આપ્યા વિના ત્યા જ બેસી રહે છે, અને ઊડી જાય છે ત્યારે તેના ભયથી કે જગ્યા કરી આપવાના વિચારથી નહી, પણ 'હવે બહુ થયુ' એવા ભાવથી બાળક માનુ થાન બદલે એમ, એ ય પોતાનુ સ્થાન બદલે છે

આ પતગિયાઓને કોઈ વાચા હશે ખરી ?

ફૂલને વાચા નથી એમ આપણે નહી કહી શકીએ ગુલાબ સુવાસ ફેલાવીને દૂરથી પણ આપણને કહે છે, 'હુ ગુલાબ, અહી છુ '

ત્યારે નિર્ગંધ ફૂલોનુ શુ ? તેમની વાણી કઈ ?

હા, નિર્ગંધ ફૂલોની વાણી સુવાસિત ફૂલો જેટલી તેજ ને તીવ્ર નથી એમ તો. આપણાયે નાદ ક્યા એકસરખા છે?

નિર્ગંધ ફૂલોની વાણી એમનુ જે રૂપ હોય તે

એ ન્યાયે પતગિયા—બહુ રગી ને એક રગી સૌની તીવ્ર કે આછી વાણી છે જ એમના તીખા આછા રગો એ જ એમની વાણી નહી ? પણ આ વિશે તો ફૂલો જ આપણને કઈક ખાત્રીપૂર્વક કહી શકે! કેમ કે, પતગિયાઓ ક્યા સુધી એમની સાથે મોઢુ માડી બેસી રહે છે!

અને ફૂલોને પણ બધા જ પતગિયા એક સરખા ગમતા હોવા જોઈએ! અતિ સોહામણા પતગિયાથી એ કઈ વધારે રાજી દેખાતા નથી, તેમ સાદા પતગિયાથી એ નારાજ પણ થતા નથી, કે પાસેના ફૂલ પર બેઠુ હતુ માટે જા, તને મારા પર નહીં બેસવા દઉ ! એમ પણ કોઈ પતગિયાને કહેતા નથી. પતંગિયાઓમા જેમ સપ છે તેવો જ સંપ-સંવાદિતા ફૂલોમા હોવા વિના આવું ન જ બને!

ગુલાબ પાને ઊગેલુ સામાન્ય ફૂલ કઈ નાનમ અનુભવતુ નથી એ તો પોતાના વર્ગના ફૂલ સાથે હોય છે ત્યારે દેખાય છે તેવું જ દેખાય છે અને ગુલાબ પણ સામાન્ય ફૂલ પાસે ઊગે છે ત્યારે, પોતાના વર્ગના ફૂલો વચ્ચે ઊગ્યુ હોય ત્યારે દેખાતું હોય છે તેવું જ દેખાય છે

હા, આપણે એનામા કશો ભાવ આરોપીએ એ જુદી વાત છે

આમ પતગિયા અને ફૂલો વચ્ચે કેવો પ્રેમ મય નાતો છે! અને વળી એ નાતો કેવો અતૂટ છે!

ફૂલો હોય છે ત્યા સુધી જ પતગિયા પણ હોય છે ફૂલોની સાથે એ પણ ધીરેધીરે વિદાય થાય છે

નિર્દોષ લાગતી વગડાઉ ચકલી કેવી સિફતથી ગુલાટ ખાઈ ને ઊડતા પતગિયાને પકડી લે છે! એની એ હિંસક રમત એની ભૂખ પ્રમાણે ચાલુ જ રહે છે—હવામા અધ્ધર શિકાર ચાલુ જ હોય છે—પણ તેથી પતગિયાની વસતી ઘટી જતી દેખાતી નથી

એમનો 'કાળ' તો ફૂલની મોસમ પછીનો કાળ છે

આમ તો વગડાના પતગિયા વર્ષા ઋતુ પછી, વગડાઉ વનસ્પતિ એકદમ ઊગી નીકળે છે ત્યારે જ ધીરેધીરે દેખાય છે અને બધુ કરમાઈ જતા એ પણ ધીરેધીરે વિદાય લે છે.

મોટા ઉત્સવ પછી જેમ બધુ જાણે કેમ થાકેલુ, અને શાંત લાગે છે એવું વાતાવરણ ફેલાઈ જાય છે.

એક મોટો કાફલો મુકામ કરે છે ત્યારે ત્યા અસખ્ય રાવટીઓ ખોડાઈ જાય છે. માણસોનો ભાતભાતનો અવાજ, સળગતી મશાલો અને સળગતા તાપણાઓ એક અદ્ભુત દશ્ય અને મનો રમ અનુભવ પૂરા પાડે છે. બીજે દિવસે કાફલો ઊપડે છે અને ત્યા રાવટીઓના ખોડાયેલા

ચીવાના ખાડાઓ, સળગેલા લાકડાના કોલસા, અર્ધ બળીને ઠરી ગયેલા લાકડાના અવશેષો ને જમીન પર ધૂળમા પડેલા ભાતભાતના પગલાઓની છાપ અને માખીઓ, થોડી ઘણી એઠ ને તેને સુંઘતા કે શોધતા થોડા કૂતરા અને સૂનકાર, આટલુ જ જોવા મળે છે

કાફલાને તો નવા માર્ગો ને નવી મંઝિલોનો ઉત્સાહ હોય છે, આનંદ પણ હોય છે એ જ્યા જ્યા જાય છે ત્યા ત્યા એની યાદ અને વાતાવરણ મૂકતો જાય છે પણ એની પાછળ રડી જતી એ પડાવભૂમિને થોડા કાળ માટે ભરીભરી કરીને, પાછળ કેવો વિષાદ મૂકતો જાય છે. એ તો જે એનો સાક્ષી બને છે તે જ અનુભવે છે

વનનો વૈભવ જેણે માણ્યો છે, તેના મનમા પણ એ વૈભવ અસ્ત થતા કંઈક એવી જ લાગણી થઈ આવે છે. કાફલો ગયા પછીની ખાલી પડેલી પડાવભૂમિ જેવુ જ એ કંઈક વિષાદમય જુએ છે, અનુભવે છે

પણ કાળ કંઈ થોભતો નથી જેટલી ઝડપથી એ રમણિયતા લઈ લે છે એટલી જ ઝડપથી એ ફરી રમણિયતા લઈ પણ આવે છે

પડાવભૂમિ હંમેશા ખાલી નથી પડી રહેતી, એકાદ બીજો કાફલો ફરી ત્યા આવી જ ચડે છે અને ફરીને પ્રથમનુ દૃશ્ય અને વાતાવરણ સરજી રહે છે તેમ ફરી વર્ષાઋતુ આવે છે, ધરતી ભીની થાય છે, ફરી વનનુ જીવન પાંગરે છે, વનસ્પતિઓ ઊગી નીકળે છે અને ફરી રંગબેરંગી પતંગિયાઓનો કાફલો અચૂક આવી પહોંચે છે ગઈ કાલને કોઈ સંભારતુ નથી વર્તમાનનો આનંદ જ સૌ કોઈ માણતુ જણાય છે

☆

## તમે સદ્‌ગૃહસ્થ ન થયા ?

હિન્દમા બ્રિટીશ શાસન હતું ત્યારનો આ પ્રસંગ છે

એક અંગ્રેજ મેજરને ત્યા એક હિન્દી યુવાન નોકરી કરતો હતો એ પોતે ગરીબાઈમા મહા મુશ્કેલીએ અંગ્રેજી શિક્ષણ લઈ શક્યો હતો, અને મેજરને ત્યા પત્રવ્યવહારનુ કામ સંભાળતો હતો એક દિવસ મેજરને ત્યા મિજબાની હતી એણે પોતાના મિત્રો અને અધિકારીઓને આમંત્ર્યા હતા ખાવાના સુવિશાળ ટેબલ પર બધા ગોઠવાયા હતા ભાતભાતની વાનગીઓ સાથે દારૂ પણ હતો જ બધા બેઠા બેઠા વાતો વિનોદ કરતા હતા એવામા પેલા યુવાનને મેજરનુ કશુ કામ પડતા તે તેની પાસે ગયો મેજર રંગમા હતો એણે ટીખળ કરવાના ઈરાદે પેલા હિન્દી યુવાનને પૂછ્યુ 'યુવાન, તારા બાપુ શો ધંધો કરતા હતા ?'

યુવાન આ અણધાર્યા પ્રશ્નથી જરા ખંચાયો, 'આને વળી મારા બાપદાદાના ધંધાની માહિતીની અત્યારે શી જરૂર પડી હશે ?' એમ વિચારી, તરત સ્વસ્થ થતા યુવાને કહ્યુ 'સાહેબ, મારા બાપુ મોચીનો ધંધો કરતા હતા—જોડા સીવતા હતા '

'તારે પણ જોડા સીવવા હતા ને ?' મેજરે વ્યંગ કર્યો અને એના પર ફિદા થતા ટેબલની આસપાસ બેઠેલા મહેમાનો ખડખડાટ હસી પડ્યા યુવાન આ અણધાર્યા કટાક્ષથી જરા ભોંઠો પડી ગયો શરમાયો પણ ખરો પણ તરત જ હિંમત કરી એણે મેજરને સામે પ્રશ્ન કર્યો 'માફ કરજો સાહેબ, પણ આપના પિતા શો ધંધો કરતા હતા એ કહેશો ?'

મારા પિતા તારા બાપની જેમ જોડા સીવતા ન હતા એ તો જેન્ટલમેન હતા '

'તો પછી તમે કેમ જેન્ટલમેન ન થયા ?' યુવાને સામો પ્રશ્ન કર્યો

ગોરાએ ચીડાઈને પૂછ્યુ 'કોણ કહે છે કે હુ જેન્ટલમેન નથી ?'

'જેન્ટલમેન—સદ્‌ગૃહસ્થ—હંમેશા બીજા સાથે વિનયથી વર્તે છે બીજાની મશ્કરીના આનંદ મેળવતો નથી ' એટલુ કહીને પેલો હિન્દી યુવાન તરત ત્યાંથી ચાલ્યો ગયો

મેજર અવાક બની ક્યા સુધી જોઈ જ રહ્યો

—ગુલામનબી વહોરા

# હઝરત ઉમરના પ્રેરક પ્રસંગો

અન્જુમ વાલોડી

(૧)

એલેક્ઝાન્ડ્રિઆ પર વિજય પ્રાપ્ત થતા મુઆવિયા ઈબ્ને ખદીજ ખલીફા હઝરત ઉમરને વિજયના સમાચાર આપવા રવાના થયા મુઆવિયા મદીના શહેરમા દાખલ થયા ત્યારે ખરા બપોરની વેળા હતી તેમણે વિચાર્યું કે અત્યારે ખલીફા આરામ કરતા હશે, અને તેમના આરામમા વિક્ષેપ પાડવો ઠીક નથી એટલે ખલીફાના ઘરે ન જતા તેમણે સીધો મસ્જિદે નબવીનો માર્ગ લીધો સંજોગવશાત્ હઝરત ઉમરની દાસીએ તેમને જોયા, અને તેમનો મુસાફરના જેવો વેશ જોઈ પૂછ્યુ 'તમે કોણ છો અને ક્યાથી આવો છો?'

મુઆવિયાએ ઉત્તર આપ્યો 'હુ મુઆવિયા ઈબ્ને ખદીજ છુ, અને અત્યારે એલેક્ઝાન્ડ્રિઆથી આવુ છુ'

દાસીએ તરત જ ઘેર જઈ હઝરત ઉમરને એ વાત જણાવી

થોડીવારે દાસી પાછી મુઆવિયા પાસે આવી, અને કહ્યુ 'ચાલો, અમીરુલ મુમિનીન અત્યારે જ તમને બોલાવે છે'

મુઆવિયાએ જઈને ખલીફાને વિજયના સમાચાર સભળાવ્યા ખલીફાએ તરત જ દાંડી પિટાવી મદીનાના લોકોને મસ્જિદમા એકત્ર કર્યા, અને તેમને એલેક્ઝાન્ડ્રિઆ પર થયેલા વિજયના સમાચાર આપ્યા

પછી, મુઆવિયાને સાથે લઈ હઝરત ઉમર ઘેર આવ્યા અને તેમના જમવાની વ્યવસ્થા કરી જમી રહ્યા પછી ખલીફાએ પૂછ્યુ 'તમે સીધા મારે ત્યા કેમ આવ્યા નહિ?'

મુઆવિયાએ કહ્યુ 'મે વિચાર્યું કે, બપોરનો સમય હોવાથી આપ આરામ કરી રહ્યા હશો.'

'મારા વિશે તમે એવો અભિપ્રાય ધરાવો છો એ જાણી મને ભારે અફસોસ થાય છે' ખલીફાએ લાગણીભર્યા સ્વરે કહ્યુ, 'ખલીફા થઈને હુ જો દિવસે પણ સૂઈ રહુ તો પછી ખિલાફતનો બોજ કોણ ઉઠાવશે?'

(૨)

સીરિયાનો પ્રવાસ પૂરો કરીને ખલીફા હઝરત ઉમર પાછા મક્કા ફરી રહ્યા હતા ત્યારે એક નિર્જન માર્ગની એક બાજુએ એક ઝૂપડી તેમના જોવામા આવી વેરાન વગડામા ઊભેલી એ જર્જર ઝૂપડી જોઈ તેમને બહુ નવાઈ લાગી, અને તેઓ એ ઝૂપડીમા પહોચી ગયા એ ઝૂપડીમા એક વૃદ્ધા બેઠી હતી હઝરત ઉમરે પૂછ્યુ 'માજી, ખલીફા ઉમર વિશે તમને કાઈ ખબર છે?'

'કેમ? હા, સાભળ્યુ છે કે, સીરિયાથી એ રવાના થઈ ચૂક્યો છે,' વૃદ્ધાએ કહેવા માડ્યુ, 'પણ ખુદા એનો નાશ કરે, કે એના તરફથી આજ દિન સુધી મને એક ફૂટી કોડી પણ મળી નથી!'

'પણ માજી, તમે વસતિથી એટલે દૂર રહો છો તે ઉમરને તમારી જાણ શી રીતે થાય?' હઝરત ઉમરે શાતિપૂર્વક કહ્યુ

'જો એ પોતાની બધી રૈયતની દેખભાળ કરી શકતો નથી તો પછી ખિલાફત શા માટે કરે છે?'

વૃદ્ધાની એ વાત સાભળી હઝરત ઉમર રડી પડ્યા અને તેની માફી માગવા લાગ્યા ❋

---

### ચેતન

તારા દિલમા જ જો ન હો ચેતન  
તો જીવનમાય રંગ નહિ આવે;  
ઓલવાયેલા દીપ પાસે તો  
ભૂલથી યે પતંગ નહિ આવે.

### અંજામ

જિંદગીના બધા ઉમંગો લઈ  
'કો' કબર પર ચઢી ગયા જે ફૂલ;  
કબ્રમા આવ્યુ તો પૂરી ન શક્યા,  
ઊનના ખુદ મરી ગયા તે ફૂલ

અન્જુમ વલોડી

---

જેમ ધનમા છે તેને મુક્ત કરો, અને મુક્ત છે તેને બાધો અર્થાત તીજોરી કે થેલીમા બધાયેલી તમારી સંપત્તિ દિનજનો માટે મુક્ત કરો અને

આ. બો. દિવસ. પા. આ. ફ્રેતી.

તમારી જીભને અંકુશમા રાખો —ઈબ્રાહીમ આદમ

# અધ્યાપનના અનુભવો

કાકાસાહેબ કાલેલકર

વડોદરાની એક રાષ્ટ્રીય શાળામાં મને મુખ્ય અધ્યાપક તરીકે બોલાવવામાં આવ્યો. અમે લોકો દિવસ રાત દેશભક્તિની, આપણા ઉજ્જવળ ઇતિહાસની અને બલિદાનની વાતો કરતા હતા. દેશને પરતંત્રતામાંથી છોડાવવા માટે અમે રાષ્ટ્રીય શાળામાં કામ કરતા હતા.

એક દિવસ શાળામાં આવેલા એક નવા વિદ્યાર્થી અને જૂના વિદ્યાર્થી વચ્ચે વાતચીત ચાલતી હતી —

'જો ભાઈ, તું આ શાળામાં નવોસવો આવેલો છે. સંભાળીને ચાલજે. અહીં કાકાસાહેબનું રાજ છે. ભારે તીખા મિજાજના છે.'

'તીખા મિજાજના છે તેથી શું થયું? મારો મિજાજ શું ઓછો છે? હું જાણું છું કે એ માસ્તર છે. ધમકાવશે તો હું નાસી જઈશ. મારશે તો માર ખાવાનો પણ હું આદી છું. મેં ઘણી સ્કૂલ જોઈ છે. હવે આવ્યો છું આ રાષ્ટ્રીય શાળામાં. મારી ઇજ્જત ગુમાવવા માટે હું અહીં નથી આવ્યો. જોઉં તો ખરો, શું કરે છે!'

એક દિવસ એક છોકરો મારી પાસે ફરિયાદ લાવ્યો: 'ગુરુજી, રામનાથે મને ગાળ દીધી. બહુ ખરાબ ગાળ હતી.'

રામનાથને તેડી મંગાવ્યો. વિના બોલાવ્યે બીજા દસ વીસ છોકરા પણ ભેગા થઈ ગયા. અદાલતનો કેસ સાંભળવાનો રસ સૌને હોય છે. બે ચાર છોકરાઓએ વગર પૂછ્યે જ સાક્ષી પૂરી: 'હા ગુરુજી, આ નવો છોકરો બહુ ખરાબ ગાળ દે છે.'

મેં મનહરને પૂછ્યું: 'રામનાથે તને ગાળ દીધી ત્યારે તેં શું કર્યું?'

'નહીં ગુરુજી, મેં કંઈ જ કહ્યું નથી.'

'કંઈ જ ન કહ્યું એ તો ઠીક, કંઈ કર્યું હતું?'

ના ગુરુજી, હું સીધો તમારી પાસે આવ્યો.'

મેં નેતરની સોટી મંગાવી અને મનહરને કહ્યું: 'ચાલ, હાથ લાવ. તારે સોટી ખાવી પડશે.'

બધા છોકરા આશ્ચર્યથી જોવા લાગ્યા.

મેં કહ્યું: 'જીભ તો હોય. શરીરનું લોહી તો ઠંડું નથી પડ્યું. ગાળ ખાઈને તું ઠંડો કેમ રહ્યો? એને એક થપ્પડ કેમ ન લગાવી?'

'રામનાથ મારા કરતાં મોટો છે.'

'એ તો છે જ. તેં એક થપ્પડ મારી હોત તો એ બે મારી શકે છે. પરંતુ આવી બાબતમાં કોઈ હિસાબ કરવા થોડો બેસે છે? તારે એક થપ્પડ તો મારવી હતી! પછી તું એની બે થપ્પડ ખાઈને મારી પાસે આવત તો હું સમજતે કે આ છોકરામાં જીવ તો છે. વારુ, હવે બે સોટી ખાઈ લે અને તારા મનમાં નક્કી કરી લે, કે કોઈ ગાળ દે તો તેના જવાબમાં ગાળ નહીં દઉં, પરંતુ તે સાથે ગાળ પણ સહન નહીં કરું. જેટલી તાકાત છે એટલી તાકાતથી ગાળ દેનારને સરખો કરીશ.'

છોકરાને એક નવો પાઠ મળ્યો.

એ પછી મેં એક મોટા ગ્લાસમાં પાણી મંગાવ્યું. એવામાં શાળાના બધા છોકરા એ જોવા માટે ભેગા થઈ ગયા.

મેં રામનાથને કહ્યું: 'તેં મનોહરને ગાળ દીધી એ સારું ન કર્યું. અમારી શાળામાં ગાળો નથી ચાલતી. તારી ગાળ મનહરને વળગી કે નહીં તે હું નથી જાણતો. પરંતુ તારા મોઢામાંથી નીકળી તો ખરી. એવી ગંદી ગાળ તેં તારા મોઢામાંથી કાઢી એટલે તારું મોઢું ગંદું થઈ ગયું. હવે આ પાણી લઈ લે અને બરાબર સારી રીતે કોગળા કરી લે.'

બિચારો શૂનમૂન થઈ ગયો. એણે એક કોગળો કર્યો. મેં કહ્યું: 'આંગળી મોઢાના ગળા સુધી નાખીને મોં સારી પેઠે સાફ કર. હવે જમવાનું છે ને? મોઢું સાફ થવું જોઈએ.' એણે એમ કર્યું.

મેં કહ્યું: 'હવે જા, તારા આસનમાં મને જમવા માટે તૈયાર થઈ જા.'

બધા છોકરા અવાક્ થઈ ગયા. અને એ વખતે કોઈએ ચર્ચા ન કરી. બપોરના ચાર વાગ્યાના નાસ્તા વખતે પણ એ વાતની જિકર કોઈએ ન કરી.

રમવાની આદત જોતજોતામાં સુધરી ગઈ

એ દિવસોમાં હું નવો જ શિક્ષક હતો. અહિંસાની ફિલસૂફી જાણતો ન હતો. પરંતુ બાળમાનસનો મને કંઈક ખ્યાલ હતો. હું એ નથી કહી શકતો કે મેં જે ઇલાજ અજમાવ્યો તે જ સાચી રીત હતી. પરંતુ એ વખતે મારી રીત સફળ થઈ ખરી.

☆

અસહકારનો જમાનો હતો. ગાંધીજીની પ્રેરણાથી અમે લોકોએ ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી, અને ગુજરાત મહાવિદ્યાલય ચલાવ્યું. રોજ મહાવિદ્યાલયનો પ્રારંભ પ્રાર્થનાથી થતો હતો. પ્રાર્થનામાં ધાર્મિક પ્રવચનનો રવૈયો ન હતો. થોડા સંગીત પછી પ્રવચન થતું હતું જેમાં રાષ્ટ્રીય મહત્ત્વના વિષયોની પાંચ દશ મિનિટ ચર્ચા થતી.

એક દિવસ મણિબહેને મને કહ્યું 'કાકાસાહેબ, આ સારું નથી થતું. આપણી કૉલેજના છોકરા પોલિસનું કહ્યું નથી માનતા. એલિસબ્રિજ પર જાય છે ત્યારે બાજુના ફૂટપાથ પર નહીં ચાલતા રસ્તાની વચ્ચેથી જાય છે.

તમે તો જાણો જ છો કે કાયદો એવો છે કે પગપાળા ચાલનારા માણસો એક બાજુના ફૂટપાથ પરથી જાય, અને બીજી બાજુના બીજા ફૂટપાથ પરથી જાય. વચ્ચેનો રસ્તો ગાડીઓને માટે છે. પોલિસ રોકે છે ત્યારે એ લોકો કહે છે કે અમે રાષ્ટ્રીય કૉલેજના વિદ્યાર્થીઓ છીએ. ગાંધીજીએ અમને કાયદો ન માનવાનું શીખવ્યું છે. અમે તમારી વાત નહીં માનીએ. પુલની વચ્ચેથી જ જઈશું.

બિચારો સિપાઈ શું કરે? ચૂપ થઈ જાય છે. તે ડરે છે કે ઉપરી અમલદાર જાણશે તો ઠપકો મળશે. કદાચ એની નોકરી પણ જશે.'

બીજા દિવસના પ્રવચનમાં મેં સરકારી કાયદો અને સુધરાઈના કાયદાનો ભેદ સમજાવ્યો. સરકાર પરદેશી છે અને સુધરાઈ આપણા જ દેશના નિમેલા માણસો ચલાવે છે.

મેં એ ફરક પણ બતાવ્યો કે જે સનાતન કાયદો છે એની અવજ્ઞા થઈ નથી શકતી. 'સાચું બોલો,' 'કોઈની યે હિંસા ન કરો,' 'કોઈનું ઘર ન બાળો'—એવા કાયદા કોઈ ગનિમ પણ ચલાવે તો પણ એનો ઇન્કાર કેમ કરીએ? અગર અમે જો એ કહ્યું અથવા બીજા કોઈએ પણ કહ્યું કે 'ગરીબોની સેવા કરો,' 'દુખીઓને સહાય કરો' તો આપણે થોડા જ એની અવજ્ઞા કરી શકીએ?

આટલું કહ્યા પછી મેં બતાવ્યું કે રસ્તા પર પગપાળા ચાલનારા રાહદારી ડાબી બાજુ પર ચાલે એવો નિયમ કર્યો છે એ કંઈ જાતિનો નિયમ નથી. યુરોપમાં પગપાળા રાહદારીઓ જમણી બાજુ પરથી જાય છે. ત્યાંનો કાયદો એવો છે. પરંતુ ડાબી જમણી દિશા નક્કી કરવી લોકહિત માટે જરૂરી છે અને એવા નિયમોનો ભંગ થઈ નથી શકતો.

આટલું વિવરણ કર્યા પછી મેં કહ્યું કે, 'અમદાવાદ શહેરની પાસે સાબરમતી નદી પર જે એલિસબ્રિજ છે એની બંને બાજુ પર બે ખાસ ફૂટપાથ બનાવવામાં આવ્યા છે. પગપાળા રાહદારીઓ એના પરથી જાય છે અને આપણી સુધરાઈનો નિયમ છે કે વચલા ભાગ પરથી મોટરો જાય, જાનવર જાય અને ગધેડા પણ જાય. વચલો રસ્તો એમને માટે જ છે.'

છોકરાઓએ પોતાનું કામ કરી લીધું. બીજા દિવસથી કાયદાનો ભંગ બંધ થઈ ગયો અને પુલના પહેરેગીરે સંતોષનો ઊંડો શ્વાસ લીધો. (મંગલ પ્રભાત)

☆

☆ જે દેશના વીર પુરુષોનું સ્મરણ નથી થતું, એના ભાવિ માટે કોઈ આશા નથી.

☆ શ્રદ્ધાનો અર્થ જ શ્રદ્ધાથી સ્મરણ કરવું છે.

☆ શહીદ તો તે છે જેની જિંદગી કોઈ મહાવિચાર માટે [illegible] વિચાર પર અમલ કરવામાં પોતાની આખી જિંદગી આપી દે છે.

# અમારાં પ્રકાશનો

## બાપુ-સ્મરણ

**મૂલ્ય: સવા રૂપિયો**

પૂજ્ય બાપુજીના પ્રેમ બોધદાયક સુવચનો એમના જ હસ્તાક્ષરમાં સુંદર માઉન્ટ ઉપર સુશોભનો સહિત ત્રણ રંગમાં મુદ્રિત

## ગાંધી-ગુરુ

લેખક: શ્રી ગુરુદયાલ મલ્લિક • મૂલ્ય સવા રૂપિયો

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'ભક્તની અંજલિ'માં આ લેખમાળાનું મહત્ત્વ સમજાવતાં લખ્યું છે

"મહાત્મા ગાંધી અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુર, આપણા જમાનાના બે મહાન પુરુષો ભારતીય સંસ્કૃતિના મોટા દિગ્ગજો એમને વિશે કોઈ કંઈ લખે તો તે આકર્ષક થવાનું જ પણ જ્યારે એમને વિશે ભક્તહૃદય ગુરુદયાલ મલ્લિક લખે, ત્યારે તો પૂછવું જ શું? ગુરુદયાલ—ચાચાજી—ગાંધીજીના દૂધ પ્રેમ ગમમાં આવ્યા હતા તેમના જ પરિવારના તેઓ જવાન અને કવિવર રવીન્દ્રનાથના તો તે અસીમ ભક્ત

"વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચન્દ્ર અને લીલા વિભૂતિ કૃષ્ણચન્દ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાલજી પણ ગુરુદેવ અને ગાંધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદ દૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામાં અનેક રીતે વિશદ કરી છે"

## મસ્તીની પળોમાં

લેખક. રતિલાલ અનિલ મૂલ્ય બાર આના

પોકેટ સાઈઝના, ઊંચા રંગીન કાગળ પર રંગીન શાહીમાં છાપેલ આ સુંદર મુક્તક સંગ્રહ વિશે જાણીતા વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી લખે છે

"તમારાં કેટલાંક મુક્તકોમાં વિચાર અને રચનાની આકર્ષક ચારુતા છે 'વસંતના ફીને,' 'કહેવાતું સત્ય,' 'કોને ગમે?' જેવા એના ઉદાહરણો છે 'ઇચ્છા,' 'અધમતા જેવું ઉચ્ચતત્ત્વ' 'મૂર્તિના પથ્થરને' જેવામાં ભાવનો ધ્વનિ આહ્લાદક છે

આત્મા સમૃદ્ધ થતા કરશે તેમતેમ તમારી કવિતામાં વધારે સૌન્દર્ય આવશે"

## ડમરો અને તુલસી

લેખક રતિલાલ-અનિલ. મૂલ્ય બે રૂપિયા

ગીતો, ગઝલો અને મુક્તકોના આ સંગ્રહની પ્રસ્તાવનામાં જાણીતા સાહિત્યકાર શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ લખે છે

'ભાઈ અનિલે પોતાની કવિતાઓને 'ડમરા અને તુલસી" માન્યા છે એ પર્ણ મંજરીમાં બે વસ્તુ જરૂર છે, ડમરાનું સૌરભ અને તુલસીનો તીવ્ર મધુર આસ્વાદ તે બન્નેના વિશિષ્ટ છે ને માનવ જિંદગીના નગ્ન દર્દની પર્યુષણીનો કરુણ, જે હૃદય ઉપર ફરી પડે તેના ઉત્કટ પડઘા આપેલા છે અને તેનું પાન કરનાર પાઠક કે શ્રોતાને જીવનસ્વાસ્થ્ય માટે પથ્યકારક તત્ત્વ નીવડે તેવો છે'

**રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ**

## બાપુએ કહ્યુ હતું—

–જગતના બધા જ્ઞાનમા વિશેષ જ્ઞાન આત્મદર્શન છે

–જગત માત્રને દેહના કષ્ટમા આત્મદર્શન અને યજ્ઞ છે

–દરેક યજ્ઞમા ઈશ્વર સાક્ષાત્કાર છે અને જ્યા શરીરયજ્ઞ નથી ત્યા ઈશ્વર પણ નથી

–શરીર જગતના ક માણુને માટે વપરાય ત્યારે તે માણુન પારમાર્થિક થાય

–જે વસ્તુમા આત્મદર્શન નથી તેનો ત્યાગ જ કરવો જોઈએ

–સમજુ માણસ પોતાના લોભને પરિમિત કરી મૂકે છે અને આત્મદર્શનની ખાતર જેટલી શોધ કરવાની જરૂર જણાય તેટલી કરે છે

–૨૨ પદાર્થોમાથી આપણને અંદરની ખબર પડે છે

આપણે અન્કારી નથી બન્યા ત્યા સુધી અર્ધા પશુ અને અર્ધા મનુષ્ય છીએ

–આખ માણસનુ બધુ જીવન, બધી શક્તિનો ઉપયોગ પરોપકારાર્થે જ હોય

–ઈશ્વરાર્થે કરેલુ બધુ કાર્ય મોક્ષદાતા છે

–માણસ સામે જુએ છે ત્યા સુધી પરમાર્થ નથી કરતો, પણ જેને જાણતો ન હોય તેની સેવા કરે તે પરમાર્થ

–માણસ એક ઘડીભર પણ મજૂરી વિના ચલાવી નથી શકતો જો કાયદાનો લોપ માણસે ન કર્યો હોત તો આપણે આટના પીડાત નહી

જગતના મજૂરો આપણી જેમ વિકારી રહેતા હોત તો જગત નભી જ ન શકત ધનિક વર્ગને અનેક જાતના ભોગો જોઈએ તેવા ભોગો મજૂરો કરતા હોત તો જગત ક્યા હોત ?

–હવા સાફ કરવાના ઘણા સાધન છે હવા શુ કામ ખરાબ કરીએ ? હવા તો સાફ જ છે હવાને આપણે ખરાબ કરીએ છીએ

દેહને ગાળીગાળીને ધર્મ આચરતો હોય તે જ ધર્મ

દેહને ભાડુ આપવાની વૃત્તિથી ખાશે તે સ્વાદથી નથી ખાવાના

–ખોટી સરખામણીમા પડીએ તો પકડાઈએ શુ કેમ કરે છે કહીને આપણ કહીએ કે પશુની માફક મા ણે વર્તીએ તો આપણે પશુ બનીએ, માણસે તો એમ જોવાનુ છે કે હુ માણસ છુ

–જેના પોતાના અને પારકા બાળક વચ્ચે ભેદ ભૂલી ગઈ હોય તેના નિર્ણય વિશે કશો ડર ન હોય

–પોતાના વાસણ જેવા સાફ રાખવાના કામ કરનાર માણસ પોતાનો ધર્મ ઉત્તમ રીતે સાચવે છે

–આત્મા ચોવીસે કલાક જાગ્રત રહે જેનો આત્મા જાગ્રત રહે તેને સ્વપ્ના પણ ન આવે પણ આપણે ઊંઘના ગુલામ બનીએ તો સ્વપ્ના પણ આવે

–બુદ્ધિ જ્યા સુધી વિચારી શકે એટલુ જ આપણે વિચારી શકીએ

–કોઈનુ અકાળે મૃત્યુ થાય એટલે એ દુષ્ટ હતો એમ માનીએ તો આપણ પતિત થઈએ

# ગ્રંથ-પરિચય

## ગૂજરાત વિદ્યાપીઠનાં પ્રકાશનો

**આચાર્ય શ્રી પ્રફુલ્લચંદ્ર રાય:** લેખક ચૂનીલાલ પુ૦ બારોટ; મૂલ્ય દોઢ રૂપિયો. આપણા મહાન વૈજ્ઞાનિક અને પ્રખર દેશસેવક સ્વ૦ પ્રફુલ્લચંદ્ર રાયનું, તેમની બધી મહત્ત્વની જીવનપ્રવૃત્તિને આવરી લેતું અભ્યાસપૂર્ણ, સ્વસ્થ શૈલીના લખાયેલું જીવનચરિત્ર

**વનસ્પતિશાસ્ત્રની પરિભાષા:** મૂલ્ય સાત આના. અગાઉ 'શિક્ષણ અને સાહિત્ય' માસિકમા પ્રગટ થયેલ વનસ્પતિશાસ્ત્રના પારિભાષિક અંગ્રેજી શબ્દોના ગુજરાતી શબ્દો આ પુસ્તિકામા સંગ્રહવામા આવ્યા છે. એ વિષયના અભ્યાસીઓને ઉપયોગી પ્રકાશન

## નવજીવનનાં પ્રકાશનો

**મહાત્માજીની છાયામાં:** લેખક ઘનશ્યામદાસ બિરલા, અનુવાદક મણિભાઈ ભ૦ દેસાઈ, મૂલ્ય ચાર રૂપિયા. ડેમી સાઈઝના ચારસો પાનાના આ પુસ્તકમા બિરલાજીએ પૂ૦ ગાંધીજી સાથેના તેમના અંગત સંસ્મરણો આલેખ્યા છે. ગાંધીજીને અંગત જેવું કશું હતું જ નહીં એટલે આ પુસ્તકમા અપાયેલી વિગતો, સંસ્મરણો, પત્રો, તત્કાલિન રાજકીય માહિતી— સૌ કોઈને સરખું ઉપયોગી છે. ગાંધીજીની બહુમુખી પ્રતિભાના, આરોગ્યથી માંડીને તે રાજકારણના ચટાપટા પ્રમ ગો સુધી એક સરખા દર્શન થાય છે

**સહજાનંદ સ્વામી અથવા સ્વામીનારાયણ સંપ્રદાય:** લેખક કિશોરલાલ ઘ૦ મશરૂવાળા, મૂલ્ય દસ આના ગુજરાતના એ ગાંધી નમર્થ ચિંતકની જાણીતી પુસ્તિકાની બીજી આવૃત્તિનું આ પુનર્મુદ્રણ છે

**સરદારની શીખ:** મૂલ્ય દસ આના. સરદાર વલ્લભભાઈ પટેલના અનેક પત્રોમાંનો સૌ કોઈને પ્રેરક થઈ પડે તેવો સારભાગ કુ. મણિબહેન પટેલે તારવીને આ પુસ્તિકામા આપ્યો છે. સરદાર જેવા વિરલ પુરુષની સચોટ, સોંસરી, ટૂંકમા ઘણું ઘણું કહી જનારી વાણીનો આસ્વાદ સૌ કોઈ માણે

## આર. આર. શેઠની કંપનીનાં પ્રકાશનો

**હૃદયમંથન:** લેખિકા વિભાવરી શિરૂરકર, ભાષાંતરકર્તા. ગોપાળરાવ ગ૦ વિદ્વાંસ, મૂલ્ય પાંચ રૂપિયા. આ પુસ્તકના 'હૃદયમંથન' નામની બસોક પાનાની એક નવલકથા અને 'કળીઓના નિઃશ્વાસ' નામે દોઢસો પાનામા કેટલીક નવલિકાઓ અપાઈ છે. લખનાર એક બહેન છે અને એમણે સ્રીઓના નોખા નોખા હૃદયમંથનોને કુશળતાથી આલેખ્યા છે એમની લેખનશૈલી અને વિચારો ઘડાયેલા છે

**વહી જતા વાદળો:** લેખક ગોપાળ નીલકંઠ દાંડેકર, અનુવાદક ગોપાળરાવ વિદ્વાંસ, મૂલ્ય. સાડા ત્રણ રૂપિયા 'બિંદુ' જેવી સુંદર નવલકથાના લેખકની આ બીજી નવલકથા આગલી સરકારી પેઢીના એક ખાનદાન જવાંમર્દની રોચક કથા કહી જાય છે કુટુંબકથા જેવી આ નવલ, સાંકડી માનવદૃષ્ટિ ને સાંકડા સ્નેહિઓના ગ્રહ વાચકને ઉંચે લઈ જઈ શકવાની શક્તિ ધરાવે છે અને એના જ લેખકની સફળતા છે

**કલ્પવૃક્ષ:** લેખક. ઈશ્વર પેટલીકર મૂલ્ય. છ રૂપિયા ગુજરાતને હવે તો સુપરિચિત લેખકની આ સુદીર્ઘ નવલકથા શૈલીની સરળતા તથા સ્વચ્છ સમાજદર્શન અને પ્રસંગોના પ્રવાહોને કથામા ગૂંથી લેવાને કારણે વાચકને સહેજે ગમી જાય એવી છે —મ૦

'કર્મે લખાયુ તે ભોગવ્યે છૂટકો'

પુનર્જન્મમા શ્રદ્ધા ધરાવનારા દુ ખી માણસોને ઘણીવાર આમ કહેતા સાભળીએ છીએ

વિચાર એ થાય છે કે આ કર્મ શુ છે? કર્મ એટલે આપણે કરેલા કાર્યો એ કર્મોએ આપણુ નસીબ, આપણુ ભાવિ જીવન નક્કી કર્યું પણ જે શ્રદ્ધાળુઓ 'કર્મે લખાયુ તે ભોગવ્યે છૂટકો' એમ કહે છે તે 'વિધાતાએ લલાટે લખ્યુ તે ખરુ' એમ પણ કહે છે આ બે વાક્યોમા વિરોધ છે અથવા આપણા કર્મોને આપણે વિધાતારૂપે ઓળખીએ છીએ એમ થયુ અને એ જ વધારે સાચુ છે આપણે આપણા સારા કે ખરાબ કર્મોના સારા કે ખોટા ફળ પામીએ છીએ ઠીકણી સૂઘનારને કઈ ગુલાબની ખુશબૂ આવતી નથી અને છીકણી સૂઘ્યા પછી તે ગુલાબ સૂઘે તો યે ગુલાબની પૂર્ણ પ્રફુલ્લ સુવાસ તે પામતો નથી

આગલા જન્મના કુકર્મોના ફળ પણ આપણે જ ભોગવવા રહ્યા અને એટલે તો આપણે પુનર્જન્મ અને પરજન્મમા શ્રદ્ધા રાખીએ છીએ અને તેમ ન હોત તો આ જન્મે સુખી માણસ એશઆરામમા આખી જિંદગી ગુજારવાને બદલે પરજન્મ માટે સુકૃત્યો કરી પુણ્યનુ ભાતુ ન બાધતો હોત

આગલી રાતે ઘી અને તેલનાથી ભરપુર એવુ ભારે ભોજન કરનારને બીજે દિવસે ખાવાની ખાસ રુચિ નથી રહેતી, ઘણીવાર અપચાને કારણે તે ઉપવાસ કે એકટાણુ પણ કરે છે પૂર્વજન્મના સચિત પુણ્યો કે પાપોને વિશે બરાબર આવુ જ બને છે પણ પેલા ભારે ખોરાક બાબતમા આપણે જેટલી સહેલાઈથી એનુ પરિણામ સમજી શકીએ છીએ, એટલી સહેલાઈથી પૂર્વજન્મના કે આગલા કર્મો વિશે સમજી શકતા નથી અને બળાપો કરીએ છીએ અને ઘણી વાર હાથ જોડી બેસી રહીએ છીએ આ બરાબર નથી

એક શિલ્પકાર માટીના લોદામાથી રામની મૂર્તિ ઘડે છે, એ એનુ સર્જન છે, એને માટે એણે દોષ દેવો હોય તો વિધાતાને નહી, પોતાને જ દેવાનો છે, કેમ કે, એ મૂર્તિ એણે પોતે જ ઘડી છે અને જો ઘડ્યા પછી એને એનુ દુ ખ થતુ હોય તો એ મૂર્તિને તોડી નાખીને ફરી એ જ માટી કેળવીને એ રામની મૂર્તિ ઘડી શકે છે એમ કરવામા વિધાતા વચ્ચે આવશે નહીં આમ જોઈએ તો માણસના કર્મો જ એનુ નસીબ ઘડે છે, અને એ અર્થમા માણસ પોતે જ પોતાનો વિધાતા છે

પૂર્વજન્મના કર્મો વિશે ધારો કે એ સારા ન હતા—એ તો આપણે માત્ર કલ્પવાનુ રહ્યુ—તેથી આ જન્મે આપણે દુ ખ ભોગવવાનુ છે—પણ એ વાતેય સો ટકા સાચી નથી ભારે ખોરાકના ખાવાથી થયેલા અપચાનુ નિવારણ આપણે જાત જાતના ઉપાયોથી કરીએ છીએ તેમ, ગત જન્મોના કુકર્મોનુ ખરાબ પરિણામ પણ સારા કર્મોથી ફેરવી શકીએ છીએ

જે ખેડૂતને વારસામા કસ વિનાની જમીન વાળુ બીનઉપજાઉ ખેતર મળ્યુ છે, તે જો તેમા કશા સુધારો કર્યા વિના ખેડ્યા કરે તો અવશ્ય તેમા સારો પાક નહીં થાય પણ શુ એમ કરવુ ડહાપણભર્યું લેખાશે? અભણ અને ઓછો સમજદારી ગણાતો ખેડૂત પણ એ પડતર જમીનને સુધારીને, ઊંડી ખેડ કરીને, સારુ ખાતર, પાણી અને સારા બી વાવીને, સારી માવજત ને દેખરેખ રાખીને—ઉપજાઉ બનાવી સારો પાક લણશે દુ ખી માણસે પોતાના વર્તમાન જીવનને એ જ રીતે સરસ બનાવવાનુ છે

એ શી રીતે બને? પુરુષાર્થથી અને પુરુષાર્થ તો જેનામા વિવેકશક્તિ છે, નિશ્ચયબુદ્ધિ અને દૃઢ મન છે તે જ કરી શકે છે

સુકર્મો ને કુકર્મો થાય છે સારા કે નબળા વિચારોની પ્રેરણાથી દીર્ઘદૃષ્ટિથી કે ટૂકબુદ્ધિથી ત્યારે આપણે પ્રથમ તપાસીએ કે આપણી બુદ્ધિ,

આપણું મન અને દૃષ્ટિ કેવાક છે? એ ટૂંકા હોય તો તે ઈશ્વરની દેન છે એમ માની લઈએ તો તો આપણે ઈશ્વરને અન્યાય કરી બેસીએ ઈશ્વરે તો એક વાર આપણને છુટ્ટે હાથે નિર્મળ આત્માનું દાન દીધેલું છે એ દાનની વસ્તુનો ગેર ઉપયોગ કરી બગાડીએ આપણે, ને દોષ દઈએ ઈશ્વરને એ તો બેવડો અન્યાય કહેવાય

સાદી પીપર ને ચોસઠ પહોરી પીપરની શક્તિમા કેટલો તફાવત છે? એક, એકે વાર ભઠ્ઠીમા પડી નથી, બીજી ચોસઠ વાર અગ્નિમા પડીને પુટ સંસ્કાર પામી છે એટલે એ ઔષધ બની ગઈ છે અણઘડ વૈદે ભઠ્ઠી કરી હોય તો એ ઔષધ બનવાને બદલે રાખ જ બની જાય!

તેમ આપણને મૂળે આત્મા તો નિર્મળ અને બળવાન મળેલો છે, સારા કે ખરાબ કર્મોના સંસ્કારથી તેને આપણે વધારે બળવાન કે સાવ નિર્બળ કરી મૂકીએ છીએ

ચકલી પોતાનો માળો સરસ કરવા સારા ગોદડાને તેમા ચાંચ મારી મારીને રૂ કાઢી કાઢીને બગાડી મૂકે છે, તેમ આપણે આપણા અંગત હિત માટે એવા કર્મો કરીએ છીએ કે જેનાથી સમાજ બગડી જાય છે અને માણસ સામાજિક પ્રાણી છે સમાજનું અહિત થતા સરવાળે એનુયે અહિત થવાનું જ સમાજમા વસતા માનવ પ્રાણીના કર્મો તેને અને સમાજને પણ સરખા ઉપકારક ને ઉપયોગી હોવા ઘટે

☆

० કેટલાક પ્રાચીન શહેરોની આસપાસ રક્ષણ માટે અગાઉ કોટ બાંધવામા આવેલા આજે તો આખા દેશ પર એક જ સત્તાનું રાજ્ય છે, એટલે એ કોટની જરૂર રહી નથી એટલે એ જર્જરિત કોટની મરામત થતી નથી દિવસે દિવસે એ કોટની ઈંટો ને પથરા પડતા જાય છે, ખરતા જાય છે

કેટલાક શહેરીઓ પોતાના ઘરની દીવાલ ચણવા એ કોટની દીવાલની ઈંટો અને પથરા કાઢી લઈ જાય છે અને એ કોટને નામશેષ કરતા જાય છે

માણસ પોતે શ્રમ કરી પોતાની જરૂરિયાતની ચીજો પોતે ઉત્પન્ન કરવાને બદલે જ્યા એવી ચીજ તૈયાર પડી હોય ત્યાથી ઉઠાવી લાવે છે આમા ચોખ્ખો સમાજદ્રોહ રહેલો છે અને તેવા માણસની કોટિ બેસમજ પક્ષી કરતા જરાયે ચઢિયાતી નથી ચકલી જે ઘરમા માળો બાંધતી હોય તે જ ઘરમા પડેલા ગોદડા પોલા કરી તેના રૂનો માળો બાંધે એના જેવું જ આ કાર્ય છે મનુષ્યયોનિ આમ તો ઉચ્ચ છે, પણ મનુષ્ય પોતાના હીન કર્મોથી પોતાની જાતને નીચે ઉતારે છે

० મેથીના દાણા વાવનારો અઠવાડિયામા જ મેથીની ભાજી પેદા કરી તેનો ઉપયોગ કરી શકે છે પણ અઠવાડિયા પછી ફરી એણે મેથીની ભાજી ખાવાની ઇચ્છા થાય તો એણે ફરી મેથી વાવવી રહી.

કેરીનો ગોટલો વાવનારે ફળ પ્રાપ્તિ માટે બારેક વર્ષ તો ઓછામા ઓછું રાહ જોવી જ પડે અને ત્યા સુધી આંબાને બરાબર કાળજી રાખી ઉછેરવો પડે! પણ એક વાર આંબાને ફળ આવવા લાગ્યા એટલે દર વર્ષે એને આંબાના મીઠા ફળ મળતા રહેવાના એને જ માત્ર નહીં એ આંબાની સારી માવજત થતી રહે તો એના વારસોને ય એના પછી આંબાના મિષ્ટ ફળ ખાવા મળે જ

જે કર્મનું ફળ મોડું મળે છે તે આ રીતે મિષ્ટ અને લાંબા સમય સુધી લાભ આપનાર હોય છે તત્કાળ પરિણામ દેખાડનાર કર્મનું ફળ પણ ટૂંક મુદતી જ હોય છે —મo

## ઘેટાંનું ટોળું

એક વિખ્યાત જાદુગર હતો. અનેક જાતની જાદુકળા તે જાણે. જાદુના ખેલો કરી કરીને તે ખૂબ જ ધનવાન થયો. તે છતાં તે ઉદાર ન હતો. એના સ્વભાવમાં જ ચાલાકી અને લુચ્ચાઈ હતાં. બહુ સરળતાથી તે લોકોને છેતરી શકતો. એની પાસે પુષ્કળ ઘેટાં હતા. પણ તે સૌને ચરાવવા માટે લઈજવાને, તેમની રખેવાળી કરવા માટે કોઈ ભરવાડ રાખતો નહીં, આમ તે કજૂંસ પણ હતો. અને છતાં એક પણ ઘેટું ખોવાય નહીં એવું એને જોઈતું હતું. એ તો શી રીતે બને? બધા ઘેટાંને વાડ કરી તેમાં પૂરવામાં આવે તો જ એ શક્ય બને. પણ ઘેટા તો જંગલમા ચરવા જાય; કોઈ ટોળાથી છૂટું પડી જાય તો તેને કોઈ જંગલી જાનવર ખાઈ જાય, તો વળી કોઈ ખાઈમાં ગબડી પડતાં મરી પણ જાય. આમ છતા ઘેટા તો જંગલમાં જ ચરવાનુ પસંદ કરતાં. વાડમાં ગોંધાવાનુ એમને ગમતું નહીં. વળી એ જાદુગર કંઈ શોખ ખાતર ઘેટાં નો'તો પાળતો—એને તો ઘેટાંના ચામડાં ને માંસની જરૂર હતી.

હવે થાય શું? ઘેટાંઓને કોઇક તરકીબ કરીને વાડમાં પૂરવાં તો જોઈએ જ. અને જે અનેક જાતના જાદુ કરી જાણતો હોય તેને નવી તરકીબ ન સૂઝે એવું તે કંઈ બને? એણે બધાં ઘેટાંઓ પર જાદુ અજમાવ્યો અને સૌને મોહ પમાડીને વશ કરી લીધાં. એણે ઘેટાંઓને સમજાવ્યું કે તમે તો શ્રીમંત છો; તમારું ચામડું ઉતારી લેવાથી તમને કશું જ નુકશાન થતું નથી. હું તો કહું છું કે એમાં જ તમારી ભલાઈ છે! તમને તો જ્યારે તમારું ચામડું ઉતારી લેવામાં આવે ત્યારે આનંદ થવો જોઈએ. અને જુઓ, હું તો સારો માલિક છું; અને તમને સૌને હું એટલો બધો ચાહું છું કે તમારે માટે મને જે યોગ્ય લાગે તે જરૂર કરીશ. અને એમ કરતાં તમને કંઈ નુકશાન થશે તો તે તુરત તો નહીં જ થાય, પછીની વાત પછી. માટે તમારે એની નાહક ફિકર ન કરવી. તમારી ફિકર કરનારો હું કયાં નથી બેઠો! અને હા, એ વળી તમને કોણે કહ્યું કે તમે ઘેટાં છો? હાથે રહીને તમે તમારી જાતને હલકી કાં પાડો? અરે તમારામાંના કેટલાંક વનકેસરી છે વનકેસરી! કેટલાંક ગરુડ છે, કેટલાંક વાઘ છે તો કેટલાંક માણસ છે અને કેટલાંક તો મારા જેવાં જાદુગર છે!

ઘેટાં તો જાદુગરની એ જાદુ વાણી સાભળીને છક થઈગયાં! મા'ળા આપણે આ નાહકની ચિંતા કરીકરીને મરી ગયાં! મઝાની વાડ વચ્ચે નિરાતે ટોળામા રહેવાને બદલે જંગલમાં મરવા જતા'તાં! ના, ના, આપણે થોડાં ઘેટાં છીએ તે એમ રઝળવા જઈએ! આ જાદુગર સાચું જ કહે છે, આપણે તો ઘેટાં સિવાય ઘણું ઘણું છીએ. અને જ્યારે આપણા માથે આવો કાબેલ માણસ, આપણી ચિંતા કરનાર બેઠો છે ત્યારે આપણને વળી ચિંતા શેની? નિરાતે પડયાં પડયાં જિંદગી ન ગુજારીએ? અને એના બદલામા એ આ પણાં ચામડા ને માંસ માગે તો તેમાં ખોટું યે શું છે? એ બધું કરે છે તો આપણા ભલા માટે જ ને?

અને તે દિવસથી ઘેટાંઓએ જંગલમાં ચરવા જવાનું બંધ કર્યું, અને જાદુગર માસ ચામડાં ઉતારે એની રાહ જોતાં જાદુગરના ઘર આગળ જ પડી રહેવા લાગ્યાં.

મોહાસક્ત માણસની દશા પણ આવી જ છે.

☆

રાધ નામના ભિક્ષુને ઉપદેશ આપતાં તથાગતે બહુ સુંદર દૃષ્ટાંત આપતાં કહેલું : 'નાનાં છોકરાં છોકરીઓ માટીનાં ઘર બનાવીને રમે છે, અને જ્યાં સુધી એ ઘર પર એમની આસક્તિ હોય છે ત્યાં સુધી તેઓ એ ઘર પર પ્રેમ રાખે છે. પણ જ્યારે એમને ઘરોનો કંટાળો આવે છે ત્યારે હાથ પગથી એ ઘરો ભાંગી નાખી જ્યાં ત્યાં માટી ઉડાડી નાખે છે. તે જ રીતે હે, રાધ! તું રૂપવેદના વિગેરે સ્કંધોનો નાશ કર—એમના પર આસક્તિ ન રાખ!

# બગડેલી ભીંત

ગેરાલ્ડ કર્શ

સૂર્યના આકરા તાપમાંથી છૂટવા માટે લોકો વર્ષા અને રાત્રિની શીતળતાની રાહ જોતાં હતા. વાતાવરણ અકળાવે એવુ હતું. અસહ્ય ગરમી, વાયરાના અભાવથી આખો દિ' બેચેની રહ્યા કરતી હતી.

હુ એક મકાન સામે ઊભો અને કોઈ પીણુ પીવાની ઇચ્છા વ્યક્ત કરી. ચહેરે કરચલી પડેલી એક ડોશીએ મારા પર શંકાભરી નજરે જોઈને પૂછ્યુ ...'હેં ? . પણ તમે શુ પીશો ?'

જવાબ આપતા પહેલા મે જાણી જોઈને મારા ગજવામા હાથ નાખ્યો—એટલે એમા પડેલા પૈસાનો ખડખડાટ પેલી ડોશી સાભળી શકે

'ગરમીમા દિલ ઠારે એવુ જે કંઈ હશે તે ચાલશે ' મેં જવાબ આપ્યો

'આકાશ ગાજશે.' મેં વાત આરભ કરતા કહ્યુ

'હા, ગાજે, કદાચ ' એણે ટૂકો ઉત્તર આપ્યો.

મે આડંબરપૂર્વક ગજવામાથી ચાદીની સીગારકેસ કાઢી.

'તમે ઘરમા આવો. દારૂ તો મોઘો છે અને પાણી તો એનાથી યે વધારે મોઘુ છે ' ડોશીએ મને કહ્યુ

'ઘર તો ઘણુ મજાનુ છે ' મે ઘરમા પ્રવેશતા પ્રશસા કરતા કહ્યુ.

'હુ અહીં છેલ્લા બોત્તેર વર્ષથી રહુ છુ.'

'ઓહો ! આટલા લાબા સમયથી !'

'હું આ ઘરમા જ જન્મી છુ '

સાચુ, મેડમ ?'

'હા, હા સાવ સાચુ.'

'તમારી ઉમ્મર બહુ તો પચાસ કે તેથી યે બે ત્રણ વર્ષ ઓછા ધારુ છુ.'

'ના. મને બોત્તેર વર્ષ થઈ ગયાં છે. મારા પિતા પણ આ જ ઘરમા જન્મેલ.'

'એમ તે બને !' મેં આશ્ચર્યથી કહ્યુ

'પરન્તુ હુ માત્ર એક વાર જ આ ઘર છોડીને એક મહિનો આરામમા મારી બહેનને ત્યા ગઈ હતી. તે પછી ક્યારેય એક દિવસ માટે પણ બીજે ગઈ નથી !' ડોશીએ હસીને કહ્યું.

'શું તમને આનંદ ગમ્યુ નહીં ?'

'એ વિશે હુ હા કે ના કશું કહેતી નથી.'

'તો પછી ફરી ત્યા ન જવાનુ કોઈ કારણ ?'

'આ જુવો !' ડોશીએ સફેદ ભીંત બતાવી. એ ખરવા માડી હતી. ભીંતનુ પ્લાસ્ટર ખોતરી ખોતરીને ઊખેડી નાખવામા આવ્યુ હતું, પણ સફેદ ચૂનાના આછા પડ નીચે ખાડા ટેકરાવાળી અપમાન ભીત સ્પષ્ટ દેખાતી હતી

'એલિસે આ ભીતો પર પ્લાસ્ટર કરી આપવાનુ વચન આપ્યુ હતું. પણ એ તો ત્રણ વર્ષ પહેલાની વાત છે આજે તો આમ ને આમ જ ભીંતો પડી છે ' ડોશીએ જરા રોષમા કહ્યું.

'પછી શુ થયુ ?' મે પૂછ્યુ.

'બહેનનો ધણી મરી ગયો, એટલે એ એકલી પડી ગઈ. એણે ખૂબ આગ્રહ કર્યો એટલે મારે આરસ જવું પડયુ. મારુ મન તો ઉદાર રહ્યું, શુ કરુ ! મારો ખુદનો એના પર કાબૂ નથી મારા હૃદયે તો કહેલું કે તુ ન જા. પણ મૂરખ મને ન માન્યુ. એ ઉપરાન્ત બહેનનો ધણી સારો વેપારી હતો. બહેને કહ્યુ, હવે દુનિયામા મારે તારા સિવાય કોણ રહ્યુ છે ? મારી પાસે પંદર હજાર ફ્રાંક છે તુ મારી પાસે ચાલી આવશે તો તને કશી મુશ્કેલી નહી પડે. હુ તો મૂરખ રહી. ચાલી ગઈ એના કહેવા પર વિશ્વાસ મૂકીને. બહેને ફરી લગ્ન કરી લીધા ! જેટલા દિવસ હુ એની પાસે રહી એના બદલામા એણે મને બસો ફ્રાંક આપ્યા. હા, એટલા પૈસા પણ મારે લડી ઝઘડીને જ લેવા પડ્યા બસો ફ્રાંક નહીં આપે તો અહીં થી જાઉં જ નહીં. એવી હઠ પકડી ત્યારે માડ મળ્યા. ઓહ ! હવે કોઈ દિવસ ફરી આ ઘર નહીં છોડું !

'હુ બહેનને ત્યા જવાની હતી એ પહેલા ગામની એક સ્ત્રી મારી પાસે આવી એની સાથે

રંગને મારી રીતે શોષી લીધો છે ઓહ! એ ભીતને માટે હું કેટલી બધી રડી છું! સેંકડો વાર મેં ભીતો ખોતરી નાખી છે ભાઈ, તમે જ મારા ક્રોધનું અનુમાન કરી શકશો! પેલા ચિત્રકારે બધી ભીતો પર ચિત્રો દોરી કાઢ્યાં હતાં! હું તો ઘરડી સ્ત્રી છું તમને બરાબર બતાવી દઉં, એણે શું ચીતર્યું હતું એક અર્ધનગ્ન સ્ત્રી કેવળ સ્કર્ટ પહેરીને એક અર્ધનગ્ન પુરુષ સાથે ખેતરમાં કામ કરી રહી છે ખેતરમાં જાતજાતની વનસ્પતિ અને વૃક્ષો છે કેવું ઉન્મત્ત ચિત્ર હતું એ! કેટલાક કાળા અર્ધનગ્ન પુરુષો હાથ પર કંઈક રાખીને ઊભેલા અને વળી ધુમાડાના વાદળ પણ હતાં અને સૌથી ખરાબ ચિત્ર તો તે હતું—ત્રણ ચાર ગંદાં નાગાંપૂગાં મેલાંઘેલાં છોકરાં કાંકરાથી રમતાં હતાં અને એની પાર્શ્વભૂમિમાં બલ્કે બિલકુલ એની પાસે જ ના, ના એ એવો જુલમ હતો સ્કૂલના છોકરાની પેઠે ભગવાન હસતા હસતા ઊભા હતા!

પેલી ગામની સ્ત્રીને પૂછ્યું તો એ આ વિશે કશું જાણતી ન હતી આમેય એ ભોળી સ્ત્રી હતી પરંતુ હું જાણું છું કે એ ભોળીએ જ પેલા ઢીંગરા ચિત્રકારને એવાં ચિત્રો દોરવાનું કહ્યું હશે મેં ચિત્રોને ભીંત પરનું પ્લાસ્ટર ખોતરી ખોતરીને ભૂંસી નાખ્યાં તો પણ ભીંત પૂરેપૂરી સાફ નથી થઈ પ્લાસ્ટર કરાવવું એ આજકાલ એટલું મોંઘું છે કે મારા જેવી ગરીબને એ પોષાય જ નહીં મેં પોલીસમાં ફરિયાદ કરી, ભૂરી આંખો ગાજર જેવું માથું અને તમાકુથી ગંધાતા મોંવાળા એ માણસને મારી પાસે લાવો આમ બીજાના મકાનની ભીંતો લોકો બગાડતા ફરે તો પછી ન્યાય ક્યાં રહ્યો?

પરંતુ પોલીસ સત્તાવાળાઓને આજ સુધી એ ચિત્રકારનો રસ્તો લાગ્યો નથી અને કોઈએ એના વિશે આજ સુધી કંઈ સાંભળ્યું પણ નથી કદાચ કોઈએ એને આ લંકામાં જોયો હતો પરંતુ મારી આ ભીંત! ભાઈ હું એકલી ગરીબ સ્ત્રી મેં બહુ દુઃખ ભોગવ્યું છે!

☆

## ક્ષય અને દવા

વિનોબાજીને ભૂદાન પ્રવાસમાં ગામેગામ સ્ત્રીઓ, બાળકો વૃદ્ધો અને જુવાનો ગરીબો અને તવંગરો સૌ મળતા એમણે જોયું કે ખેતીમાં જાત ઘસી નાખતા મજૂરની દશા સૌથી ભૂંડી છે એક ગામમાં પૂછ્યું કેટલી વસ્તી?

'એક હજાર

'દસ વરસ પર કેટલી હતી?

એક હજાર'

એમ કેમ? આ તો વધવાને બદલે ઘટી કહેવાય!'

'જી, એકસો વીસ મજૂરકુટુંબો ગામ છોડી જતાં રહ્યાં રોજી નહોતી મળતી' વર્ષો સુધી અડધે પેટે રહી વતનભોમને વળગી રહી, છેવટે પાપી પેટનો ખાડો ભરવા માટે માની ગોદથી વિખૂટા પડી, ગામ છોડી જનારા ખેતમજૂરોની કરુણ કથા આ ટૂંકા સંવાદમાં સમાતી હતી ગામડાં ઘસાતાં હતાં એક તરફ ભણીગણીને ગામડાંના બુદ્ધિશાળી લોકો શહેરમાં ખેંચાઈ જતા હતા બીજી બાજુ ગામડાંના ધંધા શહેરોએ કબજે કર્યો હતા અને જમીનની વહેંચણી વિષમ થઈ ગઈ હતી તેથી રોજી ને રોટીને અભાવે ગરીબ ખેતમજૂરો શહેરોની મિલોમાં કાયા ઘસવા તણાઈ જતા હતા લફંગો પૈસો મહેનતુને મારતો હતો

વિનોબાએ માગ કરી, 'પૂરી મજૂરી પૈસામાં આપવાને બદલે રોજ ઓછામાં ઓછી અડધી પાયલી જુવાર આપો અને બાકી પૈસા આપો' કેટલાય ગામોમાં લોકોએ આમ કરવાનાં વચન આપ્યાં

# આધ્યાત્મિક પ્રેરણા મૂર્તિઓ



વર્તમાન યુગમાં આપણા દેશમાં આધ્યાત્મિક જીવનની પ્રેરણા આપનારા અને તેના વિકાસમાં મદદ કરનારી મુખ્યત્વે ચાર વિભૂતિઓ છે. રમણ મહર્ષિ, શ્રી અરવિંદ, સ્વામી રામદાસ અને શ્રી આનંદમયી.

એ મહાન વિભૂતિઓની સાધનાપદ્ધતિઓનો સાર શો છે તે જાણવાનો પ્રયત્ન કરીશું તો આપણને જરૂર લાભ થશે.

રમણ મહર્ષિનો મંત્ર છે—માણસ તું તને પોતાને ઓળખ. આ મંત્ર તો આદિકાળથી સાધકો આપણને કહેતા આવ્યા છે. પણ આ મંત્રને ફલિભૂત કરવાની એક વિશેષ પદ્ધતિ મહર્ષિએ સૂચવી છે કે માણસ સાક્ષીરૂપે જીવે. પણ તે કોનો સાક્ષી? આ વૈવિધ્યમય જગતને તે એક સાક્ષીરૂપે જુએ. આ વિવિધતાની પાછળ એક તત્ત્વ અથવા વિભૂતિ છે એવું ધ્યાન જ્યાં સુધી એની ચેતનામાં નથી ઉદ્ભવતું ત્યા સુધી આ ઐકયતા પ્રત્યક્ષ અનુભવવા માટે સાધકે જ્યારે જ્યારે અમુક ભાવના અથવા બનાવથી એનું હૃદય હાલી ગયું હોય ત્યારે ત્યારે વારંવાર પોતાની જાતને પ્રશ્ન પૂછવો જોઈએ—'હું કોણ છું?'

એ પ્રશ્ન જો એ શાંત ચિત્તથી પૂછશે તો ધીરે ધીરે તે જીવનના વર્તુળમાંથી જીવનના કેન્દ્ર તરફ જવાનું શરૂ કરી દેશે. અને જો એક વાર એને જીવનના કેન્દ્રની ઝાંખી થઈ ગઈ તો પછી ત્યાં જે અનંત અને અખૂટ શાંતિ અને આનંદ છે તેનો સ્વાદ તેને મળી જશે. જીવનના કેન્દ્રને સ્પર્શ કરવો એટલે શું? એનો અર્થ ફક્ત એટલો જ થાય છે કે માણસને પરમાત્માનું મિલન થાય છે. અને માણસનું પોતાનું વ્યક્તિત્વ પ્રભુની વિભૂતિમાં સમાઈ જાય છે. તેથી પ્રભુ જગત અને જીવન—જે તેણે સર્જ્યાં છે—નો સાક્ષી બની જાય છે. અર્થાત્ આવા અનુભવ પછી સાધક જે કાંઈ જુએ છે તે પ્રભુની આંખ દ્વારા જુએ છે, અને જે કંઈ અનુભવે છે તે પ્રભુના હૈયાથી અનુભવે છે.

શ્રી અરવિંદની સાધનાપદ્ધતિ જરા જુદી છે. જો કે તેનું ધ્યેય પણ રમણ મહર્ષિની પદ્ધતિ જેવું જ છે. શ્રી અરવિંદ માણસને કહે છે કે સમગ્ર યોગ દ્વારા તું જડતાવાદ અને માનસિક સત્તાથી દૂર રહીને આત્માના જગતમાં પ્રવેશ કર, ત્યાં તને અતિમનસનો સ્પર્શ થશે. અતિમનસ તો પ્રભુના વિરાટ અને વિશ્વમય આત્માનું એક દ્વાર છે. એક જ વાકયમાં જો કહીએ તો શ્રી અરવિંદનો મૂળ મંત્ર છે દરેક વિચારને, તમારા વ્યક્તિત્વના પ્રત્યેક અંગને દૈવી બનાવો, દૈવી બનાવો!

અને આનંદ આશ્રમના સ્વામી રામદાસની સાધનાપદ્ધતિ શી છે? તે છે સતત પ્રભુનું નામ-સ્મરણ કરવું. આ સતત્સ્મરણના પરિણામે સાધકનાં મન અને દિલ તથા આત્મા પર જે અનેક આવરણો છે તે સરી જાય છે. અને સાધક એક નવજાત શિશુ જેવો સરળ અને નિર્દોષ બની જાય છે. અને એક પેગંબરે શું એવું નથી કહ્યું કે જ્યાં સુધી આપણો સ્વભાવ એક બાળક જેવો સરળ અને નિર્દોષ નહીં બને ત્યાં સુધી આપણે સ્વર્ગના રાજ્યમાં દાખલ નહીં થઈ શકીએ. અને સ્વર્ગનું રાજ્ય તો છે આનંદ-રાજ્ય. તેથી સ્વામી રામદાસ કહે છેઃ પ્રભુનો જય હો, પ્રભુનો જય હો!

તમે કોઈ દિવસ શ્રી આનંદમયીનું શાંત અને સ્મિતભર્યું પ્રસન્ન વદન જોયું છે? જો જોયું હશે તો તમને ખાત્રી થઈ ગઈ હશે કે તેમની એ શાંતિનું એક જ કારણ છે કે તેઓ પળેપળે એક એવી આંતરિક ચેતનાની ભૂમિ પર બિરાજે છે કે જ્યાં અનંત અને અમર યુગલ રાધા-કૃષ્ણ અથવા પ્રભુ અને તેના ભક્ત નૃત્ય કરી રહ્યા છે. એ નૃત્ય જોતાં જ જોનારનું હૃદય વિરહભાવથી વ્યાકુળ થઈ જાય છે. અને તેમાંથી જ એક જ પ્રાર્થના અથવા પુકાર નીકળે છે—'ઓ બંસી બજૈયા! દરશ દૈયા!!'

ટૂંકમાં આનંદ માની સાધનાનો સાર એક અનંત વિરહભાવમાં છે. અર્થાત્ બંસરીની વૈરાગ્ય જન્માવનારી તાન. અને એ બંસરીની તાન સાધકની ચેતનામાં હમેશાં સંભળાય એટલા માટે તેણે પોતાની ચેતનાને દ્વંદ્વભાવથી મુક્ત રાખવાનો સતત પ્રયત્ન કરવો.

# પ્રેરક પ્રસંગો

અંજુમ વાલોડી

એક વાર મહા તપસ્વી હજરત મા'રૂફ કરખી પોતાના કેટલાક અનુયાયીઓ સાથે દજલા (તિગ્રીસ) નદી પાસેથી પસાર થતા હતા, ત્યા કેટલાક ઉચ્છૃંખલ યુવાનો તેમની નજરે પડ્યા, જેઓ શરાબ પીને ધાંધલ તોફાન કરી રહ્યા હતા. હજરત મા'રૂફના અનુયાયીઓ થોડીવાર તે યુવાનો તરફ ઘૃણાપૂર્વક જોઈ રહ્યા અને પછી હજરત મા'રૂફને કહેવા લાગ્યા 'ખુદાની હજૂરમા આપ દુઆ ગુજારો કે તે એ પાપીઓને નદીમા ડુબાડી દઈ તમામ ફૂરી નાખે!'

ત્યારે હજરત મા'રૂફ કહેવા લાગ્યા તમે સૌ એમ જ ઈચ્છો છો ને કે પાપી યુવાનો તબાહ થઈ જાય કે જેથી એમના આ દુષ્કૃત્યોની અસર બીજા લોકો ઉપર પડવા પામે નહિ? ઠીક ત્યારે તમે પણ દુઆ માગો, અને હુ પણ માગુ છુ

આમ કહીને એમણે પોતાના બન્ને હાથ ઉઠાવી દુઆ માગી હે પરવરદિગાર! જેવો એશ અને આનંદ તે એ યુવાનોને આ લોકમા બક્ષ્યો છે તેવો જ પરલોકમા પણ બક્ષજે!'

અને એમને મોઢે દુઆના એ શબ્દો સાંભળી બધા અનુયાયીઓ નવાઈ પામી એક બીજાનુ મો જોવા લાગ્યા પછી બોલ્યા હે શેખ! આપની એ દુઆ પાછળનુ રહસ્ય અમને ના સમજાયુ

હજરત મા'રૂફે કહ્યુ 'જરા ધીરજ ધરી જે થાય તે જોયા કરો'

ને જોતજોતામા તો બધા યુવાનોનો નશો ઊતરી ગયો તેમણે પોતાની પાસેનો બધો શરાબ ઢોળી દીધો અને પછી હજરત મા'રૂફના પગોમા ઢળી પડી સાચા દિલે પોતાના દુષ્કૃત્યોનો પર તાવો કરવા લાગ્યા.

પછી હજરત મા'રૂફે પોતાના અનુયાયીઓને ઉદ્દેશીને કહ્યુ જોયુ? એમનો નાશ થયા વિના જ એમના પાપી મનનો નાશ થઈ ગયો, અને તમારી ઈચ્છા પાછળની ભાવના પણ ફળી ગઈ"

મહાતપસ્વી હજરત ઈબ્રાહીમ અદહમના પૂર્વ જીવનની આ વાત છે ત્યારે તે બલ્ખના સુલતાન હતા તેમની આજ્ઞા પ્રમાણે રોજ રાત્રે તેમના સૂવાના બિસ્તરા ઉપર સતા મણ ફૂલોની સેજ પાથરવામા આવતી હતી

એક વાર, ફૂલોની એ સેજ પાથરનાર દાસીને મનમા થયુ કે સુલતાનને આવવાને હજી વાર છે એટલે, લાવ, થોડીવાર હુ એ સેજ ઉપર સૂઈ જોઉ! અને પછી દૈવયોગે તે સેજ ઉપર આડી પડતાની સાથે જ તેને ઊંઘ આવી ગઈ

થોડીવાર પછી સુલતાન સૂવા માટે શયનખંડમા ગયા તો ત્યા પોતાની પથારી ઉપર દાસીને સૂતેલી જોઈ તેમના ગુસ્સાનો પાર રહ્યો નહિ તેમણે કોરડો લઈને દાસીના દેહ પર બે ચાર ફટકા વીંઝી માર્યા દાસી તરત જ ઊઠીને રડતી રડતી તેમની સામે ઊભી થઈ ગઈ, અને પછી રડતા રડતા એકદમ હસી પડી

દાસીનુ એ વિચિત્ર વર્તન જોઈ હજરત ઈબ્રાહીમનો ગુસ્સો ઠંડો પડ્યો પૂછ્યુ 'તુ આમ અચાનક શા માટે હસી પડી?'

દાસીએ કહ્યુ 'હજૂર! મારા હસવાનુ કારણ એ છે કે લગભગ વીસેક મિનિટ જ હુ આપની પથારીમા સૂતી હોઈશ તેટલામા તો આપે મારા કોમળ દેહ પર બે-ચાર ફટકા લગાવી દીધા, પરંતુ આપ તો રોજ આખી રાત એ પથારીમા સૂઈ રહો છો, તો ખુદાપાક આપને એની કોણ જાણે શી યે સજા કરશે! બસ એ જ વિચારે મારાથી હસી જવાયુ હતુ'

દાસીની એ માર્મિક વાત સાંભળી હજરત ઈબ્રાહીમના દિલમા ચૈતન્યનો ઉદય થયો, અને તે પછીથી આખી આખી રાત જાગી ખુદાની બંદગીમા તલ્લીન રહેવા લાગ્યા

# સ્વભાવ

—કહ્‌ષી

'ઉઘરાણાવાળા આવ્યા છે? મોકલ, મોકલ, ધરમની ધજા બાંધી છે તે થોડું ના પડાવાનું છે?' મનસુખ શેઠે નોકરને કહ્યું. અને નોકરના ગયા પછી થોડી વારે કેટલાક ભાઈઓ ઓરડામાં દાખલ થયા ત્યારે શેઠ કામમાં ઊંડા ડૂબી ગયા હતા.

'જે જે શેઠજી!' આવનારાઓએ પ્રણામ કર્યા અને બેઠા.

શેઠે માથું ઊંચું કર્યું અને આછું હસીને આવકાર આપ્યો. વળી પાછા કંઈક શોધતા હોય તેમ ચોપડામાં નજર નાખી અને એમ નીચી નજરે જ પૂછ્યું. 'કેમ આવવું થયુ?'

'એમ છે ને, શેઠ, શેરીમાં અખાડો કર્યો છે તેને વિકસાવીએ એવો વિચાર થયો એટલે યોજના કરી છે. તેમાં તમારી સલાહ અને મદદ માટે આવ્યા છીએ.'

'તે ભલે આવ્યા. તમારું જ ઘર છે આ તો. બાકી તમે યોજના કરી એમાં મારે શું કહેવાનુ હોય? પણ તમે જાણો છો ને, આપણે વાણિયા ભાઈને અખાડા કેવા? એ તો આપણા લોકો અંદર–અંદર લડયાં, કોમી તોફાનો થયાં ત્યારે અખાડો કર્યો એ ઠીક થયુ. પણ હવે એ તારને નાહક તાણવાની જરૂર મને જણાતી નથી. આ તો મારો વિચાર થયો. બાકી તમે કંઈ કરો એમાં મારે કાંઈ કહેવાનું ન હોય.' શેઠે હાવકાઈથી કહ્યુ. સાથે સાથે નોકરને સાદ કર્યો અને એ વણ કપ ચાહ કરી લાવવાવો હુકમ કર્યો.

'ના, ના. એવી કંઈ જ જરૂર નથી.' આવનારા એમ કહેતા રહ્યા ત્યારે, 'સાવ કાંઈ પાણી પીવડાવીને થોડા કઢાય છે?' કહીને મનસુખરામે એમની વાત ટાળી નાખી. અને બીજી ત્રીજી વાતો આવનારા સાથે કરવા માંડી.

ટીપ ભરાવવા આવેલા મૂળ વાત પર આવવા બહુ યે મથે પણ ફાવે નહીં. એટલે અકળાય. એકે હિંમત કરી વચ્ચે જ પૂછી નાખ્યુ: 'ત્યારે, તમારી કેટલી રકમ નોંધીએ શેઠ?'

'શાની રકમ?'

'આ અખાડાનાં સાધનો વધારવા બાબતમાં.'

'મેં તો મારા વિચાર તમને જણાવી દીધા! લો આ ચાહ આવી. પહેલાં એને પતાવો. ઠંડી પડશે. પછી વાત.' અને તે સાથે જ નોકરને બોલાવી પૂછ્યુ: 'અલ્યા મોહનભાઈ ક્યારે આવવાના છે?'

'એ ઘરેથી નીકળી ચૂક્યા છે. હમણાં આવી પહોંચશે. ફોન હતો.'

'ઠીક. જુઓ ત્યારે—શું તમે હજી ચાહ નથી પીધી? અરે મારી શું રાહ જુઓ છો? પીઓ. હા, અને બીજું કંઈ કામ હોય તો કહો મારે જરા..'

'બીજું તો કંઈ નહીં, આમાં તમને ઠીક લાગે તે રકમ ભરો.' એક ભાઈએ ચાહનો ઘૂંટડો ગળે ઉતારતા કહ્યુ.

'જુઓ ભાઈ, મેં તો કહી દીધું છે. બાકી તો પાંચ દશ માટે કંઈ તમારે ધક્કો ખાવાનો હોય? મુનીમને કહી દઈશ. ચાલો ત્યારે. ફરી મળજો. આનંદ થશે. શું કરીએ. જરા જેટલી યે નવરાશ નથી મળતી.'

અને આવનારાઓ પણ આ તલમાથી ઝાઝું તેલ નીકળે એમ નથી એમ જાણી ચાલતા થયા. એકે બીજાને પૂછ્યું: 'આમ તો શેઠ કેવા મીઠા છે? પણ મૂળ વાત પર આવીએ ત્યાં કેવા મોઢાના ભાવ ફરી જાય છે?'

'સાપની પૂછડી પર પગ ન મૂકીએ ત્યાં સુધી તે શાંત પડી રહે છે, એની ક્રિડા જોવી પણ ગમે છે, પણ જ્યા પગ પડ્યો કે તરત.......' બીજાએ જવાબ આપ્યો.

✽

નાધન ખુશીનાં હાસ્યને માટે ન જોઈએ,
હસવું જ હોય, હાલ પર મારા હસું નહીં!—અનિલ

# આસોપાલવનુ તોરણ

રતિલાલ-અનિલ

સુરેશ અને પકજ બને એક જ વર્ગમા સાથે ભણે બેઉ એક જ શેરીમા રહે બનેને સારુ બને બને ભણવામા સરખા હોશિયાર પણ બનેની સ્થિતિ સરખી નહીં સુરેશના પિતા તો વેપાર કરે અને સારુ કમાય જ્યારે પકજના પિતા તો નોકરી કરે દોઢસોના માસિક દરમાયાની મર્યાદિત આવકમા ઘર ચલાવવાનુ એટલે કરકસર અને સાદાઈથી વ્યવહાર ચલાવે

સુરેશ તો કાયમ ઊંચી જાતના, મોઘા ફેશનેબલ કપડા પહેરે પકજ તો સામાન્ય જાતના કાપડના પણ ચોખ્ખા કપડા પહેરે

સુરેશ તો સુખ ચેન અને આરામભર્યા વાતાવરણમા ઊછરેલો, જ્યારે પકજે તો ગરીબીમા જ દિવસ કાઢેલા એકને સાધનોની કશી તગી નહીં પણ બીજાને મર્યાદિત સાધનોથી ચલાવી લેવુ પડે આમ છતા એક બાબતમા બને સરખા જ ભાગ્યશાળી હતા—બનેને મા બાપનો પ્રેમ એક સરખો જ મળતો હતો

દેખીતો પક્તિભેદ હોવા છતા પ્રેમ થોડો કાઈ પક્તિભેદ કરે છે? દ્વેષ માણસને નોખા કરે છે અને પ્રેમ એક કરે છે મૈત્રીના પ્રેમે સુરેશ અને પકજને એક કર્યા

એકબીજાના સુખદુખમા બેઉ સરખો ભાગ લે વર્ગના બીજા બાળકોને એમની ઈર્ષ્યા પણ થતી મોટા સાથે ફરવાથી થોડુ કઈ મોટુ થવાય છે!' એમ પણ કોઈ પકજને કહેતું અને એને હૈયે આઘાત પણ લાગતો અને ક્યારેક પોતાની વેદના તે પોતાની મા પાસે ઠાલવતો મા તો બાળકનુ તારણ તે તો બાળકના બધા લાડ કોડ પ્રેમથી સહે ને સમજે જરા ગુસ્સે થાય અને વળી બીજી જ પળે નમ્રતાથી બાળકને સમજાવે પણ ખરી પિતા તો એટલી ધીરજ ક્યાથી લાવે? ટૂકમા જ પતાવે 'ગરીબના દીકરાને આવુ ન પોષાય' મોટો થઈ ને જાતે કમાઈને લાડ કરજે' આવુ અવુ પણ ક્યારેક કહી નાખે

સુરેશની વર્ષગાઠ આવે ત્યારે તે પકજને પોતાને ત્યા અચૂક જમવા તેડી જાય પકજને ત્યા તો વર્ષગાઠ પણ સાદાઈથી જ ઊજવાય ત્યા મિત્રને શુ તેડી લાવે? એવુ તો સુરેશ પોતાને ત્યા રોજ ખાતો હોય આમ પકજને કોઈ વાર ઓછુ આવી જતુ પણ બાળકોમા કોઈ એક જ જાતનો ભાવ લાબો સમય ટકી રહેતો નથી ઘડીમા લાગી આવે ને ઘડીમા ભૂલી જાય

શાળામા બધા જુદા જુદા પોશાકો પહેરીને આવે તેથી બધુ ચિત્ર વિચિત્ર લાગે સિપાઈના પોશાક સરખા નર્સોના પોશાક સરખા તો, વિદ્યાર્થીઓના કેમ નહીં? અને શાળામા અધ્યક્ષે એવો હુકમ કાઢ્યો કે બધાએ એકસરખા જ—યુનિફોર્મમા પોશાકમા વર્ગમા હાજરી આપવી વિદ્યાર્થીઓના વાલીઓએ ઉહાપોહ કર્યો આ વળી નવુ તૂત કોણે દાખલ કર્યું શ્રીમત વાલીઓને પોલીસ ડ્રેસ જેવું લાગ્યુ અમારા બાળકો સિપાઈડા થોડા છે? ભગવાને બે પૈસા આપ્યા તો છોકરાને સારા કપડા યે ન પહેરાવીએ?

સુરેશના પિતા તો શાળાઓના ટ્રસ્ટીઓમા હતા એ તો પહોચ્યા અધ્યક્ષ પાસે 'આ વળી નવું શુ માડ્યુ છે?' એમણે જતા જ પ્રશ્ન કર્યો

'બધાના કપડા સરખા હોય તો વર્ગ શોભે સૌમા સમાનતાની ભાવના યે જાગે પરદેશમા આવો જ રિવાજ છે' અધ્યક્ષે સમજાવતા કહ્યુ

'એમ સરખા કપડા પહેર્યે બધા સરખા થઈ જવાના? સૌમા સમાનતાની ભાવના આવવાની? આજકાલ બધાને સરખાનુ ભૂત ભરાયુ છે બધા સરખા હોય તો જુદા ન દેખાત આ તો ભગવાનની ભૂલ સુધારવા નીકળ્યા! અને પરદેશમા એવો રિવાજ હોય એટલે આપણે યે દાખલ કરવો? અને કહે છે કે આ નવી છે પાયાની કેળવણી! શુ ગરીબ છોકરાના મા બાપને આ નવા કપડા ભારે નહીં પડે?' પકજના પિતાએ તે'જ રોષમા કહી નાખ્યુ

'શેઠ, આમાં કંઈ મારો એકલાનો વિચાર નથી. તમે જાણો છો કે આપણી સ્કૂલની શહેરની સારી સ્કૂલોમાં ગણના થાય છે. બીજી સ્કૂલમાં અમુક પ્રથા દાખલ થાય તે પછી આપણે પણ તે પ્રથા દાખલ કરીએ તે અનુકરણ કર્યું કહેવાય. બાકી હું થોડો સામ્યવાદી છું? શું તમે મને નથી ઓળખતા? આપણે તો જેટલું સારું થઈ શકે તેટલું કરવાનું. અને વિદ્યાર્થીઓમાં સમાનભાવ હોય એ કંઈ પરદેશનો વિચાર કે રિવાજ છે એવું નથી. એ તો આપણે ભૂલી ગયા એટલું જ. વિદ્યાર્થીઓમા અગાઉ સમાનતાનો ભાવ ન હોત તો કૃષ્ણ સુદામાની આદર્શ મૈત્રીનો દાખલો આપણને જોવા મળત ખરો? ગુરુના આશ્રમમાં ત્યારે તો રાજકુમાર હોય કે ગરીબ બ્રાહ્મણ કુમાર હોય–બધા સરખા હતા. સૌનો સરખો વેશ, સરખા જ કાર્યો હતા. તમે તો ધર્મ-ભાવ રાખો છો એટલે એ વિશે મારે વધારે કહેવું નકામું છે. શરૂઆતમાં ગરીબ વિદ્યાર્થીઓના વાલીઓને જરા આકરું પડશે. પણ પછી ટેવાઈ જશે. જેમની સ્થિતિ સાવ નબળી હોય તેમને આપ જેવા થોડી મદદ કરે તો એમા ભગવાન રાજી જ થશે. આમે ય તમે સ્કૂલને ઘણી મદદ કરો છો.'

'તે તો કરીએ જ ને. પણ આ તો રોજ ઊઠીને નવું! બાકી બધાને સરખા કરવાનો જે વાયરો વાયો છે તે કોઈ દિવસ કોઈને હિમાલયને ય તોડી પાડવાનો વિચાર સૂઝશે. કૃષ્ણ સુદામા ગુરુને ત્યાં સમાનભાવે રહ્યા તેથી શું ગૃહસ્થાશ્રમમાં એ લોકોમાં સમાનતા રહી? સુદામા, સુદામા જ રહ્યા ને કૃષ્ણ, કૃષ્ણ જ રહ્યા ને! હશે તમને ઠીક લાગે તે કરો. આપણે તો આપણી સ્કૂલનુ સારું દેખાય એમાં રાજી.'

'મને તો ખાત્રી હતી કે તમે નવો ફેરફાર સમજી શકશો. ઘરને શણગારવું હોય ત્યારે તો ફૂલથી શણગારીએ. પણ ગામને શણગારવું હોય ત્યારે તો લિમડા અને આસોપાલવ જ કામ લાગે! ફૂલના તોરણથી તો આપણા ઘરના ટોડલા શણ-ગારાય, અને તેમા ચે વિવિધતા ખાતર થોડાં ફૂલને આતરે એક એક આસોપાલવનું પાંદડું નાખવું જ પડે. પણ આસોપાલવ કે લિમડાના તોરણમા વચ્ચે કંઈ ન નાખીએ તો ચાલે; અને આખું ગામ શણગારી શકાય. આ જે નવો, સાદો યુનિફોર્મ વિદ્યાર્થીઓ માટે નક્કી કર્યો છે એને આસોપાલવનુ તોરણ જ સમજો ને શેઠ!' શાળા ધ્યક્ષે સહેજ મરકતાં કહ્યું.

અને પંકજના પિતા મનસુખ શેઠ પણ હસી પડ્યા. પોતાનો ટોડલો ફૂલથી શણગારવા કરતા આસોપાલવના તોરણથી આખું ગામ શણગાર-વાનો વિચાર એમને ઘણો ગમી ગયો. એમણે પોતાના તરફથી સાવ ગરીબ વિદ્યાર્થીઓને નવાં કપડા આપવાનું વચન આપ્યુ.

એક માણસ હજરત મહમદ પાસે આવ્યો. એની પાસે એક નાની કપડાની પોટલી હતી. કપડામાં કંઈક વીંટેલું હતું. મહંમદ સાહેબે પૂછ્યું: 'આમાં શું છે?'

'હે પેગંબર! હું જંગલમાંથી આવતો હતો. મેં ચકલીના બચ્ચાનો અવાજ સાંભળ્યો. પાસે જઈને જોયું તો ચકલીનાં કેટલાંક બચ્ચાં હતાં–મેં તે આ કપડાંમાં વીંટાળી લીધાં. એ જોઈને એની મા શોરબકોર કરવા લાગી. મેં પોટલી છોડી તો બચ્ચા સાથે તે પણ આવી ગઈ. તે બધું આ પોટલીમા છે.'

હજરત મહંમદે તરત તેને હુકમ કર્યો કે, 'જા હમણાં ને હમણાં જ્યાંથી તું એ બચ્ચાં ને તેની માને ઉપાડી આવ્યો છે તે જ જગ્યા પર એ સૌને છોડી આવ.'

પેલા માણસે હુકમ પ્રમાણે ચકલી ને તેનાં બચ્ચાને જંગલમાં, તેના માળામા મૂકી આવ્યો.

માનવી ગતકાળનાં ગીતો જ શાને ગાય છે,
શું ખરેલો તારલો કહે છે, ગગન કેવું હતું?–અનિલ

# અદ્‌ભૂતાયતન !

ગિરનારવાસી

તે દિવસે સધ્યા ટાણે મે 'અદ્‌ભૂતાયતન મા પ્રવેશ કર્યો ત્યા કેવી શાતિ હતી! અને કેવો આનદ! આનદની તો લહેરો જ ઊડતી હતી!

જ્યા જ્યા મારી નજર પડી ત્યા ત્યા મે અદ્‌ભૂતનો આવિષ્કાર જોયો અને હુ ગાવા લાગ્યો—

ઇધર દેખતા હુ, ઉધર તુ હી તુ હૈ
કે હર શયમે જલ્વા તેરા હુબહુ હૈ

એ અદ્‌ભૂતાયતનમા પ્રત્યેક વસ્તુ પર પ્રભુના હસ્તાક્ષર હતા હા 'હસ્તાક્ષર ' શુ ગુરુદેવ કવિન્દ્ર ટાગોરે સૌન્દર્યની એવી વ્યાખ્યા નથી કરી કે સૌન્દર્ય પ્રભુના હસ્તાક્ષર છે?

પણ 'પ્રભુના હસ્તાક્ષર' વાક્યનો અર્થ શો?

ફક્ત એટલો જ કે જે વસ્તુ અથવા વ્યક્તિ પર પ્રભુ પોતાના હસ્તાક્ષર કરે છે તે પ્રાણમય બની જાય છે એવી જ રીતે આ જડમય જગત લાખો કરોડો વર્ષ પૂર્વે એક સુદર સૃષ્ટિમા પલટાઈ ગયુ હતુ

અને કવિ કે કલાકાર અથવા જે કોઈ, કઈ સુદર, સત્ય અથવા શિવ સર્જે છે, તે એક જડ પ્રાણહીન વસ્તુમા પ્રાણ પૂરે છે મૂગાને વાચા આપે છે કીડીની ચાલે ચાલનારને તે વિહગગતિ પ્રદાન કરે છે એવી છે અદ્‌ભૂત સર્જન કરવાની કલા, કીમિયો

જે અદ્‌ભૂતાયતનમા હુ પ્રવેશ્યો ત્યા મને આ સત્યનુ પગલે પગલે પ્રમાણ મળ્યુ એક ખૂણામાથી બુદ્ધ ભગવાને મને આશીર્વા૰ આપ્યા પણ બુદ્ધ ભગવાન અહી ક્યાથી પધાર્યા? આ પ્રશ્નનો જવાબ તે કળાકાર જ આપી શકે જે પોતાની સર્જનની ઉગ્રસાધનાથી—આ સાધનાના બે મુખ્ય અગો છે પરિશ્રમ અને પ્રાર્થના પ્રાર્થના દૃષ્ટિ પામવા માટે, અને પ્રભુ જે સુદર છે તેને જોવા માટે અને પરિશ્રમ કૃતિ માટે—જેણે ગઈ કાલે માત્ર માટીનો એક લોદો અથવા કાગળના કટકાનો નકામો ડૂચો હતો—કટકો અને કૃત્રિમ—તેને તેણે એક પ્રાણમય મૂર્તિમા પલટી નાખ્યો

અને આ બુદ્ધ ભગવાનના ચરણો પાસે સુવાસિત અગરબત્તી કોણે એક સુદર ધૂપદાનમા મૂકી છે? તેની સુગધ તો એક ગુલાબના ફૂલ જેવી છે કેમ કે, એક સામાન્ય માટીના પાત્રમા તેણે એવો તો પ્રાણ પૂર્યો છે કે તે એક અદ્‌ભૂત ફૂલમા પલટાઈ ગયુ છે એવી રીતે માટી કે કાગળને પુનર્જન્મ આપીને કળાકારે એક અછૂતને રાજાઓના મહેલોમા અને મદિરોની વેદી પર બ્રાહ્મણની જેમ એક ઊંચુ, બેસવાનુ સ્થાન આપી દીધુ

પણ પેલા બીજા ખૂણામાથી કોણ પ્રભુની ભક્તિમા મસ્ત થઈ ને ભજન ગાતા ગાતા આવી રહ્યુ છે? એ તો આપણા સૌરાષ્ટ્રના ભક્ત શિરોમણિ નરસિહ મહેતા! તેઓ હરિજનવાસમા ભજન કરવા પધાર્યા છે અને લોકોને સમજાવી રહ્યા છે કે 'અહી કોઈ છૂત અછૂત નથી કેમ કે સૌથી પ્રથમ આપણે એક જ પ્રભુના સતાનો છીએ ' આ સત્ય સાભળી હરિજનવાસમા રહેનારાઓના મોઢા આનદથી કેવા ઉજ્જ્વળ અને પ્રસન્ન દેખાય છે!

અને આ હરણા ક્યાથી દોડતા આવ્યા? ભક્ત નરસિહના ભજન સાભળવા? એવા સુદર હરણા મે બાહ્ય આખોથી ક્યારેય જોયા નથી એ પશુઓને ફરિશ્તા જેવી ખૂબસૂરતી અને દ્રુતગતિ કોણે આપી?

અદ્‌ભૂતાયતનમા એવી બીજી ઘણી સુદર કૃતિઓ મે નિહાળી અને એકવાર ફરીથી મારો આત્મા પોકારી ઊઠ્યો 'અદ્‌ભૂત!' 'અદ્‌ભૂત!

મારા આ સૂરમા ગિરનાર દેવતાએ સા૰ પૂર્યો 'અદ્‌ભૂત!' અદ્‌ભૂત!'

પણ આ 'અદ્‌ભૂતાયતન' ક્યા હતુ?

ગિરનારની તળેટીમા!

એ તો રૂપાયતનનુ સૌન્દર્ય મદિર જ્યા સરસ્વતી કળાકારના હૃદયાસન પર બિરાજે છે



# આવા હતા બાપુ

'સમત્વ' યોગ ઉચ્યતે'

આશ્રમ પોતાની શ્રેષ્ઠ કૃતિ હોવાનું બાપુ કહેતા એ તો જાણીતું છે.

બાપુને ખાદી અને સૂતર-કાંતણ માટે અત્યંત પ્રેમ હતો એ પણ જાણીતું છે.

એટલે બાપુ સાબરમતી આશ્રમમાં હતા તે દરમ્યાન એમની જન્મજયંતીને દિવસે કાંતણ-હરીફાઈ યોજાતી તેમાં આશ્રમનાં બધાં-બાળકોથી માંડીને ઘરડાં સુધી ઉત્સાહભેર ભાગ લેતાં.

એવા એક જન્મદિવસે આશ્રમમાં કાંતણ-હરીફાઈ યોજાઈ. તે દિવસે ચોવીસ કલાક અખંડ રેંટિયા ચાલ્યા.

ચોવીસ કલાકના અતિ પરિશ્રમથી એક વિદ્યાર્થી તાવમાં પટકાઈ પડ્યો. બાપુને ખબર મળતાં તરત તે વિદ્યાર્થી પાસે ગયા. તેના માથે વહાલથી હાથ મૂકી બાપુએ ટકોર કરી: 'કેમ પટકાઈ પડ્યો ને? જેમ આળસ ત્યાજ્ય છે તેમ અતિ પરિશ્રમ પણ ત્યાજ્ય છે. આપણે ગીતામાં રોજ ગાઈએ છીએ ને? સમત્વં યોગ ઉચ્યતે. આ સમજાયું?'

☆

'પ્રેમ અને દયા જ હોવાં જોઈએ'

આશ્રમના વિદ્યાર્થીઓ માટે સાબરમતીમાં બાપુએ શાળા શરૂ કરાવેલી, કાકાસાહેબ, કિશોરલાલભાઈ, નરહરિભાઈ જેવા પ્રખર વિદ્વાન અને કેળવણીકારોએ આશ્રમનાં બાળકોના ભણતરની જવાબદારી ઉપાડેલી.

શિક્ષકો માત્ર ભણાવતા નહીં, પણ બાળકોના મિત્રો બનીને તેમનામાં ઉચ્ચ સંસ્કાર રેડતા. અક્ષર કેળવણીની સાથે ચારિત્ર્યની કેળવણી પણ આપતા.

બાળકોને રહેવા માટે છાત્રાલય આશ્રમમાં જ હતું.

કહેવત છે ને કે વાંદરો ઘરડો થાય તોયે ગૂલાંટ માર્યામાંથી જાય નહીં. તેમ પ્રેમભર્યું નિર્મળ વાતાવરણ અને ચીવટભરી દેખરેખ છતાં બાળકો કોઈ વાર તોફાન કર્યા વિના ન રહે.

એક વાર કોઈક કારણસર બાળકો અંદર-અંદર ખૂબ લડ્યાં અને હાથોહાથ આવી ગયાં. બાપુ પાસે તો બધા સમાચાર પહોંચે. આ વાત પણ તેમની પાસે ગઈ. બીજે દિવસે બાપુએ બાળકોની પ્રાર્થનામાં એ બનાવનો ઉલ્લેખ કરતાં કહ્યું: 'કોણે ભૂલ કરી છે તેની આપણે અત્યારે વાત નથી કરવી. પણ જે બાળકોએ ભૂલ કરી છે તેમની તરફ તમારા દિલમાં ક્યાંયે ક્રોધનો છાંટો ન રહે, પણ કેવળ પ્રેમ અને દયા જ હોવાં જોઈએ. આટલું તમે ધ્યાનમાં રાખો તો આવા પ્રસંગો ફરી ઊભા નહીં થાય. આશ્રમનાં બાળકો પાસેથી સૌ મોટી આશા રાખે છે.'

☆

'એનાથી જવાય જ કેમ?'

બાપુ વર્ધા હતા ત્યારનો આ પ્રસંગ છે. બાપુને ખૂબ જ ટપાલ રહેતી એટલે આશ્રમના કેટલાક ભાઈઓ પાસે ટપાલ લખાવતા. દરેકનો સમય નક્કી કરેલો.

ખૂબ જ અગત્યના પત્રો બાપુ પોતે લખતા અને મહાદેવભાઈ પાસે લખાવતા. બાકીની ટપાલ બીજા ભાઈઓ પાસે લખાવતા. તેમાં બાપુના ખૂબ જ નિકટના એક સ્વજન પણ હતા. તાજા જ પરણેલા.

એક દિવસ પેલા ભાઈનાં પત્ની બહારગામથી આવતાં હતાં. એમને સ્ટેશને લેવા એ ભાઈ જાતે ગયા. એ જ સમયે બાપુ એમની પાસે ટપાલ લખાવતા. નિયત સમયે એમને ગેરહાજર જોઈને બાપુએ પૂછ્યું: '.. ક્યાં ગયા?'

'એની પત્નીને લેવા, સ્ટેશને.' કોઈકે કહ્યું.

'અહીં એનો સમય નક્કી હોય ત્યારે એનાથી જવાય જ કેમ?' નિયમપાલનના ચુસ્ત આગ્રહી બાપુએ પ્રશ્ન કર્યો.

સરદાર વલ્લભભાઈ ત્યાં બેઠા હતા તે બોલી ઊઠ્યા: 'તમે તમારો જુવાનીનો સમય ભૂલી જતા લાગો છો!'

અને ઓરડામાં બેઠેલા સૌની સાથે બાપુ પણ ખડખડાટ હસી પડ્યા.

☆

બાપુને મન સૌ સરખા

આ પ્રસંગ સેવાગ્રામનો છે.

બાપુએ આશ્રમના એક ચિત્રકારભાઈને તેમના ચિત્રો જોવા માટે સવારનો ચોક્કસ સમય આપેલો. ચિત્રકારભાઈ પોતાનાં ચિત્રો લઈને નિયત સમયે બાપુ પાસે ગયા. રાજકારણની ગંભીર વિચારણામાંથી બાપુ સહજપણે પૂર્ણ રસથી તેમનાં ચિત્રો ઝીણવટથી અવલોકવા લાગ્યા. ચિત્ર જોતા જાય; માહિતી પણ પૂછે, અને ચિત્ર વિશે પોતાના વિચાર પણ દર્શાવતા જાય.

બાપુ ચિત્રો અવલોકતા હતા એવામાં સર્વશ્રી જવાહરલાલ નહેરુ અને રાજેન્દ્રબાબુ વિગેરે ત્યાં આવી પહોંચ્યા. કેમકે કોંગ્રેસ કારોબારી સમિતિની બેઠક હતી. બાપુએ તેમને જોઈને કહ્યુ: 'તમે જરા વહેલા આવ્યા.'

'હા, જરા વહેલા ખરા.'

'પણ હું તો આને સમય આપી ચૂક્યો છું. એટલો સમય મારે આપવો જ જોઈએ. ત્યાર પછી જ હું તમને સમય આપી શકું. દરમ્યાન તમેય ચિત્રો જુઓ!'

અને જવાહરલાલ, રાજેન્દ્રબાબુ વિગેરે પણ ચિત્રો જોવા લાગ્યા.

ચિત્રકારભાઈને આપેલો સમય પૂરો થયો ત્યાર પછી જ બાપુએ નેતાઓ સાથે વાતચીત શરૂ કરી!

☆

'બાપુ તો બાપુ છે ને!'

બાપુ મુંબઈમાં જૂહુ તટે ઊતર્યા હતા ત્યારનો પ્રસંગ છે.

સાયંપ્રાર્થના પછી બાળકોને ફળ વહેંચતા હતા. એવામાં શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય ત્યાં આવી પહોંચ્યાં. એમણે બાપુને વંદન કર્યાં. બાપુએ એમને પણ એક હાર અને એક કેરી આપ્યાં. કમળાદેવીએ તે હસતાં હસતાં સ્વીકારતા પૂછ્યું: 'શું હું પણ નાની બાળક છું?'

'તું બાળક નથી, પણ બાપુ તો બાપુ છે ને!' બાપુએ જવાબ આપ્યો. ☆

[પૂ. બાપુના ત્રીસ રોચક, પ્રેરક પ્રસંગોની પુસ્તિકા 'આવા હતા બાપુ' રૂપાયતન પ્રકાશન તરફથી પ્રગટ થઈ છે. તેમાંથી આ પ્રસંગો ઊતાર્યા છે. આખી ચોપડી ઉપરના જ ટાઇપમાં, સારા ગ્લેઝડ કાગળ પર સુઘડ છાપેલી છે. સાથે બાપુની એક સુંદર તસ્વીર પણ છે. 'પ્યારાબાપુ'ના વાંચકોને એ ગમશે જ. પુસ્તિકાનુ મૂલ્યઃ આઠ આના.]

## સોનાનું ઘરેણું

માણસ પોતે સારો દેખાય એ માટે પ્રયાસ કરે જ છે. બીજાની હાજરીમાં એનામાં એક પ્રકારની ઠાવકાઈ, શિસ્ત ને સુઘડતા આવી જ જાય છે.

બાળકો એકલાં પડ્યાં હોય ત્યારે ગમે તેમ બોલતાં ચાલતાં હોય છે, તોફાન પણ કરતાં હોય છે, પણ જ્યાં કોઈ માનનીય વડીલ આવી પહોંચે છે કે તરત ઠાવકાં થવા પ્રયાસ કરે છે. પોતે તોફાન કરતાં પકડાઈ ગયાં હોય તો શરમાય પણ છે.

સામાન્ય માણસનું પણ એવું જ છે.

નાગરિકતા અને સંસ્કારિતા સમૂહમાં રહેતા માણસને 'કોઈ શું કહેશે?' એવા ભયે પણ કેળવવી પડે છે

પણ જે સારપ સ્વભાવમાં જ હોય તે કંઈ થોડી કેળવવી પડે? જે સ્વાભાવિક બન્યું હોય તેને માટે ખાસ પ્રયાસ કરવા પડતા નથી. અને એમ પ્રયાસ કરતાં યે કોઈ વાર પોતાનું મૂળ સ્વરૂપ પ્રગટ થયા વિના તો રહેતુ જ નથી. કોઈ હલકી ધાતુ પર ચઢાવેલો ઉત્તમ ધાતુનો ઢોળ કંઈ કાયમ ટકતો નથી. કાળે કરીને ઉખડી જ જાય છે.

માણસની સારા દેખાવાની બાહ્ય ટાપટીપ એ પેલી હલકી ધાતુને ચઢાવેલા સારી ધાતુના ઢોળ જેવી છે

માણસ સારો દેખાવા પ્રયાસ કરે છે એનો અર્થ તે સારો થવા પ્રયાસ કરે છે એવો નથી થતો. ઘણી વાર તો પોતાનામાં જે નથી હોતું તેને પ્રગટ કરવા મથે છે, અથવા થોડું હોય છે તે જ સર્વસ્વ છે, એવું પ્રગટ કરવા મથે છે. આમાં પોતાને તેમ બીજાને છેતરવાપણું છે.

સારા દેખાવાનો સારામાં સારો માર્ગ તો સારા થવું એ છે. એને માટે અવશ્ય પ્રયાસ કરવો પડશે, પણ સારા થયા પછી રોજરોજ સારા દેખાવાનો ખાસ પ્રયત્ન નહીં કરવો પડે. સોનાનુ ઘરેણું ન બનાવો તો યે તે સોનું તો રહેવાનું જ છે. અને ઘરેણું બનાવશો તો તે તેની કળા કારીગીરી જેટલું સોના કરતાં વધારે કીમતી બનશે. પણ તે કળા કારીગીરી સોના જેવી કીમતી ધાતુ પર થઈ હોવાથી જ વધારે દીપે છે. —અ.

કેટલાક રોગો જ એવા હોય છે કે તેના ઉપચાર માટે હોસ્પિટલમા ગયા વિના દર્દીનો છૂટકો જ નથી હોતો. ગરીબ માણસ તો ઉગ્ર મેલેરિયા જેવા તાવ માટે પણ હોસ્પિટલનો આશરો મળે તો લેવા ઉત્સુક હોય છે કેમ કે ખાનગી ડૉક્ટરની ફી એને પોસાતી નથી ને તે સાથે દર્દીની સાથે દવાખાને ખોટી થવા કોઈ ઘરનો માણસ સુદ્ધા નવરો હોતો નથી! નવરો થાય તો એક દિવસની રોજી તૂટે મૂળે દર્દીની દવાનો જોગ જ માડ થતો હોય ત્યા રોજરોજ રોજી મૂકીને દર્દીને દવાખાને કોણ વઈ જાય? અને સારા ડૉક્ટરને ત્યા તો ધીખતે તાવે બે ત્રણ કલાક તપ કર્યા વિના વારો જ ન આવે! ડૉક્ટરે તપાસ્યા પછી પણ કમ્પાઉન્ડર દવા આપતા કલાક અર્ધો કલાક લગાડે!

અને હોસ્પિટલના આઉટડોર દર્દીની હાલત તો એથી ય વધારે ખરાબ

એટલુ કર્યા પછી યે દર્દીને ઝડપથી આરામ થતો હોય તો યે સારુ પણ એવુ યે નથી હોતુ બધુ ઝપાટાબધ થાય છે ડૉક્ટર હોશિયાર હોય તો પણ તેને દર્દીનો કેસ સપૂર્ણ સમજવાનો, રોગનુ મૂળ કારણ જાણી લેવાનો સમય જ હોતો નથી બે-ચાર પ્રશ્નો પૂછી, હાથ, છાતી તપાસી દવા લખી દે છે

સરકારી દવાખાને તો તમારે જલદી સારા થવુ હોય તો ડૉક્ટર લખી આપે તે દવા ને ઈન્જેક્શનો બજારમાથી ખરીદી લેવાના હોય છે

માણસ એક વાર માદો પડી ડૉક્ટર અને દવાખાનાનો અનુભવ લીધા પછી તે રોગ કરતા એના ઉપચારની હાડમારીથી જ થાકી જાય છે

હોસ્પિટલમા દાખલ થનાર દર્દીને નિયમિત દવા, નિયમિત તપાસનો લાભ તો મળે જ પણ તે ય મોટે ભાગે ઉપરટપકે અને લાગણી વિના થાય છે પણ એ બધુ એટલુ તો સામાન્ય થઈ પડ્યુ છે કે એ વાતનુ હવે તો કોઈને આશ્ચર્ય પણ થતુ નથી

જ્યા માણસાઈની ભારોભાર આવશ્યકતા છે ત્યા જ એનો દેખાતો અભાવ દુ ખદાયક છે

એક શહેરની સિવિલ હોસ્પિટલના એક વોર્ડનો સામાન્ય ખ્યાલ આપુ

વીસેક ખાટલાનો નાનકડો વોર્ડ છે જાત જાતના દર્દીઓ છે ગાડપણથી માડીને ઝાડા-ઉલટી, જાત ઘરના રોગથી પીડાતા વિવિધ પ્રકારના દર્દીઓ છે સરકારી દવાખાનુ એટલે પોલીસ દર્દી તો હોય જ સરેરાશ બે ત્રણ પોલીસ દર્દી એ વોર્ડમા હોય જ ખરા માદા પડ્યા કે સીધા હૉસ્પિટલમા! જિલ્લાના દર્દીઆ પણ એમા ખરા મોટેભાગે ખેત મજૂર પેટ પર ડામ દેવડાવ્યા પછી યે પેટના અસહ્ય દુ ખાવાથી પીડાતા, ઝેરી તાવ કે બીજા કોઈ ચેપી રોગથી પીડાતા શહેરની સડક પર ભૂખમરાથી ને અશક્તિથી બેભાન થઈ ગયેલો ને તે મરી જાય અને છાપામા 'શહેરમા ભૂખમરાથી થયેલુ મૃત્યુ' એવા અહેવાલ ન છપાય એટલા માટે પોલીસ દાખલ કરી ગઈ હોય તે પણ હોય છે ખાતો થઈ જાય, એટલે એને મૂક્ત કરી દેવામા આવે છે અને પાછો થોડા દિવસ પછી ફરી એ જ વોર્ડમા મરણને કાંઠે પહોંચેલો આવી ચડે છે બે-ચાર મુલાકાત પછી એ પ્રાણ છોડે છે ભૂખથી નહીં, પણ ભૂખમરાને અંગે થયેલા રોગથી અને તે સ્વાભાવિક મૃત્યુ હોવાથી છાપામા એવા સમાચાર છપાતા નથી

વોર્ડનો ડૉક્ટર સારો હોય એ તો મોટો ઉપકાર નર્સો નાની ઉમ્મરની જીવનમા બીજુ કોઈ સાધન કમાણી માટે ન હોવાથી ન છૂટકે આવી પડેલી કુટુમ્બમા કોઈ પોષનારુ તો દૂર રહ્યુ, પણ કોઈને પોષવાના પણ હોય ત્યારે ન છૂટકે એ ધધામા પડેલી સેવા ખાતર નહીં, પણ પેટ ખાતર આવી પડેલી નાની ઉમ્મરમા જ અનુભવે એમને રીઢી કરી દીધી હોય છે

સ્ત્રી વાસ્તવમા મમતાની મૂર્તિ છે અને આ ક્ષેત્ર જ એવુ છે કે જ્યા મમતાની જ વધારે

જરૂર છે. દર્દી ગમે તે ઉમ્મરનો હોય, લાંબા સમયથી પીડાતો હોય ત્યારે એનો સ્વભાવ બાળક જેવો જ થઈ જાય છે.

પણ મસાણના રખેવાળને કોઈ દિ' સ્મશાન-વૈરાગ્ય ઉપજ્યો જાણ્યો છે? આ તો રોજનું થયુ. આ એક જ ભાવ એની કુમળી લાગણીને દાબી દે છે, તેવું જ નર્સોની બાબતમાં સામાન્યપણે બને છે. સામાન્ય લાગણી ઘડીભર માટે થાય ખરી પણ 'આ તો રોજનું છે' આ ભાવ એમને આગળ વિચાર કરવા દેતો નથી. અને જ્યા આખા તંત્રમા એ વિચાર પ્રવતતો હોય ત્યા એકલી એ બહેનોને પણ શો દોષ દેવો? એ પોતે પણ આર્થિક કે એવા દુઃખને કારણે જ એ ક્ષેત્રમા આવી પડેલી હોય છે ને?

કેટલાક દર્દીઓ ખાટલો છોડવાને અશક્ત છે. તો યે એમને દરરોજ આપવો જોઈતો સ્પંચ અપાતો નથી! આ થોડી મુંબઈ જેવા મોટા શહેરની મોટી હૉસ્પિટલ છે! અહીં તો બધુ ચાલે! દર્દીનાં સગાં મળવા આવે તે વળી શરીર સાફ કરે તો ઠીક. પણ કેટલાક એવા ય દર્દી છે કે જેને કોઈ મળવા જ આવતું નથી! એક મિત્ર મજૂર મૂળ ખાનદેશનો, કોઈને ત્યાં પૈસા આપી જમતો ને રહેતો. લાંબી મુદતના તાવથી સપડાયેલો. જેને ત્યાં રહેતો એ લોકો એને હૉસ્પિટલમાં મૂકી ગયા. બીજું શું? એની સફાઈ તો કોણ કરે? એ પોતે જ ગરમ પાણીમાં ભીંજવેલો કપડાનો કટકો માગી જાતે પડખાં ઘસી લે–કોઈ નર્સને હૈયે રામ વસે તો થોડી મદદ કરે.... ...

નાહવાનો એક બાથરૂમ. એ રૂમમાં ભંગી બધાનાં પીકદાન સાફ કરે! કેટલાંક તો કાયમ સાફ કર્યા વિના પડેલાં હોય. એક જ ડોલમાં બધાંએ જાતે પાણી લઈને મર્યાદિત સમયમાં જ નાહી લેવાનું! અને પાણી અંદર ન આવે. તે તો આધેના નળમાંથી દર્દીએ જાતે જ ભરી લાવવાનું. એક નાનકડા બંબામાં પાણી ઊકળે એમાંથી થોડું ગરમ પાણી કાઢી ઠંડું પાણી દૂરના નળમાંથી દર્દીએ લઈ લેવાનું. અઠવાડિયામાં એક બે દિવસ કોલસાના અભાવે બંબો બંધ પણ રહે જ.

અને જ્યાં પીકદાન, કમોડ રહેતાં હોય તેવા બાથરૂમમાં નાહવાનું કોણ પસંદ કરે? ઘણાં તો નાહવાનું માંડી વાળે, કેટલાક વોર્ડ બહાર જમીન પર કે નળ આગળ જ નાહી લે.

દર્દી કમોડ કે બીજું સાધન માગે ત્યારે ભંગીનો પત્તો યે ન હોય! ડૉક્ટરની વિઝીટના સમય પછી કોઈ કોઈનું સાંભળવા તૈયાર નહીં. ઊલટું, દર્દીને તતડાવે યે ખરા. તેમાં ભંગી ને બરદાસી તો તમને જેનો જોટો કયાં યે ન મળે એવા. ખાસ કરીને રાત્રે તો કોઈ જવાબ જ ન દે! વોર્ડની નર્સને રાત્રે એકલા નીચે ગમે નહીં, જરા બીક પણ લાગે એટલે ઉપરના વોર્ડમાં જાય. ત્યાં ચાહ પાણી, વાતોના જલસા ચાલે. અધીં રાતે કોઈ ગંભીર કેસ આવી ચઢે ત્યારે વળી નીચે ઊતરે. વોર્ડમા તો ભંગી સૂતો હોય, ઘોરતો હોય તેને જગાડીને કંઈ માગવું હોય કે કોઈને પીડા ઊપડી હોય તો જણાવવાનું. તે વળી જાગ્યા પછી અર્ધો કલાકની માથાઝીક બાદ ઉપર સંદેશો પહોચાડે! સંદેશો પહોંચાડવા જેટલી ખાત્રી થાય ત્યારે જ!

રાત્રે નિયમિત હાજરી તો બિલાડી ને કૂતરાની જ વોર્ડમાં હોય! તે એવાં તો ચબરાક કે કબાટનાં બારણાં પણ ખોલીને દર્દીના દૂધ બિસ્કિટ વિગેરે ખબર ન પડે એ રીતે સાફ કરી જાય! બિલાડીનો ઉપદ્રવ તો બધી હૉસ્પિટલોમાં હોય છે, પણ આ તો નીચેનો વોર્ડ, અને કંપાઉન્ડ તરફ પડતું બારણું ખુલ્લું રહે એટલે ખુશીથી કૂતરો યે દર્દીઓની વિઝીટ લેવા આવે!

ડૉક્ટર પૂછપરછ કરી જાય. નર્સ તો આગળ પાછળ 'હજૂર!' 'હજૂર!' ના ભાવથી વીંટળાઈ વીંટળાઈને એક કહેતા બે વિગત કહે! મેટ્રન આવે ત્યારે પણ એવું જ. એમ તો કરડા સ્વભાવના પોલીસના પણ અમલદારોની હાજરીમાં કેવા શિસ્તવાળા લાગે છે!

ડૉક્ટર દર્દીને સમય આપે છે કે મેડીકલ વિદ્યાર્થીઓને સમય આપે છે, દર્દી માટે આવે છે

કે વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ દાખલો બતાવી પાંચ દસ મિનિટ ભાષણ આપવા આવે છે એ જ સમજ પડતી નથી

અને ગંભીર કે અવનવો કેસ આવ્યો એટલે એવા દર્દીને વિદ્યાર્થીઓ નવું જાણવા માટે અધમૂવો જ કરી મૂકે! મુંબઈની મોટી હોસ્પિટલોમાં તો એવા દર્દીના ખાટલા પર વિદ્યાર્થીઓને તેવા દર્દીને ન તપાસવાની સૂચનાનું બોર્ડ ટાંગ્યું હોય છે અહીં તો એવો કોઈ કાયદો નથી ગામડાનો ખેત મજૂર પેટના દર્દથી પીડાય છે તો એના પેટને એકેએક વિદ્યાર્થી શીખવાના હેતુથી તપાસશે, ઠકોરા મારશે, દબાવશે પેલો ચીસ પાડતો જ રહે ને પંદર વીસ વિદ્યાર્થીઓનું ધાડું વારાફરતી તપાસીને પોતપોતાના અભિપ્રાયોની આપલે કરશે

આ પોર્ડની વર્ણવવા જેવી હજી ઘણી બાજુઓ છે તે વર્ણવીને વિષયને ઘેરો નહીં કરું

સારી બાજુ પણ છે પણ તે થોડી. અને સ્વાભાવિક હોવાથી એનો ઉલ્લેખ જરૂરી નથી

બેજવાબદારી, લાગણીનો અભાવ—એ પ્રજામાનસને લાગુ પડેલા સામુદાયિક રોગો છે અને તેના ઉગ્ર લક્ષણો આવી સાર્વજનિક સંસ્થાઓમાં તરી આવે છે

પ્રજાના કલ્યાણ માટે સરકાર અનેક યોજના કરે છે, અનેક નવા ક્ષેત્રો ખોલે છે—આંકડા અને હકીકતોમાં પ્રજાનું કલ્યાણ દેખાય છે એટલું જ બાકી તો ઉપર જોયું તેમ એવી સંસ્થાઓનો વ્યવહાર અને વહીવટ એવા ચાલે છે કે સરકાર રૂપિયો ખર્ચે છે ત્યારે પ્રજાને પૈસાનો જ લાભ થાય છે એને માટે સરકારને દોષ દેવો એ તો સાવ સહેલું છે પણ સરકાર કાંઈ બીજા લોકોની બનેલી છે? એનો વહીવટ, સરકારી સંસ્થાઓનો વહીવટ તો આપણા જ લોકો કરે છે કે બીજું કોઈ?

✲

રઘા પટેલની ખેતી દિવસે દિવસે ઘસાતી જતી હતી ને કુટુંબનો વિસ્તાર વધતો જતો હતો એટલે દિવસે દિવસે જીવનનિર્વાહ મુશ્કેલ બનતો જતો હતો

શનો આમ તો મહેનતુ હતો અને શ્રમ કરવામાં કદી ય આળસ કરતો નહીં અને શ્રમનો બદલો એ મળી રહેતો પણ ઘરમાં ખાનારા ઝાઝા હોય અને કામ કરનારા ઓછા હોય ત્યારે થાય શું ?

કોઈકે રઘા પટેલને સલાહ આપી કે દીકરાને અમદાવાદ મિલમાં નોકરીએ મોકલી આપો. ખેતર તો તમે સંભાળી શકશો થોડા પૈસા કમાઈને મોકલે તો તમને ટેકો થાય

અને ધીરેધીરે રઘા પટેલના મનમાં પણ એ વાત વસી ગઈ અને તે વાત તેમણે શના આગળ મૂકી પણ એણે બહુ ઉમળકો બતાવ્યો નહીં જો કે રઘા પટેલને દીકરાને અળગો કરવો ગમતો નહીં, અને વળી શહેરમાં ગયેલા છોકરા કેવા વરી જાય છે એની પણ એમને ખબર હતી જ તોય પૈસાની તાણ એવી સખ્ત હતી કે બીજી સામે બધા પ્રશ્નો ગૌણ બની જતા હતા. અને ગામના જુવાનિયાઓને તો શહેરમાં જવું ગમે જ પણ શનો હજી હમણાં જ પરણ્યો અને રૂડીરૂપાળી વહુ મળી હતી એને ઘેર છોડવાનું એને ગમતું ન હતું શહેરમાં કંઈ તરત ઘર માંડીને રહેવાનો જોગ થાય નહીં, અને સાથે લાંબો સમય છેટા રહેવું પણ એને ગમતું ન હતું

શનાની માના ધ્યાનમાં જ્યારે એ વાત આવી ત્યારે એને વહુ કડવી ઝેર જેવી લાગવા માંડી. આ જ મારા દીકરાને જતા રોકે છે, ત્યારે એનો જ કાંટો કાઢી ન નખું? બસ એણે તો વહુને બરાબર કનડવા માંડ્યું અને રોજરોજની કનડગતથી એક દિવસ શનાની વહુએ કોઈક બહાનું કાઢીને ઘર છોડ્યું, પિયર ચાલી ગઈ

શનાની માએ માન્યું કે હવે મારો દીકરો અમદાવાદ મિલની નોકરીએ જશે. અને એણે અને રઘા પટેલે શનાને સમજાવવા માંડ્યો પણ એનું ય પરિણામ ઊલટું જ આવ્યું ધીરેધીરે એ ખેતીકામમાં બેદરકાર બનતો ગયો અને અંતે એક દિવસ કંટાળીને ઘર છોડ્યું, સાસરે ગયો. સસરાની મદદથી નજીકના ગામે એક ખેતર અધભાગે લઈને શનાએ ખેડવા માંડ્યું અને ફરી વરવહુ સંપીને રહેવા લાગ્યાં

માબાપ ખૂબ લાગણીવાળાં હતાં છતાં એમના વર્તનથી બંનેને એવી તો ચીડ ચડી હતી કે, તેઓ ખૂબખૂબ સંભારવા છતાં સામે ન જોતાં પોતાની રમતમાં નિષ્ફળ નિવડેલાં માબાપ ભાગ્યને શાપ દેવા લાગ્યાં'—અ

# ભમતાં પંખીડાં

રવીન્દ્રનાથ ટાગોર

૦ તલવારની તીક્ષ્ણ ધારનું પોતે રક્ષણ કરે છે એ વાતનો બુઠ્ઠા મ્યાનને સંતોષ છે.

૦ ઘાસની મદદ લઈને ધરતી પોતાની જાતને અતિથિ સેવા કરવા યોગ્ય બનાવી લે છે.

૦ પુષ્પો એકઠાં કરવાનાં ફાંફાં મારો નહિ. પણ તમારા માર્ગે આગળ વધતા રહો. કારણ કે, તમારા આખા માર્ગે પુષ્પો જ પોતાને પ્રફુલ્લ રાખશે.

૦ મૂળિયાં એ ધરતીમા ઊંડા ઊતરી ગયેલાં ડાળખા છે. અને ડાળખા એ હવામાં વધેલાં મૂળિયાં છે.

૦ પોતે જ મૂળ અવાજ છે એ પુરવાર કરવા માટે પડઘો મૂળ અવાજની હાંસી ઉડાવે છે!

૦ ચરખો ફેરવતી કોઈ સ્ત્રીની જેમ આજે પૃથ્વી મારા કાનમા ભુલાઈ ગયેલી ભાષામાં પુરાતન કાળનું કોઈક ગીત ગણગણી રહી છે।

૦ સ્વપ્ન એ એક વાતોડિયણ પત્ની છે. નિદ્રા—એનો પતિ શાંતિપૂર્વક એને સહી લે છે.

૦ જળપક્ષી માને છે કે, માછલીને ઊંચે હવામાં ઉડાવીને લઈ જવું એ પણ દયાનું જ એક કૃત્ય છે!

૦ કળી પ્રેમ કરે છે ત્યારે તેનુ ફૂલમા રૂપાંતર થાય છે. અને ફૂલ પૂજા કરે છે ત્યારે તેનું ફળમા રૂપાતર થાય છે.

૦ અંધકારમાં અટાણે જાગી પડેલા બાળ રાક્ષસની જેમ મધ્યરાત્રિનું આ તોફાન રમવા અને કિકિયારી કરવા મંડયુ છે!

૦ મને વિચારવા દો કે, પેલા તારકગણમાં એક એવો તારલો પણ છે, કે જે અજ્ઞાત અંધકારમાં મારા જીવનને દોરવણી આપે છે.

૦ જીવનમાં કેટલાંક છિદ્રો રહી ગયાં છે જે વાટે મૃત્યુનું શોકપૂર્વક સંગીત આવ્યા કરે છે.

૦ આ એક સ્વપ્ન છે, જેમાં બધી વસ્તુઓ વેરવિખેર અને કષ્ટદાયક દશામાં પડેલી છે. પણ જ્યારે હું જાગીશ અને સ્વતંત્ર થઈશ ત્યારે એમને હું તારામાં એકત્ર થઈ ગયેલી ભાળીશ.

૦ બદલામાં ગીતોની માગણી કરીને દુનિયાએ પોતાના દર્દ દ્વારા મારા આત્માને ચુંબન કર્યું છે.

૦ એક સ્મિત સાથે તડકો મને આવકાર આપે છે. પણ વર્ષા—તેની ઉદાસ ભગિની—મારા દિલ સાથે વાત કરે છે.

૦ દિવસરૂપી મારું પુષ્પ વિસ્મરણતાની વાટે પોતાની પાંખડીઓ ખેરવી નાખે છે.

સંધ્યાએ એ પરિપક્વ થઈને સ્મૃતિનું સુવર્ણફળ બની જાય છે.

૦ હે સ્ત્રી! તારા ખડખટ હાસ્યમાં જીવનના ઝરણાનુ સંગીત છે.

૦ પોતાના તારલાઓ કરતા યે મનુષ્યે પ્રગટાવેલા દીપકો ઈશ્વરને વધુ પ્રિય છે.

૦ 'મારું હૃદય તારા ચુંબનની સોનેરી દાબડી જેવું છે.' સૂર્યાસ્ત સમયે એક વાદળીએ સૂર્યને કહ્યું.

૦ જ્યારે સૂર્યનો રથ દૂર પશ્ચિમમાં ઊતરી જાય છે ત્યારે એની ઉષાની પૂર્વ એની સામે મૌન ધારીને ઊભી થઈ જાય છે.

૦ જીવનમા ધુમ્મસ આને વરસાદને મારું આપણી મનોકામના મેઘધનુષ્યના રંગે રંગી દે છે.

૦ હે બીકણ વિચારો! મારાથી ડરો નહિ. હું કવિ છું.

૦ પંખીનું ગાન એ પૃથ્વી સાથે અથડાઈને પાછા જતા ઉષાના પ્રકાશનો પડઘો છે!

(અનુ૰ અંજુમ વાલોડી)



બાળક નાનો હતો ત્યા સુધી તો તે માથી અળગો થતો નહીં, મા અળગો કરવા મથે તો યે અળગો થાય નહીં, મા પરાણે ઘરકામ પતાવવા અળગો કરે ત્યારે રડે, વળી રહી જાય, પણ નજર તો માની સામે ને સામે

બાળકે પગ કાઢ્યા અને એ ઓરડામા હડી કાઢવા માડી, આ લે ને પેલુ લે, આ મૂકે ને બીજુ લેવા દોડે, જે હાથમા તે મોઢે માડે, ને રમતા થાકે ત્યારે રડે અને મા પાસે આવે મા આમ જાય તો બાળક પણ આમ આવે, મા તેમ જાય તો તે તરફ જાય ક્ષુધા તૃપ્ત થઈ કે ફરી પાછો માથી વિખૂટો થયો છે જ ને

પહેલા બાળક મા પર નજર રાખતું હતું હવે માએ બાળક પર નજર રાખવા માડી ગમે ત્યા તો જતું નથી ને? ગમે તે મોમા નાખતું તો નથી ને? આ એની તકેદારી બાળક તો ચૂલા આગળ રમતુ હોય તો બળતુ લાકડુ યે ખેચી કાઢે, એને થોડી ખબર હોય કે હું આનાથી દાઝીશ! બાળકનુ જ્ઞાન પહેલા કરતા વધ્યુ હતુ પણ હજી એને એના અજ્ઞાનનુ ભાન થયુ ન હતુ એટલે માની જવાબદારી વધી પડી

એમ કરતા કરતા બાળક મોટુ થઈને ફળી ને શેરીમા રમવા લાગ્યુ હવે એનામા થોડી સમજ શક્તિ આવી હતી ખરી, પણ એ સમજ, એ જ્ઞાન પોતાની શક્તિનુ હતુ, અશક્તિનુ ન હતુ રમતા રમતા બીજા બાળકો સાથે લડી પડે, પડે આખડે, આવતા જતા વાહનોની હડફેટમા પણ ક્યારેક આવે મા થોડી થોડી વારે બારણે ડોકિયુ કાઢે જરા આઘે ગયો હોય તો હાક મારી– આઈ આગણામા રમ!’ કહીને ટોકે ગારાવાળા હાથ કર્યા હોય, શરીર કપડા બગાડ્યા હોય તો ઠપકો આપે બાળક સાભળ્યુ ન સાભળ્યુ કરી ફરી રમતમા મડી પડે

શેરીમા જાત જાતની ચીજો વેચનારા ફેરિયા આવે, એ આવે ને શેરીના છોકરા મા બાપ પાસે તે ચીજ લેવા હઠ કરે, ચીજ લે પણ બધુજ મા બાપ અપાવે નહીં અને શેરીના છોકરા ફેરિયા સાથે શેરીના નાકા સુધી જાય મા બાપ હાક મારે ફરી છોકરા પાછા વળે અને રમતે ચઢે

એક દિવસ એક ફેરિયો કુલ્ફી મલાઈની કહેવાતી બરફની કેન્ડી લઈ આવ્યો બાળકનુ મન લોભાયુ અને કેન્ડી લેવા માટે હઠ કરી “અરે એ ખાઈએ તો માદા પડાય એવું ન લેવાય” એમ કહીને માએ ના પાડી બાળક ખૂબ રડ્યો તોય માએ ન જ અપાવી બાળક રડતો રડતો ફેરિયાની પાછળ પાછળ ગયો મા કામે વળગી પણ બાળક તો ફેરિયા પાછળ પાછળ શેરી વટીને દૂર ગયો ફેરિયો તો પોતાની ચીજ વેચવામા મશગુલ એને તો ઘણા છોકરાઓમા એકનુ ધ્યાન શુ રહે? બાળક ઘણે દૂર નીકળી ગયો ને એનુ ચિત્ત કેન્ડી તરફ મટીને હવે ઘર ને શેરી તરફ ગયુ પાછા વળવા મારગ શોધવા લાગ્યો ને એમ કરતા રસ્તો ભૂલ્યો અને બીજે રસ્તે નીકળી ગયો સાવ અજાણી શેરી આવતા આમ તેમ બહાવરો બની ફાંફા મારવા લાગ્યો એક ચાલાક માણસની નજરે એ પડ્યુ બાળકને શરીરે એક બે નાના દાગીના હતા એની નજર બગડી એ બાળક પાસે ગયો એણે પૂછ્યુ “કાકો! રસ્તો ભૂલી ગયો છે ને? ચાલ તારે ઘરે મૂકી આવું શુ જોઈતુ ’તુ તારે? આઈસ કેન્ડી? ચાલ હું અપાવું બાળક જરા વાર મુઝાયો પણ પછી એની સાથે થયો રસ્તે એક આઈસ કેન્ડીવાળો મળ્યો પેલા માણસે બાળકને કેન્ડી અપાવી અને બાળક તો પોતાની ઇચ્છિત વસ્તુ મળતા ઘરને ઘડીભર ભૂલી ગયો પેલો માણસ આડ રસ્તેથી લઈ જઈ એક નિર્જન સ્થાને જઈ બાળકના દાગીના કાઢી લઈ તેને ત્યા જ રડતો મૂકી ક્યાક ચાલ્યો ગયો કોઈક માણસ ત્યાથી પસાર થતો હશે તેણે બાળકનુ રુદન સાભળ્યુ અને તે બાળક પાસે ગયો આ કોઈ રાહ ભૂલેલુ, ખોવાયેલુ બાળક છે એની જાણ થતા એ એને

લઈને પૂછતો પૂછતો એના ઘરે પહોંચાડી આવ્યો. દરમ્યાન મા તો બાળકને ન જોતાં બહાવરી બનીને બધે શોધી વળી હતી–ઘરનાં માણસોને ય શોધવા મોકલ્યા હતા, ત્યાં બાળક આવી મળતાં એ રાજી થઈ. પેલા પરગજુ માણસનો તેણે આભાર માન્યો. ભલે દાગીના ગયા તો ગયા; મારો દીકરો હેમખેમ પાછો મળ્યો એટલે બસ. એમ એણે મન વાળ્યું. બાળક તો માને જોતાં જ તેને વળગી પડ્યો અને હીબકે હીબકે રડી પડ્યો–એ હર્ષનાં અને પશ્ચાત્તાપના આસુ હતા

'જો, પેલી કેન્ડીના મોહમા ન પડ્યો હોત તો તારી આવી હાલત થાત કે?' માએ સમજાવ્યું. અને બાળકે માથું ધુણાવીને હવે કોઈ દિવસ એવી ચીજો પાછળ મન નહીં બગાડું એવી ખાત્રી આપી.

પણ તે દિવસ પછી યે જ્યારે જ્યારે કોઈ વસ્તુ લઈને કોઈ ફેરિયો શેરીમાંથી પસાર થતો કે તરત બાળકનુ મન તેની પાછળ તણાતું. ફરી મા પાસે હઠ લેતો. અપાવવા જેવી ચીજ હોય તો મા તે અપાવતી. નહીં તો ના પાડતી. બાળક રડતો, કોઈ વાર ફેરિયા પાછળ થોડે દૂર જતો પણ આગલા અનુભવના ભયથી પાછો વળી જતો.

પછી તો એ મોટો થયો અને નાની વસ્તુઓ મૂકીને મોટી ચીજો પાછળ દોડવા લાગ્યો. કોઈ જ્ઞાની માણસ કહેતો કોઈ, આ તો ઠગારી વસ્તુ છે, એની પાછળ દોડ નહીં; તોય એ શિખામણને હસી કાઢી એ તો-એની હઠને વળગી રહેતો, મોહની પકડમાંથી અળગો થતો નહીં.

આ શું કોઈ એક બાળકની વાત છે? ના, ના. આ તો ઘરઘરની વાત છે. લગભગ આજના ઘણાખરા માણસોની વાત છે.

પ્રભુ આપણો પિતા છે ને તેની જ શક્તિ સમી પ્રકૃતિ માતા છે.

પ્રભુ, પિતા પણ છે અને માતા પણ છે. માણસ પહેલાં એ પ્રકૃતિની ગોદમાં જ રહેતો, પણ ધીરેધીરે એ માની ગોદમાંથી, અને છેવટે એની નજરથી યે દૂર નીકળી ગયો! કશીક વસ્તુના લોભમાં એની પાછળ જતાં જતાં એ એટલો દૂર થઈ ગયો કે ફરી મૂળ સ્થળે જવાનું એને માટે અશક્ય બની ગયું. માની નજર હેઠળ હતો ત્યારે એનામાં એક પ્રકારનો વિશ્વાસ અને નિશ્ચિતતા હતાં. હવે એનામાં એનો જ અભાવ દેખાય છે. જેની પાછળ એ દોડ્યો હતો, અને દોડીને માની નજરથી દૂર ને દૂર નીકળી ગયો હતો એ વસ્તુ એને મળી ખરી તે છતાં તેની પ્રાપ્તિનો કાયમી આનંદ એનામાં નથી. વિખૂટા પડેલા બાળકનાં ઘરેણા જ એને ભયનું કારણ થઈ પડયાં તેમ એણે મેળવેલી કહેવાતી સમૃદ્ધિ જ એને ભય રૂપ થઈ પડી છે. એ કહેવાતી સમૃદ્ધિએ જ એનું જીવન અનિશ્ચિત, અવિશ્વાસુ બનાવી દીધું છે. પ્રકૃતિ માતા છતે બાળકે વાઝિયામેણું સહે છે–અને બાળક છતી માએ માવિહોણો થઈ ગયો છે.

માનુ હૈયુ તો હજી આજેય મોંનુ છે, એની નજીક બાળક આવે એટલે એ તો પ્રથમના હેતથી જ પોતાના બાળકને ગોદમાં લે છે, બાળકને એ થોડી વાર માટે ગમે છે પણ પેલો કેન્ડીવાળો ને એવા અનેક ફેરિયા એની આંખ આગળથી પસાર થાય છે અને બાળક ફરી તેની પૂઠે ને પૂઠે મોહાસક્ત થઈ, ઓશિયાળા સુખે ભટકે છે.

દરિયાનુ મોજું કિનારે જઈને પટકાય છે અને મોજુ મટીને પાણી ને ફીણ રૂપ જમીન પર પથરાઈ પોતાનુ નોખું અસ્તિત્વ ગુમાવી દે છે. પણ એ થોડુંક જ કિનારે જાય છે તો ફરી પાછું સરતું સરતું દરિયાના પાણીમા મળી જાય છે–અને ફરી એને મોજાનુ રૂપ મળી જાય છે. પણ જો મોજું કિનારે ખૂબ દૂર નીકળી જાય છે તે દરિયામાં પાછું ફરી નથી શકતું. તે પોતાનું અસ્તિત્વ ગુમાવી દે છે. કોઈ ખાડામાં પડે છે તો ત્યાં શોષાઈ કે સુકાઈ ને નષ્ટ પામે છે.

મોજું દરિયામાં રહીને જ શક્તિ પ્રાપ્ત કરે છે, એક વિરાટ ચૈતન્યનો સ્પર્શ અને ધક્કો પામી એ પોતે પણ ગતિ પામે છે, પોતાનું સ્વરૂપ ધારણ કરે છે. પણ જ્યાં એ દરિયાથી છૂટું પડ્યું કે પોતાનું બળ ને અસ્તિત્વ ગુમાવી દે છે.

વિશ્વમા વ્યાપી રહેલા પરમ ચૈતન્ય સાગરના અનેક મોજા સમા દુનિયાના માણસો લાખો લાખો દોટ મૂકીને ચૈતન્ય સાગરથી દૂર ને દૂર જતા જાય છે અને પોતાનુ મૂળ સ્વરૂપ ને શક્તિ ગુમાવતા જાય છે

કઈ વસ્તુના લોભમા ઘરથી બહુ દૂર નીકળી ગયેલા, રાહ ભૂલેલા, ખોવાયેલા બાળક જેવા જ ઘવાટ, વ્યાકુળતા, અવિશ્વાસ, બહાવરી દૃષ્ટિ— આજના માનવના જીવનમા નથી કે? દુન્યવી દૃષ્ટિએ જોઈએ તો માની ગોદ ને દૃષ્ટિથી દૂર જઈને એ ઘણુ કમાયો છે, ખૂબ મેળવ્યુ છે પણ જે માણસ કમાયો છે, ખૂબ ખૂબ પ્રાપ્ત કર્યું છે તે તો ખૂબ સતુષ્ટ હોવો જોઈએ, એનામા બહાવરા પણુ, જીવનનો રઘવાટ, દોડ ક્યાથી?

બાળકને ઘરે પહોચાડનાર પરગજુ માણસ જેવા પરમ સતો માણસ રૂપી બાળકને તેના પિતા ઈશ્વર, માતા પ્રકૃતિની પાસે, એના મૂળ સ્થાને પહોચાડવા ઘણુયે મથે છે, પણ એ તો એવો હઠીલો થયો છે કે એણે પોતાના મૂળ સ્થાને જવુ જ નથી અને જો કોઈ એના મૂળ સ્થાને પ્રેમથી પહોચાડી આવે તો યે થોડા દિવસ ત્યા રહી માની નજર ચૂકાવીને ફરી એ દૂર દૂર કશાક પ્રલોભનની પાછળ પાછળ ચા યો જાય છે

કોઈ કોઈ ને મા બાપ યાદ આવી જાય છે, અને ઓછુ આવી જાય છે પણ ફરી એકાદ આઈસ કેન્ડી ચૂસતો ચૂસતો બધુ ભૂલી જાય છે

✿

૧૯૫૭નુ વર્ષ ભારતના ઈતિહાસમા પોતાનુ વિશે' મહત્ત્વ ધરાવે છે એક બાજુ ભારતની જનતા ચૂટણી દ્વારા પોતાના પ્રતિનિધિઓ નક્કી કરશે અને બીજી બાજુ શ્રી વિનોબાજી પાચ છ વર્ષની ઉત્કટ અને અદ્વિતિય પ્રવૃત્તિ પછી પોતાની ભૂ દાન ગ્રામ દાન ક્રાન્તિની દીક્ષા આખા દેશને આપના આવી રહ્યા છે ખરેખર આ જમાનો આ વર્ષ અને આ મહિનો અસાધારણ મહત્ત્વનો છે જો આપણે એમ કહીએ કે દુનિયાનો પ્રત્યક વિચારવાન માણસ આ જ ચિ તામા ડૂબેલો છે તો એમા અતિસ્યાક્તિ નથી દુનિયામા જેટલા પ્રચલિત ધર્મો છે એ સૌમા શાન્તિની સાથે સ તાષને આધ્યાત્મિક સદ્ગુણ માન્યો છે આજે દુનિયામા એ બ ને વૃતિઓનો અભાવ છે જો સ તાષને છોડ્યો ના શાતિની સ્થાપના થવાની નથી આ ધ્રુવ સત્ય છે

સ તોષનો અર્થ એવો હરગિજ નથી કે મનુષ્ય પુરુષાર્થ છોડી દે પ્રગતિ પરાયણ ન થાય, ઉદ્યમશિલતા શિથિલ કરે અથવા આળસમા જીવન વિતાવે સ તોષનો અર્થ છે લોભનો અભાવ, સત્તા લોલુપતાનો અભાવ જ્યારે માણસ પોતાની શક્તિ વધારવા માડે છે ત્યારે બીજા શક્તિશાળીઓની તરફ શ કાની નજરે જોવા લાગે છે અને પ્રત્યકને પોતાને આધિન કર્યા વિના એને વિશ્વાસ નથી બેસતો કે , સુ ખિત ખુ જીવો અને બીજાને જીવવા દો' આ સહચારનો આદર્શ જો દુનિયામા સ્થાપિત કરવો હોય તો દરેકે પોતાની શક્તિની ઉપાસનાને મર્યાદિત કરવી પડશે

જે લોકો રશિયા અને સામ્યવાદના ફેલાવાથી ડરે છે અને એનો વિરોધ કરવામા મચ્યા રહે છે તે દુર્જન નથી, પરતુ એમને સ તોષનુ મહત્ત્વ સમજાયુ નથી શ્રી વિનોબાજીની ભૂદાન ગ્રામદાન પ્રવૃત્તિ મનુષ્યને સ તોષ શીખવે છે સ તોષના બળ પર જ પ્રેમભાવ, ભ્રાતૃભાવ કુટુમ્બભાવ જાગ્રત થઈ શકે છે ભ્રાતૃભાવના બળ પર જ મનુષ્ય ત્યાગ અને સહયોગનુ મહત્ત્વ સમજી શકે છે અને ભ્રાતૃભાવને ધારણ કરીને જ માનવજાતે જ્ઞાન કૌશલ્યની ઉપાસના અને અખ ડ ઉદ્યોગ નુ વ્રત લેવુ પડશે.

પોતે ધનવાન થવા માટે નહીં પોતાનુ સામર્થ્ય વધારવા માટે નહીં વિશ્વ વિજય કરવાના હેતુથી નહીં કિન્તુ માનવજાતના દુ:ખ દારિદ્રય ભૂખમરો અને પછાતપણુ દૂર કરવા માટે જ્યારે પ્રત્યક મનુષ્ય અખ ડ અને ઉત્કટ પરિશ્રમ કરશે ત્યારે જ દુનિયાના બધા પ્રશ્નોનો નિકાલ આવશે.

હૃદયમા સ તોષ હાથમા ઉદ્યોગ અને જીવનમા સહકાર—એવી ત્રિવિધ સ્થાપના જ્યારે થશે ત્યારે આ સન ૧૯૫૭નુ વર્ષ સફળ થયુ સિદ્ધ થશે.

—કાકા કાલેલકર

# મારો ઈસ્લામ — કુ રેહાના તૈયબજી

આપે મને પૂછ્યુ છે કે શાંતિરૂપી ઈસ્લામ શુ છે?

ઇસ્લામનો અર્થ જ પરમ શાંતિ છે હુ માનુ છુ કે, ઈસ્લામનો અર્થ ગીતામા ભગવાન શ્રી કૃષ્ણ દ્વારા કહેવામા આવેના 'પ્રસાદ'થી વ્યક્ત થાય છે ભગવાન કહે છે—પ્રસાદે સર્વદુ ખાના હાનિરસ્યોપજાયતે આ પ્રસાદ અથવા ઈસ્લામ એક બિલકુલ એકાગ્રી અને જવલત ચીજ છે

હમેશા લોકો શાંતિથી વ્યાખ્યા 'અશાંતિનો અભાવ' એવી કરે છે પરતુ ઈસ્લામ અથવા પરમ શાંતિ અથવા પ્રસાદ એક સર્વભાવ સર્વ કોષવ્યાપી આનદ છે, જે સપૂર્ણ આત્મસમર્પણથી જ પ્રાપ્ત થઈ શકે છે આ ઈસ્લામ શાંતિની સાધના પણ છે અને શાંતિનુ સ્વરૂપ પણ છે એ રાહ પણ છે અને મઝિલ પણ છે

અહકાર પર વિજય મેળવ્યા વિના ઇચ્છાઓ કામનાઓથી મુક્તિ નથી મળી શકતી, અને જ્યા સુધી જીવ વાસનાઓ કામનાઓનો ગુલામ રહે છે ત્યા સુધી એ શાંતિનુ સ્વપ્ન ક્યાથી જોવા પામે!

ઈસ્લામ—પરમ શાંત અથવા પ્રસાદના બે રૂપ છે—એક વ્યવહારિક અને બીજુ આધ્યાત્મિક, એક કર્મકાડ અને બીજો યોગ ચારિત્ર્ય શુદ્ધિથી જે એક સતોષ, અભય અને મુક્તિ મળી જાય છે એ બ્રાહ્ય ઈસ્લામ છે

પ્રિયતમના મિલનથી, પોતાનુ અસ્તિત્વ પ્રિયતમમા સમાવી દેવાથી જે એક પરમ શાંતિ મળે એ યોગીનો અથવા સૂફીનો ઈસ્લામ છે તાત્પર્ય, ઈસ્લામ એટલે સપૂર્ણ વિસ્મિત જીવની આનદ સમાધિ

હમેશા લોકોનો વિચાર એવો રહ્યો છે કે ઈસ્લામમા દાનભક્તિ પર વિશેષ ભાર મૂકવામા આવ્યો છે પરતુ હુ એમા સમત નથી અત્યત તામસિક અને વિષયી આગ્રહોને આધ્યાત્મિકતાના રાહ પર લાવવાને માટે અનને દાસ ભક્તિનો પાઠ અત્યત વિસ્તારથી સમજાવવો, શીખવવો જરૂરી હતો પરતુ એ શિક્ષણ એવી રીતે આપવામા આવ્યુ છે કે મને તો એમા સખ્ય વાત્સલ્ય અને મધુરભાવનુ પણ સૂક્ષ્મ પરતુ સચોટ શિક્ષણ સ્પષ્ટ નજરે પડે છે

ભગવાન માટે સત્તાસૂચક નામ લેવામા આવે છે તો વાત્સલ્યસૂચક, પ્રેમસૂચક, અત્યત મૈત્રી સૂચક શબ્દો પણ એટલા જ પ્રમાણમા મળી આવે છે જો અલ કાદર—સર્વશક્તિમાન અને અલ કહાર (રુદ્ર) શબ્દોથી ભગવાનના અસીમ બળ પર ધ્યાન કેન્દ્રિત કરવામા આવ્યુ છે તો હબીબ પ્રિયમિત્ર, અર રહેમાન પરમ દયાળુ કૃપાળુ, કરીમ—અત્યત અનુગ્રહ કરનારો આદિ શબ્દોથી ભગવાનના પ્રેમજન્ય અને પ્રેમજનક પાસાઓ પર પણ એટલી જ સચોટ રીતોથી ધ્યાન મગ્ન હૃદય ચોટાડવામા આવે છે ઈસ્લામ ભગવાનની પ્રાપ્તિ માટે પહેલા ચિત્ત શુદ્ધિની સાધના કરવામા આવે છે જે મારા ધ્યાન પ્રમાણે સર્વાગ સાધના કહી શકાય કેમ કે, એમા કર્મ, જ્ઞાન, ધ્યાન, અને ભક્તિ—ચારેનુ સરખુ મિલન થયા કરે છે ઈસ્લામી સાધના વૈયક્તિક જ નથી હોતી ભગવાન સાથે હૃદય જોડવુ, કુટુમ્બ અને નોકર ચાકરોના આશીર્વાદ મેળવવા, સમાજની સેવા કરવી, અને જે દેશનુ નમક ખાઈએ છીએ, જે દેશમા જન્મીએ એને વફાદાર રહેવુ—આ બધા ઈસ્લામી સાધનાના અનિવાર્ય અગો છે વૈયક્તિક, કૌટુમ્બિક, સામાજિક, નાગરિક, રાષ્ટ્રીય અને જાગતિક જીવનમા કૌશલ્ય પ્રાપ્ત કરીને જ સાધક સૂફી અથવા યોગીની ભૂમિકાપર પ્રથમ પગલુ મૂકી શકે છે ત્યા એની યોગ સાધના નિયમાનુસાર શરૂ થાય છે ઈસ્લામી યોગ સાધકને ફકીરી લેવાની કદી જરૂર નથી હોતી એ સસારમા રહીને જ જીવન મુક્તિનો આનદ લૂટી શકે છે આ વસ્તુ અશક્ય લાગે છે, પરતુ મે એવા એવા ઈસ્લામી જન વિદેહીઓના દીદાર કરીને એની શક્યતાનો અનુભવ કરી લીધો છે એ સાધનામા, અથવા જ્યા સુધી મે જોયુ છે ત્યા સુધી કોઈ પણ ઈસ્લામી સાધનામા સસારને અસાર નથી માન્યો, સ કે એને સર્વોત્તમ સાધના માર્ગ માન્યો છે યોગી જેમ જેમ આગળ વધે છે તેમ તેમ એનુ દિલ પણ ફકીરીની મસ્તીમા રગાતુ જાય છે

મગળ શેઠ તો બસ સો દલીલોનો એક જ જવાબ આપે 'ભાઈ, જે હાથે દાન દીધા એ હાથે બીજુ કઈ ન થાય!'

સારી એવી પૂજી મૂકીને બાપદાદા મરી ગયેલા પીકતો ધધો ખરો મગળ શેઠને તો ચાલતી ગાદીએ જ બેસી જવાનુ હતુ ! ભારે અમીરાઈમા ઊછરેલા ખાનદાની સ્વભાવ પણ વારસામા ઊતરેલો બધુ નીતુ જ જોયેલુ

ગામમા એમની પેઢીનુ નામ મોટુ નાન પણમા જ પેઢીનો વહીવટ મગળ શેઠના હાથમા આવ્યો દુનિયાદારીનો અનુભવ નહીં એટલે વેપાર ને વારસો સાચવી શકયા નહીં ખધા વાણોતરો ને કારભારીઓએ પોતપોતાના તળિયા ટાઢા કર્યા ને એક દિવસ મગળ શેઠને પેઢી સકેલી લેવી પડી

ગામ આખુ વાત કરે—'ભાઈ, આ તો ધર્મી ને ત્યા ધાડ પડી' ગામની ઇમારતનો થાભલો તૂટ્યો બધા શેઠની દયા ખાત અને જે જે મગળ શેઠની ઉદારતાનો લાભ પામેલા તે તો 'અમારો આધાર ગયો' એમ કહેવા લાગ્યા

કોઈ વળી શેઠને સલાહ આપતુ— વાણોતરોને કોર્ટે ઘસડો બધુ બહાર આવશે' ત્યારે શેઠ કહે —'ના ભાઈ, અમારા ખાનદાનમા કદાપિ એવુ નથી થયુ, તો મારાથી તો થાય જ કેમ!'

કોઈ વળી કહેતુ કે, 'જે થયુ તે ખરુ, પણ આમ હાથ જોડી બેસી રહો તો છે તે પણ ખૂટી જશે માટે કોઈ નાનકડો વેપાર કરો હાટડી માડો 'અરે, ભાઈ' જેને ત્યા પદર વાણોતરો, પચીસ નોકરો કામ કરતા તે હવે પડે હાટડી માડીને બેસે તો તો વડવાઓ લાજે ના ભાઈ, આ સ્થાથી એવુ નહી થાય બાકી તો ભગવાન માથે બેઠો છે, સૌની લાજ રાખશે'

મગળ શેઠનો દરબાર વીંખાયો તો યે ગામના કેટલાક ઘરડેરા એમને ત્યા બેસવા આવતા અને કોઈ ને કોઈ બહાને રોજ ને રોજ વાતવાતમા મગળ શેઠના ખાનદાનની વાત નીકળતી કેવુ ધર્મિષ્ઠ કુટુબ ! ફલાણુ મદિર તો તમારા વડવાએ બધાવેલુ, ફલાણો કૂવો હવાડો તો તમારા પિતાએ બધાવેલો છપ્પનિયામા તો કોઠાર ખુલ્લો મૂકીને ગામ લોકોને જીવાડેલા—આવી આવી વાતો અચૂક થાય જ વાતને છેડે થોડા નિ શ્વાસ મૂકાય મગળ શેઠ વર્તમાનને ભૂલીને ભવ્ય ભૂતકાળમા સરી જાય

પણ તેથી તો એમની સ્થિતિ રોજરોજ વધારે બગડતી ચાલી કહે છે ને કે, બેઠા બેઠા ખાઈએ તો કૂબેરનો ભડાર પણ ખૂટી જાય મગળ શેઠ એ બધુ જાણતા હતા છતા ખાનદાન, પેઢી ને વડવાઓની ઇજ્જત એ બધુ જોતા આપણાથી ગમે તેવુ કામ તો થાય જ કેમ ? બસ, આ એક વિચારે એ બેસી રહેતા

ધીરેધીરે એમને ત્યા રોજરોજ આવીને બેસતા જૂનવાણી વિચારના ઘરડેરા પણ આવતા બધ થયા અધારામા તો માણસનો ખુદનો પડછાયો પણ સાથે રહેતો નથી તો આવા વિકટ સમયમા પરાના તો ક્યા સુધી સાથ આપે ? જીવન દોહ્યલુ બન્યુ તો યે મગળ શેઠને કશુ સૂઝતુ ન હતુ કે આમાથી રસ્તો કેમ કાઢવો ! એમનુ મન એમના કુટુબની ભવ્ય પરપરા વિચારીને છેવટે એક નિ શ્વાસ મૂકીને અટકી જતુ

બાપદાદાનુ ઘર હતુ તેન વર્ષો થયા રગ ચૂના ને મરામતના અભાવે જર્જરિત થઈ ગયુ હતુ એને સાચવવાની ત્રેવડ ન હતી તે છતા, અને કુટુબમા ચાર પાચ માણસ જ હોવા છતા મહેલ જેવુ મકાન, બાપદાદાની યાદગીરી જેવી મિલ્કત વેચાય જ કેમ ? એવા વિચારે પડીને અડિયેર થતુ જતુ હતુ છતા, અને ઘરમા પાઇ પાઇની મુશ્કેલી હોવા છતા, મગળ શેઠને એ કાઢી નાખવાનો વિચાર ન આવતો ઘરમાથી દમાણુ થતુ તો 'મને હેરાન ન કરો' બસ આ જ એક જવાબ દેતા અને શિખામણ આપનારા મૂગા

થઈ જતાં.

મંગળ શેઠના કાકા એક પેઢીથી એમના કુટુંબથી નોખા થઈ ગયેલા અને આફ્રિકા વસેલા. ત્યાં જઈ એમણે વેપાર જમાવ્યો ને ઝાઝું કમાયા. એમણે જ્યારે મંગળ શેઠની વાત સાંભળી ત્યારે ખૂબ દુ:ખ થયું, અહીં આવી જાવો, તમારું જ ઘર છે એમ એમણે મંગળ શેઠને લખેલું પણ ખરું. પણ એ માને તો મંગળ શેઠ શેના? દસને પોષનારો કોઈના પોષણ પર જીવે? બસ મંગળ શેઠ આનાથી આગળ વિચારી શકતા નહીં.

કાકાનો દીકરો મનસુખ ઉમ્મર લાયક થયો અને પરણવા નિમિત્તે દેશમા આવ્યા. આગલી વઢવાડ ભૂલીને સૌ મંગળ શેઠને ત્યાં જ ઊતર્યાં. અને મંગળ શેઠે પણ સૌને પ્રેમથી આવકાર્યાં.

મનસુખને ઘરની સ્થિતિનો એક બે દિવસમાં જ ખ્યાલ આવી ગયો. મંગળ શેઠનું માનસ પણ એણે સમજી લીધું. આમના મનમાં કશી બુરાઈ છે જ નહીં. બુરાઈ હોત તો એમની આવી હાલત થાત જ નહીંને! અને વટના કટકા એવા છે કે ખૂટશે તો ય નમવાના નથી. ગમે તેમ પણ પરાયા નથી. એક મગની બે ફાડ જ વળી. એમનું અશુભ થાય તે અમારું યે અશુભ જ થયેલું ગણાય. ત્યારે આમાંથી રસ્તો કેમ કાઢવો? એના મનમાં એક વિચાર સૂઝયો અને એણે પિતાને કહ્યું, પિતાને ગળે એનો વિચાર ધીરેધીરે ઊતર્યો ખરો— આખરે એમનામાં પણ પોતાના ખાનદાન ને પેઢીનુ ગૌરવ ને ગર્વ હતાં જ. સ્ત્રીઓની લડાઇને કારણે છૂટા ભલે પડયા પણ અમારે કંઈ આમની સાથે ઝઘડો કંઈ અધડો હતો? અને કાલે મંગળ શેઠને કંઈ કરતાં કંઈ થશે તો એમાં અમારી યે આબરુ નહીં જાય?

અને જ્યારે બાપ,દીકરાએ મંગળ શેઠને પોતાનો વિચાર જણાવ્યો ત્યારે તો તે આભા જ થઈ ગયા! અરે આવું તે બને? ઘડીભર એમના મનમાં પ્રશ્ન થયો. પણ એમણે ભાઈ અને કાકાનાં મન જોઈ લીધા ને ખાત્રી થઇ. હા, હા, એવું યે થાય. આખરે ખાનદાન કોનું? અમારાં વડવાઓએ કાંઈ ઓછાં પુણ્ય નથી કર્યાં! અને અનેક આનાકાની છતાં ઘરના બધાંની સમજાવટથી મંગળ શેઠે એ વિચાર માન્ય કર્યો.

મનસુખની મા તો નાનપણમાં ગુજરી ગયેલી હતી. બે ભાઈ હતા તે તો પિતાને આફ્રિકાના વેપારમા મદદ કરે જ છે, અને પાસે નાણું તો ઘણું છે. ત્યારે એ વધારાનું નાણું રોકી મંગળ શેઠની પેઢી ફરી ચાલુ કરીએ, હું મંગળ શેઠ સાથે અહીં જ કામ કરું. જેણે દુશ્મનને ય છેતર્યો નથી તે અમને તો શું છેતરશે? હા એ પોતે નહીં છેતરાય એટલા માટે મારે સાથે રહેવું પડશે.

અને ફરી મંગળ શેઠ પેઢીએ બેસવા લાગ્યા, પેઢી ચાલુ થઈ. મનસુખ પણ એમાં જોડાયો.

અને મંગળ શેઠ ને ધનકોર શેઠાણીએ મનસુખને પૂરા હેતથી પરણાવ્યો.

કાકાએ પોતાના પુત્ર પુત્રવધુને આશીર્વાદ આપી ભાઇની છાયામાં મૂકીને સંતોષ સાથે આફ્રિકા વિદાય લીધી.

☆

એક ભાઈએ વિનોબાજીને પૂછ્યું: 'સર્વોદયના પાયા પર ગ્રામદાન મેળવ્યા પછી જો આપણે કોમ્યુનિસ્ટોને અમુક ગામોનો વિકાસ કરવાનું સોંપી દઈએ તો શું બધો મામલો ચૂંથાઈ નહીં જાય? એ લોકો તો મંદિરો વગેરે તોડશે અને મિલો નાખશે.'

વિનોબાએ તેમને જવાબ આપતાં કહ્યું: 'પાયો નંખાઈ જાય પછી ઉપર અમુક બારી કેવા ઘાટની મૂકવી એવી બધી વાતોનો આધાર પાયા પર નથી રહેતો. એક જ સરખા પાયા ઉપર અનેક ઘાટનાં મકાન બાંધી શકાય. બધાં મકાન જો રદ્દન એક જ ઘાટનાં હોય તો ચોરને મજા પડી જાય! એક ઘર બરાબર ફરી વળે કે પછી બીજામાં પેસી નીકળવું એ એને મન રમતવાત થઇ જાય. આપણા પાયા છે: માલિકી છોડવી અને પ્રેમથી કામ કરવું. એ પાયા નાખી દો પછી આગળ તમને ફાવે તો આખા ગામનાં ખેતર-પાદર એક કરી નાખો; ફાવે તો ગામના ચાર ખેતર કરો ને ફાવે તો દશ કરો. જે પ્રયોગથી વધારે લાભ થશે તે પ્રયોગની બધા નકલ કરશે.'

ખોરાસાનના તપસ્વી હાતમ આસમને એક વાર એક નાસ્તિકે તેમની ઈશ્વરશ્રદ્ધાની કસોટી કરવાના ઈરાદે પૂછયું 'તમને રોજરોજ ખાવા પીવાનુ કયાથી મળે છે?'

'ઈશ્વરના અક્ષય ભ ડારમાથી' તપસ્વીએ જવાબ આપ્યો

નાસ્તિકે એમનો એ જવાબ સાભળી વ્ય ગ કરતા કહ્યું 'એક તો તમે લોકોની કમાણી પર આધાર રાખો છો અને તે માટે લોકોનો આભાર માનવાને બદલે ઈશ્વરનો આભાર માનો છો આ ન્યાય તો મને ભારે વિચિત્ર લાગે છે!'

'મે કોઈ દિવસ તમારી પાસેથી કાઈ પણ લીધુ છે?'

'ના પણ ત્યારે શુ સ્વર્ગના દેવો તમને ખોરાક પાણી આપી જાય છે?' નાસ્તિકે વળતો પ્રશ્ન કર્યો

'અરે માત્ર મને જ નહી, આખી દુનિયાને સ્વર્ગ તરફથી જ બધુ મળે છે!' તપસ્વીએ કહ્યુ

તમે હાથ પગ હલાવ્યા વિના એક દિવસ પથારી પર પડયા રહો જોઈએ, કોણ તમારા મોમા કોળિયો મૂકી જાય છે?'

'એક દિવસ પથારીમા પડવાની શી વાત કરો છો બાળક હતો ત્યારે મહિનાઓ સુધી હુ પથારીમા જ પડ્યો રહ્યો હતો ત્યારે હુ સાવ અશક્ત અને અજ્ઞાન હતો ત્યારે શુ હુ ભૂખ્યો રહ્યો હતો? ત્યારે મારુ કોણે પોષણ કર્યું?

નાસ્તિકે એ પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે તપસ્વીની કસોટી કરવા માટે બીજો જ પ્રશ્ન પૂછયો 'આ દુનિયામા એવી કઈ ચીજ છે જે વાવ્યા વિના ઊગી નીકળે છે?

તમારા માથાના વાળનો જ દાખલો લો એ તમે કે દિ' વાવેલા?' તપસ્વીએ સોસરો પ્રશ્ન કર્યો

'વારુ એ તો સમજ્યા જાણે તમે એકલા આકાશમા રહો તો શુ કરો?'

'આકાશમા ઊડતા પખીઓ કઈ ભૂખે મરતા નથી, એમની જેમ મારુ પેટ પણ ભરાય જ'

'અને તમને પૃથ્વીના પેટાળમા પૂર્યા હોય તો?'

'ત્યા યે કીડા મકોડા પોતાનુ પેટ ભરે છે તેમ મારો નિર્વાહ પણ થાય જ'

નાસ્તિક હારી ગયો અને બીજી એકે દલીલ સૂઝી નહી તરત એ તપસ્વીને ચરણે નમી પડયો અને 'મને કઈક ઉપદેશ આપો' એવી વિનતિ કરી

તપસ્વીએ તેને ઉપદેશ આપતા કહ્યું 'કોઈની પાસે કશી જ આશા ન રાખો તમે જો કોઈ પાસે કશી આશા ન રાખો તો બીજુ કોઈ પણ તમારી પાસેથી કશી આશા નહી રાખે ખૂબ એકાત સ્થાનમા, કોઈ ન જાણે તેમ ઈશ્વરની આરાધના કરો પ્રભુ તમને જાહેરમા—સૌની સમક્ષ નવાજશે લોકોની તમે સેવા કરશો તો લોકો તમારી સેવા કરવા ઉત્સુક રહેશે'

એ ઉપદેશથી પેલા નાસ્તિકના જ્ઞાનચક્ષુ ખુલી ગયા અને આસ્તિક થઈ ગયો

☆

એક વાર તપસ્વી હાતમ આસમને પરદેશ જવાનુ થયુ તેમણે પોતાની પત્નિને બોલાવીને કહ્યુ 'જુઓ, હુ ચારેક માસ માટે બહારગામ જાઉં છુ તમારે માટે ખાધા ખોરાકીનો, ભરણ પોષણનો શો પ્રબધ કરુ?'

'તમારે પ્રબધ જ કરવો હોય તો જિદગી સુધીનો જ કરો ચાર મહિનાની વાત ખોટી'

'પણ જિદગીની તે કઈ કોઇને ખબર છે કે મને ખબર હોય? તમારી જિદગી કઈ થોડી મારા હાથમા છે?'

'તો મારી જિદગી તમારા હાથમા નથી તો પછી મારી આજીવિકા પણ તમારા હાથમા નથી! અને જેણે મને જીવન આપ્યુ તે મને આજીવિકા નહી આપે શુ? તમે તમારે સુખેથી જ્યા જવુ હોય ત્યા જાવ!'

તપસ્વીને પોતાની પત્નિનુ કહેવું સાચુ લાગ્યુ

અને તેઓ પ્રવાસે ગયા એમના ગયા પછી પડોશણે આવીને તપસ્વીની પત્નીને પૂછ્યુ, 'તમારા ખાવિદ ક્યા ગયા ?'

'ચારેક મહિના માટે બહારગામ ગયા છે'

'પણ તમારા માટે ભરણ પોષણનો શો બદો બસ્ત કરી ગયા?' પડોશણે પૂછ્યુ

'મારા ખાવિદ તો માત્ર આજીવિકાનો ઉપભોગ કરનાર હતા, બાકી આજીવિકા આપનાર જગતનો સ્વામી તો ક્યા યે ગયો નથી, તે તો અહીં જ છે'

☆

મૂઢ શ્રદ્ધા

એક તો સ્નાન કરવુ એ મોટો ધર્મ મનાય છે, અને બીજો ધર્મ શરીરે ભસ્મ લગાવવાનો શીખવવામા આવે છે સ્નાન ન કરીએ તો શરીર ગદુ રહેશે, પરતુ શરીરે ભસ્મ ન લગાડીએ તો શુ થશે? તો કહે છે કે ઈશ્વર નારાજ થઈ જશે નાની નાની બાબતોમા ઈશ્વર નારાજ થઈ જશ, ગુસ્સો કરશે, દડ દેશે તો શુ ઈશ્વર ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ છે? સત ઈશ્વરને પોતાની મા અને પિતાની તુલનાથી ઓળખે છે માનો આટલો પ્રેમ છે, તો ઈશ્વરનો પ્રેમ કેટલો અધિક હશે? મામા કેટલી અક્કલ છે, છતા આટલો પ્રેમ કરે છે, તો જે જ્ઞાની છે, તે કેટલો પ્રેમ કરશે? આ રીતે પણ માના પ્રેમ પરથી ઇશ્વરના પ્રેમનો અદાજ બાધી ઈશ્વરને પરમ પ્રેમમય સમજીને અમ્બે શિવમ્ પ્રમ જ ઈશ્વર છે—નામ આપી દીધુ પરતુ એ લોકો તો કહે છે કે શરીરે ભસ્મ ન લગાડીએ તો ઈશ્વર દડ દેશે પોતાનથી વધારે દડ દેવાનો અધિકાર ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટને હોય છે, અને ઈશ્વર તો મોટો અધિકારી છે, ત્યારે એ તો કેટલો દડ કરશે? પછી એને અમ્બે શિવમ્ કહેવાને બદલે દણ્ડને શિવમ્ કહેવો પડશે જરા જેટલો અપરાધ થયો તો ઈશ્વર મારશે, પીટશે સજા કરશે આ બધી મૂઢ શ્રદ્ધા છે —વિનોબા

☆

પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬ પરદેશ માટે શિલિંગ ૧૨ લવાજમ મનીઓડરથી જ કાર્યાલયને સરનામે મોકલવુ પ્રથમ અકથી જ ગ્રાહકો નોધાય છે દર માસની બારમી તારીખે અક પોસ્ટ થાય છે થોડી નકલો હાથકાગળ પર છપાય છે તેનુ વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા આઠ પરદેશ માટે શિલિંગ ૧૬ પત્રવ્યવહારમા ગ્રાહક નબર અવશ્ય લખવો

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન જૂનાગઢ

# વિનોબાજીનો વિનોદ

० પંદરમી સપ્ટેમ્બર '૫૫ને દિવસે વિનોબાજી ઓરીસ્સાના કોરાપુટ જિલ્લાના પદ્મપુર ગામમાં ભૂદાન યાત્રા કરતા પહોંચ્યા.

વિનોબાજીએ પૂછ્યું : 'કેમ ભાઈ, આ ગામનું નામ શું છે?'

'પદ્મપુર!' કોઈએ જવાબ આપ્યો.

'તો પદ્મપુરમાં 'પદ્મવિભૂષણ' કોણ બનશે?' વિનોબાજીએ પૂછ્યું.

જવાબમાં ઘણા હાથ ઊંચા થયા. એમાંના કોઈને ખબર ન હતી કે ભારત સરકાર એ નામથી માન-ચાંદ આપે છે! એમના મનમાં તો એમ કે વિનોબાજી કહે છે એટલે એ કોઈ સારી વસ્તુ જ હશે!

સવારમાં ઉતારે ગામલોકોની ભીડ થઈ. અને ઘણાંએ ભૂદાન આપીને બદલામાં 'પદ્મવિભૂષણ'ની માગણી કરી!

અને ખરેખર એ બધા તે દિવસે ભૂદાન-પદ્મવિભૂષણ બન્યા!

० ૭ માર્ચ '૫૬. માધવરાવપલ્લી, હૈદ્રાબાદ.

પંડિત જવાહરલાલ વિનોબાજીને મળવા આવતા હતા. એટલે સાંજની પ્રાર્થના સભાનો પ્રોગ્રામ રદ કરી સવારે સભા રાખી. સાંજે પડાવે પહોંચીને પ્રાર્થના સભા રાખીશું એવું વિચારેલું. આસપાસના લોકો પોતપોતાના સ્થાને ચાલ્યા જશે અને પંડિતજી સાથે વાત કરવાનો સમય મળશે એવી ધારણા હતી.

પણ સવારની પ્રાર્થના સભાથી જનતાને ધરવ ન થયો, લોકો તો આવતા જ ગયા. એટલે ફરી બપોરે સભા રાખવામાં આવી. વિનોબાજી વર્ષાઋતુની એવી સભાઓમાં વરસાદ વરસતો હોય ત્યારે છત્રી ખોલીને બેઠેલા સભાજનોને કહેતા—'ભગવાન હજાર હાથે પ્રેમ વરસાવે છે ત્યારે તમે છત્રી ખોલીને એના પાવન સ્પર્શથી વંચિત શા માટે રહો છો? છત્રી બંધ કરી દો!' અને છત્રીઓ બંધ થઈ જતી.

પણ તે દિવસે તો બપોરનો ખરો તડકો હતો, વરસાદ નહીં.

અને તાપ પણ કેવો! ચામડી દઝાડી દે એવો આકરો તાપ. નીચે રેતી તપતી હતી, ખુલ્લું મેદાન પણ બળતું હતું. એ ખુલ્લા મેદાનમાં ઊભેલાં લોકોએ છત્રીઓ ઉઘાડી.

વિનોબાજીએ એ સૌને ઉદ્દેશીને કહ્યું : 'છત્રી બંધ કરી દો. આવા આકરા તાપમાં મોટાં મોટાં ઝાડો લીલાંછમ છે. નીચેથી પાણી અને ઉપરથી સુંદર તડકો હોય ત્યારે જ ઝાડ સરસ થાય છે. એ જ રીતે આપણું જીવન લીલુંછમ કરવા માટે બે ચીજની આવશ્યકતા છે. એક, જે રીતે ઝાડ તાપ તડકામાં તપે છે, એ જ રીતે આપણે બહારથી ખૂબ તપવું જોઈએ અને બીજું ઝાડોની નીચે પાણી હોય છે તે રીતે આપણું હૃદય પ્રેમ અને ભક્તિથી પૂર ભરપુર હોવું જોઈએ. એ રીતે જ્યારે હૃદયમાં ભક્તિનો સ્રોત વહે છે અને બહારની તપશ્ચર્યા થાય છે ત્યારે જિંદગી લીલીછમ થાય છે.

'પ્રેમની ઠંડક અને મહેનતની ગરમી, બન્ને ભેગાં થાય ત્યારે જીવનમાં આનંદ-આનંદ જ રહે છે. પછી તો સૂરજનો આ તાપ ચાંદની થઈ જશે. હમણાં તમે આટલા તાપમાં પ્રેમથી બેઠા છો તો શું આપને ગરમી લાગે છે? જેને લાગતું હોય કે આ ચાંદની છે તે હાથ ઊંચા કરે!'

અને એક સાથે હજારો હાથ ઊંચા થયા! જોતજોતામાં એ બળતો તડકો ચાંદનીમાં પલટાઈ ગયો!

બપોરના બાર વાગે ખીલેલી એ ચાંદનીમાં અમે નહાઈ રહ્યા. —શ્રી કૃષ્ણદત્ત ભટ્ટ

# ચાચાજીની વાતો

—વિમળા પટેલ

ચાચાજીએ 'શારદાગ્રામ'માં વિદ્યાર્થીઓ સમક્ષ આપેલ પ્રવચન અને વિદ્યાર્થીઓ સાથેની પ્રશ્નોત્તરી અહીં ઉતાર્યાં છે.

—વિ. પ.

આપણે જંગલીદશામાં હતા ત્યારે માથું નીચે રાખીને ચાલતા. માણુસ થયા ત્યારે માથું ઊંચકીને ચાલવા માંડયું. એ માણસાઈ બતાવે છે—નીડરતા બતાવે છે. પૂ. ગાંધીજીએ આપણને નિર્ભય બનાવ્યા. એ માટે જે બહાદુરી જોઈએ તે કયાંથી આવી? ગાંધીજીએ એની શક્તિ બતાવી —આપણે ભારતમાતાના ખોળામાં રહીએ છીએ તેનું મંગળ થાય. આ જે પ્રેમવૃત્તિ છે તે મંગળને જ વરશે. મંગળ અને પ્રેમ એક જ છે. એનો અર્થ વિદ્વાનો આવો કરે છે જેનાથી મન ગળી જાય તે મંગળ. એ કઈ શક્તિ છે જે મનને ગાળી નાખે છે?

દરેક સંસ્થાની અદૃશ્ય દીવાલો ઉપર સૂક્ષ્મ શરીર છે. આમ સૂક્ષ્મ ને સ્થૂળ, બંને રીતે સંસ્થાનુ કલેવર બનેલુ છે આજે તો વિજ્ઞાને સાબિત કરી દીધું છે કે કોઈ ઇચ્છાથી, વિચારથી આપણું સૂક્ષ્મ શરીર બને છે. જે સંસ્થા માટે એવું કહી શકાય એવી સંસ્થાની દીવાલો પર એવા શબ્દો કોતરામેલા હોય છે.

બૌદ્ધધર્મના એક પુસ્તકમાં લખેલુ છે કે 'જો જ્ઞાન મેળવવું હોય તો નમ્ર બનો. અને જ્ઞાન મેળવ્યા પછી વધારે નમ્ર બનો!' આપણે થોડું વધારે જ્ઞાન મેળવ્યું અને માથું વધારે ઊંચું કરી મૂકયું. માથું ઊંચું કરવું ને માથું ઊંચકવું, બન્નેમા ફેર છે. માથું ઊંચકવું એટલે અન્યાયની સામે થવું. એટલા માટે ગુરુદેવની ગીતાંજલિમાં એક પ્રાર્થના છે: 'પ્રભુ, મને શક્તિ આપે કે જેના વડે જે બીજાઓનું અપમાન કરે છે, બીજાઓને અન્યાય કરે છે તેની સામે માથું ઊંચકીને ઊભો રહું.'

પરમ વસ્તુ ધન, તેનો વિચાર સતત રહ્યા કરે તેના જ માટે આ બધા પ્રયત્નો છે. વડિલો સામે, ઉંમર, અનુભવ, જ્ઞાન વગેરેમાં પણ માથું નમાવવું જોઈએ. અહીં આપણે જ્ઞાન મેળવવા આવ્યા છીએ, અને જેમજેમ આપણું જ્ઞાન-વિચાર-શક્તિ વધતી જાય તેમતેમ આપણે વધારે ને વધારે નમ્ર બનતા જવું જોઈએ. નમ્રતા જેવી બીજી કોઈ શક્તિ નથી, જે આપણા જીવનને, આપણા ચારિત્ર્યને ઘડી શકે. આ વાત મહાપુરુષો શીખવી ગયા છે.

બાયબલમાં કહ્યું છે કે, 'ધન્ય તો તે થયા, જે નમ્ર છે, ગરીબ છે. અર્થહીન હોઇએ તો પણ નમ્ર કહેવાઈએ. કોઈ પણ વસ્તુમાં ન ફસાવું એવી ગરીબી હૃદયમા રહે તો બધું મળી જશે. જે લોકો નમ્ર છે તેમને જ આ ધરતી મળશે, જમીન મળશે.' બાયબલના આ શબ્દો મૂર્તિમંત થયા છે.

વિનોબાજીમાં એ શક્તિ છે. લોકોએ એમને પાંચ લાખ એકર જમીન આપી છે. શા માટે? આજે શહેરીજનોને પણ તેઓ વારંવાર કહે છે પણ એ બધા પાસે વસ્તુ હોવા છતાં આપવાની ના પાડે છે. જે સાચા હેતુથી, સારા કામ માટે માગે છે તેને તે મળી રહે છે.

કેટલાક આળસુ રહીને ભિક્ષા માગવાની ટેવ પાડીને પેટ ભરે છે. આ ખોટી ટેવ છે. અને તે પણ આજે તો પોષાય છે. એક સમસ્યા ઊભી થઈ છે. માણસમાં 'દયાભાવે' કોઈ કોઈ વાર તરંગનું સ્વરૂપ પણ ધારણ કરે છે.

પ્રભુ આપણને સૌને એમાંથી ઉગારી લે!

*

## પ્રશ્નોત્તરી

પ્રશ્ન: શાંતિનિકેતનનો ટૂંક ખ્યાલ આપો.

ઉત્તર: હાલ બંગાળમા જ્યાં શાંતિનિકેતન છે ત્યાં અગાઉ ગાઢ જંગલ હતું. ત્યાં ચાળીસેક જેટલા ડાકુ રહેતા હતા. તેમનો સરદાર હમેશાં લૂંટની શોધમાં રહેતો અને લાગ મળતા કોઈને પણ છોડતો નહીં.

એક વાર એવી ભયાનક જગ્યાએ ગુરુદેવના

પિતા મહર્ષિ દાદાએ તબૂ નાખ્યો અને રસોઈ કરવાની શરૂઆત કરી તેઓ સવાર સાંજ ધ્યાનમાં બેસતા. ગાંધીજી જેમ પ્રાર્થનામાં બેસતા અને કહેતા કે 'પ્રાર્થના કર્યા સિવાય રહી શકતો નથી' તેવું જ તેમને પણ થતું.

એક દિવસ સાંજે દાદા ધ્યાનમાં બેઠા કલાક વીતી ગયો તો યે ઊઠ્યા નહીં, ત્યાંથી ખસ્યા નહીં ધ્યાનમાં જ બેસી રહ્યા એમ ને એમ આખી રાત પસાર થઈ ગઈ એ વખતે પેલા ડાકુઓનો સરદાર ત્યાંથી પસાર થયો ધ્યાનમાં બેઠેલા મહર્ષિ પર તેની નજર પડી તે મહર્ષિની નજીક આવ્યો અને આશ્ચર્ય પામ્યો મહર્ષિની આંખમાં એણે એવી જ્યોતિ-નૂર જોયું કે ડાકુનું પરિવર્તન થઈ ગયું એને વિચાર આવ્યો કે આ તો શાંતિનિકેતન —પ્રભુનું ઘર છે બસ

મહર્ષિ ધ્યાનમાંથી ઊઠ્યા ત્યારે ડાકુઓના સરદારે તેમને પ્રણામ કરી કહ્યું 'આજથી હું તમારી સેવામાં રહીશ. હું ને મારા સાથીઓ લૂંટનો ધંધો છોડી દઈશું'

આ બનાવ પરથી મહર્ષિને એક વિચાર આવ્યો તેઓ લોર્ડ સિંહા પાસે ગયા તેમને પોતાના વિચારો દર્શાવી તેમની પાસેથી પૈસા માગ્યા અને શાંતિનિકેતન સ્થાપ્યું અને એની સાથે જ પ્રકૃતિ આનંદ વિગેરે રચાયા

આશ્રમની આસપાસ વાઘ દીપડા આદિ હિંસક જંગલી પશુઓ રહેતા પણ તેમનો કોઈને ભય જ ન લાગતો ૧૯૦૧માં એ શરૂ થયું એની પાછળ એમનો પોતાનો કડવો અનુભવ હતો

શાંતિનિકેતન વિકસ્યું ત્યારે એનું નામ 'બ્રહ્મચર્યાશ્રમ' રખાયું ૧૯૨૧માં એનું નામ 'વિશ્વભારતી' રખાયું છે પૂ. ગાંધીજીના જીવનનો સાચો આદર્શ વિશ્વ ધર્મ, સંસ્કૃતિ, સાહિત્ય ઇતિહાસ વગેરે સંસ્થા દ્વારા જાણે એવા વિચારથી એ નામ રખાયું છે ત્યાં આજે જુદા જુદા દેશોના સાહિત્યનો અભ્યાસ થઈ રહ્યો છે ત્યાં બધા એક બીજાની સાથે રહે છે, વિચારોની આપલે કરે છે ૧૯૪૧માં ગુરુદેવનો સ્વર્ગવાસ થયો ૧૯૫૨માં સરકારે એ સંસ્થા સંભાળી લીધી છે

ગુરુદેવની સંસ્થા સંબંધી એક વિશેષ વાત છે તેઓ માનતા કે બાળકોમાં કળાત્મકની વૃત્તિ રહી છે એ જગાવવા માટે એમણે કળાભવન સંગીત ભવન ઉદ્યોગભવન શરૂ કરેલા સવારે ભણતર પૂરું થાય પછી બાળકોને જે કરવું હોય તે કરે ત્યાં વિદ્યાર્થી આવે અને મેટ્રિક પાસ કરે ત્યારે ઉદ્યોગ દ્વારા કંઈક મેળવી જાય તે સાથે જ એનામાં કવિત્વશક્તિ હોય કલાશક્તિ હોય તો તે પણ શીખતો જાય અને એવી રીતે ઉદ્યોગશીલ રહે કે જેનાથી તે આનંદ મેળવી શકે શરીર માટે આનંદ આત્મા માટે આનંદ આપણે તો તૈયાર કરીએ જીવનના સંગ્રામ માટે સંગ્રામ શબ્દ નથી રુચતો ત્યાં જેણે શીખી લીધું છે, 'કેવી રીતે જીવવું' તેને માટે 'જીવન સંગ્રામ' નથી રહેતું, જીવન બની જાય છે સેવાગ્રામ

*

વર્ધામાં એક દયાળુ પુરુષ છે એ ગામની બહાર દૂર ફરવા જાય છે ફરતી વખતે એ આમ-તેમ નજર નાખતા જાય છે, અને સાકર નાખતા જાય એક દિવસ એ સાકર નાખીને ગયા અને પુષ્કળ કીડીઓ ભેગી થઈ ગઈ થોડી વાર પછી મેં જોયું કે ત્યાં એક બળદ આવ્યો એનો પગ પેલી કીડીઓ પર પડી ગયો અને બધી કીડીઓ મરી ગઈ પેલા ભલા માણસે સાકર ન નાખી હોત તો એ હિંસા ન થાત જીવજંતુઓને પાળવામાં આપણા લોકો અહિંસા માને છે પરંતુ એ ખોટો વિચાર છે જે પાળવાની જવાબદારી ઉઠાવે છે એણે સંહાર કરવાની જવાબદારી ઉઠાવવી જોઈએ મનુષ્ય એટલી મોટી જવાબદારી નથી ઉઠાવી શકતો એ તો ઈશ્વરનું કામ છે આ પ્રકારની દયા કરવાથી તો હિંસા જ વધારે થાય છે

વિનોબાજી

*

મનુષ્ય, મનુષ્ય સાથે જ મત્સર કરે છે, બળદ સાથે નથી કરતો માનવોના વ્યવહારમાં જ આપણી અહિંસાની કસોટી થાય છે

વિનોબાજી

# ગાંધી કે પશ્ચિમનો ભૌતિકવાદ? ——— વિલફ્રેડ વેલૉક

હમણાં મેં અમેરિકાનો આઠ અઠવાડિયાનો વ્યાખ્યાન પ્રવાસ પૂરો કર્યો. ૧૯૪૯થી લઈને આજ સુધીનો મારો આ ચોથો વ્યાખ્યાન પ્રવાસ હતો.

હમણાં વિચારું છું તેમ દર વખતે પાછા ફર્યા પછી મારે શાંતચિત્તે વિચારવું પડે છે. અમેરિકા એવો દેશ છે કે તે માણસને એમ માનવાને લલચાવે છે કે તે જેટલી ઝડપી ગતિએ ચાલે છે, જેટલાં વધારે નાણાં ખર્ચે છે, જેટલા ઊંચી જાતનાં કપડા પહેરે છે, જેટલુ વધારે કીમતી ભોજન કરે છે—એટલી જ સંપૂર્ણતાથી તે જીવે છે.

ઝંઝાવાતભર્યા આઠ અઠવાડિયાના પ્રવાસ પછી મારું મન ઇંગ્લાડની તુલનાત્મક શાંતિ માટે ઝંખે છે. એટલા માટે હું તુલનાત્મક કહું છું કે, ભૌતિકવાદનો વાયરો અહિંયા પણ જોસભેર ફૂંકાય છે. જ્યારે જ્યારે હું અમેરિકા જાઉં છું, ત્યાં એવું એવું જોઉં છું, એવી એવી પ્રવૃત્તિઓનો અનુભવ કરું છું કે મને લાગે છે કે એ બધું ઇંગ્લેંડમા પણ ધીરેધીરે દેખાવા માંડશે.

પશ્ચિમના બધા દેશોમાં, રોજિંદા જીવનમાં ચીજ વસ્તુઓને મહત્ત્વ આપવાની વૃત્તિ, પ્રવૃત્તિ વધતી જાય છે. નવી શોધ જીવનનો પ્રાણ બની ગયો છે. ટેકનોલૉજી અખંડ જાગે છે, મટકું યે મારતી નથી જે કંઈ ઉત્પન્ન કરે છે તે જાહેરખબર કરનારા વેચે છે. પછી ભલે ને તે ચીજ ઉપયોગિતા અને નીતિની દૃષ્ટિએ સારી હોય કે ભૂંડી હોય. ટેકનોલૉજીનો એ 'નવો ધર્મ' બની ગયો છે. વધારે ને વધારે ઉત્પાદન અને વધારે ને વધારે ઉપભોગ—આ બે એના જોડિયા દેવ છે. આજકાલ એ દેવો ચર્ચ (ધર્મ-સંસ્થા)ને સરકાર પર રાજ કરે છે. વિસ્તૃત અર્થનીતિની એકધારી સુસંગત એનું ફળ છે.

એ અનીતિ અથવા કહો કે નવા ધર્મ એવો બચાવ કરે છે કે આ લોકશાસન છે. ઉત્પાદન આમજનતામાં કુટુંબની સરેરાશ આવક પ્રમાણે સરખે હિસ્સે વહેંચી આપે છે.

જે સમાજ વ્યવસ્થા આવકની વહેંચણી સરખે હિસ્સે કરે તે ખ્રિસ્તી જ હોય એમાં શંકા નથી. આમ નવા ભૌતિકવાદનું સમર્થન લોકશાસન અને ખ્રિસ્તીપણાની બેવડી ભૂમિકા પરથી કરાય છે. બીજા શબ્દોમાં કહીએ તો ખ્રિસ્તીપણું અને અમેરિકન, બ્રિટીશ અથવા પશ્ચિમના દેશોની જીવનપ્રણાલિ, એકરૂપ છે.

આમ અમે પાઉં રોટી અને સરકસો, ઘોંઘાટિયાં નાચગાન, વિનોદ મનક, સિગારેટો અને શરાબો, હળવા સંગીત અને મીઠી મીઠી વાતો પર જીવીએ છીએ. કાળનું ચક્ર ફરતું ફરતું, દળતુ જાય છે. તેલ, પરસ્પર વિરોધી આદર્શોની, સત્તાની હરીફાઈ દુનિયાના પાયાને હચમચાવી રહ્યા છે. પરિણામે વસ્તુઓને વધારે ને વધારે મહત્ત્વ મળતુ જાય છે. વસ્તુઓ! વસ્તુઓ!! અને વસ્તુઓ!!! પેકેટમા મળતા તૈયાર ભોજનથી માંડીને ગ્રામોફોન રેકાર્ડો ને ટેલીવિઝન સેટો સુધી-નાણાથી ખરીદી શકાતી પ્રત્યેક વસ્તુનુ મહત્ત્વ વધતું જ જાય છે. એટલે પૈસો જીવનની કૂંચી બની છે. જ્યારે પૈસા પૂરા થઈ જાય છે ત્યારે જીવનનું દેવાળું નીકળી જાય છે! નવા ધર્મની આજ્ઞા છે કે તમારી બધી શક્તિ વાપરીને પૈસા પ્રાપ્ત કરો! કહેવતોના પુસ્તક લખનારે બીજા શબ્દોનો ઉપયોગ કરેલો. પણ એ બિચારાને જે પ્રગતિ થઈ છે તેની ખબર ન હતી. ટેકનોલૉજિસ્ટોએ આર્ષદૃષ્ટાઓને હરાવી દીધા છે.

આ આદર્શ અથવા કહો કે જીવન પ્રણાલિએ માણસને-એની આસપાસની પરિસ્થિતિએ-વધારે ને વધારે ગુલામ બનાવી દીધા છે. વજ્રના બનેલા ઉદ્યોગી માણસ તરીકે પોતાના મનને ભર્યું ભર્યું કરવાની નહીં, પણ પોતાનાં ગજવાં ભરવાની ફિકરમાં એ પડેલો છે. અને જ્યારે ગજવાં ભરાઈ જાય છે ત્યારે તેમને ખાલી કરવાનું કામ પેલા

જાહેરખબર આપનારાઓને કરવાનું હોય છે. અને એ લોકો એ કામ માણસની નબળાઈઓનું જ્ઞાન પ્રાપ્ત કરીને સફળતાથી પાર પાડે છે.

ટેકનોલોજિસ્ટની એવી કલ્પના છે–ઇચ્છા પણ ખરી–કે માણસ સમૂહમાં રહેનારું પ્રાણી છે. તે લોખંડી માણસ પેઠે કામ કરે, ત્યારે માનસ શાસ્ત્રી એને મર્યાદાઓમાં બાંધી દે છે, ઉદ્યોગપતિ ચૂસે છે અને જાહેરખબર આપનારા એને માર્ગ ભ્રષ્ટ કરે છે.

બીજા શબ્દોમાં કહીએ તો અર્વાચીન ભૌતિક વાદ ખંડિત થયેલા માણસોના પાયા પર ઊભો છે, જ્યારે સંતોષજનક, ચિરસ્થાયી સભ્યતા પૂર્ણ માનવના પાયા પર ઊભી હોય છે.

ગાંધીજીએ બહુ વહેલા ૧૯૦૮માં જાણી લીધુ હતું કે, પશ્ચિમના દેશોની મૂળ ખરાબી એ છે કે તેમણે માણસોને યંત્ર બનાવી દીધા છે. એમના હૃદયના ટુકડે ટુકડા કરીને એમની અખંડિતતાનો નાશ કર્યો છે. ૧૯૦૮મા લખેલ પોતાના પુસ્તક 'હિંદ સ્વરાજ'મા ગાંધીજીએ જાહેર કર્યું હતુ કે, 'જે સભ્યતા સંપૂર્ણ માનવ કરતા વસ્તુઓના ઢગ લાને વધારે પસંદ કરે છે તે આપોઆપ જ પોતાનો નાશ વહોરી લેશે'

તે સાથે જ, એમણે ભારે વિશ્વાસથી એમ પણ જાહેર કર્યું હતું કે, 'ભારતે એ સભ્યતાનું અનુકરણ ન કરવું જોઈએ, બલકે એક વધારે સારી સભ્યતાનું નિર્માણ કરવી જોઈએ–જે અત્યંત ઉચ્ચ કોટિની, સંપૂર્ણ માનવની રચનાત્મક પ્રતિભા પર આધાર રાખતી હોય.'

એ સભ્યતાનુ વર્ણન કરતા એમણે ગ્રામરાજનો આદર્શ સામે રાખ્યો હતો. જેમા ખેતી અને ઉદ્યોગનો સમન્વય થયો હોય, જ્યા જવાબદારી, રચનાત્મક, આત્માભિવ્યક્તિ અને અતિ જરૂરી નિકટનો ભાઈચારો એ સૌનો અબાધિત અધિકાર હોય–એવા ગ્રામરાજનો

એવી સભ્યતામા એકધારી પ્રગતિ થશે, પરંતુ એની ગતિ પાશ્ચાત્ય સભ્યતાની ગતિ કરતા ધીમી હશે. એમા વિચાર અને ચિંતન માટે અવકાશ મળશે. જેથી કરીને ભૌતિક પ્રગતિ સાથે માણસના આત્માનો પણ વિકાસ થતો જશે અને એ રીતે પોતાની ઉન્નતિને એ કાયમ રાખી શકશે

એ જ માર્ગથી માનવની અખંડતા અક્ષુણ્ણ રહેશે, અને ત્યારે જીવનની મૂળભૂત પરિતૃપ્તિ બહારથી, આસપાસની બાબતોમાથી નહી પણ અંદરથી, આત્મામાથી આવશે.

★

કોઈને પણ પાપી માનવાનો આપણને અધિકાર નથી, કેમ કે, આપણે બહુ દોષથી ભરેલા છીએ જેને આપણે આપણાથી વધારે પાપી માનીએ છીએ, એ ખરેખર એવો છે એવું માનવાને આપણી પાસે કારણ નથી, સાધન નથી એક પૈસો ચોરનાર એક વ્યભિચારી કરતાં અધિક પાપી હોઈ શકે છે સંભવ છે કે પૈસો ચોરનારે જાણીજોઈને ચોરી કરી હોય અને વ્યભિચારીએ પોતાને રોકવાનો બહુ પ્રયત્ન કર્યો તો પણ એ પોતાને નહીં રોકી શક્યો હોય. એના શુભ પ્રયાસનું કોઈને જ્ઞાન થઈ શકે છે? મનુષ્યના હૃદયને તો ફક્ત ભગવાન જાણે છે એટલા માટે કોઈના પાપની તુલના ન કરીએ, પરંતુ ક્ષમાવૃત્તિ વધારતા રહીએ, એ અહિંસા ધર્મનું એક લક્ષ્ય છે

—ગાંધીજી

☆

આપણા સદ્‌ગુણો મર્યાદિત થઈ ગયા છે, ઘરને સાફ કરીશું પરંતુ ઘરની બહાર કચરો ફેંકવામાં સંકોચ નથી થતો. આપણા સદ્‌ગુણો પ્રવાહિત નથી, એને સામાજિક સ્વરૂપ નથી મળ્યું.

—વિનોબાજી

☆

## આવા હતા બાપુ

ભાગ બીજો પ્રગટ થઈ ચૂક્યો છે; મૂલ્ય આઠ આના. એમાંના કેટલાક પ્રસંગો આ અંકમાં અન્યત્ર આપ્યા છે.

# ચાચાજીની વાતો

**—વિમળા પટેલ**

ચાચાજીએ 'શારદાગ્રામ'માં વિદ્યાર્થીઓ સમક્ષ આપેલ પ્રવચન અને વિદ્યાર્થીઓ સાથેની પ્રશ્નોત્તરી અહીં ઉતાર્યાં છે

**—વિ. પ.**

આપણે જંગલીદશામાં હતા ત્યારે માથું નીચે રાખીને ચાલતા. માણસ થયા ત્યારે માથું ઊંચકીને ચાલવા માંડ્યું. એ માણસાઈ બતાવે છે—નીડરતા બતાવે છે. પૂ. ગાંધીજીએ આપણને નિર્ભય બનાવ્યા. એ માટે જે બહાદુરી જોઈએ તે ક્યાંથી આવી? ગાંધીજીએ એની શક્તિ બતાવી—આપણે ભારતમાતાના ખોળામાં રહીએ છીએ તેનું મંગળ થાય. આ જે પ્રેમવૃત્તિ છે તે મંગળને જ વરશે. મંગળ અને પ્રેમ એક જ છે. એનો અર્થ વિદ્વાનો આવો કરે છે: જેનાથી મન ગળી જાય તે મંગળ. એ કઈ શક્તિ છે જે મનને ગાળી નાખે છે?

દરેક સંસ્થાની અદૃશ્ય દીવાલો ઉપર સૂક્ષ્મ શરીર છે. આમ સૂક્ષ્મ ને સ્થૂળ, બંને રીતે સંસ્થાનુ કલેવર બનેલુ છે આજે તો વિજ્ઞાને સાબિત કરી દીધું છે કે કોઈ ઇચ્છાથી, વિચારથી આપણું સૂક્ષ્મ શરીર બને છે. જે સંસ્થા માટે એવું કહી શકાય એવી સંસ્થાની દીવાલો પર એવા શબ્દો કોતરાયેલા હોય છે.

બૌદ્ધધર્મના એક પુસ્તકમાં લખેલુ છે કે 'જો જ્ઞાન મેળવવું હોય તો નમ્ર બનો. અને જ્ઞાન મેળવ્યા પછી વધારે નમ્ર બનો!' આપણે થોડું વધારે જ્ઞાન મેળવ્યું અને માથું વધારે ઊંચું કરી મૂક્યું. માથું ઊંચું કરવું ને માથું ઊંચકવું, બન્નેમા ફેર છે. માથું ઊંચકવું એટલે અન્યાયની સામે થવું. એટલા માટે ગુરુદેવની ગીતાંજલિમાં એક પ્રાર્થના છે: 'પ્રભુ, મને શક્તિ આપે કે જેના વડે જે બીજાઓનું અપમાન કરે છે, બીજાઓને અન્યાય કરે છે તેની સામે માથું ઊંચકીને ઊભો રહું.'

પરમ વસ્તુ ધન, તેનો વિચાર સતત રહ્યા કરે તેના જ માટે આ બધા પ્રયત્નો છે. વડિલો સામે, ઉંમર, અનુભવ, જ્ઞાન વગેરેમાં પણ માથું નમાવવું જોઈએ. અહીં આપણે જ્ઞાન મેળવવા આવ્યા છીએ, અને જેમજેમ આપણું જ્ઞાન-વિચાર-શક્તિ વધતી જાય તેમતેમ આપણે વધારે ને વધારે નમ્ર બનતા જવું જોઈએ. નમ્રતા જેવી બીજી કોઈ શક્તિ નથી, જે આપણા જીવનને, આપણા ચારિત્ર્યને ઘડી શકે. આ વાત મહાપુરુષો શીખવી ગયા છે.

બાયબલમાં કહ્યું છે કે, 'ધન્ય તો તે થયા, જે નમ્ર છે, ગરીબ છે. અર્થહીન હોઈએ તો પણ નમ્ર કહેવાઈએ. કોઈ પણ વસ્તુમાં ન ફસાવું એવી ગરીબી હૃદયમાં રહે તો બધું મળી જશે. જે લોકો નમ્ર છે તેમને જ આ ધરતી મળશે, જમીન મળશે.' બાયબલના આ શબ્દો મૂર્તિમંત થયા છે.

વિનોબાજીમાં એ શક્તિ છે. લોકોએ એમને ૫૭ લાખ એકર જમીન આપી છે. શા માટે? આજે શહેરીજનોને પણ તેઓ વારંવાર કહે છે પણ એ બધા પાસે વસ્તુ હોવા છતાં આપવાની ના પાડે છે. જે સાચા હેતુથી, સારા કામ માટે માગે છે તેને તે મળી રહે છે.

કેટલાક આળસુ રહીને ભિક્ષા માગવાની ટેવ પાડીને પેટ ભરે છે. આ ખોટી ટેવ છે. અને તે પણ આજે તો પોષાય છે. એક સમસ્યા ઊભી થઈ છે. માણસમાં 'દયાભાવ' કોઈ કોઈ વાર તરંગનું સ્વરૂપ પણ ધારણ કરે છે.

પ્રભુ આપણને સૌને એમાંથી ઉગારી લે!

☆

## પ્રશ્નોત્તરી

**પ્રશ્ન:** શાંતિનિકેતનનો ટૂંક ખ્યાલ આપો.

**ઉત્તર:** હાલ બંગાળમા જ્યાં શાંતિનિકેતન છે ત્યાં અગાઉ ગાઢ જંગલ હતું. ત્યાં ચાળીસેક જેટલા ડાકુ રહેતા હતા. તેમનો સરદાર હમેશાં લૂંટની શોધમાં રહેતો અને લાગ મળતા કોઈને પણ છોડતો નહીં.

એક વાર એવી ભયાનક જગ્યાએ ગુરુદેવના

પિતા મહર્ષિ દાદાએ તબૂ નાખ્યો અને રસોઈ કરવાની શરૂઆત કરી તેઓ સવાર સાજ ધ્યાનમા બેસતા ગાધીજી જેમ પ્રાર્થનામા બેસતા અને કહેતા કે 'પ્રાર્થના કર્યા સિવાય રહી શકતો નથી' તેવુ જ તેમને પણ થતુ

એક દિવસ સાજે દાદા ધ્યાનમા બેઠા કનાક થઈ ગયો તોયે ઊઠ્યા નહીં ત્યાથી ખસ્યા નહીં ધ્યાનમા જ બેસી રહ્યા એમ ને એમ આખી રાત પસાર થઈ ગઈ એ વખતે પેલા ડાકુઓનો સરદાર ત્યાથી પસાર થયો ધ્યાનમા બેઠેલા મહર્ષિ પર તેની નજર પડી તે મહર્ષિની નજીક આવ્યો અને આશ્ચર્ય પામ્યો મહર્ષિની આખમા એણે એવી જ્યોતિ-નૂર જોઈ કે ડાકુનુ પરિવર્તન થઈ ગયુ એને વિચાર આવ્યો કે આ તો શાતિનિકેતન —પ્રભુનુ ઘર છે બસ

મહર્ષિ ધ્યાનમાથી ઊઠ્યા ત્યારે ડાકુઓના સરદારે તેમને પ્રણામ કરી કહ્યુ 'આજથી હુ તમારી સેવામા રહીશ હુ ને મારા સાથીઓ લૂટનો ધધો છોડી દઈશુ'

આ બનાવ પરથી મહર્ષિને એક વિચાર આવ્યો તેઓ લોર્ડ સિંહા પાસે ગયા તેમને પોતાના વિચારો દર્શાવી તેમની પાસેથી પૈસા મેળવ્યા અને શાતિનિકેતન સ્થાપ્યુ અને એની સાથે જ પ્રકૃતિ આનદ વિગેરે સ્થપાયા

આશ્રમની આસપાસ વાઘ દીપડા આદિ હિંસક જગલી પશુઓ રહેતા પણ તેમનો કોઈને ભય જ ન લાગતો ૧૯૦૧મા એ શરૂ થયુ એની પાછળ એમનો પોતાનો કડવો અનુભવ હતો

શાતિનિકેતન વિકસ્યુ ત્યારે એનુ નામ 'બ્રહ્મચર્યાશ્રમ' રખાયુ ૧૯૨૧મા એનુ નામ 'વિશ્વભારતી' રખાયુ છે પૂ ગાધીજીના જીવનનો સાચો આદર્શ વિશ્વ ધર્મ સસ્કૃતિ સાહિત્ય ઇતિહાસ વગેરે સસ્થા દ્વારા જાણે એવા વિચારથી એ નામ રખાયુ છે ત્યા આજે જુદા જુદા દેશોના સાહિત્યનો અભ્યાસ થઈ રહ્યો છે ત્યા બધા એકબીજાની સાથ રહે છે વિચારોની આપલે કરે છે ૧૯૪૧મા ગુરુદેવનો સ્વર્ગવાસ થયો ૧૯૫૨મા સરકારે એ સસ્થા સભાળી લીધી છે

ગુરુદેવની સસ્થા સબધી એક વિશેષ વાત છે તેઓ માનતા કે બાળકોમા કળાપ્રેમની વૃત્તિ રહી છે એ શા માટે એમણે કળાભવન સગીત ભવન ઉદ્યોગભવન શરૂ કરેલા સવારે ભણતર પૂરુ થાય પછી બાળકોને જે કરવુ હોય તે કરે ત્યા વિદ્યાર્થી આવે અને મેટ્રિક પસાર કરે ત્યારે ઉદ્યોગ દ્વારા કમાઈ શકે એ રીતે જાય તે સાથે જ એનામા કવિત્વ શક્તિ હોય કળાશક્તિ હોય તો તે પણ શીખતો જાય અને એવી રીતે ઉદ્યોગશીલ રહે કે જેનાથી તે આનદ મેળવી શકે શરીર માટે આનદ આત્મા માટે આનદ આપણે તો સૈયાર છીએ જીવનના સગ્રામ માટે સગ્રામ શબ્દ નથી રુચતો પણ જેણે શીખી લીધુ છે કેવી રીતે જીવવુ તેને માટે જીવન સગ્રામ નથી રહેતુ જીવન બની જાય છે સેવાગ્રામ

*

વર્ધામા એક દયાળુ પુરુષ છે એ ગામની બહાર દૂર ફરવા જાય છે ફરતી વખતે એ આમ તેમ નજર નાખતા જાય છે અને સાકર નાખતા જાય એક દિવસ એ સાકર નાખીને ગયા અને પુષ્કળ કીડીઓ ભેગી થઈ ગઈ થોડી વાર પછી મે જોયુ કે ત્યા એક બળદ આવ્યો એનો પગ પેલી કીડીઓ પર પડી ગયો અને બધી કીડીઓ મરી ગઈ પેલા ભલા માણસે સાકર ન નાખી હોત તો એ હિંસા ન થાત જીવજતુઓને પાળવામા આપણા લોકો અહિંસા માને છે પરતુ એ ખોટો વિચાર છે જે પાળવાની જવાબદારી ઉઠાવે છે એણે સહાર કરવાની જવાબદારી ઉઠાવવી જોઈએ મનુષ્ય એટલી મોટી જવાબદારી નથી ઉઠાવી શકતો એ તો ઈશ્વરનુ કામ છે આ પ્રકારની દયા કરવાથી તો હિંસા જ વધારે થાય છે

—વિનોબાજી

*

મનુષ્ય મનુષ્ય સાથે જ અતર કરે છે, બળદ સાથે નથી કરતો માનવોના વ્યવહારમા જ આપણી અહિંસાની કસોટી થાય છે

—વિનોબાજી

૦ 'કેવી રીતે હુ તને ગાઈ સભળાવુ અને તારી પૂજા કરુ, ઓ સૂર્ય?' પુષ્પે પૂછ્યુ
'તારા પાવિત્ર્યના વિશુદ્ધ મૌનથી' સૂર્યે ઉત્તર દીધો

૦ પ્રથમ મારા અતરમા નવરાત્રાનો સધ્યા-તારક પ્રગટાવ અને પછી રાત્રિને તેમની છાની વાતો કરવા દે

૦ અધકારમા સળગતુ હુ એક બાળક છુ
રાત્રિની ચાદરમાથી હુ તારા માટે મારા હાથ લબાવુ છુ, મારી મા!

૦ મારા હૃદયને ગીતોથી ભરી લેવા માટે મને તારા મૌનના કેન્દ્રમા દોરી લઈ જા

૦ એણે આપણને બક્ષેલા પુષ્પોનો જ બદલો મેળવવાની પ્રભુ આપણી પાસેથી અપેક્ષા રાખે છે—સૂર્ય ગગર તો ધરતીના બદનાની નહિ

૦ તેનો વિચારગ્રસ્ત ચહેરો, રાત્રે વરસતા વરસાદની જેમ મારા સ્વપ્નાઓને મૂઝવે છે

૦ મૂગા વૃક્ષોની શાત સધ્યાની જેમ મારા હૃદયનો શોક શાત પડી ગયો છે

૦ જીવનને દુનિયાના દાવાઓ દ્વારા પોતાની સપત્તિ અને પ્રેમના દાવાઓ દ્વારા પોતાની યોગ્યતા પ્રાપ્ત થાય છે

૦ પોતાના સમૃદ્ધ ભૂતકાળ બદલ સૂકાઈ ગયેલી સરિતા સન્માન પામતી નથી

૦ પ્રભો! હુ તારો આભારી છુ, કે કાળચક્રોમાનો એક નથી, પણ તે જીવત પ્રાણીઓમાનો એક છુ જેઓ એમા કચરાય છે

૦ પોતાને ભાણેજ કહેવા બદલ કાચની દીવી માટીની દીવીને ઠપકો આપે છે, એટલામા ચદ્ર ઊગે છે, અને કાચની એ દીવી માટીની દીવીને કહે છે 'વહાલી મારી બહેન!'



૦ મારા હૃદયના એકાતમા હુ ધુમ્મસ અને વર્ષાની વચ્ચે ઘેરાયેલી વિધવા સધ્યાના નિસાસા સાભળુ છુ!

૦ ઘાસ, ધરતીમા પોતાના સમુદાયને શોધે છે—અને વૃક્ષ પોતાના આકાશી એકાતને!

૦ જેમની વિશાળ ઘુમરડીઓ તારકસૃષ્ટિમા મહાલે છે એવા વમળના ત્વરિત વેગી ચક્રો જેવા જ આ પર્ણોના જીવન ને મૃત્યુ પણ છે!

૦ શાત થા, મારા હૃદય! આ પડછદ વૃક્ષો પ્રાર્થના કરે છે

૦ જીવન, પ્રેમ અને મૃત્યુના ઝરણામા વહી ગયેલા અને ભૂલાઈ ગયેલા બીજા યુગોનો હુ વિચાર કરુ છુ, અને મરવાની જે સ્વતત્રતા મને મળી છે તેની લાગણી અનુભવુ છુ!

૦ મારા આત્માનો શોક એ એની નવવધુનો ઘૂઘટ છે રાત્રે ઊચકાઈ જવાની એ રાહ જુએ છે

૦ મૃત્યુની છાપ જીવનના સિક્કાને મૂલ્ય બક્ષે છે, અને એ જીવનના બદલામા ખરેખર મૂલ્યવાન હોય એવી વસ્તુ ખરીદી શકાય છે

૦ તમારી પોતાની યોગ્યતા ઉછીની આપીને તમારા મિત્રનુ અપમાન કરો નહિ

૦ જર્જરિત વૃક્ષોને બાઝેલી શેવાળની જેમ અનાદી દિવસોનો સ્પર્શ મારા હૃદયને વળગી રહે છે

૦ તારલાઓને પકડવા માટે પોતાના હાથ ઊચે લબાવતા બાળકો જેવી જ આ ટેકરીઓ પણ છે!

૦ લાગણી હાસ થયેલી દુનિયાઓને હુ મારી નમ્રતાવતી દુનિયામા લઈ આવુ છુ

૦ જ્યારે હુ આ મોતીઓને ચાખુ છુ ત્યારે, હુ

પ્રિય મિત્ર! આ કાંઠના ભરતીના સ્થિર પાણીને વધુ ઘેરા બનાવતા તારા મહાન વિચારોના મૌનનો મને અનુભવ થાય છે

० હથોડાનો મારો નહિ, પરંતુ પાણીનું નૃત્ય કાંકરાઓને સંપૂર્ણતામાં પહોંચાડી દે છે

० ફૂલોમાંથી રસ ચૂસીને મધમાખી આભારના ગીત ગાતી ઊડી જાય છે અને રંગબેરંગી પતંગિયું એમ માને છે કે ફૂલો એના આભારી છે!

० મારા મનના શોકની પાછળ રહેલી કેટલીક વસ્તુઓની મર્મર હું સાંભળું છું ખરો —પણ તેમને નિહાળી શકતો નથી

० તારા પ્રિયતમની પાછળ જવા માટે તું વ્યર્થ જ તારા મોજા ઉછાળે છે હે સમુદ્ર-તોફાનની હે એકાન્ત નવવધુ!

० કાળ એ ક્રાંતિની સંપત્તિ છે પરંતુ ઘડિયાળ પોતાના પ્રતિકાવ્યમાં એને સંપત્તિ નહિ પણ કેવળ ક્રાંતિ જ બનાવી મૂકે છે

० જ્યારે મેં અહીં અને ત્યહીં પ્રવાસ કરેલો ત્યારે, હે માર્ગ, હું તારાથી સાવ કંટાળી ગયેલો પરંતુ હવે જ્યારે કે તું મને સર્વત્ર દોરી રહ્યો છે ત્યારે હું તારી સાથે પ્રેમબંધને બંધાઈ ગયો છું

० હે સ્ત્રી! તારી ગતિશીલ અંગુલિઓ વડે તેં મારી અવ્યવસ્થિત પડેલી વસ્તુઓને સ્પર્શ કર્યો, અને તુરત જ સંગીતના જેવી સુસંવાદિતા સ્થપાઈ ગઈ

० સવાર થતાં દુનિયાએ પોતાનું પ્રકાશિત હૃદય ઉઘાડી દીધું છે હે મારા હૃદય! એને મળવા માટે તારા પ્રેમ સાથે બહાર નીકળી આવ

० એની પાંખડીઓ ચૂંટી લઈને તમે પુષ્પના સૌંદર્યને જાળવી શકશો નહિ

० ઊંઘતા પક્ષીઓને માળો જેમ જડી રાખે છે તેમ નીરવતા તારા અવાજને ગ્રહીને દૂર દૂર લઈ જશે

० આપણે પૂર્ણાનંદ માણતા હોઈએ છીએ ત્યારે જ આ ણે આપણા ફૂળો બીજાને હરખભેર આપી શકીએ છીએ

० સંધ્યાના આછા પ્રકાશમાં કોઈક વહેલી ઉષાનું પંખી મારા મૌનના માળામાં આવી બેસે છે

० પોતાના જ શબ્દોનો ખોરાક ખાઈને વિચારો પોષાય છે (અનુ० અંજુમ વાલોરી)

☆

લાઓત્સે ચીનના મહાન દાર્શનિક થઈ ગયા આમ વેરાગ એમના ગુરુ ગુરુ મરણ પથારી પર હતા લાઓત્સેએ તેમને પૂછ્યું 'ગુરુદેવ, છેલ્લે છેલ્લે મને આપના જ્ઞાનના લાભ આપતા જાઓ, કંઈક ઉપદેશ આપો'

ગુરુએ પૂછ્યું વારુ ઘોડા ઉપર બેસી પોતાના ગામે પાછા ફરતા હોઈએ અને ગામ આવી પહોંચે ત્યારે ઘોડા પરથી ઊતરી પગે જ ચાલીને શા માટે ઘરે જવું જોઈએ?

લાઓત્સેએ કહ્યું ગુરુદેવ એટલા માટે પગે ચાલીને જવું જોઈએ કે આપણું જન્મસ્થાન, જન્મકાળ અને એ સમયની પરિસ્થિતિ આપણે ભૂલવી ન જોઈએ'

ગુરુને એમના જવાબથી સંતોષ થયો પછી બીજો પ્રશ્ન પૂછ્યો જૂના, મોટા ઝાડો પાસેથી પસાર થઈએ ત્યારે શા માટે ખૂબ શાંતિ રાખવી જોઈએ?"

એટલા માટે કે જેઓ આપણાથી ઉંમરે મોટા છે, વૃદ્ધ છે તેમના પ્રત્યે હમેશા આદર ભાવ રાખવો જોઈએ' લાઓત્સેએ કહ્યું

ગુરુને એમના બીજા જવાબથી પણ સંતોષ થયો પછી ત્રીજો ને છેલ્લો પ્રશ્ન પૂછ્યો જો મારી જીભ છે ને?" લાઓત્સેએ કહ્યું હા

અને દાંત? ગુરુએ પૂછ્યું

ના દાંત તો નથી'

એમ કેમ?'

એકાદ પળ વિચાર્યા પછી લાઓત્સેએ કહ્યું: 'ગુરુદેવ જીભ કોમળ છે એટલે રહી છે, અને મૃત્યુ સુધી રહેશે પણ દાંત કઠોર છે એ કે એનું આ મુખ્ય કારણ હોય છે અમુક સમય સુધી જ એ ટકે છે ગુરુદેવે લાઓત્સેના માથા પર હાથ મૂકી આશીર્વાદ આપતા કહ્યું પ્રિય શિષ્ય તેં જીવન અને દુનિયાના બધા ધર્મો જાણી લીધા છે તને આપવા માટે મારી પાસે કશું નથી!

# અવેજી માલ

રતિલાલ-અનિલ

શનિવારની સાંજ ચોવીસ કલાકની મુસાફરી અને આખી રાતના ઉજાગરાને કારણે ગળુ સૂકાતું હતુ શિયાળાની રાતનો ઉજાગરો એટલે શરદીની અસર પણ ખરી નજીકના એક મેડિકલ સ્ટોર પર જઈને પેપ્સની ટીકડી માગી

'પેપ્સ તો અમે રાખતા નથી હા, પણ તમને શરદી થઈ છે ને? એ માટે પેપ્સ માગો છો ને? જુઓ, અમે આ એવી જ બીજી ટીકડી રાખીએ છીએ કિંમત બાટલીએ ૭ આના ઓછી છે ગમે તો લેજો!'

દૂર બીજી દુકાન શોધવા જવાનુ આળસ હતુ, કાલે રવિવાર છે એટલે વળી નહીં મળે, લાવ જોઈ તો જોઉં! એમ વિચારી દુકાનદારે આપી તે ટીકડી લીધી એક દરે ઠીક નીવડી પણ આ પ્રસગે એક વિચાર આવ્યો લગભગ બધી જ બાબતમા આવુ છે લોકોને શુ જોઈએ છે તે નહીં, પણ લોકોને શુ આપવાથી આપણને ઝાઝો લાભ થાય એ જ વિચાર વેચનારાઓમા મુખ્ય દેખાય છે

અલબત, લોકોને શુ જોઈએ છે તે તો બધા જ વેપારી વિચારે છે, પણ એવી જાણીતી ચીજ વસ્તુ વેચવામા નફો બહુ ઓછો મળે, કેમ કે, તે ખૂબ ખપતી હોવાથી બનાવનારને ઝાઝા કમીશને માલ વેચવા આપવાની ગરજ હોતી નથી પણ દુકાનદારોયે ઓછા અક્કલવાળા હોય છે? લોકોને જે જોઈતુ હોય તે તો નહીં, પણ 'તેના જેવુ જ' કઈ તૈયાર રાખે છે, અને લેવા આવનારની સામે તેને જ આગળ કરે છે અને સામાન્ય ઘરાકનો સ્વભાવ એવો થઈ ગયો છે કે જેના બે પૈસા ઓછા પડતા હોય તે માલ ઝટ ખરીદે 'અરે એ તો નામે નવનાગી ભારી, બાકી પેલી ચીજમા તે વળી શુ દાટવાનુ દી નાખ્યુ છે! બધુ જ સરખુ જાણીતાનો ભાવ ઝાઝો એટલો જ ફેર' આવું એનુ માનસ થઈ ગયુ છે

ગ્રંથ વિક્રેતાનો દાખલો લઈએ પોતે પણ પ્રકાશક છે એવા એક ગ્રંથ વિક્રેતાની વાત કરીએ એની દુકાને માલ સાહિત્ય લેવા જઈશુ ને કહીશુ કે ભાઈ ફલાણા પ્રકાશકનુ બાલ સાહિત્ય બતાવ

'એ પ્રકાશકનુ બાલ સાહિત્ય તો અહીં કોઈ વેચતુ નથી પણ તમારે શેની ચોપડીઓ જોઈએ છે? સાહસકથાઓ? પરીકથાઓ? જીવનચરિત્રો? એ બધુ સાહિત્ય અમે પણ પ્રગટ કરેલુ છે જુઓ આ રહી ચોપડીઓ એની ચોપડીઓ કરતા આ ચોપડીઓ સસ્તી અને સારી છે એ તો અમે પોતે શુ કહીએ? અહીંની નિશાળોમા અમારી જ ચોપડીઓ વસાવાય છે' ગ્રંથ વિક્રેતા કહેશે

એની વાત તો ખરી સ્થાનિક નિશાળોમા એની જ ચોપડી જાય એ સાચી વાત કેમ ન જાય? બહારગામનો ગ્રંથ વિક્રેતા બિચારો ત્યા પહોંચે તે પહેલા જ સ્થાનિક ગ્રંથ વિક્રેતા પહોંચી શકે એ તો એક ને એક બે જેવી દીવા જેવી ચોખ્ખી વાત છે! વધારેમા વધારે કમીશન આપે, સ્કૂલ બોર્ડમા સ્કૂલો માટે ચોપડી મજૂર કરનાર ભાઈ પાસે જે વહેલો પહોંચે તે જ પહેલો હોય ને?

હા, તો એમણે બતાવેલી ચોપડીઓ જોઈશુ ને વળી મૂળનો બહુ આગ્રહ નહીં હોય તો એની થોડી ચોપડી ખરીદીને સતોષ માનીશુ!

આમે ય ઊંચી રસવૃત્તિ ધરાવનારા વાચકો ઓછા જ છે, ત્યા પસદગી માટે કોણ આગ્રહ રાખે? જરા બે પૈસા ઓછા હોય કે મન પલળે જ

કોઈએ આપણને ભલામણ કરી હોય કે, 'તમારે અમુક ચીજ જોઈતી હોય તો ફલાણાની દુકાને સારી મળે છે ત્યાથી ખરીદજો' આપણને તેની દુકાનની ખબર ન હોય અને તે જ બજારમા બીજી કોઈ દુકાને પૂછીશુ કે, 'ભાઈ ફલાણાની દુકાન ક્યા આવી?' તો કહેશે, 'તમારે શુ ખરીદવુ છે? ગમે પણ એ દુકાનમા વેચાય છે તે બધો માલ રાખીએ છીએ તમારે ખરીદવો હોય તો સુખેથી તે જ દુકાનેથી માલ ખરીદજો પણ તમે અહીં માલ જુઓ, ભાવ જુઓ, પછી ત્યા જજો

તમે ન લો તો વાંધો નહીં પણ ત્યાં જઈને છેતરાશો તો નહીં જ ને? કેમ કે, તમે અહીં તો માલ જોયો હશે ભાવ જાણ્યો હશે હા, જો માલ ને ભાવમાં સરખું પડે તો અહીંથી જ લેજો એટલો ધરમ પાળજો' એટલું કહીને જાત જાતનો માલ ખડકવા માંડશે અને તમે જરા આળસ કરશો કે બતાવેલો માલ ગમશે એટલે જેની તમને કોઈએ ભલામણ કરી હતી તે દુકાને નહીં જતાં ત્યાંથી જ જોઈતો માલ ખરીદી લેશો!

શહેરી માણસને નવરાશ ઓછી રહેતી નથી એટલે આવી વેપારી કળાને વિકસવાનો અવકાશ મળી જ રે' છે

શેરીની દુકાનોમાં ખૂબ જાણીતી વસ્તુઓ જેવી બીજાની બનાવટની વસ્તુઓ જ ઓછી જોવા મળશે! અને ઘરમાં જરૂર પડે ત્યારે બજાર સુધી કોણ દોડવા જાય? 'છે તે ઠીક છે' માનીને થોડી પણ એવી વસ્તુ ખરીદવી જ પડે છે!

ફલાણો સાબુ ખૂબ ખપે છે? એના જેવા જ રંગ ઘાટનો લગભગ એવા જ રંગ ભાતના પેકીંગ વાળો સાબુ તમને શેરીની દુકાનમાં મળવાનો જ' લગભગ બધી જ વસ્તુમાં આવું છે

તમારે જોઈતી જ કવૉલીટીનો માલ જોઈતો હશે તો શેરીની દુકાને કદાચ મળે ખરો, પણ તેનું મૂલ બજાર કરતાં એકાદ બે પૈસા વધારે જ ચૂકવવું પડવાનું!

શહેરમાં આમ ચાલતું હોય ત્યાં ગામડાની દુકાને તો મૂળની અવેજીમાં મળતો માલ જ ઓછો દેખાવાનો!

મુંબઈ જેવા મોટા શહેરમાં જ્યાં બનાવટી દવા સુદ્ધાં વેચાતી હોય તો નાના ગામડાની વાત જ શી? માણસની તંદુરસ્તી સાથે જ્યાં પોતાના લાભ ખાતર રમત થતી હોય ત્યાં બીજું શું ન થાય?

અમુક ભાઈની અમુક વસ્તુ ખૂબ ખપે છે? કમીશન નામનું મળે છે? એ જ વસ્તુ બીજી કંપનીવાળો ભરપૂર કમીશનને આપે છે? કરો એક કામ એમાં ભેળસેળ થઈ શકતી હોય તો પેલી સારી વસ્તુમાં ભેળસેળ કરી સારી વસ્તુને બગાડી ઘરાકોમાં તેની શાખ ઘટાડીને, અને આગળ બતાવ્યું છે તે વેપારી કળા અજમાવીને 'મૂળના જેવી' બનાવટ પ્રચારમાં આણીને ઝાઝું કમીશન મેળવે છે!

નવલકથાની ઝાઝી માગ છે, મડિયા, પન્નાલાલ પટેલ, પેટલીકર ઝાઝો પુરસ્કાર માગે છે? છાપો અનુવાદ! રમણલાલ સોની કે નગીનદાસ પારેખ તો મોંઘા પડે, અરે આપણે ત્યાં જ પેલો છોકરો બંગાળી શીખ્યો છે; આગળ આવવાની હોંશ છે સસ્તામાં અનુવાદ કરી આપશે! કરાવો અનુવાદ ને છાપો નવલકથા! પેલો શરદબાબુની, ટાગોરની ફલાણી ફલાણી ચોપડી આટલી આટલી કિંમતે વેચે છે તો આપણે આઠ, બાર આના કે રૂપિયો ઓછો રાખીશું એ જ ખપશે ઝાઝે નફે બહોળો વેપાર! આપણે ક્યાં અમુક ચિત્રકારનું ચિત્ર કે ફલાણા જ પ્રેસની છપાઈ જોઈએ છે! પેલા કંપોઝીટરે ઘરનું પ્રેસ કાઢ્યું છે—કામ માટે ફેરા ખાય છે—સસ્તામાં કરી આપશે ઉપલો કાંઠ સારો રાખીશું તો ચોપડી તો ખપશે જ! આવું વિચારે છે વેપારી માનસ!

ફલાણા ગ્રંથ વિક્રેતાનું છાપેલું વિવરણ બહુ ખપે છે! પણ તે કમીશન ઓછું આપે છે, ત્યારે આપણા પેલા હેડમાસ્તર પાસે જ કાં ન લખાવીએ! સસ્તામાં પતશે એનાથી કાયદેસર ન લખાય પણ ક્યાં એનું નામ છાપવું છે? અનુભવી શિક્ષક છાપશું એટલે ચાલશે ને પોતાનું લખેલું હોવાથી પોતાની સ્કૂલમાં ખપાવવા પ્રયત્ન કરશે જ ને વિદ્યાર્થીઓને પાસ જ થવું છે કે બીજું? તો પછી જે શાળામાં ભણતો હોય તે જ શાળાના હેડમાસ્તરનું લખેલું વિવરણ જ તેમને પાસ થવા પૂરતું છે!

કોઈ મોટા મંદિરમાં ખૂબ જ શ્રીફળ, ઘી આદિ ધરાવતા હશે તે મંદિરની નજીક દુકાનમાં પેલા દેવને ચડેલા શ્રીફળ ઘી જ ફરી વેચાતાં જણાશે! બજાર કરતાં થોડાં સસ્તાં' આપણે તો દેવને ધરવું છે તો ધરી દીધું કાગા ઘોડા કરશે

તેને ભગવાન પૂછશે. આપણે શું! આવું છે આપણું ભાવિક અને ન્યાયી માનસ!

આમ પવિત્ર ગણાતા ક્ષેત્રોમાંયે આવું ચાલતું હોય ત્યાં અન્ય ક્ષેત્રોની તો વાત જ શી?

ત્યારે આનું નિવારણ શું? આવી બાબતમાં બાંધછોડની વૃત્તિ આપણે છોડવી જોઈશે દરેક બાબતમાં ધોરણનો, કક્ષાનો, ઉત્તમતાનો આગ્રહ રાખવો જોઈશે અને તે માટે થોડી મુશ્કેલી પડતી હોય તો વેઠી લેવી જોઈશે. અને એવી વસ્તુ વિના ચલાવી લેવા માટેય તૈયારી રાખવી જોઈશે. એમ થતાં આપોઆપ જોઈતી વસ્તુ ધીરેધીરે મળશે જ કેમ કે, વેપારીઓને વેપાર કરવો જ છે ખોટી વસ્તુ ન જ ખપતી હોય તો સાચી વસ્તુ રાખ્યા વિના તેમનો છૂટકો નથી

આવો આગ્રહ નહીં રાખીએ તો આપણું જીવન મૂળની અવેજીમાં વેચાતી વસ્તુ જેવું 'અવેજી' જ બની જશે!

☆

## ગાડું અને ગાંધી

—રસ્તા પરથી ગાડું જઈ રહ્યું છે સામે આકરું ચઢાણ આવે છે ઉપર ચઢવું છે અને બળદને ઉપર જવાની ઇચ્છા જ નથી ગાડું જોખમમાં છે બળદને ધકેલવા પડે છે, જોર કરવું પડે છે ગાડીવાળાએ સાવધાન રહેવું પડે છે

—રસ્તા પરથી ગાડું જઈ રહ્યું છે સામે ઢાળ ઊતરવાનો આવે છે બળદને જોરથી દોડવું છે ગાડું ઊથલી પડે એવું જોખમ છે. ગાડું જોખમમાં છે બળદને સંયમમાં રાખવા પડે છે ગાડાવાળાએ ખૂબ સાવધાન રહેવું પડે છે

—ગાડું રસ્તા પરથી જઈ રહ્યું છે સીધો સપાટ રસ્તો છે નથી ચઢાણ કે નથી ઉતરાણ હવે ગાડું સલામત છે હવે ગાડું જોખમમાં નથી ગાડાવાળાને અત્યારે ઝોકું ખાઈ લેવું હોય તો ભલે ખાઈ લે બળદ પોતાની મેળે હીંડે છે

માણસને જ્યારે સુખનો ભેટો થાય છે, એ છે ઉતરાણ તે વખતે જીવન જોખમમાં હોય છે. ચાર બાજુ સુખ ભોગ છે ઇન્દ્રિયો દોટમદોટ કરવા ફૂલતી હોય છે પણ સાવધાન! ઉતરાણ છે, એટલે બળદને રોકવા જોઈએ ખૂબ સાવચેતી રાખવી જોઈએ

માણસને દુઃખનો ભેટો થાય છે, એ છે ચઢાણ પગ આગળ વધવાની ના પાડે છે, મનની આગળ વધવાની હિંમત નથી ચાલતી ઇન્દ્રિયો તો ડરીને ઊભી છે, આગળ વધતી જ નથી કેમકે સામે આફત છે ચઢવાનું છે પણ સાવધાન! ચઢાણ છે એટલે બળદના પૂંછડા મરડવા પડશે. હિંમતથી આગળ વધવું જ પડશે

સમાજની હાલત હમેશાં આવી જ હોય છે કદી સુખ હોય તો કદી દુઃખ કદી ઉન્નતિ હોય તો કદી અવનતિ. બધું સમાન હોય એવો તો ભાગ્યે જ થોડો સમો આવે છે માટે સત્પુરુષોએ સુખ વખતે સંયમ શીખવ્યો અને દુઃખ વખતે ધીરજ ધરવા કહ્યું

આવો આપત્તિમાંથી ઉગારનારો દુઃખમાં હિંમત બાંધનારો નિર્ભયતા શીખવનારો એક મહાન સત્પુરુષ મહાત્મા ગાંધીને રૂપે પરમેશ્વરે આપણી આગળ મોકલી આપ્યો. એણે આપણને જે કેળવણી આપી એ પ્રમાણે શું આજે આપણે ચાલીએ છીએ ખરા? આજનો દિવસ આ વિચાર કરી જોવાનો દિવસ છે આજે પણ દુનિયામાંથી જોખમ પરવાર્યું નથી. હિંદુસ્તાન સંકટમાંથી પસાર થઈ રહ્યું છે ક્યારે દુનિયામાં લડાઈ ફાટી નીકળે, અને માનવજાતિના વિનાશની ઘડી આવી જાય એ કોઈ કહી શકે એમ નથી મોટા મોટા શસ્ત્રાસ્ત્રો બનાવ્યા છે અને દુનિયામાં અનેક પ્રશ્નો, ઝઘડાઓ અને ટકરાટ ચાલી રહી છે એ બધાનું નિરાકરણ હિંસાથી થઈ નહીં શકે

—વિનોબાજી

# સહજાનંદ સ્વામી

કિ૦ ઘ૦ મશરૂવાળા

નવજીવન' તરફથી હમણા પ્રગટેલ 'સહજાનંદ સ્વામી' ચોપડીમાંથી એ પરમ પુરુષના વિવિધ જીવનદર્શન કરાવતા કેટલાક પ્રેરક પ્રસંગો અહીં તારવીને ઉતાર્યા છે વાચકોને તે ગમશે એવી આશા છે

## સારું હોય તે ન જોઇએ!

કોઈક કાઠીઓએ એક સરસ ઘોડો ભેટ કર્યો કેટલાક દિવસ સ્વામીનારાયણે એ વાપર્યો એક દિવસ કેટલાક શિષ્યોએ કહ્યુ કે આખા કાઠિયાવાડમા રોઝી ઘોડાની જોડ મળે એમ નથી સ્વામી નારાયણે એ વાત ધ્યાનમા રાખી સાંજે ઘોડા ઉપર બેસી નદીએ સ્નાન કરવા ગયા નદીએ ઘોડા ઉપરથી ઊતરી, પાસે એક બ્રાહ્મણ ઊભો હતો તેના હાથમા લગામ સોંપી, 'શ્રી કૃષ્ણાર્પણ' બોલી દીધુ કાઠીઓથી હ, હ, હ, હ થઈ ગયુ

'બહુ સારુ હોય તે આપણે ન જોઈએ' કહી સ્વામીનારાયણ નદીમા નાહવા ગયા

અશ્વપ્રિય કાઠીઓએ આવો ઉત્તમ ઘોડો ચાલ્યો ગયો તેથી બે દિવસ શોક પાળ્યો, પણ સહજાનંદ સ્વામીને એ વાતનો લેશ માત્ર પણ ખટકો ન હતો.

☆

## 'હું તો જમ્યો'

અમદાવાદથી થોડે દૂર આવેલા લાઘણોજ ગામમા બે સત્સંગી બાઈઓ રહેતી હતી એક ભાવસાર નેનબાઈ ગરીબ હતી અને બીજી ગંગામા શ્રીમંત નાગર બ્રાહ્મણ હતી નેનબાઈએ સ્વામીનારાયણને એમના શિષ્યો સહિત જમવા નોતર્યા

ગંગામાએ બાઈને કહ્યુ 'તારા દાળચોખા હલકા છે માટે તુ સાધુઓ માટે રસોઈ કર અને મહારાજ માટે હુ મારા સીધામાથી રસોઈ કરીને મોકલીશ'

બિચારી ગરીબ બાઈના મનમા ઓછુ આવ્યુ કે એનુ અનાજ મહારાજના ઉપયોગમાં ન આવ્યુ

સ્વામીનારાયણને આ વિશેની કાંઈ ખબર ન હતી એ તો જમવાનો વખત થયો ત્યારે એ બાઈને ઘેર ગયા બાઈનુ મોઢુ ઊતરેલુ જોઈ કારણ પૂછ્યુ બાઈ રડી પડી અને બનેલી હકીકત કહી.

સ્વામીનારાયણે કહ્યુ 'તમારી રસોઈ તૈયાર થઈ હોય તે લાવો! અમે તમારુ જ અન્ન જમીશુ'

બાઈએ તુરત પાટલો નાખ્યો અને જમવા બેસાડ્યા એટલામા ગંગામા થાળ પીરસી એક માણસ પાસે ઊંચકાવીને લાવ્યા સ્વામીનારાયણે માણસને કહ્યુ 'હુ તો જમ્યો, એ થાળ તમે અને ગંગામા જમી લો'

☆

## 'ઓલિયા પુરુષ છે'

જૂનાગઢમા સ્વામીનારાયણની ભારે દબદબાથી સવારી કાઢવામા આવી સવારી નવાબની કચેરી આગળથી જતી હતી તેટલામા એક પગીના છોકરાએ એમના હાથમા ચીભડુ મૂક્યુ એ એટલા પ્રેમથી અપાયુ હતુ કે સ્વામીનારાયણે એ ત્યા જ ખાવા માડ્યુ એ જોઈ નવાબના દીવાને કહ્યુ 'જુઓને, ભગવાન કહેવાય છે અને ચીભડુ જાણે જોયુ જ ન હોય તેમ રસ્તામા જ બચકે છે'

નવાબ વિશેષ વિવેકી હતો એણે કહ્યુ કે, 'સ્વામીનારાયણ નિસંશય ઓલિયા પુરુષ છે નહીં તો આટલી સવારીની વચ્ચે એમનામા ચીભડુ ખાવાની હિંમત હોય જ નહીં'

☆

## 'તમે બધું ભણી ચૂક્યા'

એક નૃસિંહાનંદ સાધુ સવારના પહોરમા ઊઠી સ્વામીનારાયણ પાસે દીવો બળે તેને અજવાળે વાચવા માટે બેસતા શિયાળાના દિવસ હતા, સહજાનંદ સ્વામી પાસે બેસી સગડીએ તાપતા નૃસિંહાનંદજી વાચતા જાય, પણ એમનુ ચિત્ત સ્વામીનારાયણની મૂર્તિનુ ધ્યાન ધરવામા ખેચાયા કરે એટલે ભણવાના પાના હાથમા રહી જાય. અને એ સ્વામીનારાયણને એકટશે જોતા બેસી રહે સ્વામીનારાયણ એમને ટોકે એટલે

વળી પાછું વાંચવા માંડે. કેટલાક સાધુઓને ભણવાની આજ્ઞા ગમતી ન હતી; તે પ્રમાણે સહજાનંદ સ્વામીએ ધાર્યું કે નૃસિંહાનંદને પણ ભણવું ગમતું નથી માટે જાણીને ભણવામાં ચિત્ત રાખતા નથી. એક દિવસે એ પ્રમાણે નૃસિંહાનંદની વૃત્તિ સ્વામીનારાયણમા ચોટી હતી એટલામાં હાથમાંનાં પાનને ઝાળ લાગી અને સળગી ઊઠયું. સહજાનંદ સ્વામીએ એમને ફેલી કહી પૂણ ઠપકો દીધો. એટલે નૃસિંહાનંદ રોઈ પડ્યા, અને કહ્યું કે. 'હું ફેલ કરતો નથી પણ આપનામા મારું ચિત્ત ખેંચાઈ જાય છે અને હું સ્થિર થઈ જાઉં છું.'

સ્વામીનારાયણ આ ઉત્તરથી બહુ પ્રસન્ન થયા અને કહ્યું કે, 'તમે હવે બધું ભણી ચૂકયા. ભણાવી ભણાવીને પરમેશ્વરમા સ્થિર વૃત્તિ કરવી એ જ હેતુ છે.'

મોક્ષને સાહાય્યકારી જે વિદ્યા ન હોય એના માટે સ્વામીનારાયણને બહુ ઓછો મોહ હતો.

## 'શું દિવસ ઉજાળ્યો?'

દીનાનાથ ભટ્ટને એક વાર સહજાનંદ સ્વામીએ પૂછયું: 'તમને કેટલા શ્લોક આવડે છે?'

ભટ્ટે કહ્યું 'મને ૧૮,૦૦૦ શ્લોક કઠે છે'

સહજાનંદ સ્વામીએ પૂછયું: 'એમાથી તમે તમારા મોક્ષના કેટલા માન્યા?'

'એનો તો મેં હિસાબ નથી કર્યો, મહારાજ!' ભટ્ટે કહ્યું,

'ત્યારે તમે શ્લોક કઠે કરી શું દિવસ ઉજાળ્યો?' સહજાનંદ સ્વામીએ કહ્યું.

## 'વૃત્તાન્ત શુદ્ધ છે'

કેવળ પંડિતાઈ માટે સહજાનંદ સ્વામીને જરાયે મોહ ન હતો. વિદ્વત્તા કરતાં ચારિત્ર માટે જ એમને વિશેષ આદર હતો. ચારિત્ર માટે સંપ્રદાયમાં 'વૃત્તાન્ત' શબ્દ વપરાતો. એક વાર એક સાધુને સહજાનંદ સ્વામીએ બુરાનપુર જવાની આજ્ઞા કરી. બુરાનપુર તો તે વખતમાં દૂર દેશાવરમાં ગણાય. કોઈ કે કહ્યું, 'મહારાજ, એ સાધુ ભણેલા નથી અને એટલે દૂર કોઈક સવાલ જવાબ કરશે તો એ મૂંઝાઈ જશે.'

સ્વામીનારાયણે કહ્યું, 'એ ભણેલા નથી તેની ફિકર નહીં, કારણ કે એમનું વૃત્તાન્ત શુદ્ધ છે; ધન અને સ્રીથી એ લેવાય એમ નથી. એમનું વૃત્તાન્ત એમને પ્રશ્નોત્તરમાં સહાયક કરશે.'

## વાણિયો ડાહ્યો લાગે છે

એક વાર સ્વામીનારાયણ એક ગામમાં ઓચિંતા રાતની વખતે ગયા હતા. સાથે એક સેવક હતો. સ્વામીનારાયણ એ ગામમાં આવી શકે એટલા નજદીક હોવાનુ કોઈને ભાન ન હતું. ગામમા થઈને જતા હતા, ત્યા એક દુકાનમા બે વાણિયાઓ હિસાબ મેળવી રહ્યા હતા. સ્વામીનારાયણ અને એમના સેવકને જોઈને એક વાણિયો બોલ્યો, 'આ આટલી મોડી રાતે સ્વામીનારાયણ જેવુ કોણ જતું હશે?'

બીજો વાણિયો કહે. 'સ્વામીનારાયણ તો દૂર દેશાવર રહે, એ ક્યાંથી આવે?'

પહેલાએ કહ્યું: 'કહો ન કહો, એ સ્વામીનારાયણ જ છે; એ વિના આવી ચાલ હોય જ નહીં.'

સ્વામીનારાયણે આ સંવાદ સાંભળ્યો, અને સેવકને કહ્યું: 'વાણિયો અતિશય ડાહ્યો દીસે છે. અમને આટલા અંધારામાં પણ ઓળખ્યા.'

## ગુરુ શિષ્યને પગે પડવા ઇચ્છે છે!

સ્વામી પ્રેમાનંદ અને દેવાનંદ એ બે ઉત્તમ ગવૈયાઓ હતા. પ્રેમાનંદ સ્વામીએ તો પૂર્વાશ્રમમાં સંગીતનો ઉત્તમ અભ્યાસ કર્યો હતો; એમના સંગીતથી તો આખી સભા રોમાંચિત થઈ જતી. એનના સંગીતમાં એટલો પ્રેમ ભરેલો રહેતો કે સ્વામીનારાયણે એમની પ્રશંસા કરતાં એક વાર કહ્યું કે, 'એ સાધુને ઊઠીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીએ એવું મન થઈ જાય છે.'

ખાડુખૂબી પ્રતિભા સાંપડે ઉરકોઈને ક્યાંથી?
અનિલ, જ્યારે કમળ સઘળાંય શતદલ થૈ નથી શકતાં!

# અહિંસાનું રહસ્ય ———— વિનોબાજી

આઝાદી પ્રાપ્તિ માટે જ્યારે દેશમાં હિંસક માર્ગોનો વિચાર કેટલાક કરતા હતા ત્યારે સંવત ૧૯૮૦માં—વિનોબાજીએ 'જેવાની સાથે તેવા—શઠં પ્રતિ શાઠ્યમ્'ના વિચારમાં રહેલા દોષ, અવિચાર આ લેખમાં બતાવી આપ્યા હતા એમના વિચારો હજી આજેય એટલા જ ઉપયોગી હોઈ, મરાઠી 'સ્વરાજધર્મ' માંથી અહીં તે ઉતાર્યા છે

'તલવારની સામે તો તલવાર જ જોઈએ એ સિવાય ન ચાલે' એવો આપણામાંના અનેકને વહેમ પેસી ગયો છે તેનું ખરું કારણ એ છે કે આજે આપણી પાસે તલવાર નથી ઘણી વાર જે ચીજ આપણી પાસે નથી હોતી તેની કીંમત આપણે ઘણી વધારે આંકીએ છીએ આજે આપણી પણ એ જ દશા છે વારંવાર આપણા મનમાં તલવારની વાત કાં ઊગી આવે છે? કારણ કે આપણા મ્યાનમાં જ તલવાર પડી હોત તો આપણા મનમાં તલવારનો આટલો મોહ ન હોત

મ્યાનમાં હોત તો મોહ કેમ ન હોત? તેનો જવાબ એટલો જ કે આપણે મૂળ મુદ્દાની વાત સમજી ગયા હોત 'તલવારની સામે તો તલવાર જ જોઈએ' એ વાત જો આપણા કોઈ પૂર્વજના કાન પર પડી હોત તો ખરેખર તેઓ ખૂબ હસત કારણ કે તેઓ યુદ્ધના પાકા અનુભવી હતા, યુદ્ધ કેમ લડાય તે તેઓ સમજતા હતા તેઓ આપણને સહેલાઈથી સમજાવી શક્યા હોત કે 'ભાઈ તલવારની સામે તલવાર ન હોય, પણ ઢાલ હોય'

આજે આપણે 'જેવાની સાથે તેવા' થવાની વાત કરીએ છીએ, પણ એનો અર્થ ભાગ્યે જ સમજતા હોઈશું 'જેવાની સાથે તેવા' થવાનો અર્થ એટલો જ કે દુશ્મનની તલવાર જેટલી મજબૂત, તેટલી જ આપણી ઢાલ પણ મજબૂત હોવી જોઈએ તલવારની સામે તલવાર ઉગામવી એ મૂર્ખાઈ છે તલવારની સામે તો ઢાલ જ લડે તલવારવાળા કરતા ઢાલવાળાનું બળ જો ઓછું હોય તો કામ ન આવે દુશ્મનના પડકારમાં જો પાંચ શેર ગુસ્સો ભર્યો હોય તો આપણા જવાબમાં પાંચ શેરથી ઓછો પ્રેમ તો ન જ હોવો ઘટે

શિક્ષકને વિદ્યાર્થીના અજ્ઞાન સાથે હમેશાં લડવું પડે છે હવે શિક્ષક જો 'જેવાની સાથે તેવા' થવાની ગાંઠ વાળે તો એ બન્નેની શી દશા થાય? વિદ્યાર્થી કંઈક પૂછવા આવે તો શિક્ષક શું એમ કહે કે 'તું આટલી સીધી સાદી વાત નથી સમજતો તો હું શા સારુ સમજાવું? હું તારા સવાલનો જવાબ નહીં આપું તું મૂર્ખ છે તો હું પણ તારા કરતાં બેવડો બેવકૂફ બનીશ'

વસ્તુત વિદ્યાર્થી બેવકૂફ હોય છે તેથી જ શિક્ષકને શિરે શાંતિથી સમજાવવાની જવાબદારી આવી પડે છે અજ્ઞાનની સામે જ્ઞાનથી જ લડાય 'જેવાની સાથે તેવા' થવું, તેનો અર્થ એટલો જ કે બન્ને મસોવડિયા બરાબર સરખા હોવા જોઈએ સામા માણસમાં જેટલું અજ્ઞાન ભર્યું હોય તેટલું જ આપણામાં જ્ઞાન ભરેલું હોવું જોઈએ અને એટલા જ માટે એકડીઆના વર્ગમાં ભણાવનાર શિક્ષક સૌથી વધારે કુશળ અને જ્ઞાની જોઈએ પુરાણોમાં પણ આટલી વાત તો આપણે સાંભળીએ છીએ કે યુદ્ધમાં જ્યારે એક પાસથી મેઘાસ્ત્ર છૂટતું ત્યારે બીજી બાજુથી પવનાસ્ત્ર જ આવતું મેઘના મોટા ઢગલાનું પીગળાવીને પાણી કરવાને બદલે, એક ઢગ ઉપર બીજો ઢગ ખડો કરે તો શી દશા થાય? અજ્ઞાનીના કપાળ સાથે તે અજ્ઞાન અફળાવવાનું હોય કે જ્ઞાનથી અજ્ઞાન દૂર કરવાનું હોય?

જેને વ્યવહારનો સહેજસાજ પણ અનુભવ છે તે આવી બાબતમાં ભૂલ ન કરે પાણી શોષી લેવા તો તાપ જ જોઈએ. અંધારું અજવાળવા માટે દીવો જ જોઈએ આ વાત કોણ નથી જાણતું? અને એ વાત જો સમજાતી હોય તો પછી ક્રોધને પ્રેમથી જીતવો બુરાઈને ભલાઈથી જીતવી, કંજુસાઈને ઉદારતાથી જીતવી, ખોટાને ખરાથી જીતવું એવાં એવાં સંતવચનો કેમ ન સમજાય? આ ચોખ્ખી વ્યવહારની વાત છે આપણે જરા જેટલો વિચાર કરતા નથી તેથી જ એવી વાતો સમજ્યા વિનાની રહી જાય છે વિચાર કરવાની ટેવ પાડીએ તો બધી વાત સમજાય



# આવા હતા બાપુ

બાપુએ હાર કબૂલી

આ પ્રસંગ સેવાગ્રામ આશ્રમનો છે.

બાપુનો જન્મદિવસ હતો. વર્ધાના મહિલાશ્રમની બહેનો બાપુને હોંશે હોંશે સૂતરની આંટીઓ અર્પણ કરવા આવી.

બાપુએ તેમને અગાઉથી જ કહી રાખેલું કે તમે આંટીઓ આપવા ભલે આવો: ન્હાવાનું પાણી અને મારા આશીર્વાદ તમને મળશે. બાકી નાસ્તો સાથે લેતાં આવજો

બાને જ્યારે આ વાતની જાણ થઈ ત્યારે એમણે આશ્રમના વ્યવસ્થાપક પાસે કોઠાર ઉઘડાવી મોસંબી, કેળાં, સીંગદાણા, ગોળ કઢાવી બાળાઓને આપ્યાં.

બાપુને જ્યારે એની ખબર પડી ત્યારે બાને પૂછ્યું. બાએ સામે પૂછ્યું: 'આશ્રમ મારું નથી શું? હું બાળાઓને પ્રસાદ આપી શકું નહીં?'

બાપુને હાર કબૂલવી પડી.

સાંજની પ્રાર્થના વખતે બાળાઓને આશીર્વાદ આપતાં બાપુએ કહ્યું: 'મારું હૃદય પિતાનું છે. બાનું માતાનું. માતા બાળકોને ખાલી હાથે કેમ કાઢી શકે?'

'બાપુ રહી ગયા'

સાબરમતી આશ્રમમાં જમવા ટાણે પ્રથમ ઘંટ વાગતો એટલે બધા પોતપોતાના સ્થાનેથી જમવાના સ્થળે આવી રહે. ત્યાર બાદ દસ મિનિટ રહીને બીજો ઘંટ વાગે તેની સાથે ભોજનાલયનાં પ્રવેશદ્વાર બંધ થઈ જાય. દ્વાર બંધ થઈ ગયા પછી જે કોઈ આવે તેને બીજી પંગત બેસે ત્યારે જ દાખલ કરવામાં આવે એવો નિયમ હતો, અને તે સૌ કોઈને એક સરખો લાગુ પડતો.

એક વાર એવું થયું કે જમવાના પ્રથમ ઘંટ વાગ્યો તેને દસ મિનિટ થઈ ગઈ તો યે બાપુ ન આવ્યા. ઘંટ વગાડનાર ભાઈ વિચારવા લાગ્યા કે બાપુ હજી આવ્યા નથી તે ઘંટ વગાડું કે જરા વાર

ગંભીર છતાં બાળક જેવા

સાબરમતીમાં ર આવ્યાં હતાં તે ઓસરી ગયાં.

આશ્રમના કિશોરોને તરવાની ઇચ્છા થઈ. બધા ટોળે મળીને ગયા બાપુ પાસે અને કહેવા લાગ્યા : 'બાપુ, પૂર હવે ઓસરી ગયાં છે અને અમે નાહવા ને તરવા જઈએ છીએ, તમે પણ ચાલો.'

બાપુએ સૌનો ઉત્સાહ જોઈને હા પાડી.

મહાદેવભાઈ કહે : 'બાપુ, અહીં ઘણું કામ પડ્યું છે, તમે એમની સાથે જશો ?'

'હા, બાળકોને કંઈ ના પડાય છે! કામ તો છે જ, અને કરવું જ રહ્યું.'

અને બાપુ સૌની સાથે ગયા. કિશોરો તો રાજી રાજી થઈ ગયા.

સૌ કોઈ નદીમાં તરવા પડ્યા. બાપુ પણ તરે, તરતા જાય અને કિશોરોને તરતાંય શીખવે. બાપુ કિ ારો સાથે એવા તો તન્મય થઈ ગયા કે જોનારને પ્રશ્ન થાય કે થોડી વાર પહેલાં ગંભીરપણે કામમાં ગૂંથાયેલા તે આ જ હસતા રમતા બાપુ કે?

આખરે એની ધીરજ ફળી

ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે બાપુની વરણી થઈ અને તેઓ એક માસ ગૂજરાત વિદ્યાપીઠમાં રહ્યા ત્યારનો આ પ્રસંગ છે.

બાપુ સરદાર વલ્લભભાઈના સંપૂર્ણ પહેરા નીચે હતા. બાપુને પૂરતો આરામ મળે એટલા માટે સરદાર જેને મળવા જવા દે એ જ બાપુને મળવા જઈ શકતા.

બાપુ વિદ્યાપીઠના મકાનના માળ પર રહેતા. બાપુની નજરે પડીએ તો બાપુ બોલાવે એ આશાએ કેટલાક એ મકાનની સામેથી ખાસ કારણ વિના પસાર થતા કે ઊભા પણ રહેતા. અને એમ કોઇકને બાપુને મળવાનો મોકો મળી પણ જતો.

પણ બાપુ ઉતરેલા તે જ મકાનની નીચે રહેતા ગાંધી કુટુમ્બના એક વિદ્યાર્થીએ એવો કોઈ જ પ્રયાસ ન કર્યો. બીજાઓ બાપુને મળવા માટે સરદારને વિનવતા ત્યારે આ ભાઈ તો પોતાના કામમાં જ રત રહ્યા.

આમ ને આમ એક મહિનો વહી ગયો. ત્યાં એક દિવસ બાપુએ વલ્લભભાઈને કહ્યું : '.. ..ને જરા બોલાવો ને.'

સરદારને પણ જરા આશ્ચર્ય થયું. આ એક મહિનામાં અહીં રહેનારા લગભગ દરેકે બાપુને મળવા પ્રયાસ કરેલો પણ આ ભાઈએ તો કશો પ્રયાસ કર્યો ન હતો.

સરદારે પેલા ભાઈને પોતાની લાક્ષણિક વાણીમાં કહ્યું : 'બધાને મારે બાપુને મળવા આવતા રોકવા પડતા હતા; પણ તું જ એક એવો નીકળ્યો કે જેને મારે સામેથી બોલાવવો પડે છે, તું ખરો ! ચાલ, બાપુ બોલાવે છે.'

અને પેલા ભાઈ બાપુને સહર્ષ મળવા ગયા. જ્યાં બીજાને પાંચ-દસ મિનિટમાં પાછા વળવું પડતું ત્યાં આ ભાઈને ખાસ્સા બે કલાક મળ્યા ! એટલું જ નહીં, બાપુ પોતે તેમનું કામ જોવા તેમની ઓરડીમાં પણ આવ્યા.

*

'ધન્યતા અનુભવું છું'

બાપુ, મહાદેવભાઈ અને કેટલાક આશ્રમવાસીઓ સાથે બિહારનો પ્રવાસ કરતા હતા.

સ્ટેશને સ્ટેશને લોકોનાં જંગી ટોળાં બાપુનાં દર્શન માટે ઊમટે અને ડબ્બામાં ચઢી જાય, ગાડી ચાલુ થઈ જાય તો યે ડબ્બાને વળગી રહે!

દરેક સ્ટેશને ગાડી મોડી થાય. અનેક વિનવણી છતાં બાપુઘેલાં લોકો ખસે નહીં. ખુદ બાપુ લોકોને આજીજી કરે. તોય કંઈ ફેર પડે નહીં, ઊલટા બાપુને જોઈને આનંદમાં આવી જઈને એમના જયકાર બોલાવે. એક સ્ટેશને એમ જ થયું. લોકો કંઈ સાંભળે જ નહીં. બધે લોકો વળગેલાં અને ગાડી ઊપડી. બાપુને દહેશત હતી કે આમાં કોઈને અકસ્માત ન થાય તો સારું. પણ થયું એમ જ. ગાડી ઊપડી ને એક છોકરો ઘસડાયો અને તેનો એક પગ કપાયો. ગાડી થોભી. બાપુએ તરત મહાદેવભાઈને તપાસ કરવા મોકલ્યા. મહાદેવભાઈ જ્યારે ખબર લાવ્યા ત્યારે બાપુએ તરત ડૉ. સુશીલા નાયર સાથે હતાં તેમને ઉપચાર અને સારવાર માટે મોકલ્યાં. થોડી શસ્ત્રક્રિયા કરીને પેલા છોકરાનો લટકી રહેલો પગ સુશીલાબહેને છૂટો કર્યો. હવે એ સ્ટેશન નાનું હતું. ત્યાં કશી ડૉક્ટરી સહાય મળી શકે એમ ન હતું. બાપુએ તપાસ કરાવી તો દૂરના એક સ્ટેશને શહેર હોવાથી ત્યાં હૉસ્પિટલમાં ઘાયલ છોકરાની સારવાર થઈ શકે એમ જાણવા મળ્યું. એટલે એ ઘાયલ છોકરા માટે ગાડીના એક ડબ્બામાં સગવડ કરાવી અને પછી ગાડી ઊપડી. બીજે સ્ટેશને ગાડી થોભી ત્યારે બાપુ જાતે તેની ખબર કાઢવા ગયા.

જ્યારે મોટું સ્ટેશન આવ્યું ત્યારે સત્તાવાળા સાથે બાપુએ વાતચીત કરીને પેલા ઘાયલ છોકરાને હૉસ્પિટલમાં મોકલાવી આપ્યો. બાપુને તો અમુક સ્થળે જવાનું નક્કી હતું એટલે ત્યાં જવું પડ્યું. પણ મહાદેવભાઈને પેલા છોકરાની ખબર કાઢવા પછી મોકલ્યા.

ઘાયલ થનાર છોકરાના પિતાનો પાછળથી બાપુ પર પત્ર આવ્યો. એમાં એણે લખ્યું હતું : 'આપ જેવા મહાન પુરુષે મારા જેવા ગરીબ પર કૃપા કરી આટલી ચીવટ રાખી એથી આભારી છું. નસીબમાં માંડ્યું હતું તે બની ગયું. આપે એ બાળકને માથે હાથ ફેરવી આશીર્વાદ આપ્યા એ જાણી ધન્યતા અનુભવું છું.'

## 'ચારિત્ર્ય જ મહત્ત્વનું છે'

જાફર સાદિક હજરત મહંમદના દૌહિત્ર થાય. એ પણ એક જ્ઞાની અને ત્યાગી પુરુષ હતા.

એક દિવસ દાઊદ નામનો ફકીર સાદિક સાહેબ પાસે આવીને કહેવા લાગ્યો. 'મારું મન વિકારી થઈ ગયુ છે, કૃપા કરી મને ઉપદેશ આપો. જેથી મારુ ચિત્ત શુદ્ધ થઈ જાય!'

'દાઉદ સાહેબ! તમે પોતે જ એક મોટા સાધુપુરુષ છો. મારા ઉપદેશની તમને જરૂર ન હોય!' સાદિક સાહેબે કહ્યુ

'આપ તો હજરત મહમદ સાહેબના વશના છો, આપનો અધિકાર તો સૌથી ચઢિયાતો છે માટે મારા જેવાને ઉપદેશ આપવાનો પણ આપને હક છે જ.' દાઉદ સાહેબે વિનતિ કરતા કહ્યુ

સાદિક સાહેબે અતિશય નમ્ર વાણીમા દાઉદ સાહેબને સમજાવતા કહ્યુ 'દાઉદ, કયામતના દિવસે જ્યારે મારા નાના (માના પિતાશ્રી) મારી તરફ આગળી ચીંધી મને પૂછશે કે તે શા માટે મારો માર્ગ પકડયો ત્યારે હુ તેમને શો જવાબ આપીશ? મોટા વશમા જન્મવાથી જ કોઈને ઉપદેશ આપવાનો અધિકાર નથી મળી જતો સદાચાર અર્થાત્ ચારિત્ર્ય એ જ એ માટે મહત્ત્વની વસ્તુ છે'

સાદિક સાહેબનો જવાબ સાભળી દાઉદ સાહેબ રડી પડ્યા અને તે અલ્લાહને ઉદ્દેશીને બોલી ઊઠ્યા 'હે અલ્લાહ! ધર્મપ્રવર્તક મહાપુરુષની પ્રકૃતિનો રસ જેમનામા ઠેઠ ભળી ગયો છે અને તે મહાન ધર્મનેતાના ચારિત્ર્યથી જ તેમનુ ચારિત્ર્ય બધાયુ છે, જેમના નાના એક અલ્લાહના મોકલેલા મહાપુરુષ હતા—પેગમ્બર હતા— જેમની માતા એક પરમ ધાર્મિક સતી છે તેવા મહાપુરુષ પણ જ્યારે પોતાના ચારિત્ર્યના સબધમા આટલા સાવચેત રહે છે ત્યારે મારી તો શી વિસાત?'

આવા હતા એ અલ્લાહના બદાઓ!

મહાન હોવા છતા નમ્રતાથી આત્મનિરીક્ષણ દ્વારા નાનપ શોધી અને એમ વિશેષ મહાન થવું એ જાણે એમની જીવનપ્રણાલિ હતી!

☆

## આપ્યું દાન પાછું ન લેવાય

આ પ્રસગ પણ સાદિક સાહેબના જીવનનો છે

એક માણસ એક હજાર રૂપિયાની નાણા-કોથળી લઈને જતો હતો રસ્તામા કયાક એ ભૂલી ગયો એને યાદ આવતા એ શોધવા લાગ્યો ત્યા એની નજર સાદિક સાહેબ પર પડી. એણે તરત સાદિક સાહેબને પકડ્યા અને કહેવા લાગ્યો કે, 'તે જ મારી નાણા કોથળી લીધી છે. લાવ મારી કોથળી!'

સાદિક સાહેબે તેને ઘણી યે સમજાવ્યુ કે ભાઈ તારી કોથળી મે નથી લીધી તોયે પેલો તો માને જ નહીં. આખરે સાદિક સાહેબે તેને પૂછ્યું 'એમા કેટલા નાણા હતા?'

'હજાર રૂપિયા હતા!'

'ચાલ ત્યારે મારી સાથે' એમ કહીને સાદિક સાહેબ તેને પોતાના ઘરે લઈ ગયા અને પોતાની પાસેથી તેને પૂરા એક હજાર રૂપિયા ગણી આપ્યા

પેલો માણસ ખુશ થતો ચાલ્યો ગયો. પણ થોડા વખત પછી એને પોતાથી નાણા થેલી પાછી મળી આવી! એને પોતાની ભૂલ સમજાઈ! એ કઈ સાદિક સાહેબને ઓળખતો ન હતો કે મે કોની સાથે આવો અઘટિત વર્તાવ કર્યો તે છતા તે સાચો માણસ હતો એટલે હજાર રૂપિયા લઈને તે પાછો સાદિક સાહેબ પાસે આવ્યો અને તેમની માફી માગી રૂપિયા પાછા આપવા લાગ્યો. ત્યારે સાદિક સાહેબે તે લેવાની નાકાના પાડતા કહ્યુ 'એક વાર આપેલુ દાન મારાથી પાછુ લઈ શકાય નહીં' અને નાણા લીધા નહીં.

પેલા માણસને જ્યારે ખબર પડી કે મે જેને ચોર માન્યો હતો એ તો મહાપુરુષ સાદિક છે ત્યારે તેના પશ્ચાત્તાપનો પાર ન રહ્યો

# મહાકવિ અશ્વઘોષ

રતિલાલ અનિલ

ભગવાન બુદ્ધ અને એમના સમકાલીન મહાવીર સ્વામીના ઉપદેશો લોકભોગ્ય થયા બૌદ્ધ અને જૈનધર્મનો તે કાળે ભારતવર્ષમા પરપરાગત હિન્દુધર્મ કરતા વિશેષ પ્રમાણમા પ્રચાર થયો તેનુ એક મહત્ત્વનુ કારણ એ હતુ કે એ બન્ને મહાન ધર્મ-પ્રવર્તકોએ લોકભાષામા ઉપદેશ આપ્યો હતો

એટલે બૌદ્ધ ધર્મ સાહિત્ય મોટે ભાગે સસ્કૃત સિવાયની ભાષાઓમા જ વિશેષ મળી આવે છે મહાકવિ અશ્વઘોષ આ એક નામ એવુ છે જે અન્ય બૌદ્ધ સાહિત્યના રચયિતાઓથી જુદુ પડી આવે છે

અશ્વઘોષે રચેલી ત્રણ પ્રસિદ્ધ કૃતિઓ 'બુદ્ધચરિત', 'સૌન્દરનન્દ' અને 'સારિપુત્ર પ્રકરણ' સસ્કૃતમા છે તેમા 'બુદ્ધચરિત' તો મહા કાવ્ય છે એટલે કાલિદાસ કે વાલ્મીકિની પેઠે એમને પણ મહાકવિ તરીકે ઓળખાવવામા આવે છે

અશ્વઘોષે સસ્કૃતમા ગ્રથો લખ્યા એનુ એક કારણ તો એ કે એમણે બૌદ્ધધર્મ સ્વીકાર્યો તે પહેલા તેઓ વૈદિક અર્થાત્ વેદ ધર્મનો પ્રચાર કરનારા સમર્થ પડિત હતા એ જ્ઞાન એમને એમના પિતા તરફથી વારસામા મળ્યુ હતુ એમના પિતા ત્યારના સમયના ન્યાયશાસ્ત્રના પ્રસિદ્ધ બ્રાહ્મણ પડિત હતા



અશ્વઘોષ કુષાણ વશી કનિષ્ક રાજાના સમકાલિન હતા.

એમનો જન્મ અયોધ્યામા થયો હતો એમની માતાનુ નામ સુવર્ણાક્ષી હતુ એમ કહેવાય છે કે જ્યારે અશ્વઘોષનો જન્મ થયો તે દિવસે અશ્વો ઘો ઘા હણહણતા હતા એટલે એમનુ નામ અશ્વઘોષ પડ્યુ

વળી એમ પણ કહેવાય છે કે એક દિવસ જ્યારે અશ્વઘોષ ઉપદેશ આપતા હતા ત્યારે એમનો મજુલ સાદ સાભળીને ભૂખ્યા અશ્વો ઘાસ દાણા ચરવા છોડીને આધ્યાત્મિક આનદથી હણહણ્યા હતા એટલા માટે એમનુ નામ અશ્વઘોષ પડ્યુ

એક સ્થળે અશ્વઘોષ માટે 'ઘોરવિન' શબ્દ વપરાયો છે એમા પણ એવો જ ભાવ સમાયેલો છે કે પોતાના મધુર સ્વરથી ઘોડા (ઘોર)ઓને મત્રમુગ્ધ કરવાની શક્તિ ધરાવતા હતા

આ બધી વાતોમા તથ્ય હોય કે ન હોય, છતા એક વાત સાવ સાચી છે કે અશ્વઘોષ એક સગીતજ્ઞ બૌદ્ધભિક્ષુ હતા અને એક સગીતકારના મધુર સ્વરથી ઘોડાઓ આકર્ષાતા હોય એ વાતમા શકા જેવુ નથી

બૌદ્ધ ભિક્ષુઓમા કેટલાક તો કેવા અદ્ભુત શિલ્પકારો, કળાકારો હતા એ તો દેશભરમા પથરાયેલા બૌદ્ધ સ્થાપત્યો અને અસખ્ય અતિ રમણીય બુદ્ધમૂર્તિઓ કહી આપે છે તો એ ભિક્ષુ મધમા સગીતકાર કેમ ન હોય ?

હિન્દુધર્મમા રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય જેવા વેદભાષ્યકારોના યુગથી જાણે સાથેસાથે સત યુગ પણ શરૂ થાય છે અને લગભગ બધુ સત સાહિત્ય પદ્યમા છે! અને એના રચયિતા સત પુરુષો પોતે જ મધુર કઠે સ્વરચિત પદો લલકારતા હતા !

જ્યારથી ધર્મ શાસ્ત્રો કે સાહિત્ય એ માત્ર સમર્થ પડિતો, બ્રાહ્મણો, બ્રાહ્મણ ક્ષત્રિય વિદ્યાર્થીઓની મર્યાદામાથી બહાર આવ્યુ અને બધી અગમ નિગમની વાતો લોકભાષામા ઊતરવા માડી તે મોટેભાગે પદ્ય હતુ

ભાષ્યો લખાયા પછી રચાયેલા હિન્દુ ધર્મ સપ્રદાયોમા લગભગ દરેક સપ્રદાય પાસે પોતાના કવિઓ હતા એમણે પોતાના સપ્રદાયના વિશિષ્ટ દર્શન અનુસાર ઈશ્વર મહિમા ગાયો અને એમ સપ્રદાયના વિશિષ્ટ સ્વકીય મતનો ભારે પ્રચાર પણ કર્યો

અશ્વઘોષ વાદવિવાદ કરી શકનારા

સમર્થ વિદ્વાન હતા છતાં એમણે બૌદ્ધધર્મના પ્રચાર માટે પદ્ય અને સંગીતને જ સાધન બનાવ્યાં.

અશ્વઘોષે બૌદ્ધધર્મ સ્વીકાર્યો તે અગાઉ તેઓ બૌદ્ધોને શાસ્ત્રાર્થમાં હરાવીને વેદ ધર્મનો પ્રચાર કરતા ભારતના જુદા જુદા ભાગોમાં ફરતા હતા. એમ એક વાર તેઓ શાસ્ત્રાર્થ કરતા ફરતા ફરતા પેશાવર આવ્યા. ત્યાં પાર્શ્વ નામના એક બૌદ્ધ-ભિક્ષુ સાથે શાસ્ત્રાર્થ કર્યો અને તેમાં હારી ગયા અને એમણે બૌદ્ધ ધર્મનો અંગીકાર કર્યો. પાર્શ્વે જ એમને દીક્ષા આપી.

આ ભિક્ષુએ ત્રિપિટિક-ગ્રંથોનો ત્રણ વર્ષે અભ્યાસ પૂરો કર્યો ત્યાં સુધી પોતાનો વાંસો કોઈ દિવસ ચટાઈ સાથે અડાડ્યો ન હતો એટલે એમનું નામ પાર્શ્વ પડેલું.

વેદધર્મના પ્રચાર માટે અશ્વઘોષે જ્ઞાન અને વાદશક્તિનો ઉપયોગ કરેલો પણ બૌદ્ધ ધર્મના પ્રચાર માટે એમણે સંગીતનો આશરો લીધો.

અશ્વઘોષ બહુ સારા વીણા વગાડનારા હતા. એમણે 'રાસ્તવીર' નામનું એક નવું જ વાદ્ય શોધ્યું હતું એમ પણ કહેવાય છે. એ વાદ્યનું કરુણ-મંજુલ સંગીત શ્રોતાઓને જીવનના દુઃખો, અસારતા અને અનાત્મા પર વિચાર કરવાને પ્રેરતું હતું.

તિબેટિયન ભાષામાં લખાયેલ એમના જીવન ચરિત્ર પરથી અભ્યાસુઓએ શોધી કાઢ્યું છે કે અનુગામી ગાયક ગાયિકાઓની મંડળી લઈને એ વીણાધારી ભિક્ષુ કાશ્મીર અને પેશાવરની ગલીઓમાં વૈરાગ્યનાં ગીતો ગાતો ગાતો ફરતો હતો અને મોટા જનસમુદાયને બૌદ્ધધર્મ પ્રત્યે આકર્ષતો હતો.

ચીની યાત્રાળુ ઈ-ચીંગના કહેવા પ્રમાણે ઈસ્વીસન ૬૭૧—૬૯૫ દરમ્યાન ભારતના બૌદ્ધ-વિહારોમાં અશ્વઘોષનાં કાવ્યોનાં સંગાયન સમૂહ-ગાન થતાં હતાં. અને અભ્યાસુઓનો એ મત છે જ કે સંગીત મયતા અશ્વઘોષની કવિતાનો પ્રધાન ગુણ છે.

ભગવાન બુદ્ધનો પરમ પાવનકારી સંદેશ વીણાના ઝંકારો સાથે, કાવ્ય દ્વારા લોકો સુધી પહોંચાડનાર અશ્વઘોષનું ઉદાહરણ બૌદ્ધોમાં એકલું જ છે.

ચોથી બૌદ્ધ સંગીતિ મહાસભા જે મહારાજા કનિષ્કના પ્રયત્નથી કાશ્મીરમાં ભરાઈ, અશ્વઘોષ તેના ઉપપ્રમુખ હતા.

એમના ત્રણ પ્રસિદ્ધ ગ્રંથોમાં 'બુદ્ધચરિત' ભગવાન બુદ્ધના જીવન પર લખાયેલું મહાકાવ્ય છે. 'સૌન્દરનંદ' ૧૮ સર્ગોનું ખંડ કાવ્ય છે એમાં ભગવાન બુદ્ધને ઊછેરીને મોટા કરનાર એમનાં માસી પ્રજાપતિ ગૌતમી—જે પણ પાછળથી બૌદ્ધ ભિક્ષુણી થયાં—સૌથી પ્રથમ બૌદ્ધ ભિક્ષુણી થયાં, અને એમના પ્રયત્નથી જ ભિક્ષુણી સંઘની સ્થાપના થઈ—તેમના પુત્ર નંદને ભગવાન બુદ્ધે દીક્ષા આપી તેનું વર્ણન છે.

'સારિપુત્રપ્રકરણ' નવ અંકની નાટ્યરચના છે. એમા ભગવાન બુદ્ધના બે અગ્ર શ્રાવકો—અગ્રશિષ્યો સારિપુત્ર ને મોગલ્લાનની દીક્ષા સંબંધી લખેલુ છે.

એમના બીજા પણ કેટલાક ગ્રંથો કહેવાય છે પણ અભ્યાસુઓને એ વિશે સાધાર શંકા છે.

અશ્વઘોષે બુદ્ધચરિત વિશે લખ્યું છે: "મનુષ્યોનાં સુખ માટે આ કાવ્ય મેં લખ્યુ નથી, વિદ્વત્તા અથવા કાવ્ય કૌશલ બતાવવા પણ લખ્યુ નથી.'

'સૌન્દરનંદ'ના અંતમાં લખ્યું છે: 'આ કૃતિ આધ્યાત્મિક શાંતિ માટે છે, મનોરંજન માટે નથી. કાવ્યધર્મના અનુરોધથી જે કાંઈ મેં સુંદર પણ કહ્યું છે એ કેવળ કડવા ઔષધને પીવા લાયક બનાવવા માટે મધ મેળવીએ એવું છે.'

માનવકલ્યાણ-વાન્છુ પ્રત્યેક સંત કવિએ પણ આમ જ કર્યું છે.

માનવ કલ્યાણના એ પરમ સંત કવિ-ગાયકને આપણાં વંદન હો!

(શ્રી જગતસિંહ ઉપાધ્યાયના એક લેખને આધારે)

☆

જીવનની બાદ જગમાં આવું મૂકી જવું છે,
મૂકી ગયાં કિનારે મોજાંઓ ભાત સુંદર!—અનિલ

પ્રાચીનકાળની આ વાત છે

હરિજનોના એક વર્ગને ચંડાળ કહે છે તે જાતિનો બળકોટ્ટ નામનો એક હરિજન ગંગાને કિનારે રહેતો હતો તેની સ્ત્રીનુ નામ ગૌરી બળ નામે તેને એક નાનો પુત્ર પણ હતો

બળ સ્વરૂપે ઘણો કદરૂપો અને સ્વભાવે કજિયાખોર તોફાની હતો તેથી તેના મા બાપને તેની ઘણી ચિંતા રહેતી

એક વાર જ્યારે વસંતઋતુ બેઠી ત્યારે હરિજનોએ ભેગા થઈ વસંતોત્સવ ઉજવ્યો બધાએ એક સાથે ભેગા થઈ સમૂહભોજન કર્યું અને આનંદોત્સવ કરવા લાગ્યા

નાના મોટાના જૂથ પડી ગયા સૌ કોઈ સરખે સરખા મળીને રમત ગમત કરવા લાગ્યા એ સૌમા બળ પણ હતો હવે તે યુવાન થયો હતો એ કદરૂપો હતો તોયે ભારે ગુમાની હતો રમતમા તે બીજાઓ સાથે લડવા લાગ્યો આમેય એના રૂપ ને સ્વભાવને કારણે એની સાથે કોઈ હળેમળે નહીં, પણ આ તો ઉત્સવ એટલે લશ્કર ભેગુ ઊંટ ચાલે એમ એ ભળેલો તેમા ટંટો કર્યો એટલે એના મા બાપે જ એને સૌથી જુદો પાડ્યો અને એક કોરે બેસાડી દીધો

ગુસ્સા ને અપમાનથી ધૂઆંપૂંઆ થયેલો બળ એક ખૂણે બેસીને જુવાનોની રમત જોવા લાગ્યો એને પોતાના વર્તનનો જરાયે ખેદ ન હતો બરાબર બાઝવાનુ ન મળ્યુ એનો જ એને ખેદ હતો. ધીરેધીરે એનો ગુસ્સો ઊતરતો હતો અને જુવાનોની રમતમા એનુ ચિત્ત ચોંટયુ હતુ એવામા જુવાનો રમતા હતા ત્યા એક મોટો સાપ આવી ચડ્યો રમતમા ભંગ પડ્યો હોહા મચી ગઈ. જેના હાથમા જે કંઈ આવ્યુ તેનાથી પેલા મોટા, ભયંકર સાપને ઝૂડ્યો બધા સામે એક ભયંકર સાપનુયે શુ ગજુ ? તત્કાળ મરી ગયો મરેલા સાપને દૂર કરી એમ ફરી રમત શરૂ થઈ થોડી વારે એ જ જગ્યાએ એક બિનઝેરી સાપ આવી ચડ્યો. સૌએ જોયો તો યે તેને જીવતો જવા દીધો જાણે કંઈ આવ્યુ જ ન હોય તેમ રમત એકધારી ચાલતી રહી

દૂર બેઠા બેઠા બળ આ બધુ એકધ્યાને જોતો હતો બિનઝેરી સાપને જવા દીધો તેથી એના મનમા વિચાર આવ્યો 'પેલા સાપને આ લોકોએ મારી નાખ્યો અને આ ઝેર વિનાનો હોવાથી આને જીવતો જવા દીધો આ દાખલા પરથી એમ જ જણાય છે કે પ્રાણીઓ પોતાના ગુણને લીધે સુખ પામે છે અને દોષોને કારણે દુ:ખ પામે છે

આ લોકોને હુ ગમતો નથી એનુ કારણ મારા દોષો છે, એ દોષો દૂર કરીને મારામા રહેલા ગુણો બહાર આણુ તો હુ કદરૂપો હોવા છતા આ બધા મને જરૂર આવકારશે

બળ ત્યાથી ઊઠ્યો અને કોઈને યે કહ્યા વિના ચાલ્યો ચાલતો ચાલતો દૂર નીકળી ગયો એક ગામને પાદરે એક શ્રમણ ઊતરેલા હતા તેમને જોયા એટલે તેમની પાસે ગયો દંડવત્ પ્રણામ કરી પોતાના દોષોનુ નિવેદન કરી શ્રમણ પાસે તેણે ઉપદેશની યાચના કરી

'ભાઈ, તારા દોષોથી તારે ગભરાવાનુ નથી જે દિવસે તુ નિશ્ચય કરશે અને નિશ્ચયને આચરણમા મૂકવા માડશે કે તારા દોષો ધીરેધીરે નાશ પામશે અને તારા ગુણો પ્રગટ થશે ' એટલુ કહીને તેમણે બળને ધર્મોપદેશ કર્યો.

બળે દીક્ષા લીધી અને તે પણ શ્રમણ થયો

બળશ્રમણે પોતાની કુવૃત્તિઓને જીતવા આકરુ તપ આરભ્યુ ધીરેધીરે એની ખ્યાતિ લોકોમા પ્રસરવા લાગી બળશ્રમણને લોકો માતંગ ઋષિને નામે ઓળખવા લાગ્યા અને એક દિવસ એ પોતે જ કેટલાયે શિષ્યોનુ ગુરુપદ પણ શોભાવવા લાગ્યો

એક વાર ફરતો ફરતો બળશ્રમણ બનારસમા આવી એક વાડીમા ઊતર્યો ત્યા એણે નત આકરો ઉપવાસ કર્યો પારણાના દિવસે તે ભિક્ષા લેવા

ચાલતો ચાલતો બ્રાહ્મણોના યજ્ઞવાડામાં ગયો.

ઉપવાસથી કૃશ અને ગળી ગયેલા દેહવાળા શ્રમણને જોઈને બ્રાહ્મણો હસવા લાગ્યા. કોઈએ પૂછ્યું: 'અલ્યા, અહીં કેમ આવ્યો? જા ચાલ્યો જા, આ તો યજ્ઞવાળા છે.'

'ભાઈ, ભિક્ષાનો સમય થયેલો હોવાથી હું અહીં ભિક્ષા લેવા આવ્યો છું. અપરિગ્રહી છું. સાધુજીવન ગાળું છું. વધ્યું-ઘટ્યું અન્ન હોય તો આપો.'

'અમે તો માત્ર બ્રાહ્મણોને જ ભિક્ષા આપીએ છીએ. યજ્ઞનું પવિત્ર અન્ન તને ન અપાય. જા ચાલ્યો જા.' બ્રાહ્મણોએ કહ્યું.

'જેઓ ક્રોધી, અહંકારી, હિંસક, ખોટાબોલા, ચોરી કરનારા, પરિગ્રહી છે તેઓ બ્રાહ્મણ હોવા છતા બ્રાહ્મણ નામને શોભાવતા નથી. શાંત, નમ્ર, અહિંસક, સત્યવતી અને અપરિગ્રહી છે તે જ બ્રાહ્મણ નામને દીપાવે છે. શ્રમણને મન બધા સરખા છે, એ ઊંચ નીચ બધાને ત્યા ભિક્ષાર્થે જાય છે. તેમ હું યે આવ્યો છું.'

બ્રાહ્મણોના વિદ્યાર્થીઓ પણ ત્યા હતા તે શ્રમણના જવાબથી ક્રોધે ભરાઈ કહેવા લાગ્યા 'તુ તે કેવો છે? અમારા દેખતા અમારા ગુરુઓની સામે બોલે છે? અમારું રાંધેલું અન્ન ફેંકી દઈશું, પણ તને નહીં દઈએ.'

'શ્રમણ કોઈનુયે અકલ્યાણ નથી ઇચ્છતો' તેના તરફ તમે ક્રોધે શા માટે ભરાવ છો? ક્રોધ કરવાથી તો તમારો યજ્ઞ પણ સફળ નહીં થાય.' શ્રમણે શાંત ભાવે કહ્યું.

બ્રાહ્મણોને એ સાંભળી ખૂબ ગુસ્સો ચઢ્યો એમણે રસોઈઆઓ, વિદ્યાર્થીઓને બોલાવી શ્રમણને હાંકી કાઢવા કહ્યું.

વિદ્યાર્થીઓ તો જે હાથમાં આવ્યુ તે લઈને શ્રમણ પર તૂટી પડ્યા. એવામાં કોશલ દેશના રાજાની બહેન ભદ્રા ત્યાં આવી ચઢી અને સૌને વાર્યા. એણે બ્રાહ્મણોને કહ્યું: 'આ કોઈ સાધારણ સાધુ નથી. જિતેન્દ્રિય, બ્રહ્મચારી અને તપસ્વી છે. રાજાઓને પણ એ વંદનિય છે. તમે એમનું અપમાન ન કરો.'

ભદ્રા બ્રાહ્મણને પરણેલી હતી. એના કહેવાથી બ્રાહ્મણો શાંત થયા. અને પોતાના વર્તન માટે તેમને ખેદ થયો. શ્રમણની ક્ષમા યાચી અને ભિક્ષા ગ્રહણ કરવા ખૂબ આગ્રહ કર્યો.

બ્રાહ્મણોના આગ્રહથી બળશ્રમણ તેમનું અન્ન ગ્રહણ કરી પછી પોતાના સ્થાનકે ગયો.

આમ એકવારનો ચંડાળ અને ચંડાળોમાયે અણમાનિતો એવો બળ, પોતાના તપ, તપશ્ચર્યા અને ગુણોને કારણે ઉચ્ચ ગણાતા બ્રાહ્મણોમા વંદનિય ગણાયો.

શાંતિનિકેતનના છાત્રાલયના ગૃહપતિ એક વાર ગુરુદેવ ટાગોરને આવીને કહેવા લાગ્યા: 'છાત્રાલયના મોટી ઉમ્મરના છોકરાઓને ઉપલે માળે મારે રાખવા છે અને નાની ઉમ્મરના છોકરાઓને નીચે. પણ મોટા છોકરા ઉપર જવાની સાફ ના પાડે છે. મેં ઘણું યે સમજાવ્યું પણ કોઈ તૈયાર થતુ નથી.'

'એ લોકો નીચે રહે તેમાં તમને શો વાંધો છે?' ગુરુદેવે જિજ્ઞાસાથી પૂછ્યું.

'નાના છોકરા તો વાંદરા જેવા મને ભય છે કે કોઈ દિવસ અટકચાળાં કરતાં ઉપલે માળેથી નીચે પડી જાય તો જાનહાનિ થાય. એટલે મને એમ કે મોટા છોકરા ઉપર જાય તો એવો ભય તો નહીં!' ગૃહપતિએ ખુલાસો કર્યો.

'વારુ ત્યારે ચાલો; હું બે શબ્દો કહી જોઉં!' એમ કહીને ગુરુદેવ ગૃહપતિની સાથે છાત્રાલયમાં ગયા.

મોટા છોકરાઓને બોલાવી ગુરુદેવે તેમને વિનોદમાં કહ્યું: 'તમે તો જાણો જ છો કે દેવતા-લોકો સ્વર્ગમાં નિવાસ કરે છે? નીચેનો લોક તો દાનવો માટે છે. અને તમે રહ્યા દેવતા-લોકો; એટલે તમે ઉપર રહો તે જ શોભે!'

ગુરુદેવનું કહ્યું સાંભળી બધા છોકરા ખડખડાટ હસી પડ્યા અને ઉપર જવા માટે તૈયાર થઈ ગયા!

'મંગલ પ્રભાત'માં કાકાસાહેબે ગુરુદેવના 'લિપિકા' સંગ્રહમાંના કેટલાક લખાણોનો અનુવાદ અને તે પરનું તેમનું નિરૂપણ આપવા માંડ્યાં છે. અહીં તેમાંનો થોડોક ભાગ ઉતારીએ છીએ. ચિત્રોનો પરિચય કરાવતાં કાકાસાહેબે લખ્યું છે—

'રવિ જ્યારે પશ્ચિમે ઢળે છે ત્યારે એનાં કિરણોની ઉગ્રતા કંઈક ઓછી થતી લાગે છે. ધીરે ધીરે એ સુવર્ણ જેવાં મુલાયમ લાગવા માંડે છે અને આહ્લાદક બને છે. કવિ રવીન્દ્રે પોતાની પ્રતિભાના પરિપક્વ સૌમ્યકાળમાં જે અનેક રેખાચિત્રો લખ્યાં હતાં એનો સંગ્રહ એમણે 'કણિકા' અથવા 'લિપિકા' નામથી કર્યો હતો. એમાં ક્યાંક શબ્દચિત્ર છે, ક્યાંક રૂપક છે, ક્યાંક નિબંધ છે, ક્યાંક જાણે કોઈ નવલકથાનું નાનકડું પ્રકરણ જ !

જ્યારે હું સન ૧૯૪૩ના દિવસોમાં સિવની જેલમાં હતો ત્યારે મેં 'લિપિકા'નો મરાઠી અનુવાદ કર્યો. તો એ મારા મહારાષ્ટ્રીય વાચકોના હિતાર્થે એકએક ચિત્ર ઉપર નિરૂપણ પણ લખ્યું હતું. એમાંનાં કેટલાંક નાનાં છે, કેટલાંક મોટાં છે. મં. પ્ર. માં આવી શકે એવાં નાનાં ચિત્રો અહીં આપવાનું વિચાર્યું છે.'

## ભેટ

દુર્ગાપૂજાનો ઉત્સવ નજીક આવી રહ્યો છે. ભંડાર જાતજાતની સામગ્રીઓથી ભર્યો છે. કેટલીયે બનારસી સાડીઓ છે, સોનાના ઘરેણાં છે, દૂધના ભરેલા વાટકા છે, દહીંનાં ભરેલાં મટકાં છે, થાળીઓમાં મિઠાઈઓ ગોઠવીને મૂકી છે.

મા ભેટ મોકલી રહી છે.

મોટો છોકરો સરકારી નોકરી કરે છે. વચલો છોકરો વેપારી છે. એ ઘેર નથી રહેતો. બીજા છોકરાઓએ ભાઈ બહેન સાથે લડી ઝઘડીને જુદાં ઘર માંડી લીધાં છે. કુટુંબના નબીરાઓ દેશપરદેશમાં વિખરાયેલા છે.

સૌથી નાનો પુત્ર ઘરના દરવાજે દિવસભર ઊભો ઊભો જોતો રહ્યો—મોટી મોટી ભેટો જઈ રહી છે. સાથે દાસદાસીઓની કતાર છે. થાળ રંગબેરંગી રૂમાલોથી ઢાંકેલા છે.

દિવસ વીતી ગયો. આજ કાળી બધી ભેટો ચાલી ગઈ. દિવસના શ્રમનૈવેદ્યનો સોનેરી થાળ લઈને સૂર્યાસ્તનો છેલ્લો પ્રકાશ નક્ષત્રલોક તરફ ચાલ્યો ગયો.

પુત્ર ઘરમાં આવી માને કહેવા લાગ્યો: 'મા, સૌને જ તેં ભેટ આપી. માત્ર મને જ ન આપી!'

મા હસીને બોલી: 'સૌને ભેટ મોકલાઈ ગઈ છે, તારે માટે એમાં શું બાકી રહ્યું તે જઈને જરા જો તો!'

પુત્ર રડતાં રડતાં બોલ્યો: 'મા મને ભેટ નહીં મળે શું?'

માએ કહ્યું—'જ્યારે તું યે દૂર જશે ત્યારે ભેટ પામશે.'

પુત્રે કહ્યું: 'અને જ્યારે તારી પાસે રહીશ તો તું તારા હાથની વાનગી નહીં આપે?'

માએ બંને હાથ લંબાવી પુત્રને ખોળામાં લઈ લીધો અને કહ્યું: 'દીકરા, તું જ તો મારા હાથની વાનગી છો!'

## નિરૂપણ

બાઇબલમાં એક ઉડાઉ, ઉદ્દંડ છોકરાની વાર્તા છે. એક છોકરો પોતાના બાપ સાથે લડ્યો અને પોતાનો ભાગ બાપ પાસેથી લઈને છૂટો થયો. ભાગમાં મળેલા પૈસા એણે મોજશોખમાં ઉડાવી નાખ્યા. પછી જ્યારે એને અન્નના દાણેદાણાના વાખા પડવા લાગ્યા ત્યારે છેવટે પસ્તાઈને ફરી બાપની પાસે આવીને કહ્યું: 'પુત્ર તરીકે ઘરમાં આવવાનો મારો અધિકાર રહ્યો નથી, મને અન્ન ને કપડાં આપી નોકર સમજીને ઘરમાં રાખી લો.'

બાપે પુત્રને બાથમાં લીધો. એના શરીર પરનાં ચીંથરાઓ ઉતારીને નવાં કપડાં પહેરાવ્યાં અને જાતજાતનાં માલમિષ્ટાન્ન બનાવીને એક મોટી ઉજાણી આપી. એ જોઈને બીજા ભાઈએ કહ્યું: 'પિતાજી, મેં કદી શિરજોરી નથી કરી, ખોટા ખર્ચમાં પૈસા ઉડાવ્યા નથી, કદી આપની સામે નથી થયો. પરંતુ આપે આજ સુધી મારે માટે

કોઈ ઉજાણી નથી કરી!'

બાપે કહ્યુ 'અરે તુ તો મારો જ છે આ તો મારો પુત્ર મારાથી જુદો થઈ ગયો હતો, તે મને પાછો મળી ગયો છે એટલા માટે ઉત્સવ કરી રહ્યો છુ એ તારે સમજવુ જોઈએ!'

પુત્ર પાકટ ઉમ્મરનો હતો એટલે સમજી ગયો

રવીન્દ્રનાથ ટાગોરની 'ભેટ'વાળી વાર્તાની ભૂમિકા જુદી છે પરતુ તે વાચ્યા પછી બાઇબલની ઉપલી વાર્તા યાદ આવ્યા વિના નથી રહેતી

જે દૂર ચાલ્યો ગયો છે પછી તે ચાહે તો મનથી દૂર ચાલ્યો ગયો હોય કે દૂર દેશ ગયો હોય, એની રોજરોજ અખડ સેવા થઈ શકતી નથી એ દર્દ અને વિરહને ભૂલી દેવા આપણે ખાસ વાર તહેવારે પ્રેમની ભેટ સોગાત મોકલીએ છીએ જે પાસે છે તે તો પાસે છે જ એની સાથે પ્રેમની આપલે અખડ ચાલુ રહે છે એને ભેટ આપવી એનો અર્થ એ થયો કે આપણામા જે અતર પડતા નથી તે જન્માવવા પ્રેમથી એ શી રીતે સહન થઈ શકે?

અહીં સુધી તો બધુ ઠીક છે માની ભાવના અને ભૂમિકા કવિની સમજમા આવી ગઈ આપણી સમજમા આવે છે પરતુ પેલા નાના અણસમજુ બાળકનુ શુ? એને આ ગૂઢ તત્ત્વ શી રીતે સમજાય?

આપણે કોઈ વાર જોઈએ છીએ કે કોઈ નબળી પ્રેમથી બાળકને ચૂમે છે ત્યારે બાળક તેનાથી મકળાઈને તરત ગાલ લૂછી નાખે છે ચુબનમા પ્રેમથી વિશેષ એમના હોઠોની ભીનાશનુ એ અણસમજુને વધારે ભાન હોય છે બાળક કઈક મોટુ થતા ચુબનની પ્રસાદી ન મળે તો ઉદાસ થઈ જાય છે, ખીજાતુ નથી

રવીબાબુની વાર્તા મને બહુ જ સારી લાગી માએ પુત્રને ચુબન કર્યું એટલુ જ નહિ પણ પુત્રને બાથમા લીધો પ્રેમની વાનગી કરીને સબોધન કર્યું પરતુ તે એની સાથે એકાદ પેંડો, એકાદ જલેબી અથવા બે ચાર પકોડી બાળકને આપી હોત તો આપણને વધારે સારુ લાગત વાર્તા ભલે સર્વશ્રેષ્ઠ હોય તો પણ મારી તમારી ખુશીને માટે બાળકને અતૃપ્ત રાખી કવિએ સતુષ્ટ નો'તુ થવુ જોઈતુ

## એક દૃષ્ટિ

ગાડીમા ચઢતી વખતે એ પોતાનુ મુખ સહેજ ફેરવીને મને પોતાની છેલ્લી દૃષ્ટિ આપી ગઈ

આ વિશાળ સસારમા એને હુ ક્યા છુપાવીને રાખુ?

રાત્રિ દિવસ જ્યા પોતાના પગ ન માડી શકે એવી જગ્યા મને ક્યા મળશે?

મેઘોનો બધો યે સુવર્ણ રગ જે નક્ષત્રોમા વિલીન થઈ જાય છે તે નક્ષત્રોમા આ દૃષ્ટિ પણ વિલીન થઈ જશે નાગકેસરની સમસ્ત સુવર્ણ-રેણુ જે વૃષ્ટિમા ધોવાઈ જાય છે, એ પણ શુ એ જ વૃષ્ટિમા ધોવાઈ જશે?

દુનિયાની હજારો વસ્તુઓમા વિખેરાયેલી રહેવાની એ રહી પણ શી રીતે શકશે—હજારો વાતોના બકવાદમા, હજારો વેદનાઓના સ્તૂપમા

એનુ એ ઓચિંતુ દાન દુનિયાને અને બધાને છોડીને મારા જ હાથમા આવી પહોચ્યુ છે એને હુ ગીતોમા ગૂથીને, છદોમા બાધીને, સૌન્દર્યની અમરાવતીમા રાખીશ

સસારમા રાજાનો પ્રતાપ ધનવાનનુ ઐશ્વર્ય—બધુ નષ્ટ થવા માટે જ છે પરતુ આખોના જળમા શુ તે અમૃત નથી, જે એક અનિમેષની એક દૃષ્ટિને ચિરકાળને માટે અમર કરી શકે!

ગીતના સૂરે કહ્યુ—તારુ મને આપ હુ રાજાના પ્રતાપને નથી સ્પર્શતો, ધનવાનના ઐશ્વર્યને પણ નહીં, પરતુ આ નાનકડી ચીજ જ મારુ ચિરકાળનુ ધન છે એનાથી હુ અભિમન ગળાનો હાર ગૂથુ છુ

## નિરૂપણ

એ કોણ હતુ? એની આ ભેરી દૃષ્ટિમા એવો કયો જાદુ હતો જે જીવનનુ બધુ રહસ્ય ઉકેલી કરી શકે? અને રાજાના પ્રતાપ અને ધનવાનના ઐશ્વર્યને પણ ઝાખા કરી દે? એની દૃષ્ટિમા એવુ કયુ સૌન્દર્ય હતુ જે નક્ષત્રોના સુવર્ણથી પણ વધારે આહ્લાદક લાગે? એ દૃષ્ટિમા એવી તે કઈ સુગધ ભરી હતી જે નાગકેસરના પરાગથી પણ અધિક ઉન્માદક હોય? વિશ્વરહસ્ય પ્રગટ કરનાર

ઋષિની દૃષ્ટિ એ પ્રેમના પ્રશ્નનો જવાબ આપી શકશે શું?

નાનાશા પરિજાતના ફૂલ જેવુ આ નાજુક શબ્દચિત્ર કવિએ કેવળ કલ્પનાથી લખ્યુ છે અથવા એકાદ કથાસમધુર સ્મૃતિને જ અહીં શબ્દબદ્ધ કરી છે એ કોણ કહી શકે? સત્તર વર્ષના દાંપત્ય જીવન પછી એમની પત્નીનો સ્વર્ગવાસ થયો એ વાતને સત્તર વર્ષ વહી જવા પછી કવિના મનમા જીવનનુ સિંહાવલોકન કરવાનો વિચાર આવ્યો એ જ સમયનુ આ પુસ્તક લિપિકા છે પત્નીના વિરહની તીવ્ર વેદના જે કાવ્યમા કવિએ વ્યક્ત કરી છે તે 'સ્મરણ' નામના સગ્રહમા પ્રગટ કરી છે તે પછી સત્તર વર્ષના પ્રેમ પરિપાકના ફળ આ 'લિપિકા મા કયાક કયાક મળે છે ત્યારે વિદાય વેળાની પ્રેમોત્કટ દૃષ્ટિનુ આ સ્મરણ પત્ની માટે જ હશે એમ લાગે છે પરતુ એ કેટલુ સાત્વિક અને અપાર્થિવ છે કે આ મધુરસ્મૃતિ એમની એકાદ ભાભીની બહેનની સાળી કે ભત્રીજીની પણ હોઈ શકે કોઈની પણ હોય પ્રેમી હૃદયને પ્રેમની એક દૃષ્ટિનુ કેટલુ મૂલ્ય છે એ આપણને જોવા મળે છે

દૂર અથવા લાબા સમય માટે પ્રવાસે જતી વખતે વિદાય થનાર અને વિદાય દેનાર—બ નેના હૃદય ભરાઈ આવે છે જે સદેશ આપવાનો હતો તે આપી દીધો, અને જે કહેવાનુ હતું તે વારવાર કહી દીધુ એકબીજાને જે પ્રેમ દેવાનો હતો તે દઈ દીધા વિદાયની ક્ષણને જેટલી દૂર કરી શકાય તેટલી દૂર કરી પરતુ તે છતા અંતે તે ક્ષણ તો આવી જ એવે સમયે પ્રેમી લોકો પ્રિયની તરફ જુએ છે આખો ભરીને જુએ છે એ સજળ દૃષ્ટિમા ઉભરતા આસુ ઝબકારા મારે છે અને તે સાથે જ પ્રેમને જે કઈ કહેવુ હોય છે અને જે કઈ પૂછવુ હોય છે, અને ખાસ કરીને જે કઈ આપવુ હોય છે—તે બધુ ભેગુ થઈ જાય છે

એકાદ ખાણમા હજારો ફૂટ નીચે ઊતરી, માઈલો નીચે ખોદીને ખોદનારા માટીના ઢેફા બહાર કાઢે છે એ ઢેફાને બારીક વાટીને એમાથી સોનાના કણ ભેગા કરે છે અને એ બધાને પીગળાવીને સોનાની લગડી તૈયાર કરે છે પૃથ્વીના ગર્ભમાથી કાઢેલી માટીના પ્રચડ ટેકરી સામે દેખાય છે અને એમાથી કાઢેલી લાખ દોઢ લાખની સોનાની લગડી નઈએ છીએ ત્યારે એ વિચાર આપણા મનમા આવે છે કે માટીના આવડા મોટા પહાડનો સાર આ નાનકડી લગડીમા છે

વિદાય લેતી વખતે આખો આખોની જે લેણદેણ થાય છે તે એવુ જ જીવનના સુવર્ણ જેવુ હોય છે હજારો લાખો ફૂલોમાથી ગુલાબજળ તૈયાર કરવમા આવે છે એમાથી અત્તર કાઢીએ છીએ એમા જે પ્રમાણે સુગધ ઘટ્ટ થીજીને ભરેલી હોય છે એ જ રીતે પ્રેમનુ માધુર્ય અને પ્રેમની સુગધ એનો અર્ક જ જાણે એ છેલ્લી દૃષ્ટિમા હોય છે એ દૃષ્ટિમા અમરતાના બધા તત્વ હોય છે એનો મહિમા કવિએ અહીં નવી રીતે બતાવ્યો છે ધન સપત્તિના મૂળમા લોભનો ચળકાટ હોય છે રાજાના પરાક્રમ અને ઐશ્વર્યમા પ્રભુત્વનો ઉગ્ર દર્પ હોય છે પ્રેમની દૃષ્ટિમા એવુ કઈ પણ નથી હોતુ એમા તો ફક્ત પ્રેમ અને પ્રેમસ્મૃતિની કલ્યાણકારિતા જ હોય છે ખરેખર એને કાવ્ય અને ગીતનો વિષય થવાનો હક છે

કવિતા અને ગીત એટલે આલોકના ગાધર્વ અને સ્વર્લોક ત્યા ફક્ત પ્રેમસ્મૃતિનો જ પ્રવેશ થવો જોઈએ સૂર્યના અસ્ત સમયના રગ ભલે ક્ષણજીવી હોય પુષ્પપરાગની માદક સુગધ ભલેને અલ્પજીવી હોય પરતુ પ્રેમસ્મૃતિનુ આયુષ્ય એટલી ક્ષણભગુરતા મા નથી એટલા માટે કાવ્ય અને સગીત મમતાથી એને પોતાની પાસે બોલાવે છે અપનાવે છે અને ગાઈગાઈને અમર કરે છે

☆

હરી શકતી નથી જ્યોતિ બધાંયે નૂર એનુ ને
નયન માટે બધા અંધાર કાજળ થ નથી શકતા —અનિલ

પૂ બાપુનો માર્ગ કષ્ટસહન દ્વારા ક્રાંતિનો માર્ગ છે એ કઈ નવો માર્ગ નથી દેહદમન અને વૃત્તિઓના દમનની આજ્ઞા કયા ધર્મશાસ્ત્રે નથી કરી? અને ગાંધીજીની ધર્મભાવના સંકુચિત નહીં પણ 'વ્યાપક' હતી તેથી તેમણે વ્યક્તિગત આપત્તિના નિવારણ માટે જ નહીં, સામાજિક અને રાષ્ટ્રીય આપત્તિ વખતે પણ એ જ માર્ગ સૂચવ્યો પોતે એ માર્ગે ચાલ્યા અને અનેકને એ માર્ગે દોર્યા

એ માર્ગના મૂળમા અહિંસાનો વિચાર રહેલો છે 'પરપીડન સમ દુ ખ નહીં ભાઈ' આમ તો એક મત કહી ગયા છે, આ પણ અહિંસાનો વિચાર છે પણ સ્વદમન વિશે કોઈએ એવુ કહ્યુ નથી ખરી રીતે પોતાના ને બીજાના દુ ખ ઓછા કરવા માટે જ સ્વદમન થાય છે ખરી રીતે એ સ્વનુ કે દેહનુ દમન છે જ નહીં, દુ ખોનુ દમન છે આકરામા આકરા ઉપવાસોએ બાપુને દમ્યા નથી, એનાથી ઊલટે એમને અનેકઘણી શક્તિ જ મળી ત્યારે દમન કોનુ થયુ ? જેના નિવારણ માટે ઉપવાસ કરેલા તેનુ આમ દેહદમન એ વાસ્તવમા દેહદમન છે જ નહી દમ કે દમનને આપણે મોટે ભાગે પીડા સૂચક ગણીએ છીએ નવતર બળદની કાંધે ઝવેજી ધૂસરુ નાખી તેને પલોટીએ છીએ ત્યારે તેને અકળામણ થાય છે, મૂઝવણ થાય છે, પલોટવાની ક્રિયાથી એને પીડા થતી હોય તો તે આ છે કોઈ પણ નવી પરિસ્થિતિમા મુકાતા આપણને જે લાગણી થાય છે તેવી લાગણી તેને પણ થાય છે આને આપણે સામાન્ય રીતે દમન કહીએ છીએ પણ એક વાર બળદ પલોટાઈ ગયા પછી તેને કશી મૂઝવણ થતી નથી ખરી રીતે એની શક્તિ જ એથી, આખરે પ્રગટ થાય છે પોતાની જાત પર તે કાબૂ મેળવે છે, સયમ પ્રાપ્ત કરે છે–અને આ ગુણો કેળવ્યા વિના કોઈનીયે શક્તિ પ્રગટ થઈ જાણી છે? જેનાથી એ પ્રાપ્ત થાય તેને દમનના રૂઢ અર્થમા 'દમન' કેમ કહીએ?

માટીનુ જે વાસણ કુભારના ધીખતા ને ધૂધવાતા નિભાડામા પડીને પાકુ વર્તું નથી તે ચૂલાના સામાન્ય અગ્નિને પણ જીરવી શકતું નથી–તૂટી જાય છે માણસ પણ તપના અગ્નિમા પડીને પાકો થતો નથી તે મ આરના સામાન્ય તાપથી પણ તડકી જાય છે

સ્વેચ્છાએ જે માણસ તપનો તાપ સહી લે છે તેને દુનિયાના દુ ખોનો તાપ દઝાડી શકતો નથી

આમ દેહદમન જે કહેવાય છે, વાસ્તવમા તેનાથી માણસ પોતાની જાત પર અને દુનિયાના દમન પર કાબૂ મેળવે છે આમ, માણસ અશક્ત નથી થતો, તેની શક્તિ વધે છે અશક્તને શરણે કોઈ ગયુ જાણ્યુ છે? તેણે કશાયે પર કાબૂ મેળવ્યો જાણ્યો છે ?

કેટલીક શહેર સુધરાઈઓએ નાના બાળકોને શિતળા ટકાવવાનુ ફરજિયાત કર્યું છે શિતળા ટકાવવા બાબતમા મતભેદ છે ખરો પણ તે અહીં અપ્રસ્તુત છે શિતળા એ હેતુથી ટકાવવામા આવે છે કે, સ્વેચ્છાએ એક વાર બાળકે શિતળા ટકાવવાની પીડા સહન કરી લીધા પછી શિતળાના વાવડ વખતે ચેપથી તે બચી જાય છે ઘણી પીડામાથી બચી જાય છે

જેને આપણે દેહદમન કહીએ છીએ તેની ફલશ્રુતિ આવી જ છે

દુ ખને દૂર કરવા હોય તો તેનાથી દૂર ન નાસવુ જોઈએ આમા તો નાસનારની જ અશક્તિ રહી છે

ગારૂડી સાપને પકડવા માટે તેની પાસે જાય છે, અને ધીરજથી તેને વશ કરે છે, સાપથી તે દૂર નાસતો નથી

દુનિયામા દુ ખો તો છે જ, તેના પર કાબૂ મેળવીને જ તેમને દૂર કરી શકાય, તેના તાપથી બચી શકાય

ઉનાળો તપે છે અને શહેરના આંત શ્રીમતો કોઈ શિતળ સ્થાને ઉનાળાપૂરતા હવાફેર માટે

જાય છે. અને 'ઉનાળાથી બચ્યા' એમ માને છે પણ ખેડૂત તો ભર ઉનાળે ય ખુલ્લા આકાશ નીચે બળતી ધરતી સાથે કામ કરે છે એને ય તાપ તો લાગે જ છે શ્રીમંત પર સૂર્ય કંઈ આકરા કિરણ નથી વેરતો ને ખેડૂત પર શીળા કિરણો નથી વેરતો. પણ એકસરખા તાપની અસર શ્રીમંત ને ખેડૂત પર વત્તી ઓછી થાય છે કારણ કે, એકે તાપ સહન કર્યો જ નથી, ને બીજો તાપથી ટેવાઈ ગયો છે આમા શક્તિ કોની વધી? તાપ સહન કરનારની કે તાપથી દૂર નાસનારની?

ઋતુઓમા તો માત્ર ચાર મહિના તાપ પડે છે, પણ સંસાર તો આખો કાયમ તાપથી ભર્યો છે એનાથી ભાગીને કયે શિતળ સ્થાને જવુ? તાપને પોતાનામા સમાવી લેવો એ જ એને દૂર કરવાનો એકમાત્ર માર્ગ છે

અગ્નિ શક્તિશાળી છે, અશક્તને જ તે દઝાડે છે, તેને આત્મસાત કરનાર ખુદ શક્તિશાળી થાય છે

અગ્નિની ગણના આ રીતે દેવમા કરી છે એ ઓછુ સૂચક છે?

બાપુને આ ભજન કેટલુ પ્રિય હતુ!—

'હરિનો મારગ છે શૂરાનો,
નહીં કાયરનુ કામ જો ને '

અને તેની આ પંક્તિ તો બાપુને ખૂબ જ ગમતી હતી –

'માંહી પડ્યા તે મહાસુખ માણે
દેખનહારા દાઝે જો ને''

બાપુ ઉપવાસ કરતા ત્યારે આખો દેશ દુઃખથી વ્યાકુળ થઈ જતો—પણ બાપુને તો ઉપવાસથી શાંતિ જ મળતી એમ એમણે જ કહ્યુ છે

અગ્નિ પોતે કદી પોતાથી દાઝે છે? એને જીરવનારા પણ દાઝતા નથી, અગ્નિની શક્તિ પ્રાપ્ત કરે છે

જગતમા દવ લાગે છે ત્યારે જગતના પ્રાણી ઓ નાસી છૂટે છે પણ માણસો જગતમા જઈને દવને ઠારે છે નહીં તો તે વધારે ફેલાય દુઃખની પાછળ માણસ ન પડે તો દુઃખ માણસની પાછળ પડે તેમ દુઃખ તાપથી ભરેલા સંસારથી ભાગી છૂટવાથી તે દૂર થવાનો નથી, એ તો એની વચ્ચે રહીને જ એને શિતળ કરવાનો છે

કોઈ સંતે કહ્યુ જ છે—

સંસાર શુ સરસો રહે, મન રાખે મુજ પાસ,
સંસારને લોપે નહીં તે જાણુ મારો દાસ

આવી જળકમળવત્ સ્થિતિ તપ અને ત્યાગ વિના શક્ય નથી

બાપુ સંસારી કે ત્યાગી? બંને સંસારી ખરા પણ આ રામા જેવા નહીં આશ્રમના દુઃખી વાછરડાથી માંડી પરચુરે શાસ્ત્રી જેવા આશ્રમવાસીના પ્રત્યે સરખી અનુકંપા, સરખી જ લાગણી દેશની કોઈ મહાન વ્યક્તિ જેટલુ જ આશ્રમના નાના બાળક પ્રત્યે પણ હેત એમનો સંસાર આ સંસાર જેટલો વિશાળ હતો એવો સંસારી સાચો ત્યાગી જ હોય

બાપુ જેવા સંતો પાણીમાત્ર પ્રેમ કરે છે પણ સામાન્ય માણસનો પ્રેમ તેને બંધનરૂપ નીવડે છે જ્યારે વિભૂતિઓનો પ્રેમ તેમને બંધનરૂપ નથી નીવડતો કેમ કે તે ત્યાગપૂર્ણ હોય છે

પ્રેમ બંધનરૂપ ક્યારે નીવડે? પ્રેમ પાછળ સુખ પ્રાપ્તિનો આશય હોય ત્યારે જ કેમ કે સુખ બાંધે છે, દુઃખ મુક્ત કરે છે

સંતો દીન દુઃખીઓને વિશેષ ચાહે છે કેમ કે તમને જ પ્રેમની વિશેષ જરૂર હોય છે બાપુએ સ્વહસ્તે અનેક પ્રકારની યાતના જીવનભર સહન કરી, દીન દુઃખીઓના દુઃખથી પોતે દુઃખી થયા અને પરિણામે દેશના ઘણા દૂર થયા અને એટલે આખો દેશ ને માનવજાત એમને સંભારે છે

માણસ દુઃખમા પોતાના પ્રિયજનને જ વિશેષ સંભારે છે

અને જે કોઈને દુઃખ કે આપત્તિ વેળાએ મદદરૂપ થાય છે તે જ પ્રિય બને છે

પોતાનુ સુખ છોડી બીજાના દુઃખમા ભાગ લઈ દુઃખ વહોરી લેનાર જ બીજાનો પ્રેમ સંપાદન કરે છે—એ પ્રેમનુ સુખ, વહોરી લીધેલા દુઃખ કરતા વધારે ને ચિરંજીવી હોય છે

અને સંતોનુ આયુષ્ય આપણા કરતા કેટલુ બધુ લાંબુ હોય છે? તેનુ રહસ્ય આ જ છે. સંતો [illegible], તેઓ યુગો સુધી જીવે છે અને એ જ ખરુ જીવન છે

# પ્રયોગશાળાની સિદ્ધિ પછી—

### વિનોબાજી

જ્યારે કરુણાના રૂપમા ભક્તિ પ્રકાશિત થશે ત્યારે એ વાસ્તવિક ભક્તિ થશે. મેં એવા મૂર્તિપૂજક જોયા છે જે બિલકુલ કઠોર હૃદયના છે! રોજ પૂજા અર્ચના કરે છે પરંતુ જીવનમા એટલા જ કંજૂસ અને નિર્દય બની રહે છે! શાસ્ત્રમા લખ્યુ છે કે આપણે જેનું ધ્યાન ધરીએ છીએ તેવું જ રૂપ આપણને મળે છે! કદી કદી તો મને લાગે છે કે પથ્થરની મૂર્તિનું ધ્યાન ધરનારા ધ્યાન ધરતા ધરતાં પથ્થર જેવા જ પથ્થર બની જતા હશે! એના ફલસ્વરૂપ જ લોકો નાસ્તિક બને છે. દોષ તો હું તેને દઉં છું, જે પથ્થરની પૂજા કરે છે, અને પોતે પણ પથ્થર બની જાય છે! હું એમ નથી કહેતો કે મૂર્તિની પૂજા કરવી એ ખોટું છે. એ પણ ઈશ્વરની ભક્તિનો એક પ્રકાર છે. પરંતુ સાચી ઉપાસનાનું રૂપ એ છે કે હૃદયમા કરુણા ભરી હોય અને બધ ઈશ્વર રૂપ છે, એવી પ્રતીતિ હોય પરમેશ્વર એટલે શુ? પરમેશ્વર એટલે પ્રેમ. ભક્તોએ તો એ પણ કહેવાનુ બાકી નથી રાખ્યુ કે, ચીતયેકોવીલ—હૃદય જ મંદિર છે

'જે મંદિરમા જશે તે જ ભક્ત કહેવાશે' એવું નથી, બલકે જે મંદિરમા ભક્તિ થઈ. તેને આપણે પ્રયોગશાળાનો પ્રયોગ સમજીએ છીએ. ત્યા પ્રયોગ સફળ થયો તેને સારા સમાજને લાગુ પાડવો પડે છે. વિજ્ઞાનની પ્રગતિ આ જ રીતે થઈ છે. એ મંદિરોમાં પણ એવી રીતે ભક્તિના થોડા પ્રયોગો થયા. એ લેબોરેટરી જ હતી. પરંતુ પ્રયોગશાળામાં જ રહી જશે તો સમાજને એનો શો ઉપયોગ? એટલા માટે ભક્તિના પ્રયોગો અત્યાર સુધી થયા, તે સમાજમાં પણ ફેલાવા જોઈએ. વ્યક્તિગત મોક્ષના પ્રયોગને આપણે ખોટો પ્રયોગ નથી સમજતા, કેમ કે, વ્યક્તિગત ક્ષેત્રમા પ્રયોગ કર્યા પછી જ સમાજને લાગુ પાડી શકાય છે.

જો કોઈ આવીને આપણને કહે કે સમાધિ, ભક્તિ અને અહિંસા, સૌને માટે ન હોઈ શકે, એ એકાદ મનુષ્ય માટે હોઈ શકે, તો આપણે કહીશું કે તો પછી એ ચીજો અમારે કામની જ નથી' હવા, પાણી અને સૂરજની રોશની સૌને માટે છે, તો શુ સમાધિ, અહિંસા અને ભક્તિ પણ સૌને માટે નથી? સમાજને એમની જરૂર છે જ અને સૌ કોઈને માટે એ ચીજો છે એટલા માટે એમની આટલી કિંમત પણ છે!

# કિશોરલાલભાઈ

બલવંતસિંહ

એક વાર જમનાલાલજીએ કિશોરલાલભાઈને ગોમતી બહેનના ડૉક્ટરી ઈલાજ માટે વિયેના મોકલવાની વાત કરી. તો કિશોરલાલભાઈએ કહ્યું કે; 'જે સગવડ હું મારા વ્યક્તિગત જીવનમાં ન મેળવી શકું એનો લાભ સાર્વજનિક જીવનમાં લેવાનો મને કયો અધિકાર છે?'

જમનાલાલજીને એમના પ્રત્યે કેટલો અગાધ પ્રેમ હતો. એ પોતાની વાત કેટલા પ્રેમ અને આગ્રહ સાથે એમની સામે મૂકી શકવાની યોગ્યતા ધરાવતા હતા એનો સૌને અનુભવ છે. વિયેના જવાની વાત મારી સામે જ ચાલતી હતી અને હું બંનેના મોઢા સામે જોતો હતો. મને લાગતું હતું કે કિશોરલાલભાઈ હા પાડે તો કેવું સારું! પણ કિશોરલાલભાઈએ તો કહ્યું 'જુઓ, હું વકીલાત કરતે તો એટલા પૈસા કમાઇ શકત નહીં કે ગોમતીને વિયેના મોકલીને એની સારવાર કરાવી શકત. તો આજે હું કેમ મોકલી શકું? તમારો પ્રેમ અને ભાવના હું જાણું છું. પરંતુ મને મારી મર્યાદાનું પણ ભાન છે. તમે કોને કોને વિયેના મોકલશો?' બિચારા જમનાલાલજી ચૂપ થઈ ગયા.

☆

૧૯૩૮ની વાત છે. હરિપરામાં કોંગ્રેસ અધિવેશન હતું. હું પણ ત્યાં ગયો હતો. બાપુ પાસે જ ઉતર્યો હતો. કિશોરલાલભાઈને તાવ આવ્યો –૧૦૪ ડીગ્રી! અને બીજી બાજુ ગોમતી બહેનને પણ તાવ આવ્યો. હવે કોણ કોની સારવાર કરે! બંનેના સેવક અને ડૉક્ટર તો બાપુજી જ હતા. એ બંનેની સંભાળ રાખતા. બંનેના ખાટલા એક તંબૂમા હતા. બંને એકબીજાની સામે જોઈને હસતા હતા! મને લાગતું હતું કે બંને જવાની તૈયારી કરે છે. હરિપરાની હવા એટલી ખરાબ થઈ ગઈ હતી કે ત્યા ૧૦–૧૫ માણસો મરી ગયા હતા. સાબરમતી આશ્રમના પંડિત નારાયણ મોરેશ્વર ખરે પણ ત્યાં જ મૃત્યુ પામ્યા. બાપુને ડર લાગ્યો કે આ બે પણ કંઈ ચાલ્યાં ન જાય તો સારું. એટલા માટે બંનેને બારડોલી મોકલી આપ્યાં. સારાં થઈ ગયા પછી એક દિવસ મેં કિશોરલાલભાઈને પૂછ્યું: 'તમે માંદગીમાં પણ આટલું બધું શી રીતે હસી શકો છો?'

કિશોરલાલભાઈએ મને કહ્યું· 'જુઓ, જ્યાં ચામડાં કમાવવામાં આવે છે ત્યાં તમે જાવ તો કેવું લાગે છે? તમે નાક બંધ કરો છો ને? પરંતુ ચામડું કમાવનારને પૂછો. એ શું કહે છે? એ જ રીતે માંદગી પણ મારી ચિરસંગી છે, એક દિવસે એ માંદગી વધી ગઈ તો પણ શું? અને થોડી ઘટી તો યે શું?' આવી હતી એમની સહનશીલતા અને ધીરજની પરાકાષ્ઠા.

સાવલીમાં એક તહેવારે લોકો બકરાનો વધ કરતા ને વનભોજન કરતા. કિશોરલાલભાઈ પરના પત્રમા મેં એનો ઉલ્લેખ કર્યો ત્યારે એમણે જવાબમાં લખ્યું—

બકરાની હિંસાનો પ્રશ્ન આમ પણ જટિલ છે જ, પરંતુ કદાચ આપણી એ પ્રશ્નપ્રત્યે જોવાની દૃષ્ટિમાં પણ કંઈક દોષ હોવાનો સંભવ છે.

જે માંસાહારનથી કરતા પરંતુ દેવ દેવીઓને ભોગ ચઢાવવામાં માને છે અને કોઇ કામના સફળ થયે અમુક ભોગ આપવાની પ્રતિજ્ઞા કરે છે, તે માનો કે દેવ માટે મિષ્ટાન્ન લઈ આવે તો આપણે એને મના કરીશું? કેમ કે, આપણા વૈષ્ણવ મંદિરોમાં ભક્ત લોકો મોટા તહેવારો પર જાત-જાતના મેવા, મિઠાઈ, મિષ્ટાન્નના ભોગ બનાવી ઠાકોરજીની સામે ધરે છે. દેવ બકરા, ભેંસ આદિ નથી માગતા તો શું મિષ્ટાન્ન પણ માગે છે? હજારો લોકોને ખાવાને એક ટંકનું પણ અન્ન નથી મળતું ત્યારે મંદિરોમાં નૈવેદ્યના નામે કેટલો વ્યય થાય છે? બેમાં કોણ સારું કરે છે એ કહેવું મુશ્કેલ છે.

ખરી વાત તો એ છે કે જો દેવને કંઈક ભોગ

(અનુસંધાન ૮૪ પાને)

# ગોસેવા

બાપુજી

સેવાગ્રામમા ગોશાળા હતી ગોશાળાના વ્યવસ્થાપકે ગૌશાળા માટે નવી ગાયો ખરીદવા માટે બાપુને કહ્યુ ત્યારે બાપુએ કહ્યુ 'સમજો કે આ ગોશાળા, મકાન અને જમીન તમને દાનમા મળી છે અને એકે પૈસો તમારી પાસે નથી, તો તમે શુ કરશો? એ જ ને કે વધારે ખર્ચ કરવો હોય તો એમાથી કમાઈને કરો? બસ, તમારે નવી ગાયો ખરીદવી હોય તો વાછરડા વેચો, વાછરડી વેચો, દૂધના પૈસા ભેગા કરો અને જેટલી રકમ બચે એમાથી ગાયો ખરીદો આમ તો મારી પાસે પૈસા આવતા જ રહે છે, એમાથી ખર્ચ પણ કરી શકુ છુ પરતુ એ ઠીક નથી તમારી કુશળતા તો એમા છે કે પોતાના પગ પર ઊભા રહીને આગળ વધો મારો તમારા પર સપૂર્ણ વિશ્વાસ છે કે તમે એમાથી શુભ પરિણામ લાવશો એટલા માટે તો આ બધુ ચાલી રહ્યું છે'

સેવાગ્રામમા સમૂહ રસોડુ પણ હતુ આશ્રમની ગોશાળામાથી જરૂરિયાત જેટલુ દૂધ નહોતુ મળતુ એ બાબત બાપુને ફરિયાદ કરવામા આવી ગોશાળાના વ્યવસ્થાપકને એ અગે પૂછવામા આવતા એમણે ખુલાસો કરતા કહ્યું 'બાપુજી, હુ રસોડે વધારે દૂધ આપુ તો વાછરડાઓના પેટ પર કાપ મૂકાય છે અને એમ તો એ કમજોર બને અને ગોશાળા બગડે'

બાપુએ કહ્યુ 'રસોડાને દૂધ પૂરુ પાડવાની જવાબદારી તમારી નથી તમને યોગ્ય લાગે એટલુ દૂધ વાછરડાઓને પીવડાવ્યા પછી તમારી પાસે વધે તે રસોડે મોકલો તમારુ કામ દૂધ ઉત્પન્ન કરવાનુ નથી, સારી ઓલાદના જાનવર ઉછેરવાનુ છે

આશ્રમની ગોશાળાના ઢોરોના ચરાણ માટે જમીન ખરીદવામા આવી હતી તે જમીનમા ખજૂરીના ઝાડ ઘણા હતા તેથી જોઈતું ઘાસ ઊગતું ન હતુ એટલે ગોશાળાના વ્યવસ્થાપકે તે જમીન ઉપરની સખ્યાબધ ખજૂરી કપાવી નખાવી



આશ્રમમા તાડગોળ બનાવવાનો ઉદ્યોગ પણ ચાલતો હતો એના સચાલકે ખજૂરી કપાઈ તે વિશે ફરિયાદ કરી

બાપુએ ગોશાળાના વ્યવસ્થાપકને એ વિશે પૂછ્યુ ત્યારે એમણે ખુલાસો કર્યો 'ગોચર જમીન સાફ કરાવ્યા વિના એમા ઘાસ ઊગવાનો સભવ ઓછો છે હુ ઓછામા ઓછી ખજૂરીની ઊપજ કરતા ચાર ઘણી આવક ખેતીમાથી કરવાને તૈયાર છુ ખેતીમા સુધારો કરવાની જવાબદારી મારી હોવાથી ખજૂરી કપાવતી વખતે મે કોઈને તે સબધે પૂછવાની જરૂર ન જોઈ'

બાપુએ લખીને તે ભાઈને સમજાવ્યુ — 'મે મારા હાથે સકડો ખજૂરી કાપી છે અને આખની સામે કપાવી પણ છે એ વૃક્ષો હુ પાછા લાવી શકતો નથી તમારી દલીલ પ્રમાણે તો કોઈ પણ ઝાડ કાપી શકે છે હા, એ ઠીક છે કે તમને સારુ લાગ્યુ તે કર્યું મને દુખ તો થયુ કે કોઈ સાથે ચર્ચા કર્યા વિના આટલા બધા વૃક્ષો કપાવી નાખ્યા ખજૂરી ગરીબોનુ વૃક્ષ છે એનો ઉપયોગ તમને શુ બતાવુ? જો બધી ખજૂરી કપાઈ જાય તો સેવાગ્રામનુ જીવન જ બદલાઈ જાય ખજૂરી આપણા જીવન સાથે ઓતપ્રોત છે ઘાસ આદિ બીજી જમીનમા ઉગાડી શકાય પરતુ જે થયુ એનુ દુખ ભૂલી જવાનુ છે એમાથી જે બોધ મળ્યો તે લો તો સારુ છે હુ તો વખત કાઢી શકતો નથી તાડગોળ વિભાગના સચાલકને મળો, બીજાને શીખવો ખજૂરીના ઉપયોગનો હિસાબ કરો'

—બાપુના આશીર્વાદ

૧-૨-'૪૨ને રોજ સેવાગ્રામમાં ગોપાલન નિષ્ણાતોની એક સભા થઈ. તેમા પ્રવચન કરતાં બાપુએ કહ્યું—

આજકાલ જે રીતે ગોસેવાનું કામ ચાલી રહ્યું છે, બીજી સંસ્થાઓ જે કંઈ કરી રહી છે એમાં અને ગોસેવાના કામમાં ઘણું અંતર છે. એ કામ લોકોની સામે આવતું નથી. જમનાલાલજી એમાં પડશે એટલે એ કામ લોકો સામે તરી આવશે. ગોરક્ષાનો દાવો કરનારાઓમા ગોશાળા અને ગોવંશની હાલતનું જ્ઞાન નથી પોતાને પરંપરાથી ગોભક્ત માનનારા લોકો એક બાજુ ગોસેવાના નામે પૈસા આપે છે અને બીજી બાજુ વ્યાપારમાં બળદ સાથે નિર્દયતા કરે છે. હું કોઈની ટીકા કરતો નથી. ફક્ત એટલુ બતાવવા માગું છું કે આપણામા મૂળ ઉપાય બાબતમા અજ્ઞાન ભર્યું છે. આ વસ્તુ મે પાજરાપોળોમા જોઈ. ત્યા પણ વિવેક, મર્યાદા અને જ્ઞાનની ઓછપ જોઈ.

મુસલમાનો પાસે ગોહત્યા માટે એમનો વિરોધ કરવામા આવે અને ગાયો બચાવવામાં માણસોના ખૂન સુદ્ધા થઈ જાય છે. પરંતુ હું વારવાર કહુ છું કે મુસલમાનો સાથે લડવાથી ગાયો નહીં બચી શકે. એમ તો ઓર પણ વધારે ગાયો મારવામા આવશે.

મૂળ દોષ હિન્દુઓનો છે. ઘીનો બધો વેપાર હિન્દુઓના હાથમા છે. પરંતુ શું ઘી દૂધ શુદ્ધ મળે છે? દૂધમા બનાવટ કરવામા આવે છે, અને જે પાણી મેળવવામા આવે છે તે પણ ચોખ્ખું નથી હોતું. ફૂકાની ક્રિયાથી પણ દૂધ કાઢવામા આવે છે. બજારમા જે ઘી વેચાય છે તેને એક રીતે ઝેર કહીએ તો ખોટું નથી. ન્યુઝીલેન્ડ, ઓસ્ટ્રેલિયા અથવા ડેન્માર્કથી વિશ્વાસપાત્ર રૂપમા ગાયનું શુદ્ધ માખણ મળી શકે છે. પરતુ હિન્દુસ્તાનમા જે ઘી મળે છે એની શુદ્ધતાની કોઈ ગેરંટી નથી

મને એ જોઈને આશ્ચર્ય થાય છે કે આપણે ભેંસના ઘી દૂધનો કેટલો પક્ષપાત કરીએ છીએ. અમલમા આપણે નજીકનો સ્વાર્થ જોઈએ છીએ, દૂરનો લાભ નથી જોતા. નહીં તો દેખીતું છે કે છેવટે તો ગાય જ વધારે ઉપયોગી છે. ગાયના ઘી, દૂધ અને માખણમાં એક ખાસ તરેહનો પીળો રંગ હોય છે, જેમાં ભેંસના માખણ કરતાં કંઈએ વધારે 'કેરોટીન' એટલે કે 'એ' વિટામીન હોય છે. એમા એક ખાસ તરેહનો સ્વાદ પણ છે. મને મળવા આવનારા વિદેશીઓ સેવાગ્રામમાં, ગાયનું શુદ્ધ દૂધ પીને લટ્ટુ થઈ જાય છે. અને યુરોપમા તો ભેંસના ઘી માખણમાં કોઈ જાણતુ નથી. હિન્દુસ્તાન જ એવો દેશ છે જ્યા ભેંસના ઘી દૂધ ખાવા પસંદ કરવામા આવે છે. એનાથી ગાયની બરબાદી થઈ છે અને એટલા માટે હું કહું છું કે આપણે ફક્ત ગાય પર જ ભાર ન મૂકીએ તો એ બચી નહીં શકે. એ ભારે દુઃખની વાત છે કે બધી ગાય ભેંસો મળીને પણ ચાળીસ કરોડ પ્રજાજનોને દૂધ પૂરું પાડી શકતી નથી. આપણને એવો વિશ્વાસ હોવો જોઈએ કે ગાયનું મહત્વ એટલા માટે છે કે એ જ જોઈતું દૂધ, ખેતી અને ભાર વહન કરનારા ઢોર પૂરા પાડવાની છે. એ મર્યા પછી યે કીમતી છે—જો એનુ ચામડું, હાડકા, માસ અને આતરડાઓનો પણ ઉપયોગ કરવામા આવે.

પાજરાપોળોનો પ્રશ્ન કઠણ છે. દેશભરમા એની સખ્યા સારી છે. કદાચ દરેક મોટા કસ્બામા એક એક ધર્માદા ગોશાળા હશે. એ સસ્થાઓ પાસે રૂપિયા પણ ઘણા પડ્યા છે. પરંતુ મોટા ભાગની સસ્થાઓની વ્યવસ્થા બગડેલી છે. એમનુ અસલી કામ લૂલા, ઘરડા અને નકામા ગાય બળદોનું પાલન કરવાનુ છે. એ સસ્થાઓનું કામ દૂધનો ધધો કરવાનુ નથી. હા, એ ઇચ્છે તો એક અલગ દુગ્ધાલય અથવા ગોશાળા વિભાગ રાખી શકે છે. પરંતુ એનો મુખ્ય ધર્મ એ જ છે કે ઘરડા, અપંગ ઢોરોનુ પાલન કરે અને ચર્માલય માટે કાચો માલ મોકલે. દરેક પાજરાપોળની સાથે એકેક સુસજ્જિત ચર્માલય હોવું જોઈએ. પાંજરાપોળે ઉત્તમ આખલા પણ રાખવા જોઈએ, જે લોકોને કામ આવી શકે. ખેતી અને ગોશાળાના શિક્ષણનો પ્રબધ પણ એમા હોવો જોઈએ.

આજે તો ગાય મૃત્યુને કિનારે ઊભી છે. મને વિશ્વાસ નથી કે આખરે આપણા પ્રયત્નો એને બચાવી શકશે. પરંતુ જો એ નાશ પામી તો એની સાથે આપણે એટલે કે આપણી સભ્યતા પણ નાશ પામશે. મારા કહેવાની મતલબ અહિંસાપ્રધાન સમાજ ને ગ્રામ સંસ્કૃતિ સાથે છે. આપણું જીવન આપણા ઢોરો સાથે છે. આપણા મોટાભાગના ગામડાંઓ ગાયની સાથે જ રહે છે અને કાયમ એક જ ઘરમાં રાત ગાળે છે. બંને સાથે જ જીવે છે અને સાથે જ ભૂખે મરે છે. પરંતુ આપણી કામ કરવાની રીત સુધરે તો બંને બચી શકે.

આપણી સામે આજે ઉકેલ માગતો પ્રશ્ન તો આપણી ભૂખ અને દરિદ્રતાનો છે. આપણા ઋષિઓએ આપણને રામબાણ ઉપાય બતાવ્યો છે. તેઓ કહે છે—'ગાયની રક્ષા કરો, સૌની રક્ષા થઈ જશે.' ઋષિ જ્ઞાનની કૂંચી બતાવી ગયા છે. એને આપણે વિકસાવવી જોઈએ, ખોઈ નાખવી ન જોઈએ. [બાપુકી છાયામેં 'માંથી]

*

જ્યારે પંજાબની ગોશાળાઓનો અનુભવ લેતો હું લાહોરથી મોન્ટગોમરી પહોંચ્યો ત્યારે ત્યાંના કેટલાક મુસલમાન ભાઈઓએ એમના ફાર્મ જોવાનો આગ્રહ કર્યો. હું ત્યાં ગયો અને બધા ભાઈને મળ્યો. એમને મળતાં હું કોઈ દેવને મળતો હોઉં એવો અનુભવ થયો. જ્યારે એમને જાણ થઈ કે હું બાપુ પાસેથી આવું છું ત્યારે તો એ ગદ્ગદ થઈ ગયા. મને કહે, 'જુઓ ભાઈ, બાપુજી ... એક નાનો છું. એમને માટે મારા દિલમાં ઘણી ઇજ્જત છે. એ તો ખુદાના બંદા છે અને મુલકની બહુ સેવા કરે છે. હું તો નાનો માણસ છું અને ગોસેવાનું કામ લઈને બેઠો છું, તે પણ મારા સ્વાર્થને કારણે. હું તો એક ગરીબ ખેડૂત હતો. પંજાબ સરકારે ઉત્તમ ઓલાદના સાંઢ તૈયાર કરવાની યોજના કરી અને ત્રીસ વર્ષના પટે જમીન આપવાની જાહેરાત કરી. એટલે હું આમાં પડ્યો. મારા ચાર છોકરા છે. કોઈને અંગ્રેજી શિક્ષણ આપ્યું નથી. થોડું કામચલાઉ શિક્ષણ આપીને ખેતી-ગોપાલનમાં કામે લગાડી દીધા. એક દૂઝણી ગાયો અને દૂધની વ્યવસ્થા કરે છે, બીજો દૂધ પીતાં નાનાં વાછરડાંઓની સંભાળ રાખે છે. ત્રીજા પર ખેતી અને બીજા વાડાની જવાબદારી છે. ચોથો સૂકું ઘાસ અને સાનીની વ્યવસ્થા કરે છે. અલ્લાહ ને ગાયની મહેરબાનીથી બધું સારું છે. એક ગાય મારા ફાર્મ પર ૨૩ વર્ષ જીવી અને એણે ૧૭ બચ્ચાં આપ્યાં. મરતાં પહેલાં ડૉક્ટરે કહ્યું કે એને ગોળીથી ઠાર કરી દેવી જોઈએ. મેં કહ્યું કે મને પણ ઠાર કરવો જોઈએ, હું ય શું કામનો છું? એ ગાય મારી ભૂલથી જ મરી. મેં એને મનફાવે ચરવાની છૂટ આપી હતી. એક દિવસ એ ચણાના કોઠારમાં ઘૂસી ગઈ અને એટલા ચણા ખાધા કે પેટ ફૂલી ગયું. પરિણામે મરી ગઈ. મને એ વાતનો ઘણો અફસોસ છે.'

અબ્દુલ્લાની સફેદ લાંબી દાઢી, એમનો હસતો ચહેરો અને ગોસેવાની ભાવનાથી ઓતપ્રોત એમનું મન જોઈને મને ઘણો આનંદ થયો. એમનાં બધાં જાનવરો તંદુરસ્ત હતાં. ફાર્મ પર પૂરો સામ્યવાદ હતો. કામ કરનારાઓને અમુક પ્રમાણમાં અનાજ, કપાસ, રોજનું અડધો શેર દૂધ તથા થોડા પૈસા આપવાનો પ્રબંધ હતો. ત્યાં મજૂર માલિકનો ભેદ નહિવત્ હતો. ત્યારે એમની પાસે ૬૦૦ જાનવર હતાં. એમના છોકરા કહેવા લાગ્યા, 'અબ્બાજાન જ્યારે ગોશાળામાં આવે છે ત્યારે સૌ પ્રથમ નબળાં ઢોરોને જુએ છે. કોઈ ઢોર નબળું દેખાય તો અમારી સાથે હાથમાં લાકડી લઈને જ વાત કરે છે.' કહે, "આ તો મૂંગાં પ્રાણી છે, એમને તકલીફ દઈશું તો ખુદાના ગુનેગાર થઈશું." જુઓ, આ ઘોડી આંધળી જ જન્મી છે. એને નવ વર્ષથી પાળી રાખીને પોષીએ છીએ. સૌ પ્રથમ અબ્બાજાન એની પાસે જાય છે. એ નબળી પડી તો અમારી ખેર નથી.'

મને જાણ થઈ કે ખાસાકેમે સ્ટેશન પાસે એક ધર્મશાળા હિન્દુ-મુસલમાન સૌને માટે બંધાવી છે. ત્યાં મુસાફરોની સરસ સેવા થાય છે. ઇસ્લામના આદેશ અનુસાર આવકનો દસમો ભાગ એવા પુણ્યકાર્યમાં ખર્ચે છે. ઘણા હિંદુઓનો એવો ખોટો મત છે કે ગાયની સેવા તો હિન્દુઓ જ કરી શકે છે. પણ ઘણા એવા મુસલમાનો પણ છે જે હિન્દુઓ કરતાં ગાયની સારી સેવા કરે છે. હું મારા અનુભવથી કહું છું કે આખા પંજાબમાં હિન્દુઓ ને શીખોની વ્યવસ્થા, સેવા કરતાં ઘણી સારી વ્યવસ્થા, સેવા મેં મુસલમાનોને ત્યાં જોઈ. —બલવંતસિંહ

# ઈશ્વર શું છે?

**—પૂ. નાથજી**

બાપુના એક અંતેવાસી શ્રી બલવંતસિંહે 'બાપુકી છાયામેં' નામના પુસ્તકમાં બાપુ અને અન્ય અંતેવાસીઓ સાથેનાં સંસ્મરણો આલેખ્યાં છે. પૂ. નાથજી શ્રી કિશોરલાલભાઈને મળવા આશ્રમમાં જતા ત્યારે તેમની સાથે લેખકને પણ પ્રેમમય સંબંધ બંધાયો. લેખકના કેટલાક પ્રશ્નોના જવાબમાં પૂ. નાથજીએ કહેલાં વચનો ખૂબ જ ચિંતનીય હોઈ અહીં અનુવાદ કરી ઉતાર્યાં છે.

ઈશ્વર કોઈ એવી શક્તિ નથી, જેને જાણીને મનુષ્ય પૂર્ણ થઈ જતો હોય. પરંતુ એ એક પ્રકારનું જ્ઞાન છે. ઈશ્વરની સાથે તદ્રૂપ થઈ જવાની કલ્પનાથી માનવસમાજનું કલ્યાણ થાય છે એવું પણ નથી. જે લોકો ઈશ્વરને સર્વશક્તિમાન તથા સર્વવ્યાપી તો માને છે પરંતુ પાપ કરવાનું નથી ચૂકતાં એવાં લોકોનું કલ્યાણ થઈ શકશે? ઈશ્વરની કલ્પના અને એની પ્રાપ્તિના નામે ઘણો દંભ અને સ્વાર્થ ચાલે છે. ઈશ્વર જગતને ચલાવનારું પરમ તત્ત્વ છે. એની પ્રાપ્તિની અને એમાં તદ્રૂપ થવાની જરૂર શી છે? ઈશ્વરમાં મળીને જન્મ-મરણથી મુક્ત થઈ જવું, એના સ્વરૂપ ચિંતનમાં મગ્ન રહેવું–એ બંનેનો આધાર કેવળ કલ્પના પર છે. જે વસ્તુ અથવા તત્ત્વ પ્રત્યક્ષ અનુભવ અથવા જ્ઞાનમા ન આવી શકે એની કલ્પના કરવી, એને માટે શક્તિનો નકામો વ્યય કરવા જેવું છે. જે જ્ઞાન પુસ્તકોમાં ઈશ્વરનું પ્રતિપાદન કરે છે તે કલ્પનાથી લખવામાં આવેલુ છે. ઈશ્વર એ તત્ત્વ છે જેનાથી જગતને ચેતના મળે છે. એનો ભલા-બુરા સાથે કોઈ સંબંધ નથી. જગતનું કાર્ય વ્યવસ્થિત ચાલે એવા પ્રકારનું આપણું જીવન હોવું જોઈએ. જગતનું કાર્ય ત્યારે જ વ્યવસ્થિત ચાલી શકે છે જ્યારે પ્રત્યેક મનુષ્ય પોતપોતાનું કામ સારી રીતે કરતો રહે. કામ, ક્રોધ, મોહ, લોભ, દ્વેષ આદિ–જે મનુષ્યનો પ્રકૃતિ ધર્મ છે–મર્યાદામાં રહે. એ સમૂળાં નાશ પામવાં અશક્ય છે. એમાં શુદ્ધિ લાવવાનો પ્રયાસ કરવો જોઈએ ને એને સાત્ત્વિક બનાવવાનો પ્રયત્ન પણ કરવો જોઈએ. જેમ કે, ક્રોધ બીજાના રક્ષણ માટે કરાય તો તે સાત્ત્વિક થયો. કોઈ પણ ગુણ જ્યારે કેવળ સ્વાર્થને માટે હોય છે અથવા મર્યાદાથી વધારે હોય છે ત્યારે હાનિ પહોંચાડે છે. વસ્તુનું મૂલ્ય એના ઉપયોગમાં છે. જે અન્નજળથી શરીર પુષ્ટ થાય છે એના અમર્યાદિત સેવનથી મૃત્યુ સુદ્ધાં થાય છે. વિવેકથી કામ લેવું જોઈએ. પોતાને માટે ઓછામાં ઓછું કષ્ટ વેઠો અને બીજાને આપવું પડે તો ઓછામાં ઓછું કષ્ટ આપો. બીજાંઓ માટે વધારેમાં વધારે પરિશ્રમ કરો. પ્રેમનું વ્રત હમેશાં વધારતા રહો કોઈ સાથે થયેલ પ્રેમને ઓછો ન થવા દો, એને વધારતા જ રહો. જેમ આપણે પોતાના શરીરની ચિંતા રાખીએ છીએ તેમ જ કુટુમ્બની, ગામની, દેશની, માનવ જાતિની, પ્રાણી માત્રની, જડ-ચેતન સંપૂર્ણ જગતની યથાર્થ ચિંતા કરવી, એની સાથે મેળ સાધવો તથા એનું રક્ષણ કરવાનું આપણે શીખી જઈએ તો આજે જગતમાં અવ્યવસ્થાને કારણે જે દુઃખ વ્યાપેલાં છે તે ટળી જાય. દિવસમાં એક વાર કે બે વાર નહીં પરંતુ પ્રતિ ક્ષણ ઈશ્વરને સામે રાખીને વિચારપૂર્વક વર્તાવ કરવો જોઈએ. જો કોઈ ભૂલ થઈ જાય તો તરત સ્વીકારી લેવી જોઈએ. અને એવો પ્રયત્ન કરવો જોઈએ કે જેથી કદી એવી ભૂલ ન થવા પામે જેને માટે પાછળથી પશ્ચાત્તાપ થાય. આજીવિકાનુ સાધન શુદ્ધ, સ્વાશ્રયી અને જગતને માટે કલ્યાણકારી હોય. આપણે પોતાના ઉદ્યોગ દ્વારા જે ઉત્પન્ન કરીએ એનાથી જગતનું પોષણ અને શ્રેય થવું જોઈએ. જેમ અન્ન, વસ્ત્ર, ગોપાલન ઇત્યાદી. કોઈ પ્રકારના માદક દ્રવ્ય, જેવાં કે તમાકુ, અફીણ, શરાબ ઇત્યાદિ ઉત્પન્ન ન કરીએ.

જેમ જેમ સદ્ગુણોની વૃદ્ધિ થશે, તેમ તેમ દુર્ગુણ મટતા જશે. એટલા માટે સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્વાદ, અપરિગ્રહ, પ્રમાણિકતા, દયા, કરુણા, મૈત્રી, સરળતા આદિ સાત્ત્વિક ગુણોની

વૃદ્ધિ કરવી જોઈએ

પોતાના કાર્યથી જે સંતોષ મળે એજ સાચુ સુખ છે એની તુલનામા આત્માનંદ, પરમાનંદ વગેરે બધી કોરી કલ્પનાઓ છે પોતાનામા આકર્ષણ શક્તિ પેદા કરવાની જરૂર છે

સમાજના સંઘર્ષમા રહીને પોતાની મનોવૃત્તિઓ અંકુશમા રહે ત્યારે જાણવુ કે આપણો થોડો વિકાસ થયો છે એકાંતમા શાંત રહેવુ એ કોઈ પુરુષાર્થ નથી પરંતુ સમાજમા, મર્યાદાઓમા રહેવુ જોઈએ જે કામ કરવાનુ માથે લઈએ તે સારી રીતે પાર પાડવુ જોઈએ

બીજાની વાતનો સારો અર્થ લેવો જોઈએ નાની વાત પર નારાજ થઈ ને કોઈ તરફથી મળનારા લાભથી વંચિત રહેવુ એ ભૂલ છે ગેરસમજ થઈ હોય તો વાત કરી એને દૂર કરી દેવી જોઈએ

સવાર સાંજ સ્વસ્થચિત્તે બેસીને જે તત્ત્વ તરફથી આ અણુને ચેતના મળે છે તે ઈશ્વર તત્ત્વનો વિચાર કરવો જોઈએ એ જ તત્ત્વ તરફથી મને શક્તિ મળે, મારી બુદ્ધિ વધે, મારા કુસંસ્કારોનો નાશ થાય, એવા શુભ સંકલ્પો કરવા જોઈએ. પોતાની મનોવૃત્તિઓનુ નિરીક્ષણ કરવુ જોઈએ અને જે કંઈ નબળાઈ ધ્યાનમા આવે તેને દૂર કરવાનો નિશ્ચય કરવો જોઈએ આ પ્રકારની પ્રાર્થનાની પરમ આવશ્યકતા છે

સન્ ૧૯૦૨ મા એક પ્રકારની નિરાશા છવાઈ હતી ત્યારે મારા મનમા એવો વિચાર આવ્યો કે એવી શક્તિ પ્રાપ્ત કરવી જોઈએ કે જેનાથી દેશનુ કલ્યાણ થાય માનવ સમાજ સુખી અને વ્યવસ્થિત થાય એ ઉદ્દેશથી ઘર છોડીને હુ સાધના કરવા લાગ્યો હિમાલયમા તથા બીજા સ્થાનોમા કંઈક ધ્યાન ધારણા તથા વેદાંતનો અભ્યાસ કર્યો પરંતુ એનાથી કંઈ વિશેષ લાભ ન થયો કેટલાય સાધુઓની પાસે અભ્યાસ કર્યો પછી જ્યારે પ્રાપ્ત કરેલા જ્ઞાન તથા અભ્યાસના પાયા પર સ્વતંત્ર વિચાર કરવો શરૂ કર્યો ત્યારે મને સમાધાન થયુ હુ જે કંઈ સમજ્યો તેનો બીજાઓ સાથે વિચાર કર્યો લોકોને મારો વિચાર પસંદ પડ્યો હવે જે લોકો સાથે સંબંધ બંધાયો છે એમના આધ્યાત્મિક સમાધાન તથા સામાજિક કાર્યને માટે આમ તેમ જાઉં છુ કોઈ ખાસ પ્રકારનો ઉદ્દેશ નથી

☆

'પ્યારા બાપુ'ના ગયા અંકમા 'વિપિકા'ના એક કાવ્ય 'ભેટ' વિશે વાચકોએ વાચ્યુ જ હશે એના નિરૂપણમા કાકાસાહેબે બાયબલની એક કથા ટાંકી હતી એવો જ એક પ્રસંગ બાપુના જીવનમા પણ બની ગયો છે તે જોઈએ—

આ પ્રસંગ મગનવાડીનો છે બાપુના જ્યેષ્ઠ પુત્ર હરિલાલ ગાંધી બાપુ સાથે રહેવા આવ્યા. એમને બાપુ સાથે મતભેદ હતો એ તો જાણીતુ જ છે બાપુએ આશ્રમમા રહેતા એક ભાઈના ઓરડામા એમને રાખ્યા હરિલાલભાઈને એ આખો ઓરડો પોતાના ઉપયોગ માટે જોઈતો હતો તે પેલા ભાઈને ન રુચ્યુ એમને તો એ ઓરડામા પોતાને જ રહેવુ હતુ ત્યા વળી બીજાને સમાવ્યા તો પછી તે ઓરડો જ છોડવાનુ કેમ ગમે? બંનેના મન ઊંચા થયા બાપુને એની જાણ થઈ પેલા ભાઈને બોલાવીને પૂછ્યુ : તમારે ને હરિલાલ વચ્ચે શો ઝઘડો છે?"

પેલા ભાઈએ ખુલાસો કર્યો

બાપુએ તેમને કહ્યુ 'તમે હરિલાલને ઓરડો સોંપી દો તમે મને છોડીને ભાગી જવાના નથી; કેમ કે તમે તો ઝાડ નીચે પણ સૂઈ શકો એવા છો જ્યારે હરિલાલના દિલમા રામ વસ્યા છે ત્યારે નાની નાની બાબતો માટે એને અકળાવવો ઠીક નથી એ અહીં ટકી જાય તો ઘણુ સારુ કહેવાય સૌથી વધારે સંતોષ બાને થશે બાની મોટી ફરિયાદ છે કે હુ એના પર ધ્યાન આપતો નથી પરંતુ હુ તો સારી રીતે જ ધ્યાન આપી શકુ મારા મનમા મારા પરાયાનો ભેદ નથી જે મારે રસ્તે ચાલે છે તે મારો છે બીજા રસ્તે ચાલનારનો હુ દ્વેષ નહીં કરુ તે સાથે એને મદદ પણ નહીં કરુ એટલા માટે હુ તમારી પાસેથી ત્યાગની આશા રાખુ છુ, હરિલાલ પાસેથી નહીં'

પેલા ભાઈ બાપુનુ કહેવાનુ તાત્પર્ય સમજી ગયા અને ખરેખર ઝાડની નીચે સૂવા લાગ્યા

આ પ્રસંગની સાથે રવીન્દ્રનાથનું 'ભેટ' કાવ્ય અને બાયબલની કથા વિચારો—કેટલુ બધુ સામ્ય છે! ખરેખર, મહાન પુરુષો એક જ પ્રશ્ન પર ઘણી વાર એકસરખુ વિચારતા હોય છે! —સં.

# ચાંદરણાં

અનિલ

ડુંગર વચ્ચે રહીને સૂર્યોદય ને સૂર્યાસ્તનો આનંદ ન માણી શકાય.

•

ડુંગર વચ્ચે રહેનારની ધરતી નાની છે ને આકાશ પણ નાનું જ છે.

•

ડુંગર પર ચઢનારો ઉપર ચઢીને જુએ છે તો ધરતી તરફ!

•

લક્કડખોદને વનની શાંતિ વ્યાકુળ કરતી નથી.

•

લાંબામાં લાંબું મેદાન પણ આપણી દૃષ્ટિ જેટલું ટૂંકું છે.

•

ટૂંકામા ટૂંકી દૃષ્ટિ પણ આકાશ સુધી તો જઈ શકે છે.

•

લાંબા મેદાનની છેડેનો ઢોળાવ માનવદૃષ્ટિએ આકાશ બની જાય છે.

•

મેદાનમાં રહેનારો ધીમે સાદે બોલે તો સાંભળે કોણ?

•

તુચ્છ ગણાતું ઘાસ, આકાશ સિવાય કોઈની છાયામા ઊગતું—ઉછરતું નથી.

•

મનનાં દ્વાર વાસી દઈને હૃદય તોફાન મચાવે છે।

•

બીજનો ચંદ્ર તો અંધારિયાની તેરસે પણ ઊલટી દિશામાં જોઈ શકાય છે.

•

ધરતી ધૂળ થયા વિના પોતાનું સ્થાન બદલી શકતી નથી.

•

ધરતીને છોડી ગયેલું પાણી વધારે સ્વચ્છ થઈને ફરી ધરતી પર આવે છે—હું આવો પુનર્જન્મ માગું છું.

•

પેટ ભરીને શીતલ પાણી પીધા પછી ગાયે પોતાની ડોક ઊંચી કરી ને તેના મોઢામાંથી ટીપાં રૂપે તેનો આનંદ ટપકી રહ્યો.

•

જેનું જીવન સીધી લીટી જેવું છે તે પોતાના બન્ને છેડા સહેલાઈથી જોઈ શકે છે.

વર્ષાઋતુનાં વાદળાં ભાત વિનાનાં ન હોય.

•

માણસે જીવનના ઢેંકવાથી કાળાબ્ધિનું પાણી ઊલેચવું રહ્યું.

•

પ્રવાસીએ લાંબે જવું હોય તો તેને સાથે લીધેલ ભાતાનો ભાર ન લાગવો જોઈએ.

•

બાવળને એના કાંટા દ્વારા નહીં ઓળખો તો પાછળથી તમારે ફરિયાદ કરવાની રહેશે.

•

કેટલાક પક્ષીઓ વૃક્ષના ચોક્કસ સ્થાને બેસવા માટે ઊંધી દિશામાં પહેલાં ગોથું ખાય છે; એક જ પગલે ચોક્કસ સ્થાન પર તમારે પહોંચવું હશે તો તમારે થોડું પાછલી દિશામાં હટવું રહ્યું.

•

કાર્ય કરવા માટે નહીં; કશું નહીં કરવા માટે કારણો આપવાં પડે છે

•

શાંત ને સ્વચ્છ સરોવર આકાશને કહે છે, 'જો હું તારાથી ખાસ ભિન્ન નથી!'

•

સાગરની સપાટી જ તોફાની છે, નીચે તો પરમ શાંતિ જ છે।

•

સાગરનાં પ્રચંડ મોજાં વારંવાર ખડક સાથે વહાલ કરે છે; એમનું એ વહાલ જ ખડકને નામશેષ કરે છે.

•

કોઈ માણસને તમે એના ગુણો માટે ચાહતા હો તો એની નબળાઈઓ સહિત જ એનો સ્વીકાર કરો.

•

જિંદગી એટલે જોડામાં કાંકરો નાખીને ચાલવું.

•

ખાલી વહાણને સઢ ચઢાવશો તો એ પવન સામે ટકી નહીં શકે, એમાં પથ્થરનો ભાર કરો.

•

નીરવ રાત્રે, સૂની સડક પર ચાલ્યા જતા એકાકી ઘોડાના ડાબલાનો લયબદ્ધ ધ્વનિ ગમતો હોય તો તમારી નિવૃત્તિની શાંતિને એવા જ કોઈ માર્દવના રવથી ધ્વનિત કરો.

• મને જે પીડી રહ્યો છે એ શું બહાર નીકળી જવા મથતો મારો આત્મા છે, કે અંદર આવવા માટે મારા મનના દ્વાર ઠોકતો દુનિયાનો આત્મા છે?

• તમારે કોઈ કાર્ય કરવાનું હો કે ન હો, પણ જ્યારે તમારે કહેવું પડે કે 'ચાલો, આપણે કાંઈક કરીએ' ત્યારે તોફાન મસ્તીની શરૂઆત થઈ જાય છે!

• દૂરના પહાડો પાછળ છુપાઈ રહેતા વાદળા સરિતાને પાણીથી ભરી દે છે

• રાત્રિની નીરવતામા પોતાની સ્મૃતિઓનો પદરવ સાભળતા માર્ગ જેવો જ હું છું

• ભમરો વિચારે છે કે, એની પાડોશમા વસતી મધમાખીઓનો મધપુડો બહુ જ નાનો છે

અને મધમાખીઓ, એથી યે નાનો મધપુડો બનાવવાનુ એને આહ્વાહન કરે છે

• છૂપી રીતે હું એની ભીખ માગુ છુ તેથી પ્રશસા મને શરમાવી રહી છે

• મારે કશુ કરવાનુ ન હોય ત્યારની મારી નિષ્ક્રિયતાને એની ચારના ઊંડાણમા જપીને ઠરવા દો—સધ્યા સમેના, સમુદ્રતટના શાત જળની જેમ

• કુમારિકા! સરોવરની નીલિમાની જેમ તારી સાદાઈ તારા સત્યની ગહનતાની સૂચક છે

• 'ઉત્તમ' એકલુ આવતુ નથી

બધાની સાથે જ એ આવે છે

• મનુષ્ય તરફથી નાગાહ રૂપે પોતાના જ ફૂલો પાછા મેળવવાની પ્રભુ અપેક્ષા રાખે છે

• પોતાના નામોની પૃચ્છા કર્યા કરીને મારા ઉદાસ વિચારો મને પીડવે છે!

• ફળની સેવા કીમતી છે, પુષ્પની સેવા મધુર છે, પરતુ મારી સેવાને તો વિનમ્ર ભક્તિની છાયામા થતી પર્ણોની સેવા જેવી જ થવા દો!

• ધરતી જેના પ્રેમનો સ્વીકાર કરતી નથી એવા કોઈક દેવના વેદનાપૂર્ણ કલ્પાત જેવુ જ આ તોફાન છે!

• જીવનની ગતિનો આરામ એના પોતાના સગીતમા જ છે

• જમીન પર લાત મારીને તમે કેવળ ધૂળ ઉરાડી શકો, ધાન્ય ઉગાડી શકો નહિ

• સત્યનુ ઝરણુ પોતાની ભૂલોની શાખાઓ વાટે વહે છે!

• કાળાબ્ધિની પેલે પારની એક મધુરી ઘડી માણવા સારુ આજે મારુ મન ઘરઘેલુ બની ગયુ છે

• પશુ જેવુ જીવન જીવનાર માણસ પશુથી યે બદતર છે

• પ્રકાશના ચુબનો પામીને કાળા વાદળા સ્વર્ગના ફૂલો બની જાય છે

• તલવારના પાનાએ એના બુઠ્ઠા હાથાની મશ્કરી કરવી જોઈએ નહિ

• જેના ઉપર વાયુ અને વારિ ઉભયની કૃપા દૃષ્ટિ હોય એવી નૌકાની જેમ, હે મારા મન, દુનિયાની પ્રવૃત્તિમાથી જ તારુ સૌન્દર્ય શોધી કાઢ



• તારી ઇચ્છા હોય ત્યારે દીપ ઓલવી નાખજે તારા અધકારને પણ હું પિછાણી લઈશ, અને તને ચાહીશ

• હુ મૃત્યુ પામુ ત્યારે હે દુનિયા, મારે માટે તારા મૌનમા એ શબ્દો રહેવા દેજે કે, 'મે પ્રેમ કર્યો છે'

(અનુ॰ અજીમ વાલોડી)

# સૌન્દર્ય ને ઉપયોગિતા

—રતિલાલ-અનિલ

રાજકોટની દિશામાં બસ દોડયે જતી હતી.

બંને બાજુ ખેતરોની હારમાળા ને પાછળથી ડોકિયું કરતો ગિરનાર દૃષ્ટિને આકર્ષતાં હતાં.

હથેળી જેવાં ચોખ્ખાં ને સમથળ ખેતરો રળિયામણાં લાગતાં હતાં.

એવા એક ખેતરમાં હરણબાળોનું એક ટોળું ખેતરમાં આમથી તેમ દોડતું દેખાયું અને બધા ઉતારુઓઓનું ધ્યાન તે તરફ ગયું. સૌ કોઈ એ ગભરુ હરણાંઓને પ્રસન્નચિત્તે નીરખી રહ્યાં.

હરણાં ગભરુ, સોહામણા, ચંચળ અને બીકણ પણ ખરાં. ડુંગરને માથેથી પડતા આમથી તેમ અનેક વળાંકો લેતા ઝરણાં ક્યાંનાં ક્યાં વળી જાય તેમ દોડતાં હરણા પણ સીધી દિશામાં ભાગ્યે જ દોડે છે, ઘડીમા આમ તો ઘડીમાં તેમ.

બાલસૂર્યના કુમળા સોનેરી તડકામાં હરણબાળોનો સોહામણો વર્ણ ઓર દીપતો હતો.

જે ખેતરમાં એ દોડતાં હતાં તે ખેડીને સાફ કરેલુ હતું. પણ તે જ ખેતરની પાસેના ખેતરમાં વાડી હતી અને મોસમી પાક ઊભો હતો.

ઉતારુઓમાંના એકે કહ્યું: 'આ હરણાં પાકને ઘણું નુકસાન કરતાં હશે.'

ક્ષણભર દૃષ્ટિને આકર્ષી ગયેલાં હરણબાળોનો બીજી દૃષ્ટિએ વિચાર થવા લાગ્યો.

આજના યુગની એ જ તો મર્યાદા છે કે લગભગ દરેક પ્રશ્નને આજે આર્થિક દૃષ્ટિએ વિચારવો પડે છે.

એ ખરું કે હરણાં ઉદરતૃપ્તિ માટે પાકમાં થોડોઘણો બગાડ કરતાં હશે અને ખેડૂતને ચિંતા કરાવતાં હશે, પણ એટલા માટે આપણે એ રૂપાળાં હરણાનો નાશ ઇચ્છીશું ખરા?

હા પાડશું તો યે કચવાતે મને, ના છૂટકે.

માણસને અન્ન વિના ચાલતું નથી એ સાચું. પણ માણસને માત્ર અન્નથી સંતોષ થાય છે ખરો? નથી થતો. થતો હોય તો આ જગતમાં માત્ર ખેતરો, ગૂફાઓ અને રસોડાં જ હોત.

માણસને અન્નની ભૂખ છે જ. પણ તે સિવાય પણ એ ઘણી વસ્તુઓનો ભૂખ્યો છે એ કેમ ભૂલીએ?

બટકું રોટલો પામનારને એકાદ મઝાનું ફૂલ મળે તો તે ફૂલનો અનાદર નહીં કરે. તે સુગંધ વિનાનું અને માત્ર દેખાવમાં સુંદર હશે તો યે તેનો અનાદર નહીં કરે. માણસને જેટલી અન્નની ભૂખ છે તેટલી કે તેથી યે વધારે સૌન્દર્યની ભૂખ છે. ઉદરતૃપ્તિ તો થોડા સમયમા જ થઈ જાય છે, સૌન્દર્યતૃપ્તિ એમ નથી થતી. તે તો જેમ જેમ તેનું પાન કરીએ તેમ તેમ તેની તૃષા ઊલટી વધે છે.

સાદા કપડા પર ભાત શા માટે પાડીએ છીએ? નાની મોટી ચીજોને રૂપાળા ઘાટ-આકાર કેમ આપીએ છીએ? જુદા જુદા રંગોથી શા માટે રંગીએ છીએ? સીધા રસ્તાનો ક્યાંક આવતો વળાંક કેમ વધારે ગમે છે?

એકધારા દિવસોને અંતરે અંતરે તહેવારો, પર્વો, ઉત્સવો કેમ ગોઠવ્યાં છે? આ ને આવા પ્રશ્નોનો ઉત્તર આપણે શોધીશું તો તેમાં માણસની સૌન્દર્યતૃષા જ દેખાઈ આવશે.

સાદું સફેદ કપડું, તે જ જાતના પોતવાળા પણ આકર્ષક રંગ ભાતવાળા કપડા કરતાં સસ્તું હોય છે. છતાં રંગ ભાતવાળું કપડું જ ઝાઝું ખપે છે. એવી ઘણી બાબતોમાં આપણે 'મોંઘું પડે છે' એવો વિચાર નથી કરતા. પણ હરણાં થોડો પાક બગાડે છે માટે તેનો નાશ કરો એવો વિચાર આપણા મનમાં સ્ફૂરે છે! આજે ગામડાઓમાં હરણાં તો શું, મોર સુદ્ધાં ધીરેધીરે ઓછાં થતાં જાય છે. અને બીજી બાજુ શહેરોમાં પ્રાણીઘરો, પક્ષીઘરો શહેરીજનોને કૌતુક ને વિનોદ પૂરાં પાડવા ખોલાતાં જાય છે. એની પાછળ સારું એવું ખર્ચ પણ થાય છે.

આજની સમાજવ્યવસ્થામાં કેવો વિરોધાભાસ રહેલો છે!

શહેર ને ગામડામાં શેરીએ શેરીએ અડ્ડો જમાવીને પડેલાં કૂતરાંઓની વિશાળ જમાત

આપણને કેવોક આનંદવિનોદ પૂરો પાડે છે? છતાં તેમની વસતિ ઓછી થતી દેખાતી નથી, વધ્યે જ જાય છે!

અલબત્ત, કૂતરાં બીજાં પાકને બગાડતાં નથી, પણ તે યે કઈ ખોરાક વિના થોડાં જીવે છે? એક કે બીજે રૂપે તેઓ પણ માણસ પાસેથી જ પોતાનો ભાગ પડાવે છે, એ કેમ ભૂલીએ?

બધા પ્રશ્નોને ઉપયોગિતાની દૃષ્ટિએ આપણે વિચારતાં શીખ્યા છીએ ખરા, પણ એ કદી વિચાર્યું છે ખરું કે આ ઉપયોગિતા છે શું?

સેવાગ્રામમાં સાપ બહુ નીકળતા ત્યારે બાપુ સાપને મારવા ન દેતા. તેમને પકડીને એક પીંજરામાં પૂરી દૂર છૂટા મૂકી દેવામાં આવતા.

બાપુ કહેતા: સાપ તો ક્ષેત્રપાળ છે, ખેતરની રક્ષા કરે છે, પાકને બગાડતાં કેટલાંય જીવોનો સંહાર કરીને એ રીતે એ કેટલા બધા પાકને બચાવે છે? ઉપયોગિતાની સાચી દૃષ્ટિ તે આ.

ઘર પાસે નકામી જમીનનો ટુકડો પડ્યો છે? લાવોને એકાદ ઘોલકું બાંધી દઈએ—ભાડું આવશે. આપણી દૃષ્ટિએ ઉપયોગિતા આવી છે! પણ એમ કરવાથી કેટલી મોકળાશ ગઈ, બાળકોનું રમવાનું કેટલું ઓછું થયું, હવા ઉજાસ કેટલી ઓછી થઈ ગઈ, ગંદકી કેટલી વધી તે કોઈ વિચારતું નથી.

એક બીજી કક્ષાના શહેરની સુધરાઈએ શહેરની શોભા વધારવા માટે મોટી જેવી રકમ મંજૂર કરી શહેરના જાહેરબાગમાં શોભા વધારી, કેટલાક રસ્તા પહોળા કર્યા, વચ્ચે આવતાં મકાનો ખરીદી લઈ તેને તોડી પાડી રસ્તા સીધા ને શોભા આપનારા બનાવ્યા. રાજમાર્ગ પર વીજળીની ટયુબલાઈટ નાખી અંધારી રાતને અજવાળી.

દેશના ભાગલા પડ્યા ને નિરાશ્રિતો મોટી સંખ્યામાં બીજાં શહેરોની પેઠે તે શહેરમાં પણ આવ્યા. અને સુધરાઈએ શું કર્યું તે જાણો છો? મજાના રાજમાર્ગ પર જ્યાં ને ત્યાં ફૂટપાથ પર જ દેવદારના ખોખાનાં રંગબેરંગી શાહીથી ચીતરેલાં, ગુજરાતી અંગ્રેજી ભાષામાં અણઘડ હાથે સરનામાં લખાયેલાં પાટિયાં ને કાટ ખાધેલ ટીનનાં પતરાંની જોવી ન ગમે તેવી અસંખ્ય દુકાનો ઊભી કરી દીધી! તે એટલે સુધી કે તે શહેરના નદીકાંઠે પુલ પર સાંજે સંખ્યાબંધ લોકો ફરવા જાય ત્યાં પુલના મુખ આગળ જ એની પ્રાકૃતિક સૌન્દર્યના સમસ્ત ચિત્રને બગાડી મૂકતી દુકાનોની હાર માંડી આપી!

ગંદકી, ઘોંઘાટ ને માખી મચ્છર વધી તે નફામાં!

આવું આવું પરસ્પર વિરોધાભાસી સતત બનતું જ રહે છે એનું કારણ આપણી સૌન્દર્યદૃષ્ટિ અને ઉપયોગિતાની સમજ—બંને અણવિકસ્યાં, અપૂર્ણ છે તે જ છે.

સાચા સૌન્દર્યને નષ્ટ કરીએ છીએ અને કૃત્રિમ સૌન્દર્ય આપણે ઊભું કરીએ છીએ!

રવિવર્માએ દોરેલું શકુંતલાનું ચિત્ર—હરણાંને હરિત તૃણ ખવડાવતી શકુંતલાનું ચિત્ર—ઘરમાં ટાંગીશું ને ખેતરમાં દોડતાં હરણબાળો પાકને નુકસાન કરે છે માટે તેનો નાશ કરો એવું ઇચ્છીશું!

## મહેમાનદારી

એક વાર હજરત મોહંમદ પેગમ્બર સાહેબ પાસે જઈને એક માણસે પોતાની ભૂખ અને દરિદ્રતાની કથની સંભળાવી કંઈક ખાવાનું માગ્યું. પેગમ્બર સાહેબે તુરત જ કંઈક ખાવાનું લઈ આવવા પોતાને ઘેર માણસ મોકલ્યો. પરંતુ તે વખતે એમના ઘરમાં પાણી સિવાય બીજું કશું જ ખાવા-પીવાનું હતું નહિ એટલે તે માણસ ખાલી હાથે જ પાછો ફર્યો.

ત્યારે પેગમ્બર સાહેબે ત્યાં બેઠેલા પોતાના અનુયાયીઓને સંબોધીને પૂછ્યું: 'આ ભાઈને આજની રાત પોતાના મહેમાન બનાવવા કોણ તૈયાર છે?'

આ સાંભળી હજરત અબુ તલ્હા બોલ્યા: 'હુઝૂર, હું એમની મહેમાનદારી કરીશ.' ને પછી પેલા ભાઈને લઈ પોતાને ઘેર ઊપડી ગયા. ઘેર જઈ હજરત અબુ તલ્હાએ પોતાનાં પત્નીને કહ્યું: 'એ ભાઈ હુઝૂરના મહેમાન છે એટલે એમની મહેમાનદારી કરવામાં જરા યે કસર કરીશ નહિ.'

તેમના પત્નીએ કહ્યું: 'ખુદાના સોગંદ, આપણાં બાળકોને ચાલી રહે એટલું જ ખાવાનું છે. એ સિવાય ઘરમાં બીજું કશું જ નથી.'

ત્યારે હજરત અબુ તલ્હા કહેવા લાગ્યા: 'વાંધો નહિ. બાળકોને સમજાવી-પટાવી સૂવડાવી દેજે. તેઓ સૂઈ જાય પછી મહેમાનને સાથે લઈ હું જમવા બેસી જઈશ. અને ત્યારે તું ફાનસને વાટ મોટી કરવાને બહાને ઓલવી નાખજે. અંધા- હું થાળીમાંથી ખાલી હાથ જ મોઢે અડાડ્યા [illegible]શ. મહેમાન સમજશે કે હું પણ તેમની સાથે [illegible] છું; અને તેથી તે બરાબર જમી લેશે!' અને આમ પોતે ભૂખ્યાં રહીને તેમણે મહેમાનને પેટ ભરીને જમાડી દીધા.

## વચનને લીધે

પેગમ્બર સાહેબ પાસે જઈને એક માણસે કહ્યું: હુઝૂર, કેટલાંક પાપો કરવાની મને કુટેવ પડી ગઈ છે. અને હવે એ કુટેવમાંથી છૂટકારો મેળવવાની મારામાં શક્તિ રહી નથી!'

ત્યારે પેગમ્બર સાહેબે કહ્યું: 'ભલે. પણ મને તું એક વાતનું વચન આપ કે, મારી આગળ તું કદીયે જૂઠું બોલીશ નહિ.'

અને પેલાએ તુરત જ એ વાતનું વચન આપી દીધું.

પછી એક વાર પોતાની કુટેવ મુજબ તેને ક્યાંક ચોરી કરવા જવાનું મન થઈ આવ્યું. પણ પછી તુરત જ તેને ખ્યાલ આવ્યો કે: 'જો હું ચોરી કરીશ અને પેગમ્બર સાહેબ મને પૂછશે તો હું શો જવાબ આપીશ? જો હું ચોરીનો એકરાર કરીશ તો મને જરૂર સજા મળશે અને જો જૂઠું બોલીશ તો મેં તેમને આપેલા વચનનો ભંગ કર્યો લેખાશે. માટે હું ચોરી જ ન કરું એ જ મારે માટે બહેતર છે! આમ ખ્યાલ કરી તેણે ચોરીનો વિચાર પડતો મૂક્યો. એ પછી પણ જ્યારે જ્યારે તેને કોઈક પાપ કૃત્ય કરવાનું મન થઈ આવતું ત્યારે તુરત જ તેને પોતાના વચનનું ભાન થઈ આવતું અને તે પાપ કરવામાંથી બચી જતો.

આમ પોતે આપેલા એક વચનને લીધે વખત જતાં તે માણસ સદાચારનો એવો આગ્રહી બની ગયો કે સંતપુરુષોમાં તેની ગણના થવા લાગી

## દાનવીર

હજરત અબ્દુલ્લા બિન જા'ફર બહુ જ ઉદાર અને પરોપકારી માણસ હતા.

એક વાર કોઈક ગરીબ ને અજાણી સ્ત્રીએ એમની પાસે આવીને મદદની યાચના કરી. હજરત અબ્દુલ્લાએ તુરત જ તેને ખૂબ મોટી રકમ આપીને વિદાય કરી દીધી.

પણ તેમના એક મિત્રને તેમની આ ઉદારવૃત્તિ ગમી નહિ. કહેવા લાગ્યા: 'એક અજાણી સ્ત્રીને એટલા બધા પૈસા આપી દઈને તમે ભારે ભૂલ કરી છે. તે સ્ત્રી તમને પિછાણતી નહોતી, અને થોડા પૈસાથી પણ તે રાજીરાજી થઈ જાત!'

ત્યારે હજરત અબ્દુલ્લાએ ગંભીરભાવે જણાવ્યું: 'પેલી સ્ત્રી મને પિછાણતી નહોતી એ ખરું, પણ હું તો મારી જાતને બરાબર પિછાણું છું. વળી, થોડા પૈસાથી નષ્ટ થઈ જાત કે કેમ એ તો કોણ જાણે; પણ મારું મન તો હું મારા ગજા પ્રમાણે પૈસા આપું ત્યારે જ રાજી થાય ને?'

## ખરી સખાવત

અરબસ્તાનના વિખ્યાત દાનવીર હજરત અબ્દુલ્લા બિન જાફર એક વાર મુસાફરીએ નીકળ્યા હતા. માર્ગમાં એક સુંદર અને મોટી વાડી એમની નજરે પડી. ખૂબ થાકી ગયેલા હોવાથી થોડી વાર આરામ લેવા માટે એ વાડીમાં જ તેઓ થોભી ગયા, અને એ વાડીની દેખભાળ કરનાર એક ગુલામ સાથે વાતે વળગ્યા.

થોડી વાર પછી ગુલામ પોતાનું પોટલું ખોલીને ખાવાની તૈયારી કરવા લાગ્યો. એટલામાં એક કૂતરો હાંફતો હાંફતો તેની સામે આવી ઊભો. પેલા ગુલામે તુરત જ પોતાની પાસેના બે રોટલા માંથી એક રોટલો તેની સામે ધરી દીધો. એ રોટલો પૂરો કરીને કૂતરો પાછો ગુલામનું મો જોવા લાગ્યો. આથી ગુલામે બીજો રોટલો પણ તેને ખવડાવી દીધો.

હજરત અબ્દુલ્લાએ પૂછ્યું: 'ભાઈ, તને દરરોજ કેટલા રોટલા ખાવા મળે છે?'

ગુલામે કહ્યું. 'તમે જોયા એવા બે રોટલા રોજ મારા માટે આવે છે.'

'ત્યારે આજે એ રોટલા તમે તમારા ઉપયોગમાં કેમ લીધા નહિ?'

'આ કૂતરો પહેલી જ વાર આ તરફ નીકળી આવ્યો છે. એને જોતા જ મને થયું કે, એ બહુ આઘેથી આવ્યો છે અને ખૂબ ભૂખ્યો છે. એટલે એને એમ ને એમ કાઢી મૂકતાં મારો જીવ ચાલ્યો નહિ.'

અને ગુલામની એ વાત સાંભળી હજરત અબ્દુલ્લા ખૂબ પ્રભાવિત થઈ ગયા, ને મનમાં જ વિચારવા લાગ્યા કે 'મારી સખાવતો બદલ લોકો અમથા જ મને ઠપકો આપ્યા કરે છે! આ ગુલામ તો મારાથી યે વધારે સખી છે.' અને પછી એમણે એ વાડીના માલિકને મળી એ વાડી અને ગુલામ બંનેને સારી કિંમત આપી ખરીદી લીધા, અને એ ગુલામને આઝાદ કરી દઈને વાડી તેને ભેટ આપી દીધી.

☆

એક વાર સ્વામીનારાયણ બોટાદ (કાઠિયાવાડ)માં દાદા ખાચરના દરબારમાં સભા ભરીને બેઠા હતા. તેટલામાં ઝાલાવાડનો 'એક અતિ વૃદ્ધ ને નિર્ધન એવો, ને જીર્ણ વસ્ત્ર જેણે પેર્યાં છે, ને કંપતા છે અંગ જેના, એવો વિપ્ર આવીને મહારાજ સન્મુખ ને સભા કેડે ઊભો રહ્યો; ને માથે અતિ જીર્ણ પાઘ બાંધેલ તેની ગાંઠને હાથે કરીને સભાને તેને મહારાજ એક નજરે જોઈ રહ્યા. પછી એક ગાંઠ છોડીને એક રૂપિયો હાથમાં લઈને સહજાનંદ સ્વામી પાસે આવ્યો, તેને મહારાજે લાંબા હાથ કરીને લીધો, અને પૂછ્યું કે, 'ડોસા, આ રૂપૈયો ક્યાંથી લાવ્યા છો?' ત્યારે તે વૃદ્ધે કહ્યું કે, 'હું, ઝાલાવાડની કાસદે ગયો હતો ત્યાંથી મળ્યો હતો, તે તમને આપવા સારુ રાખી મેલ્યો હતો.'

સહજાનંદ સ્વામી—તમારી પાઘડી ફાટી ગઈ છે તે લઈએ નહિ?

બ્રાહ્મણ—પાઘડી લઉં તો તમને શું આપું? મારી પાસે બીજો રૂપિયો નથી, અને આવી પાઘડીએ પણ ચાલ્યું જાય છે

આ સાંભળી સહજાનંદ સ્વામીએ મુક્તાનંદ સ્વામીને પૂછ્યું, 'આ વિપ્રને કાંઈ કરવાનું બાકી છે?' ત્યારે મુક્તાનંદ સ્વામીએ કહ્યું કે, 'એણે સંપૂર્ણ પોતાનું કામ સિદ્ધ કરી લીધું' —કિ. ઘ.

☆

છતી આંખે ઘણું જોવા સમું જોયું નથી જગમાં,
નજરની આંધતા વિણ હું બાજે અંધાર શું શોધું? —અનિલ

# શ્રદ્ધા ભયમાં

—કાકા કાલેલકર

જે સિદ્ધાંત માનવ-કલ્યાણને માટે હિતકારી હોય તેને જ નીતિ અને સદાચાર કહે છે. રોજ-રોજના વ્યવહારમાં દુનિયાભરના સજ્જનો એ સિદ્ધાંતોનું પૂરી શ્રદ્ધાથી પાલન કરે છે. જે દુનિયાદાર ધૂર્ત હોવાને કારણે સજ્જન હોવાનો દાવો કરે છે તે પણ એ સિદ્ધાંતોના જ કસમ ખાઈને સીધેસીધા અસત્ય, અનીતિ અને અન્યાય ન કરતાં દંભથી કામ લે છે.

વ્યવહારમાં જોવામાં આવ્યું છે કે એવા લોકો થોડા સમયને માટે પોતાના દંભથી, ધૂર્તતાથી અથવા ચાલાકીથી લાભ ઉઠાવતા દેખાય તો પણ એમનું નૈતિક વીર્ય ધીરેધીરે નિસ્તેજ થઈને બુરાઈના રસ્તે વધારે ને વધારે આગળ વધે છે અથવા પશ્ચાત્તાપ કરીને ધીરેધીરે સજ્જનોના રસ્તે ચાલ્યા આવે છે.

સિદ્ધાંત તરીકે ખરાબ જ રસ્તો પસંદ કરનારા લોકો હોઈ જ શકતા નથી. લાભ થાય કે હાનિ, ખરાબ રસ્તે જ જઈશું, એવા દુર્જનતાના એકનિષ્ઠ ઉપાસક દુનિયામા પેદા જ નથી થયા. દુર્જન લોકો પણ સદાચારની કદર તો કરે જ છે. પરંતુ જ્યાં તાત્કાલિક લાભ દેખાય તે તરફ ઝૂકે છે.

આ થઈ સામાન્ય પરિસ્થિતિની અને સામાન્ય લોકોની વાત. જ્યારે અસાધારણ સ્થિતિ પેદા થાય છે ત્યારે કંઈક વાર સારા સારા સદાચારી પણ પોતાની નિષ્ઠામાં ઢીલા થઈ જાય છે. પરિણામ ગમે તે આવે, સદાચારનો રસ્તો છોડવો જ નહીં, એવી જે એમની પ્રતિજ્ઞા હોય છે તે, કઠણ અવસ્થામાં ઢીલા થાય છે અને કહેવા લાગે છે કે, 'ભલા આદમીની દુનિયા જ નથી; ભલાઈની ક્યાંયે કદર નથી થતી. ખરાબ સાથે સવાયા ખરાબ થવાથી જ દુનિયામાં આપણે ટકી શકીએ છીએ.'

આદર્શવાદ અને વ્યવહારવાદનો વિરોધ દેખાડીને દુનિયા કહેતી આવી છે કે કેવળ આદર્શવાદથી 'પરાસ્ત થવાનો જ નતીજો આવે છે. એટલા માટે ભલા સાથે ભલા અને ખરાબ સાથે સવાયા નહીં તો એટલા જ ખરાબ થવું એ જ સાચો માર્ગ છે.

'માનો કે ખરાબ સાથે ભલાઈ કરવાથી કામ ચાલી શકે છે એવું સિદ્ધ નથી થતું. પરંતુ એ કોણે સિદ્ધ કરી બતાવ્યું છે કે ખરાબ સાથે ખરાબ વર્તાવ કરવાથી હમેશાં લાભ જ થયો છે! અનુભવ બતાવે છે કે ભલો આદમી જ્યારે ખરાબ આદમી સાથે સંબંધ થવાથી ખરાબ થતો જાય છે ત્યારે એ પોતાનું ક્ષેત્ર છોડીને વિરોધીના ક્ષેત્રમાં ઊભો રહે છે. જે ક્ષેત્રમાં વિરોધી આદમી અત્યંત પ્રવીણ હોય છે એ ભલાને આસાનીથી હરાવી દે છે અને ફરી ભલો આદમી હાથ મસળીને બેસી રહે છે, એમ કહીને કે ભલાઈ તો મેં છોડી દીધી અને સફળતા પણ પ્રાપ્ત ન થઈ; એંઠ પણ ખાધી અને પેટ પણ ન ભરાયુ. અગર જો સચ્ચાઈના રસ્તે જ જતે તો ઓછામાં ઓછો એટલો તો આંતરિક સંતોષ રહેતે કે મેં સ્વધર્મ નથી છોડયો, મારા હાથ ચોખ્ખા રહ્યા છે.

જ્યારે મોટા રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ધોરણે ચાલવું પડે છે ત્યારે જ આપણી ભલાઈ અને સચ્ચાઈની ખરી કસોટી થાય છે. એવા પ્રસંગે ભલાઈમાં માનનારા લોકોની સંખ્યા ઓછી થતી જાય છે, સામાજિક પૃષ્ઠ બલની મદદ પણ નથી મળતી. એટલા માટે શ્રદ્ધા ડામાડોળ થાય છે. દુનિયાના રૂઢ રસ્તે જતે તો સારું થતે એમ મન કહેવા લાગે છે, અને પછી શ્રદ્ધાના તેજના અભાવે મનુષ્યનું નૈતિક જીવન નષ્ટ ભ્રષ્ટ થઈ જાય છે. એટલા માટે શરૂથી એ સિદ્ધાંત પર ચાલવું જોઈએ કે, 'સચ્ચાઈથી મનુષ્યની ભલાઈ જ થાય છે.' આ વાકય દુનિયાના વિજયની દૃષ્ટિએ લેવાનું નથી; 'ભલાઈને રસ્તે જતાં અમારી ભલાઈ દૃઢ થાય છે' અને એ જ મનુષ્યની તથા રાષ્ટ્રની જિંદગીમાં મુખ્ય વસ્તુ છે.

*

કાળ આ વિપદનો છે, તેજ મારું ઝળહળશે;
તારલો વધુ ચમકે, રાત હોય અંધારી! —અનિલ

## ભારતભૂષણ વીર

ગુરુદયાલ મલ્લિક

આ આપણા મિત્ર, અને પૂજ્ય ભારતભૂષણ જવાહરલાલની આ કથા નથી; પણ જવાહરલાલ જેમના પ્રતિનિધિ છે એવા અસંખ્ય અજાણ્યા ભારત ભૂષણો—જવાહરલાલોમાના એકની સાચી વાત છે.

લગભગ ત્રણ વર્ષ પહેલા કોઈ એક ગામમાં કેટલાક મિત્રો સાથે સેવાકાર્યમા હું ગયો સૌથી પહેલા અમે પાયખાના તરફ ધ્યાન આપ્યું. દરેક ઘરમાં જઈને સફાઈની વાત કરી, અને વિનતિ કરી કે અમે જે બે પાયખાના—એક સ્ત્રીઓ માટે, બીજુ પુરુષો માટે—ગામલોકો માટે સેવાગ્રામની પદ્ધતિ પ્રમાણે બનાવ્યાં છે તેનો ઉપયોગ કરો. એ વાતને દિવસો વહી ગયા પણ કોઈએ પાયખાનાનો ઉપયોગ ન કર્યો. અમને ઘણી નિરાશા થઈ એક મિત્ર તો એટલા બધા નિરાશ થઈ ગયા કે એમણે તો બિસ્તરસામાન ઉપાડી બીજા કોઈ ગામે જવા કહ્યુ. એમની દલીલ એવી હતી કે, 'મહિનાઓ થઈ ગયા, પણ કોઈ એકે પણ આપણી વાત માની નથી, જે એમના જ લાભમા હતી—તો હવે પછી કોણ માનવાનુ હતું?'

પરંતુ અત્યંત ધીરજથી તો સ્વર્ગ પણ જીતી શકાય છે. અને એક દિવસ ધીરજનુ ફળ મળી ગયુ લગભગ એક વર્ષ પછી પોતે જે વર્ગમા ભણતો હતો તેની પરીક્ષા આપી એક યુવાન ગામમા કુટુંબીઓને મળવા આવ્યો. એક દિવસ ફરતો ફરતો એ અમારા કેન્દ્રમા આવી પહોચ્યો. વાતવાતમા પાયખાનાનો ઉલ્લેખ થયો. પછી એ ઘેર ગયો.

બીજે દિવસે સવારે જ પેલો યુવાન પાયખાના તરફ ગયો. પુરુષો માટેના પાયખાનાનો તેણે ઉપયોગ કર્યો. પરંતુ જેવો એ પાયખાનાની બહાર નીકળ્યો કે તરત એના પર કેટલાક ગામડિઆઓએ પથરાનો વરસાદ વરસાવ્યો, અને ક્રોધથી લાલપીળા થઈ પૂછવા લાગ્યા 'શું તું સાહેબનો દીકરો છે? હવે જો ફરી આનો ઉપયોગ કરશે તો અમે તને જીવથી મારી નાખશું.'

ગામલોકોનો આવો વર્તાવ અને ધમકી છતા પેલો યુવાન શાત રહ્યો હિમ્મત હાર્યો નહીં. ફરી બીજે દિવસે પાયખાનાનો ઉપયોગ કર્યો આ વખતે ગામની કેટલીક સ્ત્રીઓએ છાજિયા લીધાં—જાણે કોઈ મરી ન ગયુ હોય! હા, કોઈક મરી તો ગયુ જ હતુ! એ વળી કોણ? અજ્ઞાન! કેમકે, તે પછીના દિવસથી ઘણાઓએ પાયખાનાનો ઉપયોગ કરવા માંડયો યુવાનના 'સત્યાગ્રહ'થી ગામલોકો અજ્ઞાનના અંધકારમાથી બહાર નીકળી આવ્યા આજે ફક્ત એ ગામમા જ નહીં, પણ આસપાસના કેટલા યે ગામોમા પાયખાનાનો ઉપયોગ થાય છે અને મળનો ઉપયોગ ખાતર તરીકે કરે છે અને પોતાના ખેતરના પાકને 'સોનેરી' બનાવે છે.

એવો હતો એ યુવાન—એક સાચો ભારત ભૂષણ વીર—ખરેખર ગાધીજીનો સાચો અનુયાયી કહેવડાવવાને અને પૂજવાલાયક છે. જય હો એ અજ્ઞાત ભારતભૂષણ વીરનો! અજ્ઞાત? હા, પ્રજા અને છાપાઓ માટે અજ્ઞાત, પરંતુ ગાધીજીનો આત્મા એને ઓળખે છે અને પ્રભુ એને ચાહે છે.

## ચંદન ચારુ

અંતર કેરા ભાઈ,* ઓરસિયા પર
ઘસો રે હરિ કેરું નામ,
ચંદન ચારુ ઊતરે સો જી,

મરમ વ્યથાળાં આંસુ ઉરે ઉતારો,
બોળે ન છલવો ... નકામ,
ચંદન ચારુ ઊતરે સો જી

હળવી હથેળી વાળી ચંદન નિતારો,
લેપી દો અંગડે તમામ,
ચંદન ચારુ ઊતરે હો જી

ભર રે ઘોરમમ તૃષ્ણા તાપ તપાવે,
'સરોદ' છે શાતા અવિરામ,
ચંદન ચારુ ઊતરે હો જી

* સરોદ

# વાણિયાએ પેંતરો કર્યો! — અનિલ

ગુલાબચંદ વાણિયાની સ્થિતિ બહુ ગરીબ હતી. કુટુંબમાં માત્ર એ અને એની મા જ હતાં. વીસેક વર્ષનો થયો ત્યાં તો એની મા ગુજરી ગઈ. ગુલાબચંદે વિચાર્યું કે આ ગામમાં તો આપણો કંઈ દહાડો વળે એમ નથી: પરદેશ જાઉં તો વળી સ્થિતિ સુધરે. અહીં તો ધંધા રોજગારમાં કાંઈ કસ કે તક નથી. મા હતી એટલે એને એકલી મૂકીને બહાર જવાતું ન હતું. હવે તો કુટુંબમાં મારા સિવાય કોઈ નથી એટલે પરદેશ જવું જ ઠીક છે. એવો નિર્ણય કરીને તે પરદેશ ગયો. ને ક્યાંક નોકરીએ લાગ્યો. ધીરેધીરે ધંધામાં પાવરધો થયો, અને કરકસરથી વ્યવહાર ચલાવતો એટલે પાસે થોડા પૈસા પણ જમા થયા હતા. એટલે એણે તે મૂડીથી સ્વતંત્ર ધંધો માંડ્યો. અને તેમાં સમય જતાં સારું કમાયો. પરણ્યો અને ઘરસંસાર માંડ્યો. પણ કોઈ છોકરું થયું નહીં અને તેની સ્ત્રી પણ પચાસ વર્ષની થઈને ગુજરી ગઈ. ગુલાબચંદે વિચાર્યું કે હવે મારી અવસ્થા થવા આવી, અહીં મારું કોઈ નથી. એટલે હવે વેપાર સંકેલી લઈને દેશમાં જવું એ જ સારું છે. એમ વિચારી એણે ધીરેધીરે પોતાનો ધંધો સંકેલી લીધો અને બધી મૂડી લઈને દેશમાં પોતાને ગામ આવ્યો. ગામલોકોએ ગુલાબચંદને આવકાર્યો. ગુલાબચંદને રહેવા ને સાથેસાથે નાની દુકાન કરવામાં ખપ લાગે એવું એક તૈયાર ઘર જોઈતું હતું. એણે ગામલોકોને વાત કરી. ગામલોકોએ કહ્યું કે, 'એવું ખાલી મકાન તો ગામમાં એકે નથી. હા, એક સરસ મકાન ગામની બજારને છેડે છે ખરું પણ તે તો રહેવા માટે નકામું છે.'

'કેમ એમાં કંઈ વાંધો છે? ભાંગ્યું-તૂટ્યું હશે તો હું સુધરાવી લઈશ!' ગુલાબચંદે કહ્યું.

'ના, ના, ઘર તો-મઝાનું છે—પાકું ને અકબંધ. પણ એ ઘરમાં ભૂતનો વાસ છે એટલે ખાલી પડ્યું છે. જે એમાં રહે છે તેને ભૂત પજવે છે અને રહેનારો દુઃખી થઈ જાય છે ને અંતે ઘર છોડી દેવું પડે છે.'

'કંઈ વાંધો નહીં, એ ઘર મને ચાલશે. હું એ ઘરમાં રહેવા જઈશ. કોનું છે એ મકાન?'

'ના, ના ગુલાબચંદ એમાં ન રહેવા જતા. ભગવાને તમને સારા દિવસ દેખાડ્યા તે હાથે કરીને શા માટે દુઃખી થાવ? તમે ધારો તો ગામમાં જ તમારું પોતિકું મકાન બનાવી શકો. હવે ક્યાં તમારો હાથ ભીડમાં છે? મકાન તો છે એક લુહાણાનું, તે તો મુંબઈ રહે છે, અને એની તરફ તે ધ્યાન પણ આપતો નથી. ઘરની ચાવી પણ પટેલને જ સોંપી ગયો છે. જેણે એનો ઉપયોગ કરવો હોય તે કરી શકે છે. પણ હાથે કરી કોણ આફત વહોરે?' ગામલોકોએ કહ્યું.

'જો ભાઈ, તમારી વાત સાચી હશે એની ના નથી, પણ હું તો એ જ ઘરમાં રહીશ. મરી જઈશ તો યે મારી પાછળ કોણ રડનારું છે?' અને એમ કહીને ગુલાબચંદે ભૂતિયા મકાનમાં જ રહેવાનું નક્કી કર્યું. ગામલોકોએ કંટાળીને વાત મૂકી દીધી. આખર તો વાણિયો ખરો ને! મફત મળતું હોય તો ઝેર પણ લઈ લે! મા'ળાના લોભે લખણ જવાનાં છે! છો મરતો, આપણે શું કામ ચિંતા કરીએ?

અને ગુલાબચંદ વાણિયાએ ભૂતિયા ઘરને સાફસૂફ કરાવી તેમાં રહેવા ગયો.

આખો દિવસ આનંદમાં

### ટપાલ

રોજ ઢગલાબંધ આવે છે ટપાલ,
રંગ-બેરંગી, વિરંગી યે ખરી!
પ્યાર, આશીર્વાદ, ઠપકો, દ્વેષ પણ!
કેટલા એમાં વિવિધ ભાવો ભર્યા!
વાંચવાને એ બધી નવરાશ ક્યાં?
કેટલી પર ફેરવી કેવળ નજર,
માત્ર સરનામાં જ જોયાં કોઈનાં,
ને ઘડીભરમાં ઘણી વીસરાઈ ગઈ!
આવતો ક્યારેક એવો પત્ર પણ
સાચવી રાખી હમેશાં વાંચતો
નિત્ય, નૂતન ભાવ દિલમાં જાગતા.
રોજરોજે વિશ્વમાં આ આવતાં
માનવી વિશેષ શું એવું નથી?

રતિલાલ-અનિલ

ગયો. ગુલાબચંદને કાંઈ દેખાયું નહીં. એ તો રાત્રે નિરાંતે વાળુ કરીને સૂતો.

મધરાત થઈ ને એ એકાએક જાગી ઊઠ્યો. જુએ છે તો એની સામે ભૂત ઊભું છે! એનો દેખાવ જોઈને ગુલાબચંદના શરીરમા ભયની એક આછી ધ્રુજારી પ્રસરી ગઈ. પણ થોડી જ વારમાં સ્વસ્થતા મેળવી લીધી. એણે હિંમત કરીને ભૂતને પૂછ્યું: 'અલ્યા, તું કોણ છે? અને આટલી અરધી રાતે અહીં શું દાટ્યું છે?'

'હું ભૂત છું. આ જ ઘરમા રહું છુ. અને તારો ભોગ લેવા આવેલ છું. ચાલ સાબદો થઈ જા. બહુ લાંબા સમયથી મને ભોગ નથી મળ્યો.'

ગુલાબચંદે વિચાર્યું કે ગામલોકોની વાત તો સાચી. પણ એનો ય કંઈક ઘાટ તો ઘડવો જ પડશે ને? ભૂતને ખબર પડવી જોઈએ કે આ કોઈ કોઝી વાઘરી નથી, વાણિયો છે.

'ભાઈ, ખુશીથી તુ મારો ભોગ લેજે. પણ મારી એક ઇચ્છા છે એ પૂરી કરી આપ પછી મારો ભોગ ખુશીથી લેજે. આમ ને આમ મારો ભોગ લેશે તો તારી ભેગો હુ યે ભૂત થઈશ. ને તો તો તારા ભોગમા ભાગ પડાવીશ જ ને? માટે તારા લાભની દૃષ્ટિએ પણ મારી ઇચ્છા પૂરી કર.'

'વારુ, તારી શી ઇચ્છા છે?' ભૂતે પૂછ્યુ.

'જો ભાઈ, વાણિયાને રૂપિયા વહાલા હોય, પણ સૌથી વહાલો તો જીવ જ હોય ને? તે તો હુ તને જ ભોગમા ધરવાનો છું, કેમ કે, વચન આપી ચૂક્યો છું. પણ મારે જાણવું છે કે મારું આયુષ્ય કેટલું છે. તો મારી એ ઇચ્છા પૂર્ણ કર. પછી હું સુખે મરીશ. તું તો સૂક્ષ્મ જીવ છે. કાળ ભગવાન પાસે જઈને જાણી આવ કે મારુ આયુષ્ય કેટલું છે?'

'વારુ, હુ તારી એ ઇચ્છા પૂર્ણ કરીશ.' એટલુ કહીને ભૂત અદૃશ્ય થયું ને ગુલાબચંદે સજ્ઝાય ને સામાયિક કરીને ચિત્તશાંતિ ને સ્વસ્થતા પ્રાપ્ત કર્યો.

ફરી બીજે દિવસે મધરાતે પેલું ભૂત આવ્યું ને ગુલાબચંદ જાગી ગયો. જાગતા જ પૂછ્યું: 'કેમ મારું આયુષ્ય કેટલું છે એની ભાળ મળી?'

'હા, હા, મળી. તારું આયુષ્ય પૂરાં એંસી વર્ષનું છે.'

'ઓ મહાવીર સ્વામી! આટલું બધું આયુષ્ય? આટલી ઉમ્મરે ય, પંચાવન વર્ષે જ શરીરમા નબળાઈ વરતાય છે ત્યા એંસી વરસ તે કેમ નીકળશે? ખાટલે પડી દહાડા કાઢવા પડશે! અને મારું તો કોઈ સેવાચાકરી કરનારું યે નથી. ભાઈ, મે તો તને વાયદો આપ્યો જ છે, તે તો પૂરા લોગ આના પાળવો જ છે, પણ મારુ એક કામ ન કરે? કાળ ભગવાન પાસે જઈને મારા વતી વિનંતિ ન કરે કે, પેલા ગુલાબચંદના આયુષ્યમાથી બને તેટલા વર્ષ ઓછા કરો! તારો ઉપકાર કદી નહીં ભૂલુ'

'અલ્યા, તારુ એક કામ કર્યું ત્યારે તેં બીજુ સોંપ્યું? ના, ના, એ ન બને. આમ તો તું મને રોજ ને રોજ ટાળે. મારે તો મારો ભક્ષ જોઈએ બીજી વાત નહીં.' ભૂતે અકળાઈને કહ્યું.

ત્યારે ગુલાબચંદે તેને ચતુરાઈથી સમજાવીને એટલું કામ કરી આપવા સમજાવ્યુ. અને ભૂતે તે કબૂલ કર્યું.

ફરી ત્રીજે દિવસે, મધરાત થઈ ને ભૂત આવ્યુ. ગુલાબચંદ જાગી ઊઠ્યો ને જાગતાં જ પૂછ્યુ 'કેમ ભાઈ, મારું આયુષ્ય ઓછું કરાવી લાવ્યા?'

'ના, ના. મેં કાળ ભગવાનને બહુ યે તા વની કહ્યું પણ એમણે તો તારા આયુષ્યમાંથી વર્ષો તો શું, એક સેકંડ સુદ્ધા ઓછી કરવા ના પાડી! ને કહ્યું કે એ તો એણે એંસી વર્ષ જીવ્યે જ છૂટકો. ખુદ ભગવાન પણ એમા એક સેકંડ પણ ઓછી કરી શકે એમ નથી. ચાલ હવે હું તારો ભોગ લઉં!' ભૂતે અધીરાઈથી કહ્યું.

ભૂતનું કહેવું સાંભળી વાણિયો ખડખડાટ હસી પડ્યો.

ભૂતે આશ્ચર્ય પામી પૂછ્યું. 'અલ્યા, આમા હસવા જેવું છે શું? મરવાટાણે તને આમ કેમ સૂઝે છે કે મારી ઠેકડી કરે છે? તને મારી શક્તિની ખબર નથી. ખબર પડશે એટલે તારું હાસ્ય ક્યાયે અદૃશ્ય થઈ જશે!'

'ભાઈ, આ હસવા જેવી વાત છે એટલે જ તો હસું છું. ડાહ્યો વાણિયો કોઈ દિવસ નકામું હસતો નથી. હવે તું જ કહે છે કે મારા આયુષ્યમાંથી ખુદ ભગવાન પણ વર્ષો તો શું, એક ક્ષણું પણ ઓછી કરી શકે એમ નથી. મને હાલ પંચાવન થયાં છે ને તું જ કહે છે કે મારું આયુષ્ય એંસી વર્ષનું છે—અને તે સાથે કહે છે કે હું તારો ભોગ લઈશ!' અલ્યા, તું તો ભગવાન કરતાં યે ભારે શક્તિશાળી નીકળ્યો! હવે તું જ કહે કે આ હસવા જેવી વાત છે કે નહીં?'

ભૂત છોભીલું પડી ગયું. વાત તો સાચી! આ વાણિયાનો ભોગ લેવો હશે તો હજી પૂરાં પચ્ચીસ વર્ષ રાહ જોવી પડશે.

'ભાઈ, મારે કોઈ બીજો ભોગ શોધવો પડશે, તું તારે પચ્ચીસ વર્ષ નિરાંતે જીવ!' એટલું કહીને ભૂત અદૃશ્ય થયું.

ગુલાબચંદે શાંતિનો શ્વાસ લીધો. અને ભગવાનનો આભાર માનતો ફરી ઘસઘસાટ ઊંઘી ગયો.

ગામલોકોને ગુલાબચંદને કોઈ પણ ચિંતા વિના ભૂતિયા મકાનમાં રહેતો જોઈ ભારે આશ્ચર્ય થયું. સૌએ વિચાર્યું: વાણિયાએ કંઈક વેંત કરી લીધો લાગે છે!

[લોકકથા પરથી]

☆

## ખાખરો ખીલ્યો

ફાગણના દિવસ આવ્યા ને ખાખરો ખીલ્યો! એનાં પાંદડાં ધીરે ધીરે ખરવા લાગ્યાં ને ડાળીની કૂખે કેસૂડાં પડેલાં તો કાળા મખમલી આકારમાં દેખાવા લાગ્યાં ને પછી ધીરેધીરે એમણે વિકસીને સરસ રંગ ફેલાવી દીધો.

ખાખરો આમ દેખાવમાં બહુ સોહામણો નથી, છતાં એના પાંદડાંને કારણે એ ઉપયોગી ગણાય છે.

ખાખરાની છાલ તો કેવી યે રુક્ષ છે.

પણ ફાગણના આગમને એ જ વૃક્ષમાંથી એવા કેસૂડાં ખીલે છે કે એનો રંગ ભૂલી જઈએ તો યે એનો તીરછો આકાર ને સુંવાળપ ન જ ભૂલાય.

કેસૂડાંની સાથે જ, જરા એના પછેલાં શીમળો પણ લગભગ બધાં પાંદડાં ખેરવીને ધીરેધીરે એવાં તો મઝાનાં ફૂલ એનાં અંગે સોહાવે છે કે એ પણ ઓછો વરણાગી નથી લાગતો. ગિરનારની ખીણમાં કે ટેકરી પર નજર નાખતાં લાલ રંગના થોડાં થોડા રંગછાંટણાં દેખાય છે તે કેસૂડાં ને શીમળાનાં ફૂલનાં જ.

શીમળાનું વૃક્ષ પણ ઓછું રુક્ષ નથી, એ તો એટલું રુક્ષ છે કે એના શરીરે જરા પણ હેતથી હાથ ફેરવવા જાવ કે હાથમાં સીધા કાંટા જ લાગવાના!

વસંતમાં જ્યારે એના કાળા રુક્ષ દેહ પર આખા અંગે મઝાનાં ફૂલોનો શણગાર જોઉં છું, ત્યારે કોઈ આદિવાસી પોતાના શ્યામ નગ્નદેહને લાલ લાલ ફૂલોથી ઢાંકીને ઊભો હોય એવું લાગે છે!

ખાખરાનું ને શીમળાનું—બંનેનાં લાકડાં પોચાં હોય છે. અને એ જ મને તો એમના ફૂલ વૈભવનું કારણ લાગે છે!

કુરૂપ, પણ કોમળ હૃદયના માનવીમાં અનેક સદ્ગુણો પાંગરે છે ને તે એનાથી શોભે છે તેમ ખાખરો ને શીમળો ખાસ સુંદર ન હોવા છતાં કોમળ હૃદયના હોઈ એમાંથી ધરતીનો રસ ઝડપથી ફૂલો ખેંચી શકે છે અને વિકસે છે.

'કઠણ લાકડા કે ચડવાળાં ઝાડોને ફળ ફૂલ અપવાદરૂપ જ લાગે છે. આંબાનું લાકડું યે પોચું છે.

ફળ ઝાડો કરતાં ય, ફૂલ ઝાડો ખાસ આ બોધ આપે છે—તમારું સ્વરૂપ બહુ સુંદર ન હોય તો વાંધો નહીં, તમારું હૃદય કોમળ રાખો, એમાંથી ઝડપભેર જીવનરસ વહેવા દો, મોસમ આવશે ત્યારે, વસંત એના પર એવો તો શણગાર કરશે કે રૂપવાનો પણ તમારી ઈર્ષ્યા કરશે!

— અનિલ

# લોકસાહિત્ય

રતિલાલ 'અનિલ'

આપણા સૌથી પ્રાચીન ગ્રંથો તે વેદ. વેદ એટલે જ્ઞાન. વેદને શ્રુતિ તથા સ્મૃતિ પણ કહે છે. શ્રુતિ એટલે સાંભળેલું જ્ઞાન, સ્મૃતિ એટલે સંભારેલું જ્ઞાન.

લોકસાહિત્ય વિશે પણ એમ ન કહી શકાય? જ્યારે પુસ્તકોમાં જ્ઞાન સંઘરવાની સગવડ ન હતી, ત્યારે જનતાએ પોતાના જ આનંદ માટે અનેક જાતની જ્ઞાન બોધની વાર્તાઓ, પદો રચ્યાં. વ્યવહારજ્ઞાન, જીવ ને જગતની અનેક જાતની વિવિધ ખાસિયતો, પાસાઓ વ્યક્ત કરતી કહેવતો રચી કાઢી અને એ બધું કંઠોપકંઠ કહેવાયું અને માત્ર સ્મૃતિમાં સંઘરાયું. પંડિતોએ રચેલ વાર્તાઓ, પદોને પણ પોતાની બાનીનો ઓપ આપી એ જ રીતે સંભળાવ્યાં અને સાચવ્યાં. ખાણમાંથી નીકળેલા કોઈ અણઘડ રત્નને અનેક પાસાઓ પાડી તેને મૂલ્યવાન બનાવાય છે તેમ જનતામાંના કોઈ એકે શોધી કાઢેલ જ્ઞાનના રત્નને અનેક લોકો અનેક જાતના ઘાટઘૂટ આપીને પોતપોતાની રીતે આકર્ષક અને મૂલ્યવાન બનાવે છે.

સૂરતનો આ પ્રસંગ છે. વર્ષો પરનો બનાવ છે. બળેવનો દિવસ હતો. બપોર પડી કિનારાના મેદાનમાં બળેવને દિવસે મેળો ભરાય છે. લોકો તાપી નદીમાં હોડીની સહેલ પણ કરે છે. તે દિવસે પણ એમ જ થયું. એક હોડીમાં જોઈએ તે કરતાં ઝાઝા માણસો હતા. પવન જોરથી ફૂંકાતો હતો. ટંડેલ જરા ઓછો સાવધાન હતો ને ઉતારુઓ મસ્તીમાં હતા. નદીનાં પાણી પણ એવાં જ મસ્તીમાં હતાં. હોડીએ સમતોલપણું ગુમાવ્યું અને ઊંધી ગઈ. થોડા સિવાય બધા ડૂબી મર્યા. કાળો કેર થઈ ગયો. એ પ્રસંગ પર છાપાઓએ અગ્રલેખો લખ્યા, સભાઓ ભરાઈ ને પ્રવચનો થયાં. કાળે કરી એ બધું હવે ભુલાઈ ગયું છે. પણ એ કરુણ પ્રસંગે લોકોએ જોડેલો ગરબો આજે યે ગવાય છે, ને ગાય છે ત્યારે એ પ્રસંગની કરુણતા સ્પર્શ્યા વિના રહેતી નથી. લોકોએ પ્રસંગ બન્યો ત્યારે કોઈ સાક્ષર કે કવિ તરફ એ પ્રસંગને કાવ્યમાં મઢી આપવા નજર કરી ન હતી. લોકોએ પોતે જ, પોતાની બાનીમાં પોતાની રીતે એ પ્રસંગને હૃદયસ્પર્શી રીતે કાવ્યમાં ગૂંથ્યો અને ગાયો. ખરું લોકસાહિત્ય તે આ.

આપણે ત્યાં સ્વ. મેઘાણીભાઈએ લોકસાહિત્યને ખોળ્યું અને પ્રકાશમાં આણ્યું અને આપણી આંખ ઊઘડી. યુનિવર્સિટીના ઉછેર ને ધરતીના ધાવણમાં રહેલો તફાવત આપણે જોયો ને માની મમતા સાંભરી, તેનું મૂલ્ય સમજાયું અને હવે લોકસાહિત્યની કંઈક કદર કરતા શીખ્યા.

જ્યારે કોઈ ચીજની માગ વધે છે ત્યારે એની નકલ થયા વિના રહેતી નથી. લોકસાહિત્ય પણ એમાં અપવાદરૂપ નથી.

મેઘાણીભાઈએ જે કાવ્યો રચ્યાં એમાં યે ઘણે સ્થળે લોકસાહિત્યને જીવાડનું સનાતન તત્ત્વ દેખાય છે કેમ કે, એમણે તે આત્મસાત કર્યું હતું લગભગ લોકમોંનીમાં, અને લોકઢાળોમાં એમણે આજના કાવ્યરસિકની કાવ્યતૃષા છીપાવે એવાં કાવ્યો આપ્યાં.

લોકસાહિત્યના આજના પ્રચારકોમાં એવી દૃષ્ટિ, જીવનદૃષ્ટિ દેખાય છે ખરી?

આજે જૂનાં મૂલ્યોમાં ઘણું પરિવર્તન થયું છે. તેને અનુરૂપ એવા ફેરફાર વિના, જીવનદૃષ્ટિના એવા નૂતન સ્પર્શ વિના આગલાં જીવનમૂલ્યોનો જય ગાતા લોકસાહિત્યને જેમ ને તેમ આદર્શ તરીકે લોકો સામે મૂકવામાં ઔચિત્ય ખરું?

ઐતિહાસિક દૃષ્ટિએ ઔચિત્ય ખરું.

લોકસાહિત્યના આજના કોઈક ગાયકને વાર વાર સાંભળવાથી કે ગવાયેલી સાહિત્યરુચિ ધરાવનારા શ્રોતાને ફરી ફરી સાંભળવાનું મન થાય છે ખરું? એનું મન જેમ ને તેમ બધું સ્વીકારી લે છે ખરું?

લોકસાહિત્યની મુખ્ય શરત એ છે કે તે લોકભાષામાં હોવું જોઈએ અને તેના પર કોઈ એક માણસના કર્તૃત્વની છાપ ન હોવી જોઈએ. લોક

સાહિત્યના ડાયરામાં આજે તો વાલ્મીકિના રામાયણની કડીઓ પણ સાંભળવા મળે છે! અને જે માત્ર એક કોમના વ્યવહારની ભાષા છે તે ભાષામાં જ—મોટા ભાગના શ્રોતાઓ જે સમજતાં નથી—કવિતા ગગડાવાય છે.

મેઘાણીભાઈએ પોતે રચેલાં કાવ્યો સુદ્ધાં લોકસાહિત્ય તરીકે રજૂ થાય છે! એટલું જ નહીં, લોકગાયકોએ તાજાં રચેલાં કાવ્યો પણ લોકસાહિત્યને નામે જ રજૂ થાય છે!

આમાં લોકસાહિત્યની શુદ્ધ દૃષ્ટિ નથી, વિવેક પણ ક્યાં છે?

પહેલાં રેડિયો પર ગાયકો, ગાયક ઉપરાંત કવિ બનીને પોતાના સ્વરચિત કાવ્યો (!) ગાતાં એના જેવું જ આ કહેવાય! હવે રેડિયોએ નિયમ કર્યો છે કે રેડિઓએ જે કવિઓને માન્ય કર્યા હોય એવા કવિઓના રચેલાં કાવ્યો જ રેડિયો પર ગાઈ શકાય.

પોતાના બાળક પ્રત્યે વહાલ તો સૌને હોય, પણ એ વહાલથી બાળક બગડતુ હોય તો એમાં સયમ કરવો જ પડે. લોકસાહિત્યના ગાયકો ને પ્રચારકોએ એવો સંયમ કરવો જ રહ્યો.

લોકસાહિત્યના કેટલાક ગાયકો તો જૂના હરદાસોની યાદ તાજી કરાવે છે. હરદાસો કથા કહેતા, આખ્યાનો કહેતા. લોકોની ભાષામાં, લોકોને સમજાય એ રીતે કહેતા. અને પ્રસંગે પ્રસંગે રચેલાં કથા આખ્યાનને લગતાં સ્વરચિત પદો પણ ગાતાં. વચ્ચે વચ્ચે દૃષ્ટાંતો પણ કહેતા. લોકસાહિત્યના ડાયરામાં પણ આવું જોવા-સાંભળવા મળે છે!

લોકસાહિત્યનો કીમતી વારસો જાળવી રાખવો હોય તો આ પરિસ્થિતિમાં પરિવર્તન કર્યે છૂટકો. નહીં તો હરદાસોની પેઠે ડાયરાના ગાયકો પણ કાળે કરી વીસરાઈ જશે.

કંઠ અને કહેણી મળ્યાં એટલે કાવ્યશક્તિ પણ મળી જ જાય એવું કંઈ નથી.

મેઘાણીભાઈ તો જવલ્લે જ સાંપડે એવા કવિરત્ન હતા. એમનું અનુકરણ સહેલાઈથી ન થાય.

આજના લોકસાહિત્યકારોમાં વિશ્વના લોકસાહિત્યનો અભ્યાસ કેટલો એ પૂછવા જેવો પ્રશ્ન છે. મેઘાણીભાઈ જરૂર, એમાં અપવાદરૂપ હતા.

લોકસાહિત્યના ડાયરા આજે કંઈ બાપુની ડેલીએ કે ગામને ચોરે નથી થતા, હૉલોમા અને રેડિયો સ્ટેશનો પર પણ થાય છે. બાપુના કાયદા કે ચોરાના કાયદા નહીં, વર્તમાન સભ્યતાના કાયદા પણ એટલે, એને પાળવાના છે.

☆

આ પ્રસંગ સેવાગ્રામનો છે.

એક દિવસ બાપુએ મહાદેવભાઈને બોલાવીને કહ્યું: 'જુઓ, સીતારામ શાસ્ત્રીનો કાગળ આવ્યો છે. એમના આશ્રમનો એક હરિજન છોકરો કાલે સવારની ગાડીમાં અહીં આવે છે. તમે સ્ટેશને જઈને એને લઈ આવજો.' 'વારુ' કહીને મહાદેવભાઈ ગયા.

બીજે દિવસે સવારે પેલો છોકરો મદ્રાસ એક્સપ્રેસમાં સેવાગ્રામ આવ્યો. અને સીધો બાપુ પાસે ગયો અને પ્રણામ કર્યા બાપુએ પૂછ્યું: 'તારું નામ ચકૈયા છે?' 'હા.' છોકરાએ કહ્યું.

'મહાદેવ સ્ટેશન પર તને લેવા આવ્યા હતા ને?'—'જી, ના.'

'તો અહીં શી રીતે આવી પહોંચ્યો?'—'પૂછતો પૂછતો.'

બાપુજી ગંભીર થઈ ગયા એમણે તરત મહાદેવભાઈને બોલાવ્યા અને તેમને ગંભીરતાથી પૂછ્યું: 'કેમ મહાદેવ, તમે સ્ટેશને ન જઈ શક્યા?'

મહાદેવભાઈ ચોંક્યા એમને બાપુએ એ કામ સોંપેલું તે યાદ આવ્યું. અતિશય નમ્રતાથી જવાબ આપ્યો: 'બાપુ, ભૂલી ગયો હતો.'

'આવી ભૂલ તમારાથી કેમ થઈ ગઈ? જુઓ, આ બાળક છે. આ પ્રદેશ એને માટે નવો છે. આપણી ભૂલને કારણે એ કેટલી મુશ્કેલીમાં મૂકાયો હોત?' બાપુએ મહાદેવભાઈને કહ્યું.

મહાદેવભાઈ શરમાયા બોલ્યા: 'એને કષ્ટ તો થયું જ હશે '

આવી હતી બાપુની ચોકસાઈ. એમને મન તો આશ્રમમાં આવનાર કોઈ મહાન વ્યક્તિ જેટલું જ પેલા હરિજન છોકરાનું મહત્ત્વ હતું.

# ખરો રસ ક્યાં છે? — કકકી

ભાનુ ને કુસુમ બહુ લાંબા સમયે પરદેશથી આવ્યાં ને તેમનાં માસી કાશીબાને મળવા આવ્યાં ત્યારે કાશીબાના હરખનો પાર રહ્યો નહીં લાંબા સમયના પરદેશવાસથી બંનેમાં દેખીતો ફેરફાર થયો હતો કાશીમાએ તો બંનેને પોતાને ત્યાં જમીને જવાનો જ આગ્રહ કર્યો પણ 'અમારે બીજે જમવા જવાનું નક્કી થઈ ગયેલું છે માટે તમારે ત્યાં હવે વળી કોઈ દિવસ જમવા આવીશું' એમ કહ્યું ત્યારે કાશીબાએ ઘરની ભેંસનું દૂધ બંને સામે ધર્યું ત્યારે ભાનુએ દૂધની ના પાડી તેથી કાશીબાને ખૂબ આશ્ચર્ય થયું 'અરે બેન, આ તો ઘરની ભેંસનું દૂધ છે, બહુ મીઠું લાગશે, ચાખી તો જો' એવો આગ્રહ કર્યો

'માસીબા, દૂધ તો સારું જ હશે પણ મને સદતું નથી, પીશ તો બેચેની થશે, તમારે કંઈક પીવડાવવું જ હોય તો ચા કે કોફી જ આપો'

કાશીબાને ખૂબ આશ્ચર્ય થયું! અરે, અમૃત જેવું દૂધ આને સદતું નથી? ને આ ઝેર જેવા ચા કોફી કોઠે પડી ગયા છે? અજબ છે બાઈ, આ તો અહીં [illegible] ત્યારે તો હોંશેહોંશે દૂધ પી જતી હતી! હશે.

પછી તો કાશીબાએ ચા કરી ભાનુએ તે પ્રેમથી પીધી ને બંનેએ વિદાય લીધી

આ દાખલો એ સૂચવે છે કે કોઈ પણ પદાર્થમાં રહેલો કોઈ પણ જાતનો રસ તે પદાર્થનો ભોક્તા જ્યાં સુધી તેમાં પોતાનો રસ રેડતો નથી ત્યાં સુધી તે અધૂરો રહે છે

તેનાથી ઊલટું, જે પદાર્થમાં મૂળે રસ નથી, અથવા જે રસ તેનો ભોક્તા તેમાંથી પામે છે તે તેમાં છે જ નહીં, પણ ભોક્તા જ પોતાના રસથી તેને રસપૂર્ણ કરે છે

કેટલાકોને સંસાર ખારો લાગે છે અને કેટલાકોને મીઠો લાગે છે

એક પદાર્થમાં રહેલા તત્ત્વને તેનો ભોક્તા પોતાની રુચિ-અરુચિથી સાર કે અસાર માને છે

કોઈ વાનગી ખરે જ રસદાર છે પણ તેના ભોક્તાને તે આરોગવાથી આનંદ પડતો હોય તો જ, નહીં તો તે જ વાનગી રસ વિનાની બની જાય

આમ મૂળ ખરો રસ તો તેના ભોક્તામાં હોવો જોઈએ એ સિદ્ધ થયું

એવું જોવામાં આવે છે કે એક કુટુંબમાં વિશિષ્ટ વાનગી બને છે ત્યારે ઘરના એકાદ માણસ માટે જુદી, સાદી વાનગી પણ કરવી પડે છે કેમ કે, તેના પ્રકૃતિને વિશિષ્ટ વાનગી અનુકૂળ નથી હોતી

તત્ત્વજ્ઞાનના રસિયાઓને વાર્તાનાં પુસ્તકો સામાન્યરીતે બહુ ગમતાં નથી, જ્યારે વાર્તારસિયાઓને તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો ગમતાં નથી

આમ જોઈએ તો કોઈ પણ વિષય પોતે તો રસિક કે અરસિક નથી, વાચકની રુચિ, અરુચિ તેને રસિક કે અરસિક માને છે—બનાવી મૂકે છે

બીજો દાખલો આ બાબતમાં બહુ ઉત્તમ છે ક્યારીની જમીન ઘઉંને માફક નથી આવતી અને ખારી જમીન ડાંગરને માફક નથી આવતી

પણ આ દાખલો આપણને આડે રસ્તે દોરી જશે

ભાનુ ને કુસુમને પ્રથમ દૂધ ભાવતું હતું પણ પછી તે ભાનુને અપ્રિય થઈ પડ્યું દૂધના ગુણમાં કશો ફેરફાર થયો નથી, પણ ભાનુની રુચિમાં ફેર પડ્યો તેથી તેને દૂધ ફાવ્યું નહીં

હકીકતની દૃષ્ટિએ જોઈએ તો દૂધ માણસની રુચિને અનુકૂળ જ છે અને એટલા માટે જ તેને બધી રીતે પોષક ગણવામાં આવ્યું તે છતાં ભાનુને હાનિકારક લાગે છે એ તો ક્યારીની જમીન જ ડાંગરને અનુકૂળ નથી આવતી એના જેવું થયું!

બ્રહ્મ આનંદમય છે, તો બ્રહ્માંડ પણ આનંદથી જ ઓતપ્રોત છે છતાં એ પરમતત્ત્વના અંશ જેવા માનવજીવોને સંસાર દુઃખોથી ભરેલો કેમ લાગે છે? તેઓ કેમ અનુભવે છે? કેમ કે, માનવજીવોએ પોતાનામાં રહેલો સાચો રસ ખોયો છે રુચિ બગાડી નાખી છે

મિષ્ટ વાનગી ખાતી વેળા જ્યાં સુધી જિહ્વામાંથી રસ છૂટતો નથી ત્યાં સુધી તે વાનગી મિષ્ટ લાગતી નથી.

કોઈ પણ વિષય તેના ભોક્તાના રસ વિના અધૂરો છે.

હરિભજનમાં નિંદર આવે
ભાંડ-ભવાયા નાચે, ત્યાં સારી રાત જાગે!

કોઈ એક કવિની આ કાવ્યપંક્તિઓમાં લોકમાનસનું સારું ચિત્ર જોઈ શકાય છે.

હરિના લાલને હરિરસ જ ગળે ઊતરતો નથી, કેફ-કસુંબા ગળે ઊતરે છે! અપરસ રસ બની ગયો છે.

સાંખ્યદર્શનમાં કહ્યું છે કે માનવદેહમાં અવતરેલું ચેતન જગતના જડ પદાર્થો સાથે સેળભેળ થઈ ગયું છે, તેથી સંસાર દુઃખ તાપથી ભરેલો છે. ચેતન જડથી મુક્ત થઈ જાય એટલે એ દુઃખથી પણ મુક્ત થઈ જાય.

ઈશ્વરે વિશ્વના અમુક પદાર્થોમાં રસ મૂક્યા પછી પણ તેના ખ્વટના નિર્ણય કરવાની સ્વતંત્રતા માણસને આપી છે. માણસને તેમાં રસ ન હોય તો કોઈ પણ પદાર્થ તેને માટે રસદાયી નથી.

સ્વતંત્રતા અધિકારીને જ પ્રાપ્ત થાય છે. ઈશ્વરે માણસને અધિકારી માન્યો એ એમની ઉદારતા ગણાય.

બાળકને આપેલી સ્વતંત્રતા ઘણી વાર ખુદ તેને માટે જ ભયજનક નિવડે છે; તેમ બાળકબુદ્ધિવાળા માણસને માટે ઈશ્વરે બક્ષેલી ઉપલી સ્વતંત્રતા ભયજનક નિવડતી દેખાય છે.

એટલે જ જેમની બુદ્ધિ પૂર્ણ વિકસિત હતી તે આર્ષદ્રષ્ટાઓએ માણસે શેમાં રસ લેવો જોઈએ તે નક્કી કર્યું છે, પરંતુ બધું માણસની મરજી પર છોડ્યું છે.

એમણે તો શ્રેય અને પ્રેય એવા બે ભાગ જ પાડી દીધા છે અને જેમાં એનું શ્રેય હોય તે જ માણસને પ્રિય હોવું જોઈએ એમ સ્પષ્ટ કહ્યું છે.

જેને જીવન, જગત કે ઈશ્વર સુદ્ધાં નિરસ લાગતા હોય તે માણસ આત્મસંશોધન કરશે તો જણાશે કે પોતે જ પોતાને મળેલો, પરમ રસ ખોઈ બેઠો છે, નિરસ થઈ ગયો છે!

☆

## પરિવાર

ગુરુદયાલ મલ્લિક

પરિવાર?
પ્રભુના પ્રેમ-રાજ્યનું દ્વાર!
અને પ્રેમ-રાજ્ય?
સ્વર્ગ-રાજ્ય!
અને સ્વર્ગ-રાજ્ય?

એવું રાજ્ય, જ્યાં પ્રત્યેક પોતાના 'સ્વ'નો અર્ઘ્ય ધરીને આત્મસમર્પણ કરે છે.

પ્રભુ પ્રેમ છે.

પ્રેમનો પ્રથમ પરિચય તો પરિવારમાં જ થાય છે ને? પરિવાર ન હોત તો મનુષ્ય કેવળ પોતાને જ ચાહતે-પ્રેમ કરતે. અને એમ કરવું એ તો પ્રેમની હત્યા કરવા જેવું છે. એટલા માટે પરિવાર, મનુષ્યમાં જે પ્રેમવૃત્તિ છે, તેના સર્વાંગી વિકાસ માટેની ઉચિત ભૂમિ અને ભૂમિકા બંને છે.

પરિવાર સભ્યતાનો આધાર છે.
શી રીતે?
સભ્યતાનો મર્મ છે શિષ્ટાચાર.

જો માણસને એકાકી જ રહેવાનું હોત તો એ મવાલી જ રહી જાત, અને સ્વચ્છંદતા જ એનો જીવનમંત્ર બની ગયો હોત.

પરંતુ પરિવારમાં રહીને એ સંયમ શીખે છે.

અને સંયમ જ શિષ્ટાચારનું મૂળ છે.

એટલા માટે પરિવાર, પ્રીતિ અને નીતિ શીખવાની પ્રાથમિક શાળા છે. અને એ શાળામાં ભણ્યા પછી જ મનુષ્ય વિશ્વવિદ્યાલયમાં પ્રવેશ કરી શકે છે.

પરિવાર, મનુષ્ય, સમાજ, સભ્યતા અને સંસ્કૃતિનો પ્રાણ છે.

☆

અહીં જે લાગણીઓને બધી, કોમલ કરી દેશે;
જગત ક્યારેક તો તેનું હૃદય ઘાયલ કરી દેશે! —અનિલ

# ભાડૂતી મમતા — કચ્છી

સરલાને જ્યારે મઝાનું બાળક અવતર્યું ત્યારે વિશેષ આનંદ તો જગમોહનને થયો.

પંદર માણસના સહિયારા કુટુંબમાં એક બાળકનો વધારો ખાસ નવાઈનો પ્રસંગ નથી ગણાતો. તેમ, સરલાના બાળક વિશે શરૂઆતમાં થોડું કુતૂહલ ઘરમાં રહ્યું ખરું, પણ પછી તો રોજની ઘરેડમાં તે ય ચાલ્યું ગયું.

ઘરમાં પાંચેક બાળક હતાં. વૃદ્ધ મા બધાંને હેતથી સાચવે. પેલો આમ ગયો ને બીજો વાસણ ઓખરાં કરે છે. અમુકે ચોપડી લીધી છે ને અમુક રાખ ખાવામાં પડ્યો છે—આવી આવી ચેતવણી બેઠાં બેઠાં આપ્યા જ કરે. બની શકે તેને સાચવે રોકે ને રમાડે ય ખરા. આવડા મોટા કુટુંબમાં ઘરનું કામ કરી શકનારામાં બે વહુઓ જ. અને વળી, મધ્યમવર્ગનું કુટુંબ એટલે જેમતેમ આવક ખર્ચના પાસા સરખા કરે. એટલે નોકરો રાખવાનો ખર્ચ ક્યાંથી કાઢે?

જગમોહન નવા વિચારનો. બાળકોને ઉછેરવા સંબંધી એના ચોક્કસ વિચારો હતા—આગ્રહ હતો. એણે જોયું કે આવડા મોટા કુટુંબમાં મારા બાળકનો યોગ્ય ઉછેર થવાનું શક્ય નથી. મા બિચારાં ગમે એટલું ધ્યાન રાખે તેથી શું? મારા બાળક પર વિશેષ ધ્યાન આપે એટલે ભાભીને ય મનમાં ઓછું તો આવે જ. જેમતેમ તે પણ બાળકની માતા છે. સરલા યે ઘરકામમાંથી કાઢી કાઢીને કેટલો સમય કાઢે? ત્યારે કરવું શું? બાળક આવ્યો ત્યારથી સરલા ને ભાભી વચ્ચે અંતર પડ્યું છે અને વધતું જ જાય છે. હું મારા બાળક માટે સારી ચીજો, સારાં કપડાં લાવું તેની ભાભીને ઓછું તો આવે જ... ભાભીની જરાય ઇચ્છા નથી. એટલે ભાભીને પણ ઓછું તો આવે જ. પણ ત્યારે થાય શું? મારા બાળકનો ઉછેર જેમતેમ થવા દેવો? જગમોહન વિચારતો. સરલા યે આમ જ વિચારતી. વાતવાતમાં કહેતી પણ ખરી. માત્ર એક મા જ એને દિલાસારૂપ હતાં.

આમ ને આમ ત્રણેક વર્ષ નીકળી ગયાં. ને એક વારનો અતિ રૂપાળો, ચબરાક બાબો ભાઈના છોકરા જેવો જ ધીરેધીરે થતો ગયો. તે જોઈને જગમોહનનું હૃદય ઘવાયું. એક દિવસ નાની વાત પરથી બોલચાલ થઈ અને એ કુટુંબથી જુદો થયો.

માને નાના પુત્ર પર ઝાઝું વહાલ છતાં મોટા દીકરાને ય કેમ છોડાય? એટલે એ તો મોટા પુત્રની સાથે જ રહ્યાં.

સરલાને હવે ઠીક નવરાશ મળી. એટલે એ બાબા પર વિશેષ ધ્યાન આપવા લાગી. પણ જગમોહન નોખો થયો એટલે ખર્ચ વધ્યો ને આવક તો હતી એટલી જ હતી એટલે ઘરખર્ચ કાઢવામાં હાથ બહુ ભીડમાં રહેવા લાગ્યો. એટલે જગમોહન ચિંતામાં રહેવા લાગ્યો. ઘરમાં નવરાશ હતી છતાં યે હવે એ પોતાના વહાલા બાબા પર ધ્યાન નહોતો આપી શકતો! અને એક બીજું બાળક ઘરમાં આવવાનું હતું!

સરલા ને જગમોહન મૂંઝાયાં. સરલા સુશિક્ષિત હતી. એણે કોઈક નોકરી કરવાનું નક્કી કર્યું. પણ નવા બાળકના આગમન પછી જગમોહન ના કહી શક્યો નહીં.

ઘરમાં બીજું બાળક પણ આવ્યું. મા બાપ પોતાનાં બાળકોને સારામાં સારી રીતે ઉછેરવાને સ્વતંત્ર હતાં છતાં ઉછેરી શકતાં ન હતાં!

ઘરનું ખર્ચ વધ્યું હતું. એટલે છએક માસ પછી સરલાએ મહિલા ઉદ્યોગ મંદિરમાં દિવસના છએક કલાકની નોકરીએ જવાનું કહ્યું ત્યારે જગમોહન ના પાડી શક્યો નહીં. પણ બાળકોનું શું? એમને માટે શેરીમાં એક વિધવા બાઈ હતી તેને સાચવવા માટે રાખી. બાઈ એકલી હતી ને એને ય થોડીક આવકની જરૂર હતી જ.

જગમોહન રોજરોજ વિચારતો. હું મારા બાળકોનો કેવો ઉછેર કરવા માગતો હતો અને કેવો ઉછેર થઈ રહ્યો છે! એક દિવસ માની મમતા ને ભાઈના હેતને છોડીને મેં મારા બાળકોના

સારા ઉછેર ને ભવિષ્ય માટે સહિયારું કુટુમ્બ છોડયું અને અહીં બિચારાં કેવાં ઉછરી રહ્યાં છે!

એક દિવસ જગમોહનને બપોરે ઓચિંતો તાવ આવ્યો એટલે એ ઑફિસેથી રજા લઈને ઘેર આવ્યો.

શેરીમાં પ્રવેશતાં એણે જોયું કે પેલાં વિધવા બહેન, એક ભાઈના ઓટલે બીજાં બહેન સાથે બેસીને ગપ્પાં હાકે છે ને એનો મોટો બાળક ધૂળમાં એક બીજા બાળક સાથે રમતાં રમતાં ગાળાગાળી કરીને ઝઘડે છે! અને નાના બાળકને એક છોડીએ ઝાલ્યો હતો તે કોઈ ભાંગેલા વાસણનું ગંદું ઠીકરું ચૂસતો હતો.

જગમોહનને ભારે ગુસ્સો ચઢ્યો. એ ઝડપથી ત્યાં ગયો. જગમોહનને આવતો જોઈ ને વિધવા બહેને ઝડપથી નાના બાળકને હાથમાં લીધો ને મોટો જે ગાળાગાળી કરતો હતો તેને ડારાન વારવા લાગ્યાં.

જગમોહને નાના બાબાને લઈ લીધો ને મોટાને સાથે તેડી લીધો. અને એવી કરડકણી આંખે વિધવા બહેન સામે જોયું કે પેલાં બહેન પહેલાં તો ઠરી જ ગયાં. અને કશું કહેવા જતાં હતાં તે મૌન થઈ ગયાં.

જગમોહને જતાં જતાં માત્ર એટલું જ કહ્યું: ‘બાઈ બાળકો સાચવે છે!’

‘તે, દસ રૂપરડીમાં તો ભાઈ, કેવાક લાડ લડાવું? ન ફાવતું હોય તો આ ઘરે બેઠી જ છું. કોઈ કહેવા નો'તું આવ્યું. હા!’ બાઈએ કહ્યું.

જગમોહન સમસમી રહ્યો પણ કશું બોલ્યા વિના ઘરે ગયો. એનેય સાચું લાગ્યું: દસ રૂપિયામાં મળતી ‘ભાડૂતી મમતા’ તે વળી કેવીક હોય!

☆

◦ એક વાર સહજાનંદ સ્વામી કાઠિયાવાડમાં બોટાદ પાસે સારંગપુરમાં વરસાદના દિવસોમાં રહેતા હતા; તેવામાં ત્રણ દિવસ સુધી એકસરખી વરસાદની હેલી થઇ અને ગામમાં ઘણાં ઘરો પડવા માંડ્યાં. તેમાં એક બ્રાહ્મણનું ઘર પણ હતું. એના મોભ નીચે દસવીસ ઢોર દબાવા લાગ્યાં. બ્રાહ્મણ દોડતો સહજાનંદ સ્વામી પાસે આવ્યો અને મદદનો પોકાર કીધો. સહજાનંદ સ્વામીએ પાસે બેઠેલા માણસોને દોડી જવા કહ્યું, પણ કોઇ ઊઠ્યું નહીં. તે જોઇ સહજાનંદ સ્વામીએ પોતે દોડીને ખભેથી મોભ ઊંચો ઝાલી રાખ્યો અને પશુને બહાર કાઢ્યાં.

◦ ગામ બાઉેરમાં સહજાનંદ સ્વામી પાતલભાઇને ઘેર પધાર્યા હતા. જમવાનો સમય થયો ત્યારે પાતલભાઇની પત્નીએ સ્વામીનારાયણને પીરસવા માંડ્યું. જમતાં જમતાં બાઇએ પૂછ્યું, ‘મહારાજ, દૂધ લાવું?’ સહજાનંદ સ્વામીએ કહ્યું, ‘ભલે લાવો.’ પછી તે બાઇ ‘પ્રેમમાં ને પ્રેમમાં ઊઠ્યાં ને છાસની દોણી લાવ્યાં ને મહારાજને દૂધ જાણીને છાસ આપી. તેને મહારાજ પીવા માંડ્યાં ને એમ બોલ્યા જે ‘આ દૂધ તો ભારે ગળ્યું છે.’ એમ કહીને ત્રણ વાર માગીને બધી છાશની દોણી પી ગયા. પછે તે બાઇ બીજા સારુ છાસ લેવા ગયાં, તારે ખબર પડી એટલે બહુ પશ્ચાત્તાપ કર્યો; અને મહારાજને કહે કે, ‘મેં તો તમને છાસ પાઇ ને દૂધ તો રહી ગયું.’ તારે મહારાજ કે ‘એ તો દૂધ હતું.’ પછે મહારાજને બતાવ્યું. તારે મહારાજ બોલ્યા ‘જે તમે અતિ હેતે પાઇ તે દૂધ કરતાં ગલિ લાગી.’

◦ ‘અને કેટલેક સમયને વિષે ગામ ઉપલેટામાં મહારાજ આહીરને ઘેર જઇને કે, ‘શું કરો છો?’ તારે કે, ‘મહારાજ, જમિયે છઇયે.’ તારે મહારાજ કે ‘અમે પણ ભૂખ્યા થયા છઇયે તે ખાના આપો.’ પછે તે કે ‘મહારાજ, અમારા તો હાથ એંઠા છે તે તમે તમારે હાથે લઇને જમો.’ પછે મહારાજ પોતાને હાથે દોહલામાંથી ઘેંશ ને દૂધ લઇને થાંભલાને ઓઠીંગણ દઇને જમ્યા. એમ પ્રેમીને ઘેર અણતેડ્યા આવે છે, ને બીજાને તો ધ્યાનમાં પણ દુર્લભ છે.’

—કિ. ઘ.

☆

જીવની વધુ આધી લોઈ ના કરુણતા મેં,
જન્મ તો મળે છે પણ જિંદગી નથી મળતી! –અનિલ

# પડી ટેવ તે તો . — મણિમાનિક

આજનો યુગ યંત્રયુગ કહેવાય છે પહેલા કરતા યંત્રોનો વપરાશ આજે વધ્યો છે યંત્રની ગતિ એકધારી હોય છે યંત્ર સાથે કામ કરનાર કારીગરમા પણ એવુ યાંત્રિક એકધારાપણુ નામા સમયે આવી જ જાય છે

ઘણુ ખરુ, જે કામ યંત્રની મદદ વિના થાય છે તેમા યે આજે યાંત્રિકતા પ્રવેશી ગઈ છે—એટલે એવુ કામ કરનારમા પણ કેટલીક એવી ટેવો પડી ગઈ હોય છે કે તેને યંત્રવત્ કહી શકાય

જીવન પણ યંત્રવત્ થતું જાય છે એટલે માણસમા કેટલીક એવી ટેવો કાળે કરીને ઘર કરી બેસે છે કે તેનો જો વિચાર કરીએ તો હસવુ આવી જાય

માણસ પોતાના જીવનનુ નિરીક્ષણ અવલોકન કરતો રહે તો એનામા પ્રવેશેલી કે પ્રવેશતી ટેવ-કુટેવ એની નજરે પડ્યા વિના નહીં રહે—અને જે ભૂલ પોતાને દેખાય તેને માણસ સહેજે નિવારી શકે છે અહીં એવા કેટલાક પ્રસંગો યાદ આવે છે જેમા એવી કેટલીક ટેવ કુટેવના દર્શન થાય છે એ પરથી વિચારીએ આપણામા તો આવી કોઈ હાસ્યાસ્પદ ટેવ તો નથી ને?

કાસમ હમણા જ નોકરીએ ચડ્યો હતો

સ્વભાવ સારો વળી એ મહેનતુ યે ખરો બધુ કામ નીચી નજરે કરે

એની કેટલીક ખાસિયતો તરફ મારુ ધ્યાન ખેંચાયુ અને જરા આશ્ચર્ય પણ થયુ

એ બેઠો હોય ને કાગળો સરખા કરતો હોય ત્યારે એનુ માથુ અને ખભા આમથી તેમ થોડા થોડા આંચકા લાગતા, એના આંગળીના ટેરવા અમુક પ્રકારનો વળાંક લીધા કરતા

નકામો કાગળ પણ પકડીને દૂર કરવાનો હોય ત્યારે પણ નિયમ મુજબ એના આંગળા અમુક મરોડ લેતા જ

આમ તો એ શાંત પ્રકૃતિનો અને કામમા બહુ ઝડપી નહીં છતા એના આંગળામા અજબ ઝડપ હતી બેઠાડુ કામ એને વિશેષ ગમતુ

કાસમ બીડીનો ભારે બંધાણી એક બીડી પૂરી થઈ ને જરા વાર થઈ કે એનો હાથ બીજી બીડી લેવા માટે ગજવામા ગયો જ જાણો!

મે એને પૂછ્યુ 'કાસમ, તુ જરા બીડી પીવાનુ ઓછુ કરતો હોય તો?'

'બહુ યે ઓછી કરવાનુ કરુ છુ, પણ ઓછી નથી થતી ટેવ પડી ગઈ છે'

'પણ તુ જ વિચાર કે આટલા નાના પગારમા તુ રોજ આઠેક આનાની તો બીડી પીતો હોઈશ તને પોષાય છે કેમ?'

'બીડી મોંઘી તો પડે છે પણ તમે કહો છો એટલી નહીં!'

'એમ કેમ?

હુ હાથે વાળી લઉં છુ'

તેથી શુ ઓછી ન કરી શકાય?'

આ બીડી વાળતા આવડે છે એટલે તો એ વળગી છે, છૂટતી નથી!'

'પહેલા તુ કયો ધંધો કરતો?'

'બીડી વાળવાનો!'

કાસમની બધી ટેવોનુ રહસ્ય મને સમજાઈ ગયુ!

માણસ અમુક ધંધો કરે છે અને તે ધંધાની કેટલીક ટેવો કે કુટેવો તેને પડી જ જાય છે અને ઘણી વાર તો આખી જિંદગી લગી છૂટતી નથી

પાનનો ધંધો કરનારો ધંધો છોડશે તો યે આખા પાન ખાવાનો હોટલનો નોકર હોટલ છોડશે તો યે ચાની ટેવ નહીં છૂટે

o

બાંધકામ ચાલતુ હતુ નવો આવેલો મજૂર એક બે બાબતમા ધ્યાન ખેંચતો હતો એક તો એ કામમા આળસ ન કરતો તગારામા માટી ભરે તો આખુ જ ભરી દાડે પાવડાના બે પણ હાથ મારી દે તગારુ ઉપર સુધી ભરાયુ જ જમીન ખોદવાનો હોય તો બીજા મજૂરની જેમ ઝીણીના ઘા નહીં, લુહારના ઘા જ મારે.

સમયનો અંદાજ કાઢવો હોય ત્યારે આંખ ઉપર હાથનું નેજવું કરીને સૂરજ સામે મીટ માંડતો-તડકો જોતો. જ્યારે બીજા મજૂરો મિત્રોઓને જ સમય પૂછી લેતા.

કામ કરતો ત્યારે પંચિયાનો કચ્છો મારી દેતો એટલે કામ કરવામાં ફાવે.

પણ એક બાબતમાં તો તે ખાસ જુદો તરી આવતો. ખાસ દૂર નહીં હોય એવા મજૂરને પણ બોલાવવો હોય ત્યારે પણ તે એવા જોરથી હાક મારતો, જાણે પેલો દૂર ન હોય. બોલતો પણ મોટેથી જ.

એક દિવસ એની પાસે જઈને પૂછ્યું: 'કેમ ભાઈ તારું નામ શું?'

'રવિયો.'

'ક્યારથી મજૂરી કરે છે?'

'એ હમણાંથી જ.'

'પહેલા શું કરતો?'

'ખેતી.'

'તો પછી ખેતી કેમ છોડી?'

'આણુ વરસ મોળું ગયું. એટલે બેઠા કરતા આ મજૂરી કરવી શી ખોટી?'

'તે હવે મજૂરી જ કરવી છે?'

'નારે, મોસમ આવે એટલે પાછો એનામાં.'

'ઘરની ખેતી છે?'

'હા.'

એની કેટલીક વિલક્ષણ રીતભાતનું રહસ્ય મને તરત સમજાઈ ગયું.

ખેતરને આ છેડે કામ કરતો ખેડૂત ખેતરને બીજે છેડે કામ કરતા માણસને ધીમે સાદે બોલાવે તો પેલો સાભળે જ શાનો? હવે એ ટેવ પડી તે પડી. એકાએક કેમ છૂટે? અને જેણે સાચી મજૂરી વર્ષો સુધી કરી છે તે થોડા દિવસ ભલે બીજાની મજૂરી કરે, તેથી તેની કામ કરવાની હથોટી થોડી બદલાય છે?

મિલમાં, ખુલ્લામાં કે ઘણા માણસો ભેગા કામ કરનારા ધીમા સાદે બોલતા જ નથી. બોલવું ફાવતું જ નથી. ઘરે પણ એ લોકો જરા ઊંચે સાદે જ બોલતા હોય છે. નાના છોકરાને સાદ પાડે તે પણ એવો કે ભદ્રવર્ગના માણસો તો એ સાંભળીને 'છોકરા પર ખિજાયો લાગે છે' એવું જ ધારે.

o

એક દેશી પેઢીમાં ગાદી તકિયાની બેઠક. પાચ-સાત મહેતાજી કામ કરે. ફાલતુ કામ કરનારા જુદા.

ગાદી તકિયાં ચોખ્ખાં-સુઘડ. નામાના, જમે-ઉધારના ચોપડા દેશી ઢબના અને કાળી શાહીથી, હૉલ્ડરથી જ લખાય. અને શાહીચૂસને બદલે કાળી ઝીણી રેતીનો જ શાહી સૂકવવામાં ઉપયોગ થાય.

શાહીનો ખડિયો લાકડાની બેઠકમાં બેસાડેલો તેમાં જ રેતી રાખવાની સગવડ. એમાંથી રેતી લેતાં ક્યારેક શાહીના ખડિયામાં યે થોડી પડે એટલે હૉલ્ડરથી લખતાં લખતાં શાહી અટકી પડે ત્યારે એક મહેતાજી ટાંકને તકિયા સાથે ઘસીને સાફ કરે! એમનો તકિયો જોઈએ તો છેડે કાળી શાહીના ઘસરકા હોય.

એક વાર એ મહેતાજી ડુપ્લિકેટ બિલ લખતા હતા. પેન્સિલની અણી બરાબર નહીં તેથી બરાબર લખાતું ન હતું. એટલે મહેતાજીએ આદતના જોરે પેન્સિલની અણી ઝીણી કરવા માટે તકિયા સાથે ઘસવા માંડી!

મેં કહ્યું: 'આ તકિયા સાથે કેમ ઘસો છો? પેન્સિલની અણીમાં તો કંઈ કચેરો ભરાયો નથી!

'ઓહ, એ તો ટેવ પડી એટલે હાથ સીધો તકિયા પર ગયો, શું થાય, કામની ધૂનમાં કંઈ ખ્યાલ રહેતો નથી!'

o

ઘોડાગાડી જોડવાનો ટાઈમ થવા આવ્યો એટલે મરિયમે અનવરને જગાડ્યો. અનવર આંખ ચોળતો ચોળતો પરાણે ઊઠ્યો અને તરત ચા લાવવાની વરધી પણ આપી દીધી. ઘોડાને નીરણ કર્યું છે કે કેમ તે પણ પૂછી લીધું અને પથારીમાં બેસીને બગાસાં ખાવા લાગ્યો. એટલામાં એની નાની બહેન સકીના આવીને તેને વળગી અને

કહેવા લાગી ‘ભાઈ, આજે મને ગાડીમાં લઈ જશો ને?’

ઝોકા ખાતાં, અર્ધજાગ્રત દશામાં અનવરે તેને આઘે કરતાં કરડાકીમાં કહ્યું: ‘અબે ચલ હટ, સાઈડ પર હો જા!

આખો દિવસ ઘોડાગાડી હાંકતા એને ઘોડાને અને વચ્ચે ચાલતા રાહદારીઓને જે શબ્દો તોરમાં કહેવાની ટેવ પડી ગઈ હતી એ જ શબ્દો, એ જ તોરમાં પડેલી ટેવને કારણે પોતાની બહેનને પણ, તેને આઘી કરવા કહી દીધા!

o

એક ભાઈ એક પેઢીમાં નામું લખે. વર્ષોથી એ કામ કરે એટલે એમાં પાવરધા થઈ ગયેલા. લખતા લખતા કોઈ વિગત બીજા કોઈ ચોપડામાં જોવાની હોય ત્યારે કલમ કાને ભેરવીને બીજો ચોપડો જોવા માંડે. આ એમની ખાસ આદત. બીડીનું વ્યસન પણ ખરું. ને બીડી પણ કાને ભરાવવાની આદત. બીડી પીતા પહેલાં, તેમાં તમાકુના ઝીણા રજકણ મોંમાં ન આવે એટલે સળગાવતા પહેલાં મોંમાં ઊંધી બીડી મૂકીને ફૂંક મારે એટલે અંદરથી તમાકુના રજકણ નીકળી જાય.

એક દિવસ કોઈ અટપટો હિસાબ લખવામાં ખૂબ ગૂંચવાયેલા. કરીક રકમનો મેળ મળે નહીં. અમુક સમયે બીડી પીવાનો એમનો નિયમ. એ સમય તો ક્યારનો વહી ગયેલો. એમના મનમાં એમ કે આ મેળ મેળવીને પછી નિરાંતે બીડી ફૂંકું. પણ આખરે એ કંટાળ્યા ને હિસાબ વચ્ચેથી મૂકીને બીડી પીવાનું નક્કી કરી આગપેટી કાઢી અને કાને ભરાવેલ બીડી પેન્સિલનો બીડી જેટલો ટુકડો મોંમાં નાખી તેને બીડી સમજીને ફૂંક મારવા લાગ્યા! એક ફૂંકે જ એમને પરિસ્થિતિનું ભાન થયું અને ખીજવાઈને પેન્સિલના ટુકડાને મોઢામાંથી કાઢી જમીન પર પટક્યો!

o

એક પોસ્ટ ઑફિસમાં લોકોની સગવડ માટે લખવાના સાધનો અને ગુંદર તથા પાણી પણ રાખવામાં આવે છે. ઘણા માણસો ત્યાં લખે, સરનામાં કરે પણ મોટા ભાગના પરબીડિયું કે ટિકિટ જીભે અડાડીને જ ચીટકાવે! કોઈક જ ત્યાં રાખવામાં આવેલ પાણીનો ઉપયોગ કરે. ઘણાંને તો આશ્ચર્ય પણ થાય કે અહીં પાણી શા માટે રાખવામાં આવ્યું છે!

સાધનોની પાસે કદાચ સાધનોના ઉપયોગ માટે સૂચના લખી હોય તો કોઈ કોઈનું ધ્યાન તે તરફ દોરાય ખરું. પણ કોઈની પાસે કાગળ લખાવનારા ને સરનામું કરાવનારા અભણ ભાઈઓ એ ક્યાંથી વાંચે?

o

કેટલાક માણસોને ચાલતા ચાલતા ખાલી ખાલી ખોંખારા ખાવાની ટેવ હોય છે. એક ડોસાને પણ એવી ટેવ. ચાલીમાં ઉપલે માળે છેવાડે એ રહે. ચાલમાંથી પસાર થતાં થતાં એવા તો ખોંખારા ખાય કે નજીકના રૂમમાં સૂતેલું નાનકડું બાળક ચમકીને જાગી ઊઠે. પણ એમને એની ક્યાંથી ખબર પડે?

કેટલાક માણસો જાણે પરેડ ન કરતા હોય એવી રીતે ધબધબ ચાલે છે. મુંબઈ જેવા શહેરમાં જ્યાં વસતિ ખૂબ જ હોય છે ત્યાં એવા માણસો દાદરો ચઢતા કે ચાલમાંથી પસાર થતા પણ પોતાની ટેવ પ્રમાણે જ વર્તે છે. મોડી રાતે પણ આવે ત્યારે ચાલીમાં બધા સૂતા હોય ત્યારેય ભારેખમ બૂટ પહેરીને એવા તો ધબધબ ચાલે કે ઘણાની ઊંઘ બગાડી નાખે. અને કોઈના બે વેણ પણ સાંભળે જ. અને તોય, પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?

## સાભાર સ્વીકાર

નવજીવન-પ્રકાશન: (અમદાવાદ)ના **આનંદ-અર્થશાસ્ત્ર** લે નરહરિ દ્વારકાદાસ પરીખ, મૂ. પાંચ રૂપિયા બીજી આવૃત્તિ. **આરોગ્યની ચાવી**: લે. ગાંધીજી, મૂ. સાત આના પુનર્મુદ્રણ **આનું** **કેમ સૂઝ્યું?**: લે. ટૉલ્સ્ટૉય, અનુ. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ પુનર્મુદ્રણ ગુજરાત વિદ્યાપીઠના પ્રકાશનો **અક્ષરરાજ**: ગુજરાતી ફરસુ, મુદ્રણમ ફિક્વ થી, મૂ. એક રૂપિયો **વિજ્ઞાન પ્રવેશિકા**: લે. રિચર્ડ બી ગ્રેગ, અનુ. બ સીમર હિરાલાલ ગાંધી, મૂ. સવા રૂપિયો હંસ પ્રકાશન (રાજકોટ)ના પ્રકાશનો: **ગોકળિયું ગામ, નવાં તીરથ, નવું નાણું** ગ્રંથન લે. બિકુભાઈ ગોહિલ મૂ. દરેકના છ-છ આના

(૫૮ મા પાનાનું ચાલુ)

ચઢાવવાની આપણામાં શ્રદ્ધા છે તો આપણને જે પદાર્થ વિશેષ પ્રિય હોય તે જ લાવી શકીએ. જે તહેવારે મિષ્ટાન્ન ખાય છે તે મિષ્ટાન્ન બનાવીને દેવને ધરે છે. જે માંસાહાર કરે છે તે માંસ લાવે છે.

આ પરથી મને તો એમ લાગે છે કે જો આપણે માંસાહાર છોડાવી ન શકીએ તો પ્રાણીઓનાં બલિદાન પણ બંધ કરાવી ન શકીએ.

હા, એમ થઈ શકે છે કે આપણે લોકોને કહીએ કે માંસાહાર સારો નથી, છતાં પણ તમે માંસાહાર ન છોડી શકો તો ઓછામાં ઓછું તહેવારના પવિત્ર દિવસે તો ન જ કરવો જોઈએ. એવો દિવસ નિરામિષ ભોજનનું વ્રત માટે રાખવો જોઈએ. સંભવ છે કે જે પદાર્થને એ પોતે ચાખી નહીં શકે એનો નૈવેદ્ય ન પણ ધરાય. એમ પણ થવાનો સંભવ છે કે ભોગ તો ધરવામાં આવે અને બીજે દિવસે પ્રસાદ તરીકે ખાવામાં આવે—એ તો વધારે ખરાબ છે.

સારાંશ, માંસભોજન અને માંસ બલિદાન બંનેને એકબીજાથી અલગ નહીં કરી શકીએ.

☆

એક વાર સભામાં સર્પ નીકળ્યો, તેને લીધે કાંઈક ગડબડ થઈ; તેથી તે જગ્યાએ સહજાનંદ સ્વામી જવાને ઊઠ્યા. એ જતા હતા એટલામાં એક બાળક એમને પગે લાગવા આવ્યો. ઉતાવળમાં સહજાનંદ સ્વામીએ એને હાથ પકડી દૂર કર્યો. છોકરો ગભરાણો પડી ગયો. સર્પનો ગભરાટ દૂર થયા પછી સ્વામીનારાયણ પાછા આસને આવીને બેઠા. છોકરાની એમને વિસ્મૃતિ થઈ ન હતી. એને પાસે બોલાવી બેસાડ્યો ને પ્રસાદી અપાવી ખુશ કર્યો.

☆

## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬. પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી જ કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

અનુક્રમણિકા ........................................ ૧૨ એપ્રિલ ૧૯૫૭



પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી · રૂપાયતન મુદ્રણાલય · જૂનાગઢ

## માટીનો ચમત્કાર

ગોશાળામાં એક વાછરડીના શરીરે જૂ પડી હતી. હું એક દિવસ બાર વાગ્યા લગભગ તમાકુનો ભૂકો, રાખ અને ગ્યાસતેલ મેળવીને એના શરીરે લગાડીને આરામ કરવા લાગ્યો. મને થોડો વખત ઊંઘ આવી ગઈ.

જ્યારે એક વાગ્યે ઊઠ્યો તો મેં જોયું તો વાછરડી સાવ બેહોશ પડી હતી, મૃત્યુ નજીક હતું. હું દોડતો બાપુ પાસે પહોંચ્યો અને ધ્રૂજતા ધ્રૂજતા કહ્યું: 'મારાથી ગોહત્યાનો અપરાધ થઈ ગયો છે.'

બાપુએ ચોંકીને પૂછ્યું: 'શું થયું?'

મેં બનેલ હકીકત એમને કહી. બાપુ ઊઠીને મારી સાથે આવ્યા. વાછરડીને જોઈને બોલ્યા: 'હા, ભૂલ તો થઈ ગઈ છે પણ શું થાય? એક ઉપાય છે, અજમાવી જુઓ. એનું આયુષ્ય હશે તો બચી જશે. એના આખા શરીર પર માટી લગાડી દો અને જુઓ, શું પરિણામ આવે છે!' એટલુ કહીને બાપુજી ચાલ્યા ગયા. મેં એક ડોલમાં માટી ઘોળી વાછરડીના શરીરે લગાડી.

બાપુજીએ તો ફક્ત એકવાર માટી લગાડવાનું જ કહ્યુ હતું પણ મેં પંદર મિનિટ પછી લગાડેલી માટી ધોઈ નાખી ને ફરી વાર માટી લગાડી. પ્રથમ વારની માટી સાથે તમાકુ ને ગ્યાસતેલનો મોટો ભાગ નીકળી ગયો. મેં જોયુ કે જ્યાં વાછરડીની આંખ બંધ થઈ ગઈ હતી ત્યાં એણે આંખ ખોલી! મને આશા બંધાઈ કે વાછરડી જીવી જશે. મેં ત્રીજી વાર એના શરીરે માટી લગાડી. ત્યારે એના કાન હાલ્યા. એ જ પ્રમાણે મેં બે ત્રણ વાર માટી લગાડી ને ધોઈ. પાંચ વાગ્યા સુધીમાં વાછરડી ઊભી થઈ ગઈ, જો કે એના પગ આમતેમ લથડતા હતા. જેમતેમ કરીને મેં એને દૂધ પીવડાવ્યું. બીજે દિવસે એ બરાબર સ્વસ્થ થઈ ગઈ. એ જ્યારે ઊભી થઈ ત્યારે મેં બાપુને જઈને ખબર આપી ત્યારે બહુ રાજી થયા. એમણે કહ્યું: 'આ માટીની કરામત છે!'

—બલવંતસિંહ

# જ્ઞાનદેવ-ચિન્તનિકા

## વિનોબાજી

[૧૨]

શી રીતે જાણવું કે વેદાધ્યન સારું થયું છે?
હૃદયમાં નિરંતર નારાયણનું રહેવા લાગે ત્યારે!
જપ, જાપ, હોમ, આદિ વેદ રહસ્ય તો નથી, બલ્કે
અંતઃકરણમાં હરિ જાગી જાય, તો એ સૌની જરૂર
એ પોતે જ કરી લે છે.
બ્રહ્મમાં સ્થિર રહીને, જીવન બ્રહ્મમય કરવાથી
કળાને સાધ્ય કરવાનું વેદ-રહસ્ય સાધુમુખથી
જાણવા મળે છે.
હૃદયસ્થ હરને જગાડવા માટે જ તો વેદાદિકોનો
જન્મ છે.

[૧૩]

શ્રદ્ધા વિના ભક્તિ નહીં..
અને ભક્તિ વિના મુક્તિ નહીં.
બળ સંપાદન વિના શક્તિ કેમ પ્રાપ્ત થાય?
દોડધામ છોડીને શાંત રહે,
ત્યારે ખબર પડશે કે દેવ કેવા તરત પ્રસન્ન
થાય છે.
તારી આ બધી સાધના ચાલે છે ભક્તિને નામે,
પણ તે છે પ્રપંચની જ.
કેમ કે, એમાં ભક્તિની આર્દ્રતા નથી,
માટે, શ્રદ્ધાપૂર્વક તું હરિ શું હૃદય જોડ,
જેથી ગૃહસ્થીનો બંધ તૂટશે.
અને સાધનાની બેચેની પણ મટી જશે.

### ૩ ચિત્ત-વિકાસ યોગ

[૧૪]

શાંતિ, ક્ષમા અને દયાની ઉન્નત પરિપક્વતા
સંપાદન કર;
અને આગળ જતાં, જ્યારે એની વરાળ શાંત થાય;
તો આરામથી વિશ્વાત્મૈક્યનો આનંદ ભોગવતો
રહે.
રૂકાવટ કશી જ નથી.
કેમ કે, એ બધું સહજ જ ચિદાનંદરૂપ છે.
મોહ, માયામાં ફસીને ગફલતમાં ઇન્દ્રિયોને
આધિન ન થા.
બસ, એટલું જ બસ છે.
કલ્પનાનું કાજળ કાઢી નાખ,
અને દીવાથી દીવો પ્રગટાવી આલમનાં અંધારાં
દૂર કર.

[૧૫]

જ્ઞાનદેવને એક વાર એક જંગમ ગુરુ મળ્યા,
એમણે શાસ્ત્રનો સાર ટૂંકમાં બતાવ્યો—
મન એકાગ્ર કર; વન ન શોધ,
કારણ પરમેશ્વર પાસે જ છે.
અભિમાન છોડી દે–
અથવા સૌને માટે સરખું અભિમાન રાખ.
એટલાથી તારી વ્યાકુળતા શાંત થશે.
પ્રકૃતિને પાર કરશે
અને અમૃત જીવન પામશે.

[૧૬]

નટખટ મન એમ જ રખડું બની ભટકે છે.
મોટા મોટાના કાબૂમાં પણ નથી રહેતું.
આખરે ગુરુનું જ શરણું લેવું પડે છે.
મન કોઈ રીતે ય હરિચરણમાં સ્થિર થાય,
અને ત્યાની અગીટ મીઠાશ ચાખી લે તો બધું
કામ બની જશે,
કેમ કે, તે પછી 'હું'-'તું' પાપું શેષ નહીં રહે,
પરંતુ એ સહેજ સધાતું નથી.
જ્ઞાનદેવે એને માટે નિરાળી જ યુક્તિ શોધી છે.
જ્ઞાનદેવ કહે છે–
મનને સૃષ્ટિમાં ભટકવા દે,
અને શુદ્ધ સાક્ષીરૂપથી, મનથી અલગ થઈને હરિ-
શરણમાં રહે,
ભીતરમાં જો હરિની નાંક પાડી હોય તો મનને
બહાર ભટકવા દેવાથી, મનની શક્તિને જગત-
સેવા માટે, અને તદુપયોગી જ્ઞાન સંપાદન માટે
સહજ જ જોતરી શકાય છે.

[ભૂદાન [illegible] ૧૨]

# આરાધના

આખા જગત પ્રત્યે પ્રેમ રાખતા
શીખવું તેમાં ઈશ્વરની ઓળખ છે. જ્યા
પ્રેમ છે ત્યાં ક્ષેમ છે. જ્યાં વેર છે ત્યા
નાશ છે —બાપુ



( ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક )

# સર્વોદય–સાધનાનો રાજમાર્ગ!

**વિનોબા**

☆



સર્વોદયનો બેવડો વિચાર છે:(૧) 'સર્વ' મા 'હું' અને (૨) 'મારામાં' 'સર્વ' છે! જે કામ મારું પોતાનું મનાશે–જેમ કે મારું ખાવું, ઊંઘવું; એ બધાં કરે છે તો પણ હું સમાજ માટે કરું છું, એવું સમજવું જોઈએ, એટલે કે મારા આ કામથી સમાજ–સેવા થઈ રહી છે– એવું માનવું જોઈએ! મારા વ્યક્તિગત કાર્યમાં પણ આખા સમાજનું અનુસંધાન–પૂર્વાપર સંબંધ–હોય અને આખા સમાજની સેવા માટે મારો લોપ હો.

આ રીતે સર્વોદયનો બેવડો વિચાર છે. એમા એવા સ્વાર્થનો વિચાર વ્યાપક બની જાય છે; એની શુદ્ધિ થઈ જાય છે એમ જ સાધના પણ વ્યાપક બનવી જોઈએ, અને એની શુદ્ધિ થવી જોઈએ. જ્યાં સ્વાર્થનો નાનો વિચાર મટી ગયો ત્યા સૌના સામૂહિક સ્વાર્થની વાત આવી જાય છે. 'જેવું કર્મ તેવું ફલ' એમ આપણે કહીએ છીએ, પરંતુ શું વાસ્તવમા એવું થાય છે? કોઈ એક મૂર્ખે અગર બીડી પીને સળગતી જ કોઈ ઘર પર ફેંકી દીધી તો આખા ગામમાં આગ લાગી જાય છે. એ કોઈ એક છોકરાનું ખરાબ કર્મ હતું અને ફળ મળ્યું આખા ગામને! તો કર્મ–ફળ–ન્યાય અહીં ક્યાંથી આવી ગયો? એટલા માટે આપણે વિચાર–શુદ્ધિ કરીએ, અને 'સમસ્ત સમૂહમાં આપણે છીએ અને આપણામાં આખો સમૂહ છે' એ ઓળખીએ. એક માણસ જ્ઞાની થયો તો સમસ્ત સમૂહ જ્ઞાનવાન બને છે, ઊંચે ચઢે છે. એટલા માટે વ્યક્તિ અને સમાજની ભિન્નતાની કલ્પના કરવી ખોટી છે. વ્યક્તિગત કાર્યો સામાજિક દૃષ્ટિએ થવાં જોઈએ. અને સમાજિક કાર્યોમાં પ્રત્યેક વ્યક્તિઓને વિકાસની તક મળે.

આ રીતે 'મારો સમાજનો સ્વાર્થ' એક છે, સમાજ-સેવા જ મારો સ્વાર્થ છે, મારો પોતાનો કોઈ સ્વતંત્ર સ્વાર્થ નથી, એ જ રીતે મારી સાધના અને સમાજ–સેવા એક છે અને સમાજ–સેવામાં મારી સાધના થઈ જાય છે. 'મારી' નામની કોઈ સ્વતંત્ર સાધના જ નથી, મારો લોપ થવો, એ જ સાધના છે. આ રીતે સર્વોદય વિચારમાં જીવનની વિસંગતી મટી જાય છે, સમાજ અને વ્યક્તિના સ્વાર્થના ભેદ મટી જાય છે અને સ્વાર્થની વૃત્તિ અને સાધના–વૃત્તિ, આ ભેદ મટી જાય છે.

આ રીતે આર્થિક વિષમતા ખતમ થાય છે, સામાજિક વિષમતા ખતમ થાય છે અને સ્વાર્થ-પરમાર્થનો ભેદ મટી જાય છે. સમસ્ત જીવન એક મંગલમય ઉપાસના બની જાય છે. એટલે જે પણ કાર્ય આપણે કરીએ ત્યારે એ જ અનુભવ કરીએ છીએ કે પ્રત્યેક કૃતિમાં પરમેશ્વરની સાથે જોડાયેલા છીએ!

☆

☆ ધનુષ્યનો એક છેડો તૂટે તો તીરની અણી પણ બૂઠી થઈ જાય.

☆ લાકડી ફેંકી દેવાથી કંઈ ઘડપણ ફેંકાઈ જતું નથી.

☆ કાગડાનો વિરોધ કર્યા વિના જ કોયલ પોતાના ટહુકાથી સૌને આકર્ષે છે.

☆ દીવો ઓલવે તે અંધારાની સજા પણ આપોઆપ જ ભોગવે!

—વિનુ

# પ્રાથમિક શિક્ષણ અને વિજ્ઞાન

**કિશોરલાલ ઘ મશરૂવાળા**



☆

વિદ્યામંદિર ટ્રેનિંગ કોલેજ, તા ૧૯ એપ્રિલ ૧૯૩૮

હું વિજ્ઞાનનો વિદ્વાન નથી તીસ વર્ષ પહેલાં જ્યારે હું બી એમાં ભણતો હતો ત્યારે મેં વિજ્ઞાનનું કેટલુંક શિક્ષણ મેળવેલું મારું ત્યાર પછીનું જીવન બીજા કામોમાં વ્યતીત થતું રહ્યું એટલે વિજ્ઞાન સાથે મારો પ્રત્યક્ષ સબંધ રહી શક્યો નહીં તો પણ વિજ્ઞાન પર મારી શ્રદ્ધા છે એટલે એના વિશે મારી રુચિ રહી છે મારી રુચિ અને શ્રદ્ધાને કારણે જ મેં વિજ્ઞાનના વિષય પર બોલવાનું પસંદ કર્યું

બ્રિટીશ સરકારે આ દેશમાં જે શિક્ષણપ્રણાલી ચાલુ રાખી છે એમાં વિજ્ઞાન ભણાવવામાં આવે છે, પરંતુ એનો પાયો નાખવામાં આવતો નથી કોઈ બીજા દેશમાં ઊગેલો છોડ ત્યાંથી લાવીને અહીં રોપવામાં આવે એવું એ શિક્ષણ છે વિદ્યાર્થીઓમાં પ્રવૃત્તિ જન્માવવાની કોશિશ કરવામાં આવતી નથી મારા સમયમાં એવું જ હતું, અને હાલ પણ એવું જ છે બાળકોને વિજ્ઞાનની આદત પાડવામાં આવતી નથી

મને આશા હતી કે રાષ્ટ્રીય શિક્ષણમાં વિજ્ઞાન પર ભાર મૂકવામાં આવશે પરંતુ નિરાશા જ મળી રાષ્ટ્રીય શિક્ષણે પણ વિજ્ઞાનની ઘણી ઉપેક્ષા કરી એનું કંઈક કારણ આર્ય અને ઈસ્લામી સભ્યતા પણ છે એક હજાર વર્ષોથી આપણી પ્રવૃત્તિ કલ્પનાપ્રધાન રહી છે પ્રત્યક્ષ અનુભવ અને બરાબર માપ તોલ કરીને વસ્તુઓના સત્યાસત્યનો નિર્ણય કરવાનું આપણે ભૂલી ગયા છીએ કોઈ પણ તત્ત્વનો બોધ મનોરમ કલ્પનાથી કરવો, કરાવવો એ આપણો સ્વભાવ થઈ ગયો છે એને જ આપણે સત્યશોધન માની લીધું છે

મારા વિચારો અંગ્રેજી પુસ્તકોથી બંધાયા નથી મારામાં સાંખ્ય અને વેદાન્તની અભિરુચિ જન્મી અને મેં જોયું કે આપણે કોઈ પ્રકારની ઉન્નતિ કરી નથી પ્રત્યક્ષ પ્રયોગ અવલોકન અને અનુભવથી પ્રાપ્ત કરવાના વિનયોને પણ આપણે કોરા અનુમાન અને ઉપમાનના બંધન કરી મૂક્યા છે સત્યની શોધ વિજ્ઞાન વિના થઈ શકતી નથી અને વિજ્ઞાન વિના સુધારણા પણ થઈ શકતી નથી

આપણા દેશમાં બીજા દેશમાંથી જે વિજ્ઞાન આવ્યું એનાં મૂળ આપણે પકડ્યાં નથી એની ડાળો જ પકડી છે આપણે સમજીએ છીએ કે વિજ્ઞાનનું શિક્ષણ ત્યારે જ લઈ શકાય જ્યારે આપણી પાસે લેબોરેટરી (પ્રયોગશાળા) હોય, મોંઘો ભારે સરંજામ હોય પ્રકૃતિ દ્વારા વિજ્ઞાન આપણી સમજમાં આવતું નથી એમાં અપવાદ જરૂર છે— જેમ કે જગદીશચન્દ્ર બોઝ ને રામન આદિ

વિજ્ઞાનના વિદ્યાર્થીઓ તો સેંકડોની સંખ્યામાં છે પણ એમનું વિજ્ઞાન એમના ઘર સુધી કદાચ જ પહોંચે છે એ રોટી બનાવવાની વસ્તુઓમાં, પાણી ઉકાળનારા બંબાઓમાં સુધારો નથી કરી શક્યું અગર એમના ઘરમાં કોઈ સુધારેલી રીત દેખાય તો કદાચ જ એમની વિચારેલી હશે કોઈ બીજો એને બજારમાં દાખલ કરી દે છે અને એ ખરીદી લે છે પણ એમ તો વિજ્ઞાન ન શીખેલા માણસો પણ કરે છે

આપ સૌને અનુભવ હશે કે રોટી બનાવવી એ

# સાધુ અને ચકલી

વનમા એક ઝાડની ડાળી પર ચકલી-ચકલાનુ જોડુ બેઠુ હતુ બન્ને બેસીને અનેક મનકની વાતો કરતા હતા એવામા દૂરથી એક સાધુને આવતો જોઈ ચકલીએ કહ્યુ ચાલો આપણે અહીંથી ઊડી જઈએ જો પેલો માણસ આવે !'

'તુ તો ભારે બીકણ !'—ચકલાએ કહ્યુ

'પણ માણસનો ભરોસો નહીં ક્યારે શિકાર કરી નાખે તે કહેવાય નહીં !' ચકલીએ આગ્રહ કર્યો

'ગાંડી ! માણસ માણસમા પણ ફેર હોય છે ને ! જો ને આવનારો માણસ તો સાધુ છે ! સાધુ તો જીવમાત્ર પર દયા રાખે' 'પણ આજકાલ કોઈનો જ ભરોસો નહીં, જાત જ શરમાળ છે.'

ચકલો વધુ બોલે તે પહેલા જ તેના પર સાધુના ચીપિયાનો પ્રહાર પડ્યો અને એક ક્ષણમા જ તે પાંખ ફફડાવી પડે જમીન પર આવી પડ્યો

ચકલી તો દુઃખની મારી ચીંચીં કરતી તરત ઊડી ગઈ ઘડી પહેલાનો એનો આનંદી સંસાર વેરાન થઈ ગયો તે દુઃખથી વ્યાકુળ થઈને ચીંચીં કરતી ક્યા સુધી આસપાસ ઊંચે ઊડતી રહી પણ તેને થયુ કે લાવ, સાધુના આ ઘાતકી કૃત્યની રાજાને ફરિયાદ કરુ અને તે ઊડતી ઊડતી રાજાના દરબારમા ચીંચીં કરતી પહોંચી દરબારનુ બધુ કામકાજ થંભી ગયુ રાજા સહિત બધા દરબારીઓ દુઃખથી વ્યાકુળ ચકલીને જોઈ રહ્યા

રાજાએ ચકલીને પાસે બોલાવીને પૂછ્યુ 'અરે તું અહીં શા માટે આવી છે ? જોતી નથી, દરબારનુ કામ ચાલે છે તે ? તારે કંઈ ખાસ કામ છે ?'

'રાજા ! હુ તમારી રૈયત છુ તમે તો સૌની પેઠે મારા પિતા છો તમે તો જાણો જ છો કે પતિ જ સ્ત્રીનુ સર્વસ્વ હોય છે રાજા ! તમારા રાજ્યમા અકાળે મારુ સૌભાગ્ય લૂંટાઈ ગયુ ! હુ એના ન્યાય માટે આવી છુ'

ચકલીનુ કહેવુ સાંભળી સૌને આશ્ચર્ય થયુ કેમકે એ રાજા ન્યાયથી કારભાર ચલાવતો હતો દુઃખ પણ થયુ કે એક નારીનુ સૌભાગ્ય અકાળે લૂંટાઈ ગયુ

રાજાએ દુઃખી થઈને પૂછ્યુ, 'ચકલી ! તારા પતિને કોણે માર્યો ? શા માટે માર્યો ? મને માંડીને વાત કર જરૂર તને ન્યાય આપીશ'

'અમે બેઉ વનમા એક ઝાડ પર બેસીને સુખદુઃખની વાતો કરતા હતા, એવામા એક સાધુ ત્યા આવી ચડ્યો ગેરુઆ વસ્ત્રો તેણે પહેર્યાં હતા, તેના એક હાથમા માળા અને બીજા હાથમા ચીપિયો હતો ઝાડ પાસે જેવો તે આવ્યો કે ઉગામીને ચીપિયો માર્યો અને મારો પતિ તરત જ ત્યા તરફડીને મરી ગયો ! અમે સાધુને જરા પણ હેરાન કર્યો ન હતો !'

વારુ, તે હત્યારા સાધુને તુ ઓળખી બતાવીશ ? રાજાએ પૂછ્યુ

હા જરૂર ઓળખી બતાવુ ! ચકલીએ કહ્યુ

રાજાએ તરત સવારી માટે હુકમ કર્યો થોડી વારમા રાજાએ લશ્કર સાથે ચકલીએ ચીંધેલ દિશામા કૂચ આદરી ચાલતા ચાલતા સાત દિવસ નીકળી ગયા પણ સાધુનો પત્તો મળે નહીં તોયે, હિંમત હાર્યા વિના રાજાએ કૂચ ચાલુ જ રાખી ચાલતા ચાલતા તેઓ એક જંગલમા પહોંચી ગયા ત્યા જોયુ તો એક ઝાડ નીચે ચકલાના પીંછા પડેલા હતા તે જોઈને ચકલી હૈયાફાટ રુદન કરવા લાગી

રાજાએ કહ્યુ 'ચકલી ! થનાર બીના બની ગઈ ! હવે વિલાપ કર્યે શુ વળે ? હવે તો સાધુને પકડી શિક્ષા કરી શકીએ—એ સિવાય બીજુ શુ થઈ શકે ? માટે હવે તો જેમ બને તેમ સાધુને જલદી શોધી કાઢી તેને ઘટતી શિક્ષા કરીએ જા, સાધુ ક્યાક આટલામા જ હશે, જોઈ આવ એને શિક્ષા ન કરુ ત્યા સુધી મારે અન્નજળ હરામ છે'

રાજાની દૃઢ પ્રતિજ્ઞા સાંભળી ચકલી હોશમા આવી અને સાધુને શોધવા નીકળી પડી

રાજાએ જોયુ તો થોડી વારમા જ ચકલી ચીંચીં કરતી પાછી ફરતી હતી પાસે આવી એટલે રાજાએ પૂછ્યુ, 'કેમ કંઈ સાધુની ભાળ મળી ?

'મળી, મળી, એ ધૂતારો અહીં નજીકમાં જ તળાવને આરે ધૂણી ધખાવીને બેઠો બેઠો ગાંજો ફૂંકે છે!'

રાજાએ તત્કાળ પોતાના સિપાહીઓને ચકલી બતાવે તે જગ્યાએથી સાધુને પકડી આણવાનો હુકમ કર્યો.

સિપાહીઓએ સાધુને પકડીને બાંધ્યો કે તેનો ગાંજાનો બધો નશો ઊતરી ગયો.

રાજા પાસે જ્યારે સાધુને હાજર કરવામાં આવ્યો ત્યારે રાજાએ તેને પૂછ્યું 'અરે દુષ્ટ! શું તેં ચકલાની હત્યા કરી છે? આ ચકલી કેમ ફરિયાદ કરે છે?'

'ના,ના. એ તો સાવ ખોટે ખોટું કહે છે.' સાધુએ બેધડક જૂઠાણું ચલાવ્યું.

ચકલીએ કહ્યું, 'હું ખોટું બોલતી હોઉં તો આ વૃક્ષને પૂછો, એનાં ફળ ફૂલોને પૂછો, એ તો ખોટું નહીં બોલે ને?'

રાજાએ વૃક્ષને પૂછ્યું તો તેણે કહ્યું કે, 'ચકલીનું કહેવું સાચું છે, આ સાધુએ જ ચકલાને મારી નાખ્યો છે!

પાંદડાં બોલી ઊઠયાં: 'સાધુ હત્યારો છે. સાધુ હત્યારો છે!'

'અરે, આ સાધુએ તો ચકલીનાં ગીતો છીનવી લીધાં છે, ગીતો! કેવું મઝાનું ગાતી હતી!' ફૂલો પોકારી ઊઠ્યાં.

હવે તો રાજાને સાધુ ખૂની હોવા વિશે જરા પણ શંકા ન રહી. એણે ચકલીને કહ્યું 'સાધુ ખૂની છે એ નક્કી થઈ ગયું. અને ખૂનની સજા છે ફાંસી. બોલ, આ સજાથી તને સંતોષ થશે?'

અત્યાર સુધી ખૂનના બદલાની ભાવનાથી ઉશ્કેરાટ અનુભવતી ચકલી રાજાનો પ્રશ્ન સાંભળી સાવ શાંત થઈ ગઈ, વિચારમાં પડી ગઈ. એણે સાધુ તરફ જોયું તો એ શરમનો માર્યો માથું ઝુકાવીને ઊભો હતો.

ચકલીએ રાજાને કહ્યું: 'રાજન્! મારા પતિનું આણે ખૂન કર્યું, મારું સૌભાગ્ય લૂંટી લીધું, એનો જીવ લઈને હું શું કરું? સાધુનો સોહાગ એનાં ભગવાં કપડાં છે. એ કપડાં જ એનાં શરીર પરથી ઉતારી લો. એ ધૂતારો છે—અને કપડાં એની ધૂર્તતાને છુપાવે છે, એનાં ભગવાં કપડાં ઉતારી લો!'

રાજાએ સાધુના શરીર પરથી ભગવાં કપડાં ઉતરાવી લીધાં અને ફરી ક્યારે ય ભગવાં કપડાં શરીરે ધારણ ન કરવાનો સાધુને દંડ કર્યો.

[ અ-મી લોકકથા ]

☆

## લોકશાસન અને તરુણો

લોકશાસન માટે સ્વસ્થ પરિસ્થિતિ ઉપજાવવા તરુણ માનસને સંયમમાં રાખવાની જરૂર આપણા દેશમાં તો અત્યંત છે. વિદ્યાર્થીઓ રાજકારણ અને અર્થકારણનો ખૂબ અભ્યાસ કરે એ વ્યાજબી છે; તેઓ દેશદર્શન કરે અને સમાજહિતની પ્રવૃત્તિઓમાં ભાગ લે; પરંતુ સક્રિય રાજકારણથી દૂર રહે આ પ્રશ્નમાં બધા જ રાજકીય પક્ષો એકમત હોવા જોઈએ અને તેવું સરખી નીતિ અપનાવવી જોઈએ. આવું વાતાવરણ દેશમાં હોત તો નવી રાજ્યરચનાનો પ્રશ્ન વધારે શાન્તિથી હાથમાં લઈ શકાયો હોત ને અકારણ વૈમનસ્ય ટાળી શકાત અને તો એટલે સુધી લાગે છે કે લોકલબોર્ડ, મ્યુનિસિપાલિટી, ધારાસભા આદિમાં જવા માટે તેમ જ તેના મતદાન માટે ઉંમરનું છે તેથી પ્રમાણ વધારવું જોઈએ. રાજકારણમાં આગળ પડવાની દોડથી યુવાન માનસનો ઉત્સાહ બહુ વિકૃત થાય છે. પૂરાં પચીસ વર્ષે પુખ્ત મતાધિકાર હોય અને ચાળીસ વર્ષથી ઓછી ઉંમરનો કોઈ સભ્ય ધારાસભામાં ન હોય એ મને બહુ ઈષ્ટ લાગે છે. કોઈ પણ સત્તાના આસન વિના સામાન્ય દેશજન અને કુટુંબી તરીકે અમુક વર્ષ સૌએ માળિયાં હોવાં જોઈએ. એમ થાય તો આપણે સત્તાસ્થાનની વાસ્નાપ્રણાલી પણ કેટલેક અંશે ટાળી શકીશું.

વિષ્ણુપ્રસાદ ૨ ત્રિવેદી

આજકાલ અનેક પ્રકારની સંસ્થાઓ રચાય છે, જાતજાતના સંમેલનો મળે છે ત્યારે સાધુસમાજ રચાય અને તેનું સંમેલન મળે એ કોઈ મહદ્ આશ્ચર્યનો બનાવ નથી

સર્વધર્મસમભાવના આ યુગમા જુદાજુદા ધર્મના, જુદા જુદા સંપ્રદાયોના સાધુ-સંતો, મહંતો, આચાર્યો એક મંચ પર સમાનભાવે ભેગા મળે એ દૃશ્ય વર્તમાન યુગને અનુરૂપ છે

કેટલાક દેશો પર રાજ્યસત્તા સાથે સાથે ધર્મસત્તાએ પણ રાજ્ય કરેલું જણાય છે ખિલાફત એ તો એ બેનો સંગમ જ હતો રાજ્યના વિસ્તારમાં રાજ્યાશ્રિત ધર્મે મદદ કરી હોય એવા દાખલા પણ મળે જ છે

વંશપરંપરાથી રાજ્યાધિકાર મળતા એ દિવસો હવે દૂર થયા છે

રાજ્યની ગાદી પેઠે જ અમુક અમુક ધર્મ સંપ્રદાયના આચાર્યની ગાદીએ આવવું એ પણ મોટું માન મનાતું આવ્યું છે—હજી યે મનાય છે અને ગાદીવારસ થવા માટે રાજવંશમાં જેમ ખટપટો ચાલતી તેમ આચાર્યના શિષ્યગણમાં યે ખટપટો ચાલતી અને ચાલે છે એ ય સર્વવિદિત છે

લોકશાહીમાં, માનવતાના યુગમાં સૌને પોતપોતાની યોગ્યતા અનુસાર અધિકાર પ્રાપ્ત કરવાની સ્વતંત્રતા સ્વીકારેલી છે તે સાથે ઊંચ-નીચના ભેદને યે અમાન્ય રાખ્યો છે અને આપણા દેશના બંધારણે દેશની 'સેક્યુલર સ્ટેટ' એવી વ્યાખ્યા પણ કરેલી છે એટલે કે એમાં બધા ધર્મોને સરખું સ્થાન છે ગાંધીજીએ સર્વધર્મસમભાવનો આદેશ આપ્યો હતો તેનું જ એ ચોખ્ખું પરિણામ છે

સમસ્ત દેશ માટે જે ધોરણ સ્વીકારવામાં આવ્યું છે તે આ દેશના વતનીઓએ જીવનના બધા ક્ષેત્રોમાં કોઈ ને કોઈ પ્રકારે અપનાવવું રહ્યું પ્રત્યેક સાધુ અને ધર્માચાર્ય આ હકીકત પ્રત્યે લક્ષ રાખે તો તે પોતાના ધર્મની શ્રેષ્ઠતા સ્થાપિત કરવાનો પ્રયાસ ન જ કરે તેમ, શ્રેષ્ઠ-કનિષ્ઠની પદવીઓની જંજાળમાં યે ન પડે.

માતાની પેઠે જ ધર્મ પણ જન્મપ્રાપ્ત છે—એની પસંદગી માણસને કરવાની રહેતી નથી. એટલે ધર્માંતરની પ્રવૃત્તિથી પણ ધર્મપ્રચારકોએ અળગા રહેવાનું છે

લોકશાહીનું ધોરણ આપણા દેશે સ્વીકારેલું હોવા છતા જુદીજુદી રાજકીય વિચારસરણી ધરાવવાની છૂટ દેશજનોને મળેલી છે, પણ તે સાથે વર્તમાન રાજ્યપ્રણાલિને ઉથલાવી પાડવા મથતી કોઈ પણ પ્રવૃત્તિ રાજ્યદ્રોહ ઠરે છે તેમ ધર્માચાર્યોને પોતપોતાની વિચારસરણી ફેલાવવાની છૂટ સાથે જ સ્થાપિત ધર્મોને ધર્માંતર જેવી પ્રવૃત્તિથી નિર્મૂળ કરવા મથવું તે ધર્માચરણ ઠરતું નથી

ખંડન-મંડનના યુગ ક્યારનોય વહી ગયો છે યુગધર્મની ઉપેક્ષા કરીને કોઈ ધર્મ વિકસી શકે નહી



કોઈ ધર્મ એવો નથી હોય જેમાં કલ્યાણ ભાવના નહી હોય છતા તે એમ કહે કે અમારો માર્ગ જ માત્ર માનવજાત માટે કલ્યાણકારી છે એ દાવો રાજકીય સરમુખત્યારી જેવો છે અને લોકશાહીમા તે નિષિદ્ધ ઠરે છે

પ્રત્યેક ધર્મમા જેમ કોઈ ને કોઈ વિશેષતા રહેલી હોય છે તેમ તેમા કોઈ ઊણપ પણ હોઈ શકે તે ઊણપો પ્રત્યે આંગળી ચીંધવાનું કાર્ય તે તે ધર્મના ધુરંધરો કરે તે યોગ્ય છે, તેનાથી ઊલટું પોતપોતાના ધર્મોની વિશેષતા અને બીજાના ધર્મોમા પોતાને દેખાતી ઊણપોનું વર્ણન કરે એ તો પોતાના ગુણ અને પાડોશીના અવગુણો જોયા કરવા

અને પરિણામે પરસ્પરમા વિખવાદ વહોરી લેવા જેવુ છે

એક માણસ બીજા માણસ વિશે જે કઈ કહે તેમા માત્ર તેનો અભિપ્રાય વ્યક્ત થાય છે, પણ તે બીજા માટે જે કઈ કાર્ય કરે છે તેમા બેઉ વચ્ચેનો સબધ પ્રગટ થાય છે

ધર્મનો માનવજીવન સાથે શો સબધ છે એ વિશે ઓછુ નથી કહેવાયુ—એ અભિપ્રાય થયો પણ માનવજાતને ધર્મ સાથે નજીકનો કે દૂરનો સબધ છે તે તો ધર્માચરણથી જ સિદ્ધ થાય

અગાઉના હાથના માત્ર આજે પૂરતા નથી, સુકાઈ ગયેલી સરિતા એક કાળે ભલે બેઉ કાઠે ભરપુર હોય તેથી કોઈ વર્તમાનમા તેને આરે તૃષા છિપાવવા જતુ નથી

આધ્યાત્મિકતા, ધર્મોનો આત્મા છે અને માનવ આત્માનો સ્વભાવ છે એ આધ્યાત્મિકતા જ ધર્મ ગગાનુ વહેતુ પવિત્ર જલ છે એને સતત વહેતુ રાખ્યા વિના કોઈ ધર્મપ્રવાહ શી રીતે વહેતો રહી શકે?

માણસનો આધ્યાત્મિક વિકાસ કરવામા જે જે ધર્મો, જે જે ધર્માચાર્યો સફળ નિવડશે તેમણે માનવ કલ્યાણનુ કાર્ય કરેલુ ગણાશે અને તેઓ જીવત પણ રહેશે

સાધુસમાજ એવુ કાર્ય કરે તો એની ઉપયોગિતા સિદ્ધ છે

સાધુસમાજના સમેલનોમા કોઈ સસ્કૃત ગિરામા અસ્ખલિત વાણી પ્રવાહ વહેવડાવે એમા તેનુ તે ભાષાપરનુ પ્રભુત્વ અને અભ્યાસ સિદ્ધ થાય, પણ જે ધર્મના શાસ્ત્રો, ઉપદેશો ખીજી જ ભાષા કે ભાષાઓમા છે તે ધર્મના ત્યા ઉપસ્થિત થયેલ સાધુને એ પ્રવચન કેટલુક ઉપયોગી નીવડે? તેને તે નજીક આણી શકે? અને સસ્કૃતથી અજાણ અનેક ધર્મ જિજ્ઞાસુ શ્રોતાઓનુ શુ?

આપણા દેશે પોતાની રાષ્ટ્રભાષા હવે નક્કી કરેલી જ છે સાધુ-સમેલનની કાર્યવાહી રાષ્ટ્રભાષામા ચાલે એ પણ યુગધર્મને અનુરૂપ જ છે

બૌદ્ધ અને જૈન સાધુઓએ લોકભાષામા ઉપદેશ દેવા માડ્યો એટલે તેઓ જનતાની નજીક જઈ શકેલા અને વ્યાપક ધર્મપ્રચાર કરી શકેલા, ઇતિહાસનો એ બોધ ભૂલવા જેવો નથી

સસ્કૃતનુ સ્થાન સ્વય સિદ્ધ છે તે પૂરવાર કરવાનુ નથી એ દેવગિરાના ઉત્કર્ષ, વિકાસના માર્ગો વિચારાય તેને માટે પ્રયાસો થાય તે યોગ્ય છે તે માટે સસ્કૃત પ્રેમીઓ નોખુ તત્ર ઊભુ કરે તે વધારે યોગ્ય છે

ભારતીય સસ્કૃતિનો શ્રેષ્ઠ પુરુષાર્થ તેણે વિવિધતામા જે એકતા પ્રસ્થાપિત કરી છે તેમા છે એ એકતાને અખડિત રાખવાનુ, વિકાસ કરવાનુ કાર્ય સર્વધર્મસમભાવની ભાવનાથી સાધુસમાજ આગળ ધપાવે

— ગૃહસ્થ

☆

સર્વ ધર્મો પ્રત્યે સમભાવ કેળવવા માટે ને તે ધર્મોનો તુલનાત્મક અભ્યાસ થયો જોઈએ અભ્યાસમા ન્યાયદૃષ્ટિ રહેલી હશે તો આપોઆપ જ સમભાવ જન્મશે

ધર્મ એ માણસની મૂળભૂત જરૂરિયાત છે માણસ સર્વત્ર સૌથી પ્રથમ માણસ છે જ્યા સ્થળ સમય અને સસ્કાર એક પ્રદેશના માણસ કરતા બીજા પ્રદેશના માણસને નોખા ચિ અને નોખા આકાર આપતા જણાયા છે આમ વિવિધતામા મૂળ તો આત્માની—તના સ્વભાવની—એકતા રહેલી છે

ગુલાબની કેટલી બધી જાતો છે? અને નિત નવા પ્રયોગો થતા જ રહે છે અને નવી નવી જાતો ઉત્પન્ન થયા જ કરે છે આમ કયામા ગુલાબ આપણ ગુમાવ્યુ નથી પણ તેમા ની રૂપ વિવિધતાને આવકારી છે

એક જ કલમનુ ગુલાબ એક જમીનમા લાગીને જેવો આકાર પામે છે તે જ ગુલાબ જ્યારે બીજા પ્રદેશની જમીનમા ઊગે છે ત્યારે સ્થળસસ્કાર અનુસાર જરા નોખો આકાર ધારણ કરે છે અને તે આપણે સહજ માની લઈએ છીએ તે રીતે જગતના ભિન્ન ભિન્ન ધર્મો વિશે સહજપણે સ્વીકારતા નથી તે ધર્મ—ધર્મ વચ્ચેના વિખવાદનુ મૂળ છે

# સમાહર્તાની કચેરી

બપોરનો સમય હતો શહેરના એક રસ્તા પરથી હું પસાર થઈ રહ્યો હતો ત્યાં અચાનક મારી નજર એક પાટિયા પર પડી તેના પર લખ્યુ હતુ 'સમાહર્તાની કચેરી' પણ મારા મનમા એક એવો વિચાર આવ્યો કે આ 'સંકટહર્તાની કચેરી' છે.

તેથી એ જાણવા માટે કે આ 'સમાહર્તાની કચેરી'મા શુ કામ કરવામા આવે છે, હુ કચેરીમા ગયો ઠેકાણે ઠેકાણે મને લોકોની નાની નાની ટોળીઓ દેખાઈ 'આ બધા લોકો અહી શા માટે આવ્યા હશે?' તેની માહિતી મેળવવા માટે મને એક તીવ્ર જિજ્ઞાસા થઈ પાસે ઊભેલા એક ભાઈને મે પૂછ્યુ 'આપ અહી કેમ આવ્યા છો?'

'અમે બધા અહી અમારી ફરિયાદો નોધાવવા આવ્યા છીએ' તેમણે કહ્યુ

'શેની ફરિયાદો?

'જમીન સબધી ઝઘડા, પૈસા સબધી ટટા, મિલ્કતની વહેચણી સબધી મારામારી, ચોરી, ખૂન, મા, વહુ દીકરીઓનુ અપમાન–વિગેરેની ફરિયાદો અમે આ કચેરીમા રજૂ કરીએ છીએ'

'તમારી ફરિયાદો કોણ સાભળે છે?

'સમાહર્તા સાહેબ.'

'એટલામા એક બીજો કોઈ ભાઈ બોલી ઉઠયો 'પણ પૈસા આપવા પડે છે હો!

'પૈસા શેના?'

ફરિયાદ નોધાવવાના સરકારને વકીલોને ફરિયાદ લખવા ને દલીલ કરવા માટે–વિગેરે

પછી મે પૂછ્યુ 'ફરિયાદ નોધાયા પછી કેટલા સમયમા તેનો નિકાલ થાય છે?'

'કોઈ વાર મહિનાઓ પછી, કોઈ વાર વર્ષો પછી' એક ભાઈએ જવાબ આપ્યો

એમ કેમ?'

'સાક્ષીઓ શોધવા પડે છે, વકીલોને દલીલો કરવી પડે છે સમાહર્તા સાહેબને તેમની આ બધી વાતો સાભળવી પડે છે, તેના પર વિચાર કરવો પડે છે કાયદાના મોટા મોટા પુસ્તકો ઉથલાવવા પડે છે'

'એમ કેમ?' મે આશ્ચર્યથી પૂછ્યુ –'ફરિયાદ જો સાચી હોય તો તેનો ફેસલો તરત જ આપી દેવો જોઈએ'

'ફરિયાદ સાચી હોય તો ને?' એક વૃધ્ધે કહ્યુ, 'આજકાલ જૂઠાણુ ઘણુ વધી ગયુ છે ભાઈ, તેથી આટલા વકીલો છે અને તે લોકોની આવક પણ સેકડો અને હજારો રૂપિયાની દર માહને થઈ છે. જેમ કે, ગામમા બીમારી વધી જાય છે, ત્યારે ત્યા ડૉકટરો ઘણા આવી પડે છે'

'તમે ફરિયાદ કરનારાઓ પણ ખરા! મહિના ઓ સુધી તમારી ધીરજ કેમ રહે છે? હુ તો એક દિવસમા જ કટાળી જાઉ!'

બીજો કોઈ ઉપાય જ નથી!'

'અમારી એક ફરિયાદની બાબતમા ફેસલો થાય તે પહેલા તો ઘણી વાર, અમે ખુવાર થઈ જઈએ છીએ'

તે શી રીતે?'

'વકીલો અને કચેરીનો ખર્ચ એટલો બધો હોય છે કે અમારે વારવાર ઉધાર–ઉઠીના પૈસા લેવા પડે છે અને તે પણ પઠાણી વ્યાજના દરે–તેથી કચેરીમાથી નીકળીને અમારે કૂવામા પડવા જેવુ થાય છે

'એટલે દેર–મોડુ–પણ થાય છે અને દેવાળુ પણ નીકળે છે, ખરુ?' મે કહ્યુ

એટલામા ઘટ વાગ્યો, કચેરીનુ કામ પૂરુ થયુ સમાહર્તા સાહેબ કચેરીની બહાર આવ્યા અને મોટરમા બેઠા બધાએ તેમને નમસ્કાર કર્યા, મે પણ નમસ્કાર કર્યા, પણ મારાથી રહેવાયુ નહીં હુ બોલી ઊઠયો 'હે, સકટ–હર્તા!'

કચેરીના બારણા પાસે જ એક ફકીર ઊભો હતો મારો ઉદ્ગાર સાભળીને બોલ્યો 'સકટ–હર્તા કેવળ એક ભગવાન જ છે તેના દરબારમા અમારી દૃષ્ટિએ, દેર તો થાય જ છે, પણ અસત્યનુ અધેર ક્યારે પણ થતુ નથી'

# રવીન્દ્ર-મનન

—કાકા કાલેલકર

ફૂલ જ્યારે ખીલે છે ત્યારે આપણને ખુશી કેમ થાય છે? ફૂલ ખાવાના કામમા આવતા નથી; પીવાના કામમા યે આવતાં નથી. ફૂલ કોઈ પ્રકારનું રૂ પણ નથી કે જેને કાતી-વણીને કપડા બનાવી શકીએ. ફૂલ માત્ર ખીલે છે; હસે છે અને સુગંધ આપે છે. એ સિવાય ફૂલ કશુ કરી શકતાં નથી. એમનો બીજો કશોય ઉપયોગ નથી તો પણ પ્રત્યેક માણસ ઇચ્છે છે કે પોતાની પાસે થોડા ફૂલ રહે તો સારુ. ફૂલોના અભાવથી આસપાસનુ બધુ સૂનું-સૂનું લાગવા માડે છે. અને જ્યારે એ નકામા ફૂલો આસપાસ હોય છે ત્યારે સમસ્ત વાતાવરણ જાણે ભર્યું-ભર્યું અને સંપૂર્ણ લાગે છે.

ઘરમા કામની ચીજો ઘણી હોય છે. તે મૂલ્યવાન પણ હોય છે; સુંદર પણ હોય છે, તેની જરૂરિયાત આપણને પગલે પગલે અનુભવાય છે તે ચીજો હોવાથી આપણું જીવન સુખી બને છે. આમ છતાં એ ચીજો ફૂલોની બરાબરી નથી કરી શકતી એ બધી ચીજો હોવા છતા પણ 'ફૂલોની નકામી ગરજ' એ ચીજો સારતી નથી. ઓરડામા બધુ સાહિત્ય સજાવ્યા પછી ત્યાં જ્યારે ફૂલ આવીને વિરાજે છે ત્યારે બધી ગૃહરચના કૃતાર્થ થાય છે. અને પ્રસન્ન સમાધાનથી ખીલી ઊઠે છે.

તે જ પ્રમાણે, ઈશ્વરના દરબારમાં અસંખ્ય કર્મવીર, ધ્યાનવીર, અને દાનવીરો, હોવા છતાં ત્યા ગાનવીરની આવશ્યકતા હોય છે. કવિને લાગે છે કે હું કામનો નથી. બાકીના બધા તો કંઈ ને કંઈ ઉપયોગી છે મારા ન હોવાથી કશી યે હાનિ નહીં થાય.

પરંતુ આ ત્રિલોકનો નાથ પ્રભુ પોતે જ ગાનરસિક હોવાને કારણે એમણે મને પોતાની પાસે આશ્રય આપ્યો છે.



મારુ કામ તો કેવળ ગીત ગાવાનું જ છે. સમયે-કસમયે સૂર છેડવા અને વાતાવરણ હર્ષ-વિષાદ અથવા શૃંગારકારુણ્યથી ભરી દેવું અને કેવળ સૂરોનું માધુર્ય પેદા કરવું એટલું જ મારું કામ છે.

પુરુષાર્થનો સમય પૂરો થયો. બધાં લોકો ઘરે પાછાં ફર્યાં. દિન ડૂબ્યો અને વિશ્રામની રાત છવાઇ ગઈ કે મારી વારી આવી. થાકયાં-માંદા લોકો જ્યારે ઈશ્વરની આરાધના કરવા લાગે છે ત્યારે તે આરાધનાને સુગંધિત અને મુખરિત કરવાનુ કામ મારુ. બધા કર્મવીરને ગાનના પ્રવાહમા મીઠી નીંદમાં પોઢાડવાં એટલું જ કામ હું કરુ છુ. પોતાનું સ્થાન કેટલું ગૌણ છે, કેટલુ નમ્ર છે એનું ભાન હોવાને કારણે કવિ માત્ર એટલુ જ માગે છે કે રાત જ્યારે પૂરી થશે અને કર્મયુગનો ફરી આરંભ થશે ત્યારે મને પાછળ ન છોડશો-દૂર ધકેલશો નહીં. સ્વામી પોતાની આસપાસ જ ક્યાક મને રાખે. જો એટલુ થયુ તો મારી પૂરી કદર થઈ મને બધુ સન્માન મળી ગયું. હું કૃતાર્થ થયો. ધન્ય ધન્ય થયો. મને બીજું કશું ન જોઈએ. ખરેખર, કશું જ ન જોઈએ.

☆

આમી હેથાય થાકિ શુધુ
ગાઈ તે તોમાર ગાન,
દિયો તોમાર જગત્ સભાય
એઈ ટુકુ મોર સ્થાન.
આમી તોમાર ભુવન માઝે
લાગિન નાથ, કોનો કાજે,
શુધુ કેવલ સુરે બાજે
અકારેર એઈ પ્રાણ.
નિશાય નીરવ દેવાલયે
તોમાર આરાધન,
તખન મોરે આદેશ કરો
ગાઈ તે હે, રાજન.
ભોરে જખન આકાશ જુડે
બાજবে વીણા સોનાર સુરે
આમિ જેન ના રઈ દૂરে
એઈ દિયો મોર માન.

'હું અહીં કેવળ તમારું ગાન ગાવા માટે છું'. જગતસભામાં બસ મને એટલું જ સ્થાન આપો.

'હે પ્રભો! તમારા ભુવનમાં બીજા કોઈ પણ કામમાં મારો ઉપયોગ થઈ શકશે નહીં', કેવળ મારો આ પ્રાણ એ અર્થ વગરનાં નકામા ગાન જ ગાયા કરે છે.

'હે રાજન! સાંજે અથવા રાત્રિના સમયે શાંત મંદિરમાં તમારી આરાધના ચાલતી હોય, ત્યારે એ દરબારમાં ગીત ગાવાનો મને આદેશ આપો—ગીત ગાવાની મને ફરમાશ કરો.

'અને સવારે જ્યારે આકાશ ખૂલી જશે અને વિશ્વવીણા સુવર્ણ-નાદથી અંકૃત થઈ ઊઠશે અને બધા કામનો આરંભ થશે ત્યારે તમારો આ દાસ તમારા ચરણોથી દૂર ન રહે—એટલું જ સન્માન એને આપો.'

['મંગલ પ્રભાત']

☆

રસ્તામાં ઊભો રહેલો એક શ્રીમંત એક વેપારી સાથે વાત કરતો હતો. એવામાં ત્યાંથી એક ગુલામ પસાર થયો. તેણે શ્રીમંતને સલામ કરી. શ્રીમંતે પણ તેને વિનયથી વળતી સલામ કરી. એ જોઈ તેમની સાથે વાત કરતા વેપારીને ભારે અજાયબી થઈ. ક્યાં આ શ્રીમંત માણસ, ક્યાં એની શાન ને દરજ્જો અને ક્યાં પેલો ગુલામ! એને વળી સલામ-વિનય કેવા! તેણે શ્રીમંતને કહ્યું, 'તમે એક હબસી ગુલામને સલામ કરો છો! એ બદામના માણસ સાથે આવો વિનય તમારી શાન વિરુદ્ધ કહેવાય!'

'ત્યારે શું એ હબસી ગુલામ વિનયમાં મારાથી ચડી જાય એમ તમે ઇચ્છો છો?' શ્રીમંતે પૂછ્યું.

'ના,ના. તમારું વર્તન તમારી શાનને યોગ્ય જ છે' વેપારીને કબૂલવું પડ્યું.

☆

હઝરત અબૂ અબ્દુલ્લાહને કોઈએ પૂછ્યું 'ફકીરી કોને કહે છે?'

એ પ્રશ્ન સાંભળીને, કશું કહેવાને બદલે હઝરત તરત મકાનની અંદર ગયા અને થોડી વારે પાછા ફર્યા.

ત્યાં બેઠેલા લોકોએ પૂછ્યું-'હઝરત, ખેર છે ને? શી વાત હતી?'

'મારી પાસે થોડીક ચાંદી હતી.

'મને પૂછવામાં આવ્યું કે ફકીરી એટલે શું? જ્યાં મારી પાસે કશી મતા હોય ત્યારે હું શી રીતે કહી શકું કે ફકીરી એટલે શું? એટલે જઈને ચાંદી વહેંચી દીધી. હવે હું સવાલનો જવાબ આપીશ કે ફકીરી એટલે શું.'

ખરી રીતે, આટલા ખુલાસા પછી કશું કહેવાનું જ ક્યાં રહ્યું હતું?

☆

બગદાદના હારૂન અલ રશીદના નાના પુત્ર પાસે જ્યારે બગદાદની ખિલાફત આવી ત્યારે તેમણે ન્યાયપૂર્વક રાજ્ય-કારભાર ચલાવવો માંડ્યો.

એક વાર બન્યું એવું કે એમના જ પુત્ર સામે એક ડોશીએ પોતાની જમીન પચાવી પાડવા માટે ફરિયાદ નોંધાવી. કેસ ચાલ્યો. ખલીફાએ બંનેની વાતફરતી જુબાની લેવા માંડી. એમનો પુત્ર ધીમા અવાજે મંદ મંદ કરતો જ્યારે પેલી ડોશી મોટા અવાજે જવાબ આપતી તેથી ખલીફાના વઝીરે તેને કહ્યું. 'ખલીફા સામે મોટા અવાજે બોલવું તે અવિવેક છે'

એ સાંભળી ખલીફાએ કહ્યું 'ડોશીમા જેમ બોલે છે તેમ જ એમને બોલવા દો. એમની સચ્ચાઈએ એમને નીડરતા અને નૂરને બુલંદી બક્ષી છે, જ્યારે અબ્બાસને એના ગુન્હાએ મૂંગો બનાવી દીધો છે.'

બંનેના ખુલાસા સાંભળી લીધા પછી ખલીફાએ ડોશીની તરફેણમાં ચુકાદો આપ્યો. જમીન ઉપરાંત વળતરમાં મોટી રકમ પણ અપાવી.

'આ આંબાએ તો ભારે કરી! આમ તો એની કિંમત શી? પણ એમ નમતું જોખીએ તો ગામમા આબરૂ યે શી? આજે આંબાની કેરી લઈ ગયો તો કાલે મારા ખેતરમાં ઢોર પણ ચરવા છૂટાં મૂકી દે! કણબીભાઈ ચઢયા કે પછી ઠેઠ ઉપર જવાના. નીચે પગલું યે શેના મૂકે? અદ્ધર જ ચાલે! ચોરા પર બેસીને ડીંગ હાકે! ના, ના, ભલે આ કોરટ-કચેરીનું લફરું વળગ્યું, પાંચ પચ્ચીસ આમ કે તેમ, પણ એને બતાવી તો દેવું જ આ કંઇ બુધિયો રવિયો નથી, આશાભાઇ છે, આશાભાઇ!' એમ વિચારતાં વિચારતાં આશાભાઈ ઠેઠ લૉજને બારણે આવી ઊભા.

'કોઈ સારી રૂમ ખાલી છે કે? એક દિવસ માટે જોઈએ છીએ.' આશાભાઈએ મેનેજરને પૂછ્યું.

'છે ને, ચાલો બતાવુ. રૂમ તો બે ખાલી છે, રસ્તા પરની તમને વધારે ફાવશે, ખરુ?' મેનેજરે આશાભાઇને ઉપર લઈ જતા કહ્યું.

'તો પછી તમારે આવવાની જરૂર નથી. એમાં તો હું રહી ગયો છું. એ ચાલશે. વારુ, જલદી ભાણું મોકલાવી આપો. ગરમ પાણી પણ મોકલાવજો.'

'એ હા, હમણા જ મોકલાવું છું. અલ્યા શાંતુ, સાહેબને રૂમ ખોલી આપ. ને સાહેબ વરધી આપે તે જલદી પહોચાડજે.' લૉજના નોકરને મેનેજરે સૂચના આપી.

આશાભાઈ ને નોકર ઉપર ગયા. નોકરે રૂમ ખોલી આપી. પથારી વિગેરે બધું સજાવેલું જ હતું.

'જો. પહેલા ગરમ પાણી હાથ-મો ધોવા માટે આપી જા. પછી ભાણું લાવજે. વારુ, પણ આજે શી વાનગી બની છે?' આશાભાઈ એ કોટ ઉતારતા ઉતારતા કહ્યું.'

'હોવે, પાણી તો આ લાવ્યો. અને ભાણું તો છનિયો લાવશે. વાનગીની પણ એને જ ખબર. એ રસોડામાં કામ કરે છે.'

છનિયાનુ નામ સાંભળતા જ ઉતારેલો કોટ આશાભાઈના હાથમાં જ રહી ગયો. 'અલ્યા, છનિયો ક્યાનો છે? કેટલીક ઉમરનો છે?'

આશાભાઈના પ્રશ્નથી શાંતુ ચોંકયો. કહેવું કે ન કહેવું? પણ હું ખોટું કહીશ તો યે છનિયો અહીં ભાણું પહોચાડવા તો આવશે જ ને? ત્યારે કંઈ વાત છાની રહેવાની છે? ઊલટો, હું જ ખોટો પડુ! આ શેઠિયો એના જ ગામનો લાગે છે. એમ હશે તો છનિયાના દા'ડા પૂરા થયા. માંડ બિચારો અહીં કામ પડયો છે ત્યાં આ ક્યાંથી આવી ચઢયો? મે તો હાળાને કહ્યું જ હતું કે એલા મુંબઈ ભાગ, અહીં તો કોઈ ગામવાળો આવીને ઝાલી જશે. પણ હાળામા પાણી જ ની મલે! શાંતુ આમ વિચારતો હતો ત્યાં જ આશાભાઈએ અધીરાઈથી પૂછ્યું: 'અલ્યા, જવાબ કેમ દેતો નથી?'

'સા'બ છે તો.... .......ગામનો.'

'હં, ઉમર કેટલીક?'

'પંદરેક હશે.'

'હ, ક્યારનો અહીં નોકરી કરે છે?'

'નવોસવો જ આવ્યો છે.'

'બરાબર. અલ્યા, એને તરત, જે કંઈ હોય તે, ભાણું લઈને મોકલ.'

'વારુ.' કહેતો શાંતુ પાછો ફર્યો.

'શેઠ આ એક છોકરો'

'તે શું છે એનું? હમણા ઘરાકી જોતો નથી? વારુ, ચાલ જલદી કહે, શું છે?' મેનેજર એક જૂના નોકર સાથે ગલા આગળ બેઠો વાત કરતો હતો. નોકરની સાથે એક અબૂધ છોકરો ઊભો હતો. ભારે આશાથી ઘડી મેનેજર સામે તો ઘડી નોકર સામે જોતો ઊભો હતો. સાવ ગભરૂ અને શહેરના વાતાવરણથી સાવ અજાણ્યો લાગતો હતો.

'ભાઈ, સાચું કહું તો હું આવા કશામાં નથી માનતો, પણ સગાં-વહાલાંઓ, નાતિલા, દૂકામાં લોકો શું કહેશે એ વિચારે આ બધું મને કમને કરું છું.'

છોકરીનાં લગ્નની ધમાલમાં પડેલા મનસુખભાઈ ને મેં ટોકયા એટલે એમણે અચકાતા અચકાતા કહ્યું.

'મનસુખભાઈ–' મેં ધીરેથી કહ્યું–'બીજાનો વિચાર કરતાં, તેણે શું કરવું જોઈએ એ આપણે વિચારીએ અને આપણે કશું કરવાનું આવે ત્યારે લોકો શું વિચારશે એવું વિચારીએ આ સામ્યયોગ ગજબનો કહેવાય !'

'તમારી ટકોર હું સમજું છું, પણ તમે જ જુઓ છે, કે આપણા વિચાર પ્રમાણે વર્તે છે કોણ ?'

'આપણે જ ન વર્તીએ તો બીજા શા માટે એમ વર્તે ? પહેલાં તો આપણે જ દાખલો બેસાડવો જોઈએ ! ગાધીજીએ એમના દીકરાઓને ઇગ્લેંડ–અમેરિકા ભણવા મોકલ્યા હોત તો એમની પાયાની કેળવણીની વાત કોણ માનવાનું હતું ?'

'એ તો ખરું, પણ આપણે ગાધીજી નથી એ કેમ ભૂલીએ ?'

'અરે ભાઈ, આપણે પોતે જ આપણા વિશે આવો હલકો ખ્યાલ ન બાંધીએ !'

'પણ અધેલી એટે એટલે બશેરી ઓછી થઈ જવાની હતી !'

'એ તો જડ વસ્તુની વાત થઈ. માણસનું એવું નથી, તેની સામે વિશાળ ભાવિ પડેલું છે, એ ધારે તો લાખનો યે થઈ શકે અને કોડીનો ય થઈ શકે.

'આ તમે લગ્નનો મોટો ખર્ચ માંડી બેઠા છો, તેનો જ વિચાર કરીએ. એકની એક છોકરી છે, તે માની લઉં છું, તમારી પાસે પાંચ પૈસા યે છે એ પણ ખરું–પણ તે બધું પ્રગટ કરવા માટે જલસો જ કરવો જોઈએ એવું આછું છે ? દાગીના, કપડાં, મંડપ, જમવું એ બધાં પાછળ ઓછો ખર્ચ કરો તો દીકરીને, એની માને જરા ઓછું આવી જાય, લોકો પણ ધારો કે ટીકા કરે, પણ એને બદલે પુત્રીને નામે થોડી રકમ બેંકમાં મૂકો, સીંગર મશીન આપો, એ જે કંઈ હુન્નર જાણતી હોય તેનાં સાધનો–સાહિત્ય આપો અત્યારે ભલે એ બધું એને ખારું લાગે પણ સમય જતાં એ જ ગળ્યું લાગશે. મન જરા કઠણ કરીએ તો બધું થાય.

'અને મને તો ઊંડે ઊંડે એવું પણ લાગે છે કે દીકરી ને લોકોને નામે આપણે ભલે ઠઠારો કરીએ પણ આપણામા ઊંડે ઊંડે સૂક્ષ્મ રૂપે ઠાઠ કરીને, મોભો જાળવવાની વૃત્તિ રહેલી છે, નહી તો આમ, બેધડક ઠઠારો કરવા બેસીએ નહી' !'

'તમે તો અંતર પર જ આંગળી મૂકી !' મનસુખભાઈએ આછું હસતાં કહ્યું.

'એમા ખોટું પણ શું છે ? કંઈ પણ કરતાં પહેલા આપણે વિચારીએ છીએ: લોકો શું કહેશે ? પણ આપણો આત્મા શું કહે છે ? એ કેમ એને પૂછતા–વિચારતા નથી ? અને કેમ વિચારતા નથી કે આપણા જેવી સંપત્તિવાળા સમાજમાં કેટલા ? તેઓ નાછૂટકે જે નથી કરી શકતા તે આપણે સ્વેચ્છાએ ન કરીએ એમાં જ સમાજધર્મ નથી કે ?

'આપણું બાળક મિઠાઈ ખાતું હોય ને પાડોશીનું બાળક પાસે ઓશિયાળું બનીને જોયા કરતું હોય એ આપણને શોભે ? કયાં તો અર્ધી મિઠાઈ એને પણ આપવી જોઈએ અથવા એટલો ત્યાગ ન થઈ શકતો હોય તો આપણા બાળકને પણ મિઠાઇ ન આપીએ !'

'વાત તો ખરી છે. સમાજમાં એકબીજાની ઈર્ષ્યા, અસૂયા, દ્વેષ દેખાય છે તેની પાછળ આ કારણ મુખ્ય છે.'

'ત્યારે દીકરીના લગ્ન કેવાંક ઉજવવાનો તમારો ઈરાદો છે ?'

'સાદાઈથી, સંસ્કારિતાથી, સમાજધર્મ અને સમયધર્મ પ્રમાણે.' મનસુખભાઈના ઉદ્‌ગારોમાં સંકલ્પની દૃઢતાનો રણકાર સાંભળી મને સંતોષ થયો.

ધૂળની રજ વળગવાથી તેનાં કપડાં મેલાં લાગતાં હતાં, થાકના પરસેવાથી તેનો ચહેરો ભીનો પણ ચળકતો લાગતો હતો, નાનકડો બગલથેલો અને એક લાકડી એટલાં સાધનો તેની પાસે હતાં અને તે રસ્તા પરના વડલા નીચે પોરો ખાવા બેઠો હતો.

મધ્યાહ્ન તપતો હતો. પવન પડી ગયો હતો છતાં એની એકાદ લહેરખી આવતી તે ય દઝાડતી.

'ભાઈ, અત્યારે, આમ, આટલાં જ સાધનો સાથે તમે ક્યાં જાવ છો?' તે પ્રવાસીને મેં પૂછ્યું.

'હું પગપાળા પ્રવાસે નીકળ્યો છું. ઇચ્છા તો ઘણું બધું ફરવાની છે.' પ્રવાસીએ કહ્યું.

'ઘણું સારું. પણ તમારી પાસે સામાનમાં તો ખાસ કશું નથી. જ્યાં જ્યાં ઊતરવાનું થાય ત્યાં ત્યાં લૉજ-બોર્ડીંગમાં ઊતરતા હશો?'

'ના, ના, એ તો મને પોષાય નહીં. મારી પાસે એટલું નાણું નથી ને હોય તોયે, એમ કરવું મને ગમે નહીં. તો તો મારા પ્રવાસનો ઉદ્દેશ માર્યો જાય!'

'તે શી રીતે?'

'લૉજ બોર્ડીંગનો અનુભવ લગભગ બધે જ સરખો હોય છે, અને હું તો નવાનવા અનુભવો મેળવવા, નવું નવું જોવા માટે નીકળ્યો છું. મંદિર, ધર્મશાળા, ગામચોરા એ ઊતરવાનાં સ્થળો આપણા સમાજે ક્યારનાં જ મૂક્યાં છે. તે ઉપરાંત ધરતી ને આભ તો બધે છે જ. મારા જેવા એકલપ્રવાસીને તેના ઉદ્દેશની પૂર્તિ માટે એ સ્થાનો વિશેષ યોગ્ય છે.'

'ત્યારે તો સાથે ઝાઝાં સાધનો ન જોઈએ?'

'એકલ પ્રવાસીને સ્થૂળ સાધનો જેટલાં ઓછાં હોય તેટલો પ્રવાસ સરળ થાય છે. ઝાઝાં સાધનો હોય તો તેની ચિંતામાં, તેની રખેવાળીમાં જ તેનો ઘણો ખરો સમય ચાલ્યો જાય, ને આમ પ્રવાસનો ઉદ્દેશ જ માર્યો જાય!'

'હા, તમારી વાત ઠીક છે. પણ પાસે સાધનો હોય તો સગવડ પણ મળે ને?'

'સાધનોથી મળતી સગવડ, તેમનાથી પડતી અગવડના હિસાબે ઘણી ઓછી હોય છે એવું મેં અનુભવ્યું છે. શરૂઆતમાં મેં ઝાઝાં સાધનો સાથે રાખેલાં, કેમકે મને પ્રવાસનો અનુભવ ન હતો, પણ તેની સાચવણીમાં જ હું અટવાઈ જતો, એટલે ધીરેધીરે હું ઓછાં કરતો ગયો. પરિણામે હવે હું સહેલાઈથી પ્રવાસ કરી શકું છું.'

'પણ સાધનોની ઓછપથી કોઈ વાર અકળાતા હશો જ?'

'હા. એવી લાગણી ક્યારેક થાય છે ખરી, પણ આગલો અનુભવ યાદ આવતાં જ તે દૂર થઈ જાય છે.'

'કદાચ, જ્યાં જ્યાં જતા હશો ત્યાંથી જ સગવડો મેળવી લેતા હશો.'

'ના, ના. મારું એવું ગજું નથી. ને હોય તો પણ હવે એમ ન કરું. કેમકે તેમાં યે સમય જાય, મનનું વલણ તે દિશામાં ફરે અને પ્રવાસનો આનંદ અધૂરો રહી જાય.'

'તમારી વાત વિચારવા જેવી ખરી. ત્યારે તમે પ્રવાસ ક્યા બળે જારી રાખી શકો છો?'

'પ્રવાસનો હેતુ ને તેની પ્રાપ્તિનો આનંદ એ જ મને બળ પૂરું પાડે છે. અને આમ મેં સ્થૂળ અગવડના સાધનો ઓછાં કર્યાં છે ખરાં, પણ આનંદનાં સૂક્ષ્મ સાધનો વધતાં જ જાય છે. અને તેનો ભાર લાગતો જ નથી, ઊલટું તેમનાથી બળ મળે છે, પ્રેરણા મળે છે અને તેથી જ હું મારો પ્રવાસ જારી રાખી શકું છું. વધુ ને વધુ ઉત્સાહથી આગળ વધી શકું છું.'

'તમારો અનુભવ જાણી મને આનંદ થયો. જિજ્ઞાસા થઈ એટલે પૂછ્યું. અવિવેક થયો હોય તો ક્ષમા માગી લઉં છું.'

'ના, ના. એવી જિજ્ઞાસાને બળે તો મેં પ્રવાસ આદર્યો છે. એવી જિજ્ઞાસા વિના કલ્યાણનું દર્શન સાંપડે નહીં.'

'ચાલો, જયજય !' કહીને હું છૂટો પડ્યો. પણ વિચારે મારો કેડો પકડ્યો–જીવન પણ એક દીર્ઘ પ્રવાસ જ છે ને ? તેની સરળતા માટે માણસ સ્થૂળ સાધનોની જંજાળ વધારતો જ જાય છે અને એની સાચવણમાંથી જ ઊંચો આવતો નથી ! વ્યવહાર ને વ્યવસ્થાના થાકનો માર્યો તે આગું આગળ વધી શકતો નથી અને સંસારલીલા, પ્રકૃતિલીલાનું અવલોકન પણ આગું કરી શકતો નથી. આનંદ તો ક્યાંથી પામે ? આ પ્રવાસીએ તો મને જીવનની દિશા પણ બતાવી !

☆

## ભાગવતનું ગુફા–મંદિર

ભાગવત, સંસ્કૃત સાહિત્યનો એક ઉત્તમ ગ્રંથ છે. આખા ભારત વર્ષ પર તથા બધા વૈષ્ણવો પર ગીતા કરતાય એ ગ્રંથની વિશેષ અસર થઈ છે. પરંતુ બીજા પ્રાન્તના કવિઓની રીત શી છે? યા તો આખા ભાગવત પર લખશે અને જો તેના એક ભાગ પર લખવું હશે તો દશમ સ્કંધ પર લખશે. જે કોઈએ શ્રીમદ્‌ભાગવત પર લખ્યું છે એમણે બેમાથી એક કામ કર્યું છે. દશમ સ્કંધ ભગવાન શ્રીકૃષ્ણ–લીલાનો વખાણ કરનારો ભગવાનનો મધુરતમ અંશ છ. ચૈતન્ય મહાપ્રભુ, વલ્લભાચાર્ય આદિ વૈષ્ણવ સંતો એ દશમ સ્કંધ પર પોષાયા છે. પરંતુ મહારાષ્ટ્રમા એકનાથ ભાગવતધર્મી હોવા છતા, અને કૃષ્ણલીલાના વિષયમા એમને અત્યંત આદર હતો તો પણ એમણે એકાદશ સ્કંધ ચૂંટ્યો! એ જ એમને ભાગવતનો શ્રેષ્ઠ ભાગ જણાયો. વ્યકિત–નિરપેક્ષ શ્રીકૃષ્ણ–ચરિત્ર એમા પણ છે. એટલે એમા ત્યાં વ્યક્તિ શ્રી કૃષ્ણનો લોપ નથી થતો. પરંતુ જ્યા દશમ સ્કંધમાં શ્રીકૃષ્ણ વ્યક્તિ રૂપે પ્રગટ થાય છે એ જ એકાદશ સ્કંધમા એમનુ વ્યક્તિત્વ બોધરૂપમા પ્રગટ થાય છે. મહાભારતમા ભગવાન શ્રીકૃષ્ણ સર્વત્ર વ્યક્તિ–રૂપમા વિરાજમાન છે. એટલે જ્ઞાનદેવે ગીતા પસંદ કરી અને એમના પગલે પગલે એકનાથે એકાદશ સ્કંધ પસંદ કર્યો !

આ રીતે સંસ્કૃત સાહિત્યનો સારભૂત ભાગ ચૂંટી લેવાની દષ્ટિ મહારાષ્ટ્રના સંતોએ રાખી–એટલા માટે મરાઠીભાષાને અજંતા ઇલોરાની ગુફાઓનો વૈભવ પ્રાપ્ત થયો. એ પણ જ્ઞાનદેવે લખ્યું છે–કેલેં **જ્ઞાનદેવેં ગીતે દેશીકાર લેણેં**–જ્ઞાનદેવે ગીતાને માટે દેશી 'લેણુ' નું સર્જન કર્યું. ('લેણે' શબ્દના મરાઠીમા બે અર્થ થાય છેઃ એક તો ઘરેણા, ઝવેરાત, અલંકાર અને બીજો–પહાડમા બનેલું ગુફા મંદિર.)

અહીં 'લેણે' શબ્દનો શણગાર, આભુષણ, આભરણ, ઘરેણા અર્થ નથી. એવા સ્થૂળ અર્થમાં જ્ઞાનદેવે 'લેણે' શબ્દપ્રયોગ કર્યો નથી જ્ઞાનદેવની નજર ઇલોરા અને અજંતાના ગુફા–મંદિરો તરફ છે. ગુફા–મંદિરોમા શું હોય છે? ત્યા બે પદાર્થો નથી હોતા, એક જ હોય છે–પહાડ. એક જ પહાડમાથી આખું મંદિર બનેલું હોય છે. સામાન્ય ઇમારતમાં તમે જોશો તો એમા અનેક જાતના પદાર્થો વપરાયેલા જણાશે. પરંતુ ગુફા–મંદિરમા તો માત્ર એક જ પદાર્થ–પહાડ જ હોય છે. તે જ રીતે ગીતામા જે સાર છે એમાં કશીય વધઘટ કર્યા વિના તેને જેમ ને તેમ રાખી કોતરી કાઢવામાં આવ્યો છે. બધો વૈભવ એ પથ્થરમા છુપાયેલો હતો. કારીગરે એને પ્રગટ કર્યો અને આપણને ત્યાં ઇલોરાનું ગુફા–મંદિર જ જાણે દેખાવા લાગ્યું. ગીતામાં ઘણોખરો અંશ પ્રગટ છે અને ઘણો છુપાયેલો છે. એ છુપાયેલો અંશ મૂળમાં હતો જ–જ્ઞાનદેવે કેવળ એને પ્રગટ કર્યો!

–વિનોબા

☆

મહારાષ્ટ્રમાં ફરતા એક વાર કોંકણના એક ગામમાં ગયો. ખાવાનુ ખરીદવા એક દુકાને ગયો. વિચાર્યું કે કંઈ ન મળે તો પણ ચૂડો તો મળશે! પરંતુ પૂછતા ખબર પડી કે ચૂડો નથી મળતો. મેં પૂછ્યુંઃ 'એમ કેમ?' તો જવાબ મળ્યો કે, 'ચૂડો ઘરમા રાખવામાં આવે છે. દુકાનમાં નહીં.' જે ચીજ ઘરમા છે તે દુકાનેથી કોણ ખરીદે? જે દરેક પાસે છે તેના પર કોઈ ગર્વ કેમ કરે? –વિનોબા

એક માણસને પાછલા વયે અધાપો આવ્યો તે એકલો જ હતો. પાસે પૈસા સારા પ્રમાણમાં એટલે તે રાંધનારી ને નોકર રાખી તેમની પાસે ઘરકામ કરાવતો એટલે તેને ખાસ અગવડ પડતી નહીં. તેનું ઘર સાધારણ હતું. પાસે પૈસો હોવા છતાં તેણે નવું ઘર બંધાવવાનો વિચાર ન કર્યો. હવે મારે તે કેટલાં વર્ષ જીવવું છે? કોને માટે બંધાઉં અને મારે એકલાને પડી રહેવા માટે તો આ પૂરતું છે એમ તે વિચારતો.

પણ પાછલી વયે અંધાપો આવતાં એની મુશ્કેલીઓ વધી પડી. અંતનું કહીએ એવું કોઈ માણસ નથી, રાતી રાતે ઘરમાં ગણિયું ભરાવી કોઈ બધું લૂંટી જાય તો પણ ખબર ન પડે. દાદર તો એવો કે હવે તો હું ચડતાં જ ગબડી પડું. પાણિયારા-ચોકડી તો લપસાવી દે એવી છે. એવા વિચારે એણે એક વિશ્વાસુ માણસને વચ્ચે રાખી નાનકડું પણ મજબૂત નવું ઘર બંધાવ્યું. ખંડમાં હિંચકો હોય તો બેસવા થાય એમ ધારી હિંચકો મુકાવ્યો. ભીંતે આડી ખીંટીએ હોય તો આઘે સુધી ફંફોસતા ફંફોસતા જવું ને અથડાવું ન પડે એમ ધારીને જ્યાં ને ત્યાં ખીંટીઓ મુકાવી. ઘરને થે ટેકો રહે ને મને ય ચાલતાં થોભવાને ટેકો થાય એમ વિચારી વચ્ચે વચ્ચે થાંભલા પણ મુકાવ્યા. આમ કર્યું હોય તો આ સગવડ થાય એ વિચારે ઘરમાં અનેક સગવડો કરાવી. આઘે ન જવું પડે એટલે નજીકમાં પાયખાનું કરાવ્યું. પછી તે નવા ઘરમાં રહેવા લાગ્યો.

ઘરમાં નોકર રાખેલ તે અંધને મદદ કરે.

પણ જૂનું ઘર ગમે તેવું તોય જાણીતું હતું. બધી જગ્યા, બધી વસ્તુઓ જાણીતી એટલે આધારે આધારે અંધ આખા ઘરમાં કોઈની મદદ વિના ફરી શકતો. પણ નવા ઘરમાં બધું જ નવું, બધું જ અજાણ્યું—એનાથી એકલા ફરી શકાય જ નહીં. ક્યાંક હિંચકો આવ્યો, ક્યાં ખીંટી વાગી, પેલી ... થાંભલા સાથે ભટકાયો—એમ ચાલ્યા જ કરે. ... તો ઠીક કે નોકરને હાક મારી તેને સાથે ... ય, પણ રાત્રે શું? નોકર રાત્રે ય રાખીએ તો કોઈ દિવસ દાનત બગડે તો તે ઘર સાફ કરીને ચાલતો થાય ને ધોળે દિ' એ નથી દેખાતું તો રાતે શું દેખાવાનું હતું? એ વિચારે તે નોકરને રાતે ઘરે રાખતો નહીં.

એક દિ'એ રાત્રે હાજતે જતાં પગથિયું ચૂકતાં એવો પડ્યો કે તરત ઊઠી શક્યો નહીં. એની ચીસ ને ઉંહકારા સાંભળી પાડોશી દોડી આવ્યા પણ બારણું બંધ, અંદર કેમ આવે? છેવટે કળેથી બારણું ઉતારી અંદર આવ્યા ને અંધને ઊપાડીને ખાટલે નાખ્યો. સારા નસીબે તેને બહુ ઈજા થઈ ન હતી. પ્રાથમિક સારવારથી તેનું કળ વળી.

પણ એ પ્રસંગે તેને ચેતવ્યો. બીજે દિવસે તેણે પોતાના હિતચિંતકોને બોલાવી વાત કરી કે શેની મુશ્કેલીમાંથી કેવી રીતે ઉગરવું?

નોમા વૃદ્ધ અને અનુભવી એવા કેશવકાકાએ થોડો વિચાર કરીને કહ્યું: તેં તારી સગવડ માટે નવું ઘર બાંધ્યું એ જ તારી મુશ્કેલીનું કારણ છે. બધું જ તને નવું ને અજાણ્યું. અંધને તો બધું જાણીતું હોય તો આધારે આધારે આગળ વધે. ખરો ઉકેલ તો એ છે કે આ સગવડને નામે જ્યાં ને ત્યાં તેં અંતરાયો ઊભા કર્યા છે તે કાઢી નાખ. તારા માટે સાવ સાદી એક રૂમ જ રાખ ને તેમાં જોઈતી જ વસ્તુઓ રાખ. રાચરચીલું તારે શા કામનું? ઘરમાં હોય તો કોઈની દાનત બગડે ને? તે બધું કાઢી નાખ. પાંજરાનો જીવ પણ બે ઠામાં મૂકી દે, તારી કુટુંબ ઘરડી પણ શરીરે સમથી ને એકલી છે તેને બોલાવી લે. તેને નાને ય થોડો પગાર એકમાં મૂક એટલે જીવ દઈને તારી સેવા કરે. પણ વાત વાતમાં હાક મારમાર ન કરતો, નહીં તો એય કંટાળી જશે. બસ બાકી તો બધું છોડી હરિનું નામ લે. અમારા જેવા હવે ઘડીએ ઘડી બેસવા આવીશું તેથી તને ય રાહત રહેશે. ગળે ઊતરે છે મારી વાત?'

'બરાબર ઊતરે છે હવે, તમે કહ્યું તેમ કરવા તમે જ ગોઠવણ કરો કે શું?' અંધે કહ્યું.

બીજા દિવસ પછી ઉપર પ્રમાણેની વ્યવસ્થા થઈ જતાં અંધે ખરેખર રાહત અનુભવી. અ

# આભારનું મોતી

'શાન્તમ્'

આકાશમાંથી આગ વરસી રહી હતી. કહેવાય છે કે મહાદેવનો ક્રોધ અત્યંત પ્રજ્વલિત થાય ત્યારે તેમના કપાળમાં રહેલું ત્રીજું નયન ખૂલે. ને ત્રીજું નયન ખૂલતાં વેંત સામે આવનાર વસ્તુઓ તરત જ બળીને ભસ્મ થઈ જાય. સૂરજદેવે કેટલામું નયન ખોલ્યુ હશે તેની તો મને જાણ નથી. પણ મહાદેવના ત્રીજા નયન સાથે એમણે હોડ બકી હોય એવું તો અવશ્ય કહી શકાય. રસ્તા પરનો ડામર ઓગળી રહ્યો હતો. લોકો આમતેમ, મકાનોના કંજુસ છાંયડામાં ભરાઈને, ફૂટપાથની કોરે, મકાનના ઓટલા સાથે ઘસાતા ચાલતાં હતા એક વૃદ્ધ મજૂરણ સુરત શહેરના લાલગેટના રસ્તા પરથી પસાર થઈ રહી હતી. માથા પર મોટો ગોળ સૂંડલો ને સૂંડલામાં કોરા કાગળની બાંધેલી નાની નાની થપ્પીઓ સીંચી હતી. વૃદ્ધા ફૂટપાથ પર નહોતી ચાલતી. સૂંડલામા સીંચેલો કાગળનો ડુંગર દુકાનોનાં છાપરાંમાં અથડાઈ પડે એવો ભય હશે. ગમે તેમ પણ સૂરજદેવના પ્રકોપની એ પૂરો ભોગ બની હતી: પણ બહાર વરસતી આગ કરતાં ય કદાચ પોતાના પામર પેટમા અદકી આગ ભભૂકતી હશે. નહીં તો આવી જઈફ ઉંમરે ને તાકાતહીન દૂબળા શરીરે–તેય બળતા બપોર ટાણે, બેચાર આના ખાતર કોણ મજૂરી કરવા નીકળે? દશ્ય ખરેખર કરુણા ઉપજાવે એવું હતું કોઈ પણ સહૃદયી માનવ એ કારુણ્યમૂર્તિને જોઈ વર્તમાન સમાજ રચનાને અભિશાપે તો નવાઈ નહીં. વૃદ્ધા પરાણે રસ્તો કાપતી હોય એવું લાગતું હતું. ત્યાં ભારથી માથું તપ્યું હશે તેથી શક્તિહીન હાથો વડે સૂંડલો માથાથી સહેજ ઊંચો કરવા પ્રયત્ન કર્યો. પણ એમાં તો જાણે ચૌદ બ્રહ્માંડનો ભાર હતો. ઊલટું સમતોલપણું ગુમાવ્યું ને કાગળની એક થપ્પી ઉથલી નીચે પડી. હવે ડોશીમા કરે શું? માથા પર વજન એટલુ હતું કે સૂંડલો માથા પર રાખી જમીન પર બેસી શકાય એમ ન હતું ને બેસી શકે તો થપ્પી લઈ ખડકાયેલી ટોચ પર હાથ પહોંચાડી મૂકી શકે શી રીતે? ને વજન સાથે પાછા ઊભા થવું તો તેથી ય મુશ્કેલ! બિચારી નિરુપાય બની. એના દિલમાં કેવી કેવી દર્દમય લાગણીઓ ઉમટી હશે તે તો રામ જાણે. આખરે એને માર્ગ સૂઝ્યો. ચાર પુરુષો ટોળટપ્પાં હાંકતા ફૂટપાથ પરથી પસાર થઈ રહ્યા હતા. એણે એમને મદદ માટે બૂમ પાડી. પણ ભૂખ અને થાકથી અધમુઈ થયેલી ડોશીમાના કંઠમાંથી મોટો અવાજ ન નીકળ્યો. કદાચ એ અવાજ તે પથિકોના કર્ણપટ પર અથડાયો યે હોય. પણ તેમનાં દિલમાં દયાનું કમળ ઊગે તો ને! 'રસ્તામાં એવાં મૂઢ પશુ જેવાં તો બહુ અથડાતાં ફરવાના. એ બધાં માટે દયા લઈને ફરતાં ક્યા પાર આવે?' એવા વિચારથી ય આંખ આડા કાન કરી પસાર થઈ ગયા હોય. વૃદ્ધાનો નિસ્તેજ કરચલીઓવાળો ચહેરો વધુ નિસ્તેજ બન્યો પરસેવેથી રેબઝેબ અંગો કાંપવાં લાગ્યાં. ને પેલી નૂરહીણી બે આંખો વધુ ને વધુ ઊંડે ઊતરવા લાગી.

ત્યા સામેથી એક જુવાન–કલાકાર જેવો લાગતો–આવતો હતો. ખાદીનો પંજાબી સુરવાલ, ખાદીનો રેશમી ઝભ્ભો, હાથમાં શોભતી સુંદર બેગ, રતુમડા ગાલ, આંખ પર જાડી ફ્રેમના રાળયામણા ચશ્મા, અને માથાના હોળેલા સુંદર વાંકડિયાં ઝુલ્ફા– એ બધાં એની સપ્રમાણ તંદુરસ્ત કાયાને ભારે આકર્ષક બનાવતાં હતાં.

આ જુવાનને તો બોલાવવાની હિંમત સુદ્ધાં ડોશીમા ન કરી શકી. એને થયુ હશે, 'આવો ફૂટડો જુવાન આવું હીણું કામ કરશે?'

પેલો જુવાન તો વિના બોલાવ્યે ડોશીમા તરફ જઈ રહ્યો હતો. નજીક આવી, વાંકા વળી, પડેલી કાગળની થપ્પી ઉપાડી તે બોલ્યો–'મા, સહેજ નીચાં નમો.' ડોશીમા જેમ તેમ સહેજ નીચી નમી. ને જુવાને થપ્પી બરાબર ગોઠવી દીધી. પછી કહ્યું—'જાઓ મા.' જુવાને જોયુ તો ડોશીમાના હોઠ કાંપતા હતા ને જમાની આંખના પાણામાંથી એક અશ્રુબિન્દુ માર્ગ કાઢી રહ્યું હતું.

જેણે સૌરાષ્ટ્રના નિર્વાસિતગૃહને, 'પુરુષાર્થીગૃહ'માં પલટી નાખ્યું તે વ્યક્તિ સાચે જ વંદનીય છે કેમકે પુરુષાર્થીગૃહમાં નિવાસિત બહેનો અને ભાઈઓનું સન્માન તો સચવાય જ છે, પણ તે સાથે એવા ગૃહના કાર્યકર્તાઓની ભાવનાને પણ વધારે શુદ્ધ બનાવી દે છે. તે લોકોની સેવાથી ગૃહ એક મંદિર બની જાય છે અને તેમના પુરુષાર્થના કામમાં તેમને પુરુષોત્તમના આશીર્વાદ મળે છે 'નિર્વાસિતગૃહ' નામ જ અપમાનજનક છે, દેશના માણસો પોતાના જ દેશમાં નિર્વાસિત ! આ તો એવું થયું કે જગન્નાથના જગતમાં આપણે અનાથ હોઈએ !

પણ દુઃખની વાત એ છે કે પુરુષાર્થની સાત્ત્વિક ભાવનાનો ખૂબ અભાવ હજી પુરુષાર્થીગૃહોની આજુબાજુ—અને કોઈવાર અંદર પણ—દેખાય છે જે ગામ અથવા શહેરમાં પુરુષાર્થીગૃહો છે ત્યાંના લોકોએ ગૃહોમાં રહેનારાઓને, ત્યાં આવ્યાને દશ વર્ષ થઈ ગયા છતાં નથી અપનાવ્યા પાકિસ્તાનથી આવેલા ભાઈબહેનોથી તેઓ અલગ જ રહે છે, જેવી રીતે ગોરા લોકો દક્ષિણ આફ્રિકામાં મૂળ રહેવાસીઓથી અલગ રહે છે વ્યાપારી અથવા વ્યવહારુ સંબંધ સિવાય એ લોકો સાથે બીજો કોઈ જાતનો વ્યક્તિગત અથવા કૌટુમ્બિક પ્રેમભાવ બાંધ્યો નથી ઘણી વાર પુરુષાર્થીગૃહમાં રહેનારાઓના દુઃખ સુખમાં પણ તેઓ કોઈ જાતનો ભાગ લેતા નથી કોઈ કોઈ વાર એવું પણ જોવામાં આવે છે કે એવા પુરુષાર્થીગૃહમાં કોઈ ભાઈ ગુજરી ગયો ને તેની નનામી ઊંચકવા માટે ગામમાંથી ચાર ભાઈઓ પણ ન આવ્યા ! વ્યાપાર અથવા વ્યવહારના ક્ષેત્રોમાં પણ ગામ કે શહેરના અમુક લોકોએ સિંધ, પંજાબ, પૂર્વ બંગાળથી આવેલા લોકોની લાચારીનો અનુચિત લાભ ઉઠાવ્યો હોય એવું પણ બન્યું છે એટલે સુધી કે પાકિસ્તાનથી આવેલી બહેનો દિવસે પણ પૂરી નિર્ભયતાથી ગામ કે શહેરમાંથી જઈ શકતી નથી

શહેર કે ગામના લોકો વચ્ચે પાકિસ્તાનથી આવેલા ભાઈ-બહેનો તરફ પુરુષાર્થની ભાવનાનો અભાવ તો છે જ, પણ સરકારના કારકુનો વચ્ચે તો આ અભાવ એટલી હદ સુધી વધી ગયો છે કે દરેક દેશભક્ત કે સેવકને તે સાલે છે કેટલાએ પુરુષાર્થીગૃહોના મકાનોની દુર્દશા પ્રભુની આંખોમાં આંસુ લાવે એવી છે વરસાદમાં છાપરાં માંથી વોંધી પાણી ગળે છે, દીવાલો તૂટેલી છે, ગલીઓ કચરાથી ભરાયેલી છે, પીવા ને બીજા ઉપયોગમાં લેવા માટે દૂર દૂરથી પાણી લાવવું પડે છે, પાયખાનાનો યે સંતોષકારક પ્રબંધ નથી કારકુનો આ બધું જુએ છે, પણ કાંઈ સુધારો નથી કરતા એના બચાવમાં તેઓ ઘણી વાર એમ કહે છે કે, 'કેન્દ્રની સરકારે હજી નાણાં મંજૂર નથી કર્યાં !' જ્યારે કેન્દ્રની સરકારને પૂછવામાં આવે છે ત્યારે જવાબ મળે છે કે, 'નાણાં તો ક્યારના મંજૂર થઈ ગયા છે અને પ્રાન્તિય સરકારને મોકલવામાં આવ્યા છે' અને જો પ્રાંતિય સરકાર સ્થાનિક કારકુનને કાંઈ કોઈ વાર નાણાં મોકલી પણ આપે છે તો તેના કબજામાંથી પુરુષાર્થીગૃહોમાં રહેનારાઓની સેવા માટે નાણાં કઢાવવા સાપના મોઢામાંથી તેનો શિકાર કઢાવવા જેટલું મુશ્કેલ છે હા, સાપને થોડું પાઈએ તો વળી તેનો છુટકારો થાય ખરો !

પણ સરકાર તો એક સંસ્થા છે અને પ્રત્યેક સંસ્થા પેઠે તેમાં યે વ્યક્તિગત સહાનુભૂતિનો અભાવ છે પણ શહેર કે ગામના લોકો તો નજરે જુએ છે કે પુરુષાર્થીગૃહોમાં જાતજાતના દુઃખોનો પાર નથી

પોતાની પાડોશમાં જ, આસપાસ રહેતા, દૂર દૂરથી વતન છોડીને આવેલા માણસો ભૂખ્યા અને અર્ધ નગ્ન હોય ત્યારે લોકોને શી રીતે ખાવા પીવાનું, પહેરવા-ઓઢવાનું ગમતું હશે ? બાર માસના બે કટકા થયા તોયે સ્વાર્થનો આ સહેજ જરા પણ ઓછો નથી થયો માણસની માણસાઈ

ક્યાં ચાલી ગઈ? જો આપણે સહાનુભૂતિ અને સહકારની વૃત્તિઓનો વિકાસ સાચા ધર્મ, સાચા શિક્ષણ દ્વારા નહીં કરશું તો આ પણા દેશના હજીયે વધારે ભાગલા પાડવાની બીક છે. આપણી સ્વતંત્રતાનું પણ અપહરણ થઈ જશે. તેથી જ તો સંત વિનોબાજી અને સમાજવાદમાં સંપૂર્ણ વિશ્વાસ ધરાવનારા પંડિત જવાહરલાલ આપણને દરરોજ સર્વોદયની સાત્વિક ભાવના કેળવવાની ભલામણ કર્યા કરે છે.

હે, ભગવાન અમારા હૃદયનાં બંધ દ્વારો ક્યારે ઉઘાડશે? શું પ્રલયના તોફાન વિના તે કદી યે નહીં ખૂલે?

☆

## એકાંગી-વિચારદર્શન

માણસની વિચારશક્તિ ઘટી ગઈ છે એવું નથી લાગતુ, પણ તે એકાંગી થઈ હોય એવું જણાય છે. માણસ વિચારતો નથી એવુ નથી, ઘણું વિચારે છે પણ તેમા મુખ્યત્વે પોતાનો જ વિચાર હોય છે. તે બીજાનો વિચાર કરે છે છતા વાસ્તવમા પોતાનો જ વિચાર કરે છે. એ શી રીતે? શેઠ, નોકરનો વિચાર કરે જ છે, પણ તે કેટલો સસ્તો પડે, કેટલો ઉપયોગી થઈ પડે એ દૃષ્ટિએ. હું એને આપીશ એટલા પગારમા એનો નિર્વાહ થશે, જે કામ ચીંધીશ એમાં એની શક્તિનો વિકાસ થશે? એવો વિચાર એમા નથી હોતો. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ઓછેવત્તે અંશે માણસ આ જ દૃષ્ટિએ વિચારે છે. એટલે ખરું જોતા માણસ જગત આખાનો વિચાર કરે છે ત્યારે પણ પોતાનો જ વિચાર કરતો હોય છે! બીજો મને કેટલો ઉપયોગી છે, લાભકર્તા છે એમ એ વિચારે છે પણ સામે પક્ષે પોતે તેને કેટલો ઉપયોગી અને લાભકર્તા છે કે થઈ શકે તે, તે વિચારતો નથી.

આ થયું એકાંગી વિચાર-દર્શન.

માણસ વિશ્વ આખામા આંટો મારી આવે છે તોયે તે વાસ્તવમાં પોતાનાથી આગળ ગયો હોય એવું ભાગ્યે જ દેખાય છે! આ કથન વિરોધાભાસી લાગશે-છતાં સાચું છે.

ઊલટું, એકાંતમાં બેઠેલો પરોપકારી, સમાજધર્મી માણસ, પોતાનુ સ્થાન તેણે છોડયું ન હોય તોયે, ઘણો આગળ નીકળી ગયો હોય છે.

માણસ, વિશ્વમા ઘણું ઘણું જુએ છે, કઈ દૃષ્ટિએ? આ મારું છે? મારું થઇ શકે? હોઈ શકે? આમ 'હું' પ્રગટ થાઉં છું, દેખાઉં છું? એ જ દૃષ્ટિએ તેનુ 'દર્શન' હોય છે.

માણસે આવી મર્યાદા કેમ સ્વીકારી લીધી? પોતાના ફરતી સ્વાર્થની વાડ કેમ ઊભી કરી દીધી ને પોતે તેમા કેમ કેદ થયો? એણે પોતાની શક્તિમા અને બીજાની માણસાઈનો વિશ્વાસ ખોયો એટલે.

મારી વસ્તુ આને આપીશ પણ મને જ્યારે જરૂર પડે ત્યારે નહી મળે, અને હુ મુશ્કેલીમાં મુકાઈ જઈશ. આવા વિચારે આત્માના વ્યાપક સ્વભાવને તેણે માત્ર પોતાનામાં જ સંકેલીને સમાવી લીધો.

પણ તે સાથે તેણે જીવનની નિરાત પણ ખોઈ. પોતાના બચાવના પ્રયાસમાં જ એની જિંદગી વહી જાય છે. બીજા પ્રત્યેની શંકાના અજંપામાં એ સુખના સાધનો વચ્ચે ય બેચેન રહે છે. પાની મે મીન પ્યાસી જેવો એનો ઘાટ છે. વિશ્વની સમૃદ્ધિ ગઈ કાલ કરતા આજે બેશક વધી છે. છતાં જીવનના પ્રશ્નો ઘટવાને બદલે ઊલટા વધ્યા છે. તે માણસ-માણસ વચ્ચેની શુભ ભાવના વિશેના અવિશ્વાસને કારણે.

એકાંગી વિચાર-દર્શનનો ત્યાગ કરી ફરી સમાજધર્મની સ્થાપના કર્યા વિના માનવ-સમાજના પ્રશ્નોનો ઉકેલ આવવાનો નથી.

# અરાજકતાની એક ઝલક!

—વિમલાબહેન

તે દિવસે ડિબ્રૂગઢથી ગૌહટી જવાનુ હતુ એક્સપ્રેસમા બેસવા માટે હુ તિનસુકિયા પહોચી ગાર્ડને પૂછ્યુ 'આ ગાડીમા સ્ત્રીઓ માટેનો બીજા વર્ગનો ડબ્બો છે?' જવાબ મળ્યો—'છે!' ક ડક્ટર ગાર્ડ સાથે આવ્યો જોયુ તો ડબ્બામા છ—સાત સજ્જનો બેઠા હતા, એક—બે સૂતા હતા કડક્ટર ગાર્ડે કહ્યુ 'તમે આ ડબ્બામાથી ઊતરી જાઓ, આ સ્ત્રીઓનો ડબ્બો છે' સજ્જનોમાથી એકે જવાબ આપ્યો 'પહેલા, બીજા ડબ્બામા જગા કરી આપો, પછી ઊતરીશુ, તે વિના નહી' મે કહ્યુ 'ભાઈ, આ પ્રશ્ન જુદો છે પ્રથમ, સ્ત્રીઓના ડબ્બામાથી તમે ઊતરો!'

એક સજ્જન જે ઉપલા બર્થ પર બેઠા હતા, અશુદ્ધ અગ્રેજીમા બોલી ઊઠ્યા 'અમે કઈ અસભ્ય લોકો છીએ? જાનવર છીએ? અમે સ્ત્રીઓને કોઈ નુકસાન થોડુ કરવાના છીએ? હવે પરદાનો જમાનો નથી રહ્યો સ્ત્રીઓ પુરુષના ડબ્બામા ચઢે છે, એમને કોઈ ઉતારતુ નથી અમે નહી ઊતરીએ, નહી ઊતરીએ'

મે કહ્યુ, 'સ્ત્રીઓ માટે અલગ ડબ્બા ન હોવા જોઈએ, તે માટે તમે બધા મળીને રેલ્વે સામે આદોલન કરો લડો અમને એમા વાધો નથી પણ હમણા તો તમારે ડબ્બામાથી ઊતરવુ પડશે નહીં તો ગાડી આગળ નહી વધે હુ એને સ્ટેશનની બહાર નહીં જવા દઉં!'

ઉત્તર મળ્યો 'કરવુ હોય તે કરો અમે નહીં ઊતરીએ'

કડક્ટર—ગાર્ડે આખા સ્ટાફને બોલાવ્યો ગાર્ડ બહુ સમજાવ્યા જે ભાષામા વાતચીત ચાલી તે લખવા યોગ્ય નથી.

અર્ધો કલાક સુધી તકરાર ચાલી ગાર્ડે જ્યારે કહ્યુ કે જ્યા સુધી સ્ત્રીઓના ડબ્બામાથી પુરુષ ઉતારુઓ ઊતરે નહી ત્યા સુધી હુ ગાડી ચલાવીશ નહી, ત્યારે અગ્રેજી, આસામી, બગાલી—અનેક ભાષામા અસભ્ય શબ્દો ઉચ્ચારતા ઉચ્ચારતા એ લોકો ઊતર્યા. મારા શરીર પર ખાદીના કપડા જોઈને કોગ્રેસ અને સરકાર સાથે મારો સબધ જોડી દીધો! ડબ્બા આગળ ચાળીસ પચાસ માણસો ભેગા થયા હતા ગાડી જ્યા સુધી ઊપડી નહીં ત્યા સુધી ઊભા રહીને મને ઉપદેશ દેતા રહ્યા કે યુરોપમા સ્ત્રીઓ કેવી નિર્ભયતાથી ફરે છે, રશિયામા શુ થાય છે, આ બગાળી નગ્નેરી સ્ત્રીએ પુરુષોને હેરાન કર્યા, ઇત્યાદિ

જેમતેમ ગાડી આગળ વધી ડબ્બામા બીજી બહેનો પણ હતી એક બહેનને રાત્રે અઢી વાગે ઊતરવાનુ હતુ ઊતરવા માટે જ્યા ડબ્બાનુ બારણુ ખોલ્યુ કે તરત પુરુષ ઉતારુઓ અદર ઘૂસવા લાગ્યા! અદરથી બધી બહેનો કહેતી હતી કે, 'આ સ્ત્રીઓનો ડબ્બો છે મહેરબાની કરી અદર ન આવો અદરથી ઊતરી જાઓ

'ગાર્ડે કહ્યુ છે આમા ચઢો

મે કહ્યુ 'ગાર્ડને બોલાવો

'અમે નહી બોલાવીએ જરૂર હોય તો તમે જાવ ગાર્ડ પાસે અમે કોઈ રાક્ષસ છીએ કે, તમને ખાઈ જવાના? અમે નહી ઊતરીએ.'

મે ઘણી દલીલ કરી તોય માન્યુ નહી છેવટે હુ ઊતરીને ગાર્ડ પાસે ગઈ સ્ટેશન માસ્તર, ટી ટી કડક્ટર, ગાર્ડ—બધા મારી સાથે આવ્યા

તિનસુકિયા સ્ટેશને બનેલા બનાવનુ પુનરાવર્તન થયુ મારે માટે મૂર્ખ દુષ્ટ, ક્રૂર, બેવકૂફ, આદિ અગ્રેજી વિશેષણોની ભેટ એમણે ધરી!

સ્ટેશન—સ્ટાફ, ગાર્ડ, આદિ નિરાશ થઈને પાછા ફરવા લાગ્યા ગાર્ડે પુરુષ ઉતારુઓને કહ્યુ, 'ગાડીમા બીજા વર્ગમા જગ્યા નથી, તમે ત્રીજા વર્ગમા જાઓ, હુ તમને પ્રમાણપત્ર આપુ છુ તમને ટીકિટ ડમણી જશે જ્યારે સ્ત્રીઓના ડબ્બામા સ્ત્રીઓ તમારી સામે વાધો ઉઠાવે ત્યારે તમારે નિયમ પ્રમાણે ઊતરી જવુ જોઈએ'

પેલા ભાઈ બીજાઈને બોલ્યા 'હુ ત્રીજા વર્ગમા મુસાફરી કરી શકતો નથી મને મારુ સન્માન

છે. હું ત્રીજા વર્ગનો જાનવર નથી !'

મેં મનમાં કહ્યું: 'હા ભાઈ, તારી પાસે આત્મ-સન્માન ને ઈજ્જત તો હાસીઠાંસીને ભરેલા છે, એટલે તો અર્ધી રાત્રે સ્ત્રીઓના ડબ્બામા લડાઈ કરે છે ને ?'

છેવટે ગાર્ડે પોતાના ડબ્બામાં બેસવાનું આ આસન આપ્યુ . એમાંના એકે બહાર નીકળીને મને ઉદ્દેશીને બહાર ઊભેલા ટોળાને જે કંઈ કહ્યુ તે, સ્ત્રી પ્રત્યે આ દેશની જે દૃષ્ટિ છે તેનો એક નમૂનો હતો.

આ ક્રમ લગાતાર ચાલતો જ રહ્યો કોઈ સ્ટેશને કોઈ બહેનને ઊતરવાનું થતું કે આ જ રીતે અંદર બેસવા માટે પુરુષો જબરદસ્તી કરતા ! બારણું ખૂલ્યું કે લોકો અંદર ઘૂસ્યા !

હું છેલ્લા પાંચ વર્ષથી લગાતાર મુસાફરી કરુ છું. સ્ત્રીઓના ડબ્બામા પુરુષો ચઢી જાય છે, ગાર્ડને બોલાવી એમને ઉતારવા પડે છે, એવો અનુભવ અગાઉ પણ થયો છે પરંતુ ગાર્ડ, કંડક્ટર ટી ટી., આખુ ટોળું આવે છતા ઊતરે નહીં, એમની સાથે ઝગડો થાય એવું બહું ઓછુ જોયું છે.

માન્યું કે ડબ્બા પર સ્ત્રીનું ચિત્ર ન હતું. માન્યુ કે રેલ્વેમાં આજકાલ બહુ ભ્રષ્ટાચાર ચાલે છે અને લોકો ખોટેખોટું લખી દે છે 'લેડીઝ કમ્પાર્ટમેન્ટ' અને પોતાના સબંધીઓને બેસાડી દે છે. માન્યું કે આજકાલ મુસાફરોને ડબ્બામા પૂરી જગ્યા મળતી નથી. પરંતુ જનતાને હું પૂછું છું કે આ રીતે વર્તવું યોગ્ય છે? જ્યારે સ્ત્રીઓના ડબ્બામાના મુસાફરો મના કરતાં હોય, ત્યારે જીદ કરીને ચઢવુ, એમની સાથે ગંદી, અપમાનજનક ભાષામાં વાતો કરવી, રેલ્વે અધિકારીઓ સાથે અનુચિત વ્યવહાર કરવો, એ બધું સારું છે? આજે એવા લોકો થોડા છે, પરંતુ એમનો પુરુષાર્થ જોવા માટે સો-પચાસ માણસો તમાશો જોવા ભેગા મળે છે અને તે કૌતુકભરી નજરે એમને પ્રોત્સાહન આપે છે. આ જ ક્રમ ચાલુ રહ્યો તો સ્ત્રીઓ માટે સ્વતંત્ર રીતે મુસાફરી કરવી મુશ્કેલ થઈ જશે.

રેલ્વેવાળાઓને હું કહું છું કે સ્ત્રીઓ માટેના ડબ્બા પર સ્ત્રીનુ ચિત્ર રાખવામા આવે છે તેની ખાસ જરૂર છે તે રાખવું જ જોઈએ. ગાડીમાં જગા ન હોય તો ટિકિટ ન આપવી જોઈએ. રેલ્વે-અધિકારીઓએ નિયમોનું પાલન કરવું જોઈએ. તેઓ એમ નહી કરે તો તેમની વાણીમાં મુસાફરોને સમજાવવાની શક્તિ ક્યાંથી આવશે ?

જીવનના હર ક્ષેત્રમાં હું અરાજકતાની ઝલક જોઈ રહી છું. એને કાયદો ને પોલીસ રોકી શકશે નહીં. જનતાએ જ સાવધાન થઈ જવું જોઈએ. અન્યાયને પ્રોત્સાહન આપવું, લાંચ દઈને અન્યાય સામે નમવાની આદત છોડી દેવી જોઈએ. આ દેશની શાંતિ અને એકતા લોકોના હાથમાં છે, એટલે આ પ્રશ્ન મેં જનતા સામે શ્રદ્ધાપૂર્વક મૂકયો છે. આમાં કોઈ વ્યક્તિ પ્રત્યે ફરિયાદ નથી. આ એક સામાજિક સમસ્યા છે, જેનું નિરાકરણ સહયોગ તથા સ્નેહથી આપણે સહુ કરી શકીશું. આશા છે, જનતા એ વિશે ધ્યાન દેશે. ['ભૂદાન યજ્ઞ']

## ગાંધી-પ્રતિમા જોઈને

'ળયામણા આ શહેરની શોભા વધી:
રિયામ રસ્તા પર અમે
પી, તમારી છે ઊભી પ્રતિમા ખડી !

રા તમે !
ડગો કદમ આગળ ફરી ભરતા નથી !
રદન જરી ઊંચી કરી,
હી રહ્યુ જે
(રોજ પૂજાતી તમારી હાજરીમાં !)
એ તરફ
ક્યારે ય આછી યે નજર કરતા નથી ?
ને રાતરે
ફ્લડ લાઈટથી શોભા અધિક
દેવી અહીં સરજાય છે ?
ખુલ્લી તમારી
પાંસળીએ પાંસળી દેખાય છે !

દલિત બુચ

# ભક્તિ કેળવવીએ, ઝનૂન નહીં

—જિજ્ઞાસુ

આચાર્ય શ્રી કૃપાલાનીએ મધ્યસ્થ ધારાસભામાં, નાણાંપ્રધાને પરદેશમાં નાણાં મેળવવા જે પ્રયાસો કર્યા તેની ચર્ચા દરમ્યાન જે કેટલીક ટીકાઓ કરી તે વિશે પં. નહેરુ આદિએ કહ્યુ કે એમના જેવાએ આવું ન બોલવું જોઈએ.

આ નાનકડો પ્રસંગ, લોકશાસનમાં જેમને શ્રદ્ધા છે તેમને માટે અત્યંત ચિંતનીય છે,

જો કે, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાથી માંડીને દેશની સ્વરાજ્યની સંસ્થા સુધી વિરોધ પક્ષ તરફથી રોજરોજ એવું કહેવાતું જ હોય છે.

સત્તાસ્થાને બેઠેલા પક્ષ તરફથી કોઈ સારું કાર્ય થતું હોય તો યે તેમાથી છીદ્રો શોધી તેની વધારેમાં વધારે ટીકા કરવી અને એ જ પોતાનું કાર્ય છે એવી વિરોધ પક્ષની કાર્યપ્રણાલી જણાય છે. પં. નહેરુ જેવી પ્રતિભા જ્યારે સામે હોય છે ત્યારે એવું વલણ નરમ પડતું દેખાય છે, બાકી તો વિરોધના તીખા સૂરો છેડાયા જ કરતા હોય છે.

એનાથી વિરુદ્ધ, સત્તાસ્થાને બેઠેલા પક્ષના માણસને સત્તારુઢ પક્ષના કોઈ કાર્યમાં ભૂલ જણાતી હોય તો પણ વિરોધપક્ષે તેની ટીકા કરી એટલે આપણે તેનો મજબૂત બચાવ કરવો જ જોઈએ—એવું વલણ દેખાય છે.

આ ખેંચતાણમાં મૂળ પ્રશ્ન અને જેને એ વિશે વધારે લાગેવળગે છે એ પ્રજા—બન્ને વિસરાઈ જતાં લાગે છે.

આના મૂળમાં આપણે જે વધુમતિનું શાસન સ્વીકાર્યું છે તે જ મોટો ભાગ ભજવે છે.

સત્તારુઢ પક્ષ પોતાની સ્થિતિ મજબૂત કરવા સતત પ્રયાસ કરતો રહે છે તો વિરોધ પક્ષ તેને પાંગળો બનાવવાના યત્નોમાં જ રોકાઈ જતો દેખાય છે.

સરમુખત્યારી શાસનમા તો વિરોધીઓને કોઈ તક જ હોતી નથી એટલે તેઓ ગુપ્ત કાવતરાં કરતા હોય છે. તેનાથી લોકશાસનની ઉપલી સ્થિતિ દેખીતી રીતે સારી છે પણ તે સર્વથા ઈષ્ટ નથી.

અમુક વ્યક્તિ પોતાના ક્ષેત્રમાં ઊંચુ સ્થાન ધરાવતી હોય અને તેની શક્તિનો દેશના હિતમાં ઉપયોગ થઈ શકે એમ હોવા છતાં તે સત્તારુઢ પક્ષમાં ન હોય અથવા એના મતની ન હોય—તેમ વિરોધ પક્ષમાં પણ ન હોય—એટલા માત્રથી તે નિરૂપયોગી થઈ જતી દેખાય, એ કરુણ પરિસ્થિતિ છે.

ડૉ. રાધાકૃષ્ણનને જે સ્થાન અત્યારે આપવામાં આવ્યુ છે તે એમની સત્તારુઢ પક્ષ પ્રત્યેની ભક્તિ કે સેવાને કારણે નહીં, પણ તેમના ક્ષેત્રમાંના પોતાના ઊંચા સ્થાનને કારણે. અને આપણે જોઈએ છીએ કે એનાથી દેશને લાભ જ થયો છે. સત્તારુઢ પક્ષની વિશાળ દૃષ્ટિનું એ પરિણામ છે. આ જ નીતિ જાહેર સેવાનાં બધાં ક્ષેત્રોમાં અપનાવીને દેશહિતના વિવિધ કાર્યોમાં એવી પક્ષનિરપેક્ષ વિશિષ્ટ વ્યક્તિઓની શક્તિનો લાભ લેવાય એ ઈષ્ટ છે.

ઘણીવાર એમ બને છે કે એવી વ્યક્તિને કોઈ કારણસર યોગ્ય સ્થાન ન મળ્યું હોય ત્યારે ક્યાં તો તે નિષ્ક્રિય થાય છે કે પ્રગટ વિરોધમાં, અસંતોષમાં સપડાય છે સરવાળે તેને અને દેશને થોડું ઘણું નુકશાન થાય છે.

પોતાની કલ્પેલી અવજ્ઞાથી કોઈ વ્યક્તિ તેના ધર્મથી ચળી જાય એનો અર્થ એવો પણ થાય કે તે કસોટીમાંથી પાર ઊતરી શકી નહીં.

અને પોતાની શક્તિનો ઉપયોગ દેશહિતાર્થે કરવા માટે મને એકાદ પદ મળવું જ જોઈએ એ વિચાર પણ યોગ્ય નથી.

કેટલાકોએ ગાંધીજી પર એક આરોપ વારંવાર મૂક્યો છે કે બાપુએ રાજકારણમાં ધર્મ અને આધ્યાત્મિક્તાને નાહક ભેળવી દીધાં.

પણ લોકશાસનના ઉપર વર્ણવેલા અને એવાં બીજાં અનેક અનિષ્ટો—જે લગભગ અનિવાર્ય થઈ પડ્યાં છે, તેના મૂળમાં શું છે ? રાજકારણ એટલે રાજકારણ, બીજું કશું નહીં, એવા એકાંગી વિચારમાંથી જ એ અનિષ્ટો જન્મ્યાનું જણાશે.

ધર્મ અને આધ્યાત્મિકતા જેણે સાચા અર્થમા પચાવ્યા છે તે નરી વિરોધ ખાતર વિરોધ કે બચાવ ખાતર બચાવની એકપક્ષી નીતિનો સ્વીકાર નહીં કરે સત્તારૂઢ પક્ષ સામે, તેને કોઈપણ રીતે ઊથલાવી પાડવાનું કાવતરુ ન કરે, સત્તારૂઢ પક્ષમા હોય તો વિરોધ પક્ષનો છે માટે ખોટો જ છે એમ માની ન લે.

ઉચ્ચ જીવનના જે ધ્રુવ સત્યો, મૂલ્યો છે તેને રાજકારણમા સ્થાન નથી એવુ કંઈક મનાવાને કારણે એકદરે પોતાને લાભકારી હોય તેવુ જ બને પક્ષો ઓછાવત્તા પ્રમાણમા વિચારતા હોય એવું જણાય છે

પણ માનવ નતે, સમાજ અને રાજ્યની સસ્થાઓ શા માટે રચી છે? બહેતર જીવનની વ્યવસ્થા માટે એ સસ્થાઓ દ્વારા જીવનને વધારે ઉચ્ચ બનાવવાની જ નેમ છે કે બીજી? તો પછી ઉચ્ચ જીવનના ધ્રુવ સત્યોથી તે અલગ શી રીતે રહી શકે?

સમૂહમા રહેવુ હોય તો સસ્થાઓ રચ્યા વિના ચાલે નહીં એ અનિવાર્ય પરિસ્થિતિ છે અને સસ્થા ગમે તેમ પણ એક તત્ર, યત્ર છે એટલે તેમા વ્યક્તિની કે તેના વ્યક્તિત્વની અવગણના પણ થાય—એ પણ અનિવાર્ય પરિસ્થિતિ છે આ મુશ્કેલ પરિસ્થિતિનો ઉકેલ તો ગાંધીજીએ બતાવેલા માર્ગે નીકળી શકે એમ જણાય છે

જે ચિરતન જીવન મૂલ્યો આપણે આપણા માટે સ્વીકારીએ, તે બીજા બધા માટે પણ સ્વીકારીએ એનુ પાલન અમુક ક્ષેત્રમા જ થાય અને અમુકમા ન જ થાય એવા આગ્રહના મતવ્યો ત્યાગીએ આ માર્ગ વાળો અને કસોટી કરનારો ખરો, પણ અનેક ગૂચવણોનો ધીમે પણ ટેવટનો ઉકેલ કરનારો છે

જગતની વર્તમાન રાજ્યપદ્ધતિઓમા લોકશાસનની પદ્ધતિ વધારે સારી જણાઈ છે અને આપણે તેનો સ્વીકાર કર્યો છે છતા તે વિદેશની આયાત છે વિદેશની છે માટે જ તેમા ઊણપ હોય એવુ નથી આપણી જ હોત તોય તેની દેખાની મર્યાદા અને ઊણપો મટી જાત નહીં છતા આપણી જ હોત તો તેની સ્થાપનાથી જે પ્રશ્નો દરેક ક્ષેત્રે ઊભા થાય છે તે કદાચ ઊભા ન થાત કે એટલા જટિલ ન હોત

કોઈ એક જ ક્ષેત્રમા દરેક વ્યક્તિનો વિકાસ થાય એમ આપણે માનતા નથી. તો પછી બધા ક્ષેત્રો રાજકીય ક્ષેત્રની સીધી કે આડકતરી અસર કે વ્યવસ્થામા આવે તો જ તેનો ખરો વિકાસ થાય એમ માનવુ કે વર્તવુ ભૂલભરેલુ નથી?

સુરાજ્યની એક વ્યાખ્યા છે કે તેણે પ્રજા પર ઓછામા ઓછુ રાજ્ય કરવુ કેમ કે તો જ ખુદ રાજ્યસત્તાને ટકાવી રાખનારા સામાજિક બળોનો વધારે વિકાસ થાય

શિક્ષણ, સાહિત્ય અને અન્ય સમાજ—કલ્યાણના ક્ષેત્રો જેટલા રાજકીય અસરથી મુક્ત હશે તેટલા તે પોતાનુ દૈવત વધારે દાખવી શકશે

જગતમા કોઈ વિચાર કે કોઈ સસ્થા છેવટની નથી, એ ઇતિહાસ સાફ બતાવે છે, એમા સમયે સમયે ફેરફાર અને શુદ્ધિ થયા જ કરે છે આટલુ સ્વીકારીએ તો જે વિચાર, જે પદ્ધતિમા આપણને વિશ્વાસ છે—તેમા આપણી ભક્તિ જાગે પણ ઝનૂન મરી જાય મિશન કદી જેહાદનુ રૂપ ધારણ નહીં કરે કેટલાક ધર્મોએ ઇતિહાસના કોઈ કોઈ તબક્કે જેહાદનુ રૂપ ધારણ કરેલુ જણાય છે, તેનુ કારણ એ જ કે તેણે પોતાને છેવટનો માનવાની ભૂલ કરી હતી તેના કેવા ભયકર પરિણામો આવ્યા તે ઇતિહાસ કહે જ છે ત્રીજા વિશ્વયુદ્ધનો જે ભય ડોકિયા કરે છે તે પણ અમુક અમુક રાજ્યપદ્ધતિ પ્રત્યે અમુક અમુક દેશોને ભક્તિ છે માટે નહીં, પણ ઝનૂન છે, તેને કારણે જ જે અવિચારી કૃત્ય કોઈક ધર્મે કર્યું તે હવે રાજ્ય કરવા માગે છે કેમ કે, રાજ્ય એ જ ધર્મ એવો ભ્રમ પણ ફેલાવા લાગ્યો છે!

આવા ભ્રમમાથી આપણે ઉગરી જઈએ, પોતાને દેખાતા સત્ય પ્રત્યે ભક્તિ ભલે કેળવીએ, પણ ઝનૂન તો ગાળી જ નાખીએ તેમ થશે તો આપણુ લોકશાસન જરૂર કોઈ વધારે સારી રાજ્યપદ્ધતિ સ્થાપી શકશે

# હરસ્વામીએ ગામ છોડ્યું

પહેલાના સમયની આ વાત છે.

પુણ્યસલિલા ભાગીરથી ગંગાને તીરે કુસુમપુર નામે એક નાનકડું ગામ વસ્યું હતું. એ ગામમાં હરસ્વામી નામે એક પવિત્ર સાધુ રહેતો હતો. બધાં તીર્થોની યાત્રા કરી આવ્યા પછી એણે કુસુમપુરમાં સ્થાયી નિવાસ કર્યો હતો. એ સાચા અર્થમાં ત્યાગી સાધુ હતો. વળી તે જાતનો બ્રાહ્મણ હતો. અને ઈશ્વરસાધનામાં જીવન ગુજારતો અને જે કંઈ ભિક્ષા મળે તેનાથી પોતાનો નિર્વાહ ચલાવતો. સદ્ચરિત્રથી ઘણા ભાવકો તેને આદર અને શ્રદ્ધાની નજરે જોતા.

એક દિવસ હરસ્વામી ગામમાં ભિક્ષા લેવા નીકળ્યા. સારા ગામમા પણ કોઈ ખરાબ માણસ તો હોય જ. એવા એક માણસે હરસ્વામીને જોયા. પેલો માણસ હરસ્વામી કેવા છે તે વિશે કશું જાણ તો ન હતો, હરસ્વામીને ઓળખતો ન હતો. પેલા દુષ્ટને શું સૂઝ્યુ તે એણે હરસ્વામી તરફ આગળી ચીંધીને ત્યાં કેટલાક લોકો હાજર હતા તેમને કહ્યું: 'જોયો પેલો ભામટો આવે છે તેને? નામ ત્યારે ભિક્ષાનું, અને કામ ત્યારે નાના છોકરાઓના અપહરણ કરવાનું! આને બરાબર ઓળખી લેજો, લોકોનાં નાનાં બાળકોને લલચાવી લઈ જાય છે અને પછી તેને ખાઈ જાય છે!'

ટોળામાં એક એના જેવો જ બીજો ગપ્પી હતો તે બોલી ઊઠ્યો 'હા, હા. મેં પણ સાંભળ્યું છે કે એ છોકરાઓને ચોરી જાય છે!'

બસ, પછી શું જોઈએ? શંકા ભૂત ને મંછા ડાકણ જેવો ઘાટ થયો. બધાં કહેવા લાગ્યા: 'હા, આવા સાધુઓ છોકરાઓને લઈ જાય છે. અલ્યા, આપણા છોકરાવને સંભાળજો, ને ચાલો ઘરમાં. એવાને કોઈ ભિક્ષા ન દેજો!'

ધીરેધીરે આખા ગામમાં અફવા ફેલાઈ ગઈ કે પેલો હરસ્વામી છોકરા લઈ જાય છે અને મારી ખાય છે. કોણ કોને પૂછવા બેસે છે કે ભાઈ, વાત સાચી છે કે ખોટી? અફવાને થોડું કંઈ મોંમાથું હોય છે? એ તો આ નાકેથી ચાલી તે ઠેઠ બીજે નાકે પહોંચવાની!

હરસ્વામી ગામમાં ભિક્ષા લેવાં નીકળે ત્યારે લોકો તેની સામે ભયની નજરે જુએ. બાળકો રસ્તામાં રમતાં હોય તો અંદર બોલાવીને બારણાં બંધ કરી દે! અંદર રહ્યે રહ્યે એકબીજાને હરસ્વામીને બતાવીને કહે, 'જોયો પેલો ચાલ્યો એ સાધુને? કાળમુખો, કાળજાના કટકા જેવાં બાળકોને મારીને ખાય છે!'

આખા ગામમાં એક પ્રકારનો ત્રાસ ફેલાઈ ગયો. બાળકોની સ્વતંત્રતા પર બંધન આવી ગયું. જરા આમતેમ જવા દે નહીં. વડીલો કહે કે અલ્યા, 'રમવું હોય તો ઘરમાં રમ, બહાર પગ મૂકવાનો નથી. પેલો બાવો લઈ જશે, ને ખાઈ જશે!'

બાળકો પણ અદૃશ્ય ભયથી બ્હી જતાં.

બધાં અંદર-અંદર વિચારવા લાગ્યા કે ગામમાંથી આ બલાને કાઢવી કી રીતે? દિનરાત ક્યાં બાળકોને સાચવીએ? અને તોય, લાગ સાધીને એ તો કોઈ ને કોઈ બાળકને ઉઠાવી જ જાય છે. એવું કંઈક કરવુ જોઈએ.

હરસ્વામી જાતે બ્રાહ્મણ એટલે બ્રાહ્મણોનું પંચ મળ્યું. વાદવિવાદને અંતે સૌએ એકમતે નક્કી કર્યું કે હરસ્વામીને ગામની બહાર કાઢવો.

પંચ એટલે પરમેશ્વર! અગાઉ પંચની સત્તા સામાન્ય ન હતી. પંચની સામે ગમેતેવા ચમરબંધનું પણ ચાલતું નહીં.

હરસ્વામીને ગામમાંથી કાઢવાનું નક્કી તો કર્યું પણ તેની ખબર તેમને કહેવા કોણ જાય? કોઈ તૈયાર થાય નહીં. બધાના મનમા ડર પેસી ગયેલો કે હરસ્વામી ભયંકર માણસ છે. જે માણસ કુમળા બાળકોને ખાઈ જાય તેનું ભલું પૂછવું! ક્યાંક આપણને જ ગતપ્રાણ ન કરી નાખે!

આખરે કેટલાક માણસોએ બધાં સાથે હરસ્વામીને ત્યાં જઈને પંચનો આદેશ સંભળાવ્યો

# 'પ્યારાબાપુ'ના ગ્રાહક બંધુઓને

આવતા અંકથી આપનું લવાજમ પૂરું થાય છે નવા વરસનું લવાજમ મનીઑર્ડરથી જ મોકલવા વિનંતી છે મોડામા મોડું પંદરમી જાન્યુઆરી સુધીમા મોકલી આપશો જેથી અંક અટકે નહીં.

લવાજમ મનીઑર્ડરથી જ મોકલશો તો વી. પીના વધારાનો નવ આનાનો ખર્ચ બચી જશે વળી વી. પી થી અંક ક્રમવાર જ મોકલી શકાય અને પોસ્ટઑફિસ દરરોજ એકી સાથે ગણત્રીના જ વી પી. સ્વીકારે છે આમ આપને નવા વરસનો અંક ઘણો મોડો મળવાનો સંભવ છે. આશા છે કે ગ્રાહક બંધુઓ વ્યવસ્થાની સરળતા ખાતર નવા વરસનું લવાજમ પંદરમી જાન્યુઆરી સુધી મનીઑર્ડરથી જ મોકલી આપે સાથે ગ્રાહક નંબર અવશ્ય લખવો

ચાલુ વર્ષે ગ્રાહક બની આપે અમને જે સહકાર આપ્યો છે તે માટે અમે આભારી છીએ, આશા છે કે એવો જ સહકાર નવા વર્ષે પણ આપશો

'પ્યારા બાપુ' માસિકને વધારે સુંદર અને ઉપયોગી બનાવવાના અમારા પ્રયાસ ચાલુ છે તે આપ છેલ્લા અંકો પરથી જોઈ શકશો

આફ્રિકાના મિત્રો ૧૭ શિલિંગ પોસ્ટલ ઑર્ડરથી મોકલી આપે અથવા નીચેના સરનામે લવાજમ ભરી દેવું

શ્રી પ્રભુદાસ જ વજરીઆ, પો બો ન ૧૨૬ નૈરોબી. કેન્યા કોલોની

'પ્યારા બાપુ' કાર્યાલય રૂપાયતન, જૂનાગઢ

## હરેડ બંધાણી

☆

હું શ્રમનો બંધાણી હરેડ,
મારો ધંધો ધીંગી ખેડ,
હું શ્રમનો બંધાણી હરેડ.

પ્હો ફાટે તે પ્હેલાં જાગું,
જાગું, ખેતર ઢાળો ભાગું;
ભરતો જઈ માટીને સલામ,
કરતો પાણી સાથ પરેડ,
હું શ્રમનો બંધાણી હરેડ.

લીલુંછમ ખેતરનું પાતર,
ચણતાં એમાં પંખી માતર,
એને ભાળી મારો રુદિયો
બસ રાજી રાજીના રેડ,
હું શ્રમનો બંધાણી હરેડ.

બળિયા બળદો મારા બેલી,
ભાગ્યની વાતો ગાલાવેલી,
મારું કરમ કરડી, રેઢાળી,
મારું કિસ્મત કરમી કેડ,
હું શ્રમનો બંધાણી હરેડ.

આ ધરતી સૌની સહિયારી,
સહિયારી આકાશ–અટારી,
મીટ જે માડે એનો મેઘ,
ખંતે ખેડે એની ખેડ,
હું શ્રમનો બંધાણી હરેડ.

ધૂળમાંથી હું ધાન પકાવું,
ભોંમાં હું ભગવાન બતાવું,
ધારું તો ધરતી પર લાવું
સૂરગંગાની દૂધિયા સેડ,
હું શ્રમનો બંધાણી હરેડ.

અમૃત ઘાયલ

## રૂપાયતનને ચોતરેથી

☆

સત્ય ને સૌન્દર્ય–બે સાકાર સામે
નીરખ્યાં, ને નીરખતાં તો નેત્ર શું નિર્વાણ પામે.
કાળજૂનાં કેટલાં મોજાં વહ્યાં !
ને છતાં બંને અઢેલી એક બીજાને રહ્યાં
લીલવર્ણી સોડ તાણી
વીંધતી પ્રેમંડને જાણે વહાવે મૂક વાણી;
એક બસ આરામથી સાથે પડી
રોજ કરતાં ગેબની એ ગોઠડી.

કોઇ સોંસરવો પડચો શું શબ્દ કાને ?
કે સુણ્યો ગુંજાર મીઠો કોઈ ગાને ?
આ અચળ સામે પહાડી આકૃતિ
ચેતનાવંતી જગાડે શી સ્મૃતિ !
દેવશિલ્પીનો મડા સંદેશ જાણે
આ અઢેલીને પડચા પાષાણથી સૂતેલ પ્રાણે
જાગતો—ધારી સ્વરૂપો ઝંખનાની ઝાળનાં
આજ ધુમ્મસઘોર સૌ પડદા હટાવી કાળના.

વાહ ! ગાંધી ને ગુરુના જ્યાં નિહાળું બે ચહેરા
ખળભળી ઊઠે થરો અંધારઘેરા,
અંચળા જડતા તણા ભાંગી પડે,
કોઈ લાવા ધીખતો ઊંચે ચડે :
'કેમ સૂતો સોડ તાણી ? ના અમે છોડી ધરા,
ધૂળ ખંખેરી ઊભો થા ! આંખ ચોળી જો જરા !'
—જોતજોતામાં અને હું ભાન મારું ખોઉં છું,
બે સ્વરૂપો આભને ભરતાં ઊભેલા જોઉં છું.
આંખનો ભ્રમ તો નથી ! ના, ના, મને આજે ઘટ્યું,
સત્ય ને સૌન્દર્ય તો ના પથ્થરોમાં પોઢતું.
આંખ મારી અંતરે પાછી ફરે,
ભૂલ કો' ભાંગી રહ્યું છે ભીતરે,
—ને પડે પડ પ્રાણના તોડી વછોડી
જાગતી હું જોઉં છું એ જુગલ જોડી.

મકરંદ દવે

'રૂપાયતન'ને ચોતરેથી દેખાતું અવધૂત ગિરનારનું સ્વરૂપ ટાગોર અને ગાંધીજીનું વિભૂતિ-દર્શન કરાવે છે. બંને એકબીજાને મસ્તક અડાડી, જુદીજુદી દિશામાં ચરણ લંબાવી પોઢયા જણાય છે ખરા, પણ તેઓ તો જાગતા અને જગાડતા રહ્યા છે. એવા એક દર્શને કવિ-હૃદયને ઢંઢોળ્યું અને મળી 'રૂપાયતન ને ચોતરેથી' કવિતા. —સં.